શેઠશ્રી ઉજમશી ભાઈ ...?

શ્રી દેવભદ્રાચાર્ય મહારાજ વિરચિતઃ-

# શ્રી કથા રત્ન કોશ

( પ્રથમ ભાગ )

જેમાં સમ્યક્ત્વાદિના તેત્રીશ સામાન્ય ગુણો, પંચ અણુવ્રતના સત્તર વિશેષ ગુણોનું સુંદર સ્વરૂપ, તથા ગુણ દોષનું નિરૂપણ, તેને લગતી પ્રાસંગિક, મૌલિક, અનુપમ, નહિ જાણેલી, સાંભળેલી નવિન, પચાશ કથાઓ, અન્ય અનેક અંતરકથાઓ, ઋતુ, ઉપવન, રાત્રિ, યુદ્ધ, સત્પુરુષોના માર્ગો, છીંક, રાજ્ય લક્ષણો, સામુદ્રિક, રત્ન-પરીક્ષા, તેમજ વ્યવહારિક, રાજકીય, સામાજિક, નૈતિક વગેરે વિષયો; દેવ ગુરુ ધર્મ, જિનપૂજા વગેરેનું સ્વરૂપ, ઉપધાન, ધ્વજારોપણ, પ્રતિષ્ઠા, વગેરે ધાર્મિક વિધાનોનું વર્ણન, અનંતકાય વગેરેના સદોષપણા માટે ધાર્મિક વિચારો વગેરે અનેક વિષયો આવેલા છે.



પ્રસિદ્ધકર્તા.-

શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.

વીર સંવત ૨૪૭૭   આત્મ સંવત ૫૬   અને ૧૯૫૬   વિક્રમ ૨૦૦૭

શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાળા નં. ૮૮

પ્રકાશક:-
ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ
( સાહિત્યભૂષણ )
શ્રી જૈન આત્માનંદ સભા
( તરફથી )-ભાવનગર.

अनंतविज्ञानविशुद्धरूपं, निरस्तमोहादिपरस्वरूपम् ।
नरामरेंद्रैः कृतचारुभक्तिं, नमामि तीर्थेशमनंतशक्तिम् ॥ १ ॥

જેમનું વિજ્ઞાન અનંત છે, જેમનું સ્વરૂપ નિર્મલ છે, જેણે મોહ અજ્ઞાનાદિ પરસ્વરૂપને ટાળેલું છે, અને મનુષ્યોના ઇંદ્ર-ચક્રવર્તીઓએ તથા દેવતાઓના ઇંદ્રોએ જેમની મનોહર ભક્તિ કરેલી છે એવા અનંત શક્તિવાળા શ્રી તીર્થંકર પ્રભુને નમસ્કાર કરું છું.



## સર્વ ધર્મકૃત્યોમાં સમ્યક્ત્વની પ્રધાનતા.

" सम्मत्तमेव मूलं निद्दिट्ठं जिनवरेहिं धम्मस्स ।
एगंपि धम्मकिच्चं न तं विणा सोहए नियमा "

શ્રી જિનલાભસૂરિ.

"જિનવરોએ ધર્મનું મૂળ સમ્યક્ત્વને કહેલું છે, કારણ કે શુદ્ધ સમ્યક્ત્વવડે જ આત્મરૂપી ભૂમિ નિર્મળ થઇ શકે છે ( જેમ ચિત્રકારે પ્રથમ ભૂમિને શુદ્ધ કર્યા પછી તે ભૂમિ ઉપર ચિતરેલા ચિત્રો જેમ અસાધારણ રીતે શોભી ઉઠે છે તેમ ) તેથી સર્વ ધર્મના કૃત્યો સમ્યક્ત્વવડે આત્મશુદ્ધિ કર્યા વિના એક પણ ધર્મકૃત્ય શોભતું નથી, જેથી ભવ્યાત્માઓએ પ્રથમ સમ્યક્ત્વવડે જ પોતાની આત્મશુદ્ધિને વિષે પ્રયત્ન કરવો.



મુદ્રક :-
શાહ ગુલાબચંદ લલ્લુભાઈ
શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ
દાણાપીઠ-ભાવનગર.



# નિવેદન.

આ શ્રી કથારત્નકોષ નામનો કથાનુયોગ( કથા સાહિત્ય )નો ગ્રંથ પૂજ્ય શ્રી દેવભદ્રાચાર્ય મહારાજે સં. ૧૧૫૮ માં પ્રાકૃતભાષામા શુમારે સાડાઅગીઆરહજાર શ્લોક પ્રમાણમાં રચ્યો છે. આ અતિ મહત્વનો, દુર્લભ કથાગ્રંથ( મૂળ )નુ સાક્ષરશિરોમણિ પરમ કૃપાળુ મુનિરાજશ્રી પુણ્ય-વિજયજી મહારાજે અતિ પરિશ્રમે સંશોધન કરી પ્રકાશન કરવા આ સભાને સુપ્રત કરવાથી તે મૂળ ગ્રંથ સં. ૨૦૦૦ની સાલમા પ્રતાકારે પ્રગટ કરવામાં આવ્યો છે. તે મૂળ ગ્રંથમાં તેની મહામૂલી, સંપૂર્ણ માહિતિવાળી પ્રસ્તાવના ગુજરાતી ભાષામાં કૃપાળુ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે લખેલી સાથેજ છપાયેલી છે; જેમાં કથા સાહિત્યની ઉપયોગિતા, જૈન પ્રવચનમાં કથાનુયોગનુ સ્થાન, દ્રવ્યાનુયોગ વગેરે ચાર અનુયોગમાં કથાનુયોગની સમજ અને તેમાં કથાનુયોગનું વિશિષ્ટ સ્થાન કેમ છે? તે સંબંધી મહત્વપૂર્ણ વિવેચન, કથાના પ્રકારો અને કથાવસ્તુ, કથારત્નકોષનો પરિચય અને તેના પ્રણેતા શ્રીમાન દેવભદ્રાચાર્ય મહારાજે રચ્યા પછી તેની વિશિષ્ટતાને લઇને તે ગ્રંથ એટલી બધી ખ્યાતિ પામ્યો હતો કે પાછળથી અન્ય પૂજ્ય આચાર્ય મહારાજાઓએ પોતાની કૃતિના ગ્રંથોમાં જે અનુકરણ અને અવતરણ કરેલાં છે તે સંબંધી હકીકત, મૂળ ગ્રંથના સંશોધન માટે અન્ય પ્રતિઓના લીધેલા આધારોની નોંધ વગેરે સર્વે મૂળ ગ્રંથની પ્રસ્તાવનામા બહુ જ વિસ્તારથી આપવામાં આવેલ છે. પ્રસ્તુત ગ્રંથના સંશોધનકાર્યમા અને વિષમપદાર્થોદ્યોતક ટિપ્પણી કરવામાં કૃપાળુ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે બહુ જ સાવધાનતાપૂર્વક પ્રયત્ન સેવ્યા છે તેટલું જ નહિં પરંતુ તે મૂળ ગ્રંથની પ્રસ્તાવનાના પા ૧૦ મે અન્ય પ્રતિઓના જે આધારો લીધા છે તેમા ( ખ ) નિશાનીવાળી પ્રત ઘણી અશુદ્ધ, કેટલેક સ્થળે પંક્તિઓની પંક્તિઓ જેટલા પાઠો પડી ગયેલા, લેખકની અજ્ઞાનતાવડે અક્ષરોની ફેર-બદલી, ઘણી અસ્તવ્યસ્તતા અને છેવટે પ્રશસ્તિને સદંતર ભૂંસી નાખવાના થયેલા પ્રયોગો વગેરે સંશોધન માટેની વિકટ પરિસ્થિતિ તે પ્રતમાં હોવા છતાં, કૃપાળુ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે અતિ પરિશ્રમે વિદ્વત્તાપૂર્ણ રીતે જેટલુ વાંચી શકયા છે તેટલો ઉતારો મૂળ ગ્રંથની પ્રસ્તાવનાના પાને ૧૨ મે જે આપેલો છે તે સાક્ષરો, વિદ્વાનો વગેરે અવલોકન કરશે તો તેઓને કૃપાળુ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજના બહુશ્રુતપણું, અપરિમિત જ્ઞાન અને વિદ્વત્તાપૂર્ણ સંશોધનપણા માટે બહુમાન ઉત્પન્ન થયા સિવાય રહેશે જ નહિં.

જેથી આ નિરંતરના પઠન, પાઠન અને ઉપયોગી ગ્રંથની સરલ અને વિદ્વત્તાપૂર્ણ તે પ્રસ્તાવના મૂળ ગ્રંથમાં આપવાથી તે ( મૂળ ) ગ્રંથનુ મહત્વ અતિ ઘણું વધી જતાં આ જૈન કથા સાહિત્યનો અતિ

મૂલ્યવાન ગ્રંથ બની ગયેલ છે, જેથી તે જ *પ્રસ્તાવના આ અનુવાદ ગ્રંથની અનુપમતા વધવા માટે સાથે જ આપવામાં આવી છે. જેથી આ ગ્રથ પણ કેટલો મહત્વનો, છે તે આ ગ્રંથની શરૂઆતમાં આપેલી તે પ્રસ્તાવના પ્રથમ મનનપૂર્વક વાંચવાથી સમજી શકાશે, તેટલું જ નહિં પરંતુ તેમાં આવેલા સમ્યક્ત્વ વગેરેના ગુણોનું સ્વરૂપ અને તેને લગતી આપેલી સુંદર કથાઓ વાચતા આલ્હાદ ઉત્પન્ન થવા સાથે નિરંતરના અભ્યાસ અને મનન કરવાથી છેવટ આત્મકલ્યાણ પણ સાધી શકાય છે.

પૂજ્ય શ્રી દેવભદ્રસૂરિ મહારાજની કૃતિના મૂળ ગ્રથોનું વિવેચન તે પ્રસ્તાવનામાં જે આપેલું છે તેમાંથી આ સભા તરફથી બે ગ્રંથોના અનુવાદો અને આ ગ્રંથ મૂળ અને અનુવાદ સાથેનું પ્રકાશન થયેલું છે, તેની નોંધ અહિં આપવી યોગ્ય લાગે છે.

૧ **શ્રી મહાવીર પ્રભુ ચરિત્ર**—આ મૂળ ગ્રથના રચયિતા પરમ પૂજ્ય **શ્રી દેવભદ્રસૂરિ** આચાર્ય પદારૂઢ થયાં પહેલાં તેઓશ્રીનું નામ શ્રી ગુણચંદ્રગણી હતું, તે વખતે સં. ૧૧૩૯ની સાલમાં તે મૂળ ગ્રંથ પ્રાકૃત ભાષામાં ૧૨૦૨૫ શ્લોક પ્રમાણ વિસ્તારપૂર્વક ચરિત્ર રચ્યું હતું જેનો અનુવાદ કરાવી (ભાષાંતર) સચિત્ર આ સભા તરફથી સંવત ૧૯૯૪ની સાલમાં પ્રગટ થયેલ છે.

૨ **કથારત્નકોષ**—મૂળ ગ્રથ આચાર્ય પદારૂઢ થયા પછી પ્રાકૃત વગેરે ભાષામાં સુમારે ૧૧૫૦૦ શ્લોક-પ્રમાણ સંવત ૧૧૫૮ માં રચેલ છે, તે આગળ જણાવ્યા પ્રમાણે સં. ૨૦૦૦ ની સાલમાં મૂળ ગ્રથનું પ્રકાશન થયેલ છે, અને તેના અનુવાદના પ્રથમ ભાગનું આ પ્રકાશન છે અને બીજો બાકીનો સપૂર્ણ ભાગ તૈયાર થાય છે તે જેમ બને તેમ વેળાસર પ્રગટ કરવામાં આવશે.

૩. **શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચરિત્ર**—મૂળગ્રથ પ્રાકૃત ભાષામાં શુમારે દશ હજાર શ્લોકપ્રમાણ સં. ૧૧૬૮ની સાલમાં રચેલો છે, જેનો અનુવાદ (ભાષાંતર) કરાવી સચિત્ર સભા તરફથી સંવત ૨૦૦૫ની સાલમાં પ્રસિદ્ધ થયેલ છે.

આ ત્રણે અનુપમ ગ્રથો અતિ પ્રશંસા પામેલ હોવા સાથે આત્મકલ્યાણ સાધવા માટે અતિ ઉપયોગી જણાયા છે, જેને માટે પૂજ્ય આચાર્ય મહારાજાઓ, મુનિ મહારાજાઓ, જૈન જૈનેતર વિદ્વાનો વગેરેના અનેક સુંદર અભિપ્રાયો મળ્યા છે, તે "આત્માનંદ પ્રકાશ" માસિકમાં ક્રમેક્રમે પ્રગટ થયેલ છે, તેમજ આ ત્રણે અતિ ઉપયોગી અનુવાદ ગ્રંથો અમારા માનવતા પેટ્રન સાહેબો અને લાઈફ મેમ્બરોને ધારા પ્રમાણે ભેટ પણ આપવામા આવેલ છે.

આ કથારત્નકોષ ગ્રંથ ખરેખર કથારૂપી રત્નનો ભંડાર હોવાથી (કથાસાહિત્યનો) ઉચ્ચ કોટીનો હોઈ અલંકાર રચનાથી પણ સુંદર બનેલ છે. આ ગ્રથમાં સમ્યક્ત્વાદિના તેત્રીશ સામાન્ય ગુણો અને પાંચ અણુવ્રતાદિના સત્તર વિશેષ ગુણો મળી ૫૦ ગુણો અને તેને લગતી આકર્ષક પચાસ કથાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે, કે તે તમામ કથાઓ વાચકની રસવૃત્તિને અપૂર્વરીતે પોષે તે રીતે ગ્રથકાર આચાર્ય મહારાજે રચી છે.

શ્રી ગ્રથકાર આચાર્યદેવ જે જે ગુણ ઉપર જે જે કથાઓ કહે છે, તેના પ્રારભમાં અને ઉપસંહારમા તે તે ગુણનું અતિ જાણવા જેવુ સ્વરૂપ, તેનું વિવેચન, તેને લગતા ગુણ દોષો, તેથી થતી

* તે મૂળ ગ્રંથની પ્રસ્તાવનાના પાનું ૧૨ સિવાય આખી પ્રસ્તાવના આ ગ્રંથમા આપી છે.

આત્માને લાભહાનિનું નિરૂપણ જે અત્યારસુધી નહિં જાણેલું-ન અનુભવેલું-ન વાંચેલું કે વિચારેલું તેવું બહુ જ સુંદર રીતે કર્યું છે; તે ઉપરાંત પ્રસંગોપાત બીજા અનેક મહત્વના વિષયો વર્ણવવામાં અને ચર્ચવામાં આવ્યા છે, જેવા કે ઉપવન વર્ણન, ઋતુ વર્ણન, યુદ્ધ વર્ણન આદિ વર્ણનો, રાજદૂતના પરિચયથી થતા લાભો, સત્પુરૂષનો માર્ગ, દેવ દર્શન, પુરુષ પ્રકારો, કરવા લાયક અને નહિં કરવા લાયક, છોડવા લાયક, ધારણ કરવા લાયક, વિશ્વાસ નહિ કરવા લાયક, આઠ આઠ બાબતો વગેરે નૈતિક વિષયો, સામુદ્રિક, છીંક વિચાર, રત્ન પરિક્ષા, રાજ્ય લક્ષણો આદિ લોકોને આકર્ષક વિષયો, દેવગુરૂ ધર્મતત્ત્વનું સ્વરૂપ, અષ્ટ પ્રાતિહાર્ય, રત્નત્રય, ધર્મતત્ત્વ પરામર્શ, જિન પ્રતિમાકારધારી મત્સ્ય અને કમળો, જિન પૂજાનું વિસ્તૃત સ્વરૂપ, મૂર્તિ પૂજા વિષયક, અનંતકાય વગેરેના ભક્ષણનું સદોષપણું આદિ ગંભીર ધાર્મિક વિષયો, ઉપધાન, ધ્વજારોપણ, મૂર્તિ પ્રતિષ્ઠા, તપ વિધિ આદિ વિધાનો તે સાથે અનેક કથાઓ સુભાષિત વિવિધ વિષયોનું સ્વરૂપ આપેલું-છે. તે સિવાય બીજા ઘણા વિષયો જે કે પ્રસ્તાવનામાં જણાવેલાં છે તેમાંથી ઘણા વિષયો તદ્દન નવીન, જાણવા, આદરવા, અનુભવવા જેવા તેનું ગ્રંથકર્ત્તા કૃપાળુ આચાર્ય મહારાજે વિદ્વત્તાપૂર્ણ રીતે આ ગ્રંથમા વિવેચન કર્યું છે.

આ ગ્રંથ મનનપૂર્વક વાંચતા તેના રચયિતા આચાર્ય ભગવાન શ્રી દેવભદ્રસૂરીશ્વરજી મહારાજ કેટલા બહુશ્રુત આચાર્ય હતા, તેમજ તેમની કૃતિઓ કેટલી પાંડિત્યપૂર્ણ અને ગંભીર અર્થવાળી છે તે સહજે સમજી શકાય તેવું છે.

આ ગ્રંથમાં આવેલી કથાઓ થોડીક પ્રચલિત છે તેને બાદ કરતા લગભગ બધી કથાઓ નવીન, અપૂર્વ, અને કોઇવાર નહિં સાંભળેલી, નહિ વાંચેલી એવી અનુપમ હોવાથી મનનપૂર્વક વાંચતાં વાચકને શ્રદ્ધાળુ બનાવે છે.

આ મૂળ ગ્રંથ શુમારે સાડા અગીયાર હજાર શ્લોક પ્રમાણ હોવાથી ગ્રંથનો અનુવાદ (ગુજરાતી ભાષાંતર) છપાવતાં તેને લગતા સાહિત્યમાં પ્રથમ છપાવવાના કાગળો આ ભાગમાં ટકાઉ, ઊંચી જાતના જે વાપર્યા છે, તેવા હાલમાં ફરી કન્ટ્રોલ આવવાથી નહિં મળી શકવાથી, તેમજ તેને લગતું (છાપકામનું) અન્ય સાહિત્ય વગેરે સારું મળવાની મુશ્કેલી ફરી ઉભી થતાં તેની રાહ જોવા જતાં આખો ગ્રંથ છપાવતાં ઘણી લાંબી મુદત થાય તેમ લાગવાથી તેમજ મૂળ ગ્રંથ પ્રકટ થયા પછી આ ગ્રંથ વ્યાખ્યાન ઉપયોગી, નિરંતર પઠન, પાઠન માટે અતિ મહત્વનો હોવાથી અનુવાદ જલદી પ્રકટ કરવાની માંગણીઓ પણ થવાથી જેમ બને તેમ વેળાસર આ પ્રથમ ભાગ પ્રકટ કરવામાં આવેલ છે.

આ કથારત્ન કોષ ગ્રંથ એટલો બધો સુંદર, ઉપયોગી અને અતિ મહત્વનો એટલા માટે છે કે, બીજા અનેક ગ્રંથો વાંચવાથી જે અનેક વિષયો, વર્ણનો, ધાર્મિક બાબતો તેના વિધિવિધાનો વગેરે તેમાંથી મેળવી શકીએ છીએ, તે સર્વ આ એક જ (કથારત્નકોષ ગ્રંથના વાંચન અને અધ્યયનથી મેળવી શકાય છે, જેથી આ અનુપમ ગ્રંથ જ્ઞાનભંડાર, લાઇબ્રેરી, પુસ્તકાલય માટે નિરંતરના ઉપયોગી તેમજ શ્રૃંગારરૂપ હોવાથી આ ગ્રંથ ઉદ્દેશ પ્રમાણે પ્રાચીન સાહિત્યોદ્ધાર કરવા ભક્તિપૂર્વક પ્રકટ કરવામાં આવે છે, જેથી ભવ્યાત્માઓ-વાંચકો મનનપૂર્વક વાંચી આત્મકલ્યાણ સાધે એમ પરમાત્માની પાસે પ્રાર્થના કરીએ છીએ.

આ પ્રથમ ભાગમાં સમ્યક્ત્વના વીશ ગુણો અને તેને લગતી વીશ કથાઓ સાથે આપવામાં

આવેલી છે. જે ઊંચા ટકાઉ પેપરો ઉપર સુંદર ગુજરાતી ટાઇપોમાં અને રંગબેરંગી સુંદર કવર જેકેટ અને પાકા બાઇંડીંગ સાથે દિવસાનુદિવસ વધતા જતા ભાવોથી સખ્ત વધતી જતી મોંઘવારી હોવા છતાં જેમ બને તેમ સુંદર અને આકર્ષકરીતે આ પ્રથમ ભાગનું પ્રકાશન કરવામાં આવેલ છે.

આ મૂળ ગ્રંથ પ્રગટ થયા પછી તેનો ગુજરાતી અનુવાદ જલ્દી પ્રકટ થાય તો ગુજરાતી ભાષાના જાણકાર, શ્રદ્ધાળુ ભવ્યાત્માઓ તેનો લાભ સારી રીતે લઇ આત્મકલ્યાણ સાધે વગેરે અતિ લાભનું કારણ જાણી, તેના અનુવાદ માટેનો પણ પ્રબંધ જલદી કરી આપવા માટે પરમકૃપાળુ મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજનો આભાર સભા ભૂલી શકતી નથી. આ સભા તરફથી પ્રકાશન થતાં અતિ મહત્વના ઉચ્ચ કોટી સાહિત્ય ગ્રંથોના સંશોધનના ઉત્તમ પ્રયત્નો માટે હરહંમેશ આ સભા તે કૃપાળુ ગુરૂમહારાજની ઋણી છે.

આવા પરમ ઉપકારક, મૌલિક, અનુપમ સમ્યક્ત્વ સ્વરૂપને જણાવનાર કે જેના વિના જ્ઞાન, દર્શન અને ચારિત્ર વગેરેની કંઇ કિંમત નથી તે સાથે પંચ અણુવ્રતનું જ્ઞાન અને તેનું શ્રદ્ધાપૂર્વકનું આરાધન સાગાર-ધર્મના આરાધન માટે છે અને અણુગાર ધર્મને ક્રમે કરી ગ્રહણ કરવાના આમંત્રણરૂપે કથારૂપી રત્નોનો ભંડાર હોઇ આ ઉત્તમ ગ્રંથમાં કોઈ પુણ્યપ્રભાવક, ધર્મશ્રદ્ધાળુ જૈન બંધુનું નામ જોડાય તો સોનું અને સુગંધની જેમ સુંદર મિલન થાય, તેમ આ સભા ઇચ્છા ધરાવતી હતી. દરમ્યાન આ સભાના માનનીય સભાસદ ભાઇશ્રી **અનુપચંદ ઝવેરભાઈ** કે જે આ સભા ઉપર મુબઇમાં રહેવા છતા પ્રેમ ધરાવે છે અને સભાની પ્રગતિમાં ઉમેરો કરવા નિરંતર અભિલાષા ધરાવે છે, તે શ્રી અનુપચંદભાઇએ પોતાના ધર્મ-સ્નેહી મિત્ર શેઠ **નટવરલાલભાઇ** તથા શેઠ રમણલાલભાઈ પાટણનિવાસી બધુઓને આ અપૂર્વ ગ્રંથ સંબધી હકીકત જણાવી અને તે બને બંધુઓએ આ ગ્રંથરત્નની મહત્વતા, ઉપયોગિતા જાણી પોતાના સ્વર્ગવાસી પૂજ્ય પિતાશ્રી **શ્રીયુત છોટાલાલભાઈ**ની ભક્તિ અને સ્મરણ નિમિત્તે તેઓશ્રીના નામથી સિરિઝ તરીકે આ સપૂર્ણ ગ્રથ પ્રકટ કરવા આર્થિક સહાય આપી જ્ઞાનભક્તિ કરી છે, જે માટે તે બંને બધુઓનો આભાર માનવામાં આવે છે, તેમજ બધુ શ્રી અનુપચંદ ઝવેરભાઇના આ ઉત્તમ પ્રયત્ન માટે આ સભા તેમને પણ ધન્યવાદ આપે છે. આ ગ્રંથની શુદ્ધિ માટે યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે છતાં તેના અનુવાદમા કે દૃષ્ટિદોષ, પ્રેસદોષ કે અન્ય કારણોથી આ ગ્રથમાં કોઇ સ્થળે સ્ખલના જણાય તો ક્ષમા માગવા સાથે સભાને જણાવવા નમ્ર વિનંતિ કરીયે છીયે

| આત્માનંદ ભુવન<br>વીર સં. ૨૪૭૭ વિ. સં. ૨૦૦૭<br>વૈશાક શુદ ૩ ( અક્ષય તૃતીયા ) | ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ<br>ભાવનગર. |
|---|---|



સાક્ષર શિરોમણિ શાસ્ત્રોના મહાન સંશોધક



મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજ.

॥ जयन्तु वीतरागाः ॥



# કથારત્નકોશની પ્રસ્તાવના.

આજે આચાર્ય શ્રીદેવભદ્રસૂરિવિરચિત રત્નકોશના યથાર્થ નામને શોભાવતો એવો કથારત્નકોશ નામનો અતિદુર્લભ ગ્રન્થ પ્રકાશિત કરી જૈન કથાસાહિત્યરસિક વિદ્વાનોના કરકમળમાં ઉપહારરૂપે અર્પણ કરવામાં આવે છે; જેની સાદ્યંત પરિપૂર્ણ માત્ર એક જ તાડપત્ર ઉપર લખાયેલી પ્રાચીન પ્રતિ, ખંભાતના 'શ્રી શાંતિનાથ જૈન જ્ઞાનભંડાર'ને નામે ઓળખાતા અતિપ્રાચીન ગૌરવશાળી તાડપત્રીય જ્ઞાનભંડારમાં જળવાયેલી છે. તેને અંગે નીચેના મુદ્દાઓ ઉપર વિચાર કરવામાં આવે છેઃ—૧ ભારતીય કથાસાહિત્યની વિપુલતા. ૨ જૈન પ્રવચનમાં ધર્મકથાનુયોગનું સ્થાન. ૩ કથાના પ્રકારો અને કથાવસ્તુ. ૪ કથારત્નકોશગ્રંથનો પરિચય. ૫ તેના પ્રણેતા. ૬ અન્ય જૈનકથાગ્રંથાદિમાં કથારત્નકોશનું અનુકરણ અને અવતરણ. ૭ સંશોધન માટે એકત્ર કરેલી પ્રાચીન પ્રતિઓનો પરિચય તથા સંશોધન વિશેની માહિતી.

## ૧. ભારતીય કથાસાહિત્યની વિપુલતા.

આજની પ્રત્યક્ષ દુનિયામાં જે માનવપ્રજા વસે છે તેમાં ભણેલાગણેલા કુશાગ્રમતિવાળા લોકો બે ત્રણ ટકા જેટલા જ છે, જ્યારે બાકીનો ૯૭ ટકા જેટલો ભાગ અક્ષરજ્ઞાન વિનાનો છતાં સ્વયં સ્ફુરિત સંવેદનવાળો છે. આમાં કેવળ અક્ષરપરિચય ધરાવનારા અને અક્ષરપરિચય વિનાના છતાં પોતાની હૈયાઉકલતથી વ્યવહાર અને પરમાર્થનો તોડ કાઢનારા લોકોનો સમાવેશ છે. આ ૯૭ ટકા જેટલી અત્યધિક સંખ્યા ધરાવનારા લોકો વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ગણિતવિદ્યા, ભૂગોળ કે ખગોળવિદ્યામાં ઊંડા ઊતરવા જરાય રાજી નથી તેમ તૈયાર પણ નથી. તેમને તો ઘણી સરળ રીતે સમજ પડે અને એ સમજદ્વારા જીવનનો રસ માણી શકાય અને વ્યવહાર તેમજ પરમાર્થને સમજી માનવજીવનની કૃતકૃત્યતા અનુભવાય એવા સાહિત્યની અપેક્ષા છે. એટલે એ વસ્તુને આપણા પૂર્વ મહર્ષિઓએ વિપુલ પ્રમાણમાં કથા, ઉપકથા, આખ્યાનો, આખ્યાયિકાઓ, ઐતિહાસિક ચરિત્રો આદિ સર્જીને પૂરી રીતે સંતોષી પણ છે. આ રીતે જોતાં કથાસાહિત્યનો સંબંધ મુખ્યતયા આમજનતા સાથે છે, અને આમજનતા વિપુલ હોવાથી તેની સાથે સંબંધ ધરાવતું કથાસાહિત્ય પણ વિપુલ, વિવિધ અને આમજનતાની ખાસિયતોને લક્ષમાં રાખી

સુગમ અને સુબોધ ભાષામાં સરજાયેલું છે. આ પ્રકારનું કથાસાહિત્ય જેમ જૈનસંપ્રદાયમાં વિપુલ છે એ જ રીતે વૈદિક અને બૌદ્ધસંપ્રદાયમાં પણ અતિ વિપુલ પ્રમાણમાં છે; એટલું જ નહિ પણ ભારતવર્ષની જેમ ભારતવર્ષની બહાર પણ આ જાતનું કથાસાહિત્ય એટલા જ પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે. જ્ઞાનની દૃષ્ટિએ વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ભૂગોળ, ખગોળ, ગણિત, આયુર્વેદ, અધ્યાત્મશાસ્ત્ર, યોગવિદ્યા, પ્રમાણશાસ્ત્ર વગેરે વિદ્યાઓનું મહત્ત્વ જરાય ઓછું નથી, પરંતુ તે બધી ગહન વિદ્યાઓને સર્વગમ્ય કરવાનું સાધન માત્ર એક કથાસાહિત્ય છે; માટે જ ભારતવર્ષના તેમજ ભારતની બહારના પ્રાચીન અર્વાચીન કુશાગ્રમતિ વિદ્વાનો પણ કથાસર્જનની પ્રવૃત્તિમાં પડ્યા છે અને એ દ્વારા એમણે આમજનતાને ત્યાગ, તપ, વૈરાગ્ય, ધીરજ, ક્ષમા, નિઃસ્પૃહતા, પ્રાણિસેવા, સત્ય, નિર્લોભતા, સરળતા આદિ ગુણોની સિદ્ધિ માટે વિવિધ પ્રેરણાઓ આપી છે. આમજનતાને કેળવવાનું કામ સહજ સાધ્ય નથી, તેમ છતાં ત્યાગ, સદાચાર, સરળતા, સમયજ્ઞતા આદિ સદ્ગુણોથી વિભૂષિત મહાપુરુષો આમજનતાને ઉપદેશદ્વારા કેળવી શકે છે, સાહિત્યસર્જનદ્વારા દોરી શકે છે અને અનેક ગુંચો ઉકેલી તેની સાધનાના માર્ગને સરળ બનાવી આપે છે. આ દૃષ્ટિએ પણ કથાસાહિત્યનું મૂલ્ય અનેકગણું વધી જાય છે.

## ૨. જૈન પ્રવચનમાં કથાનુયોગનું સ્થાન.

જેમ મહાભારત અને રામાયણના પ્રણેતા વૈદિક મહર્ષિઓએ આમજનતાના પ્રતિનિધિ બની એ ગ્રંથોની રચના કરી હતી, એ જ પ્રમાણે જૈનપરંપરાએ પણ આમજનતાની વિશેષ ખેવના કરવામાં જ પોતાનું ગૌરવ માન્યું છે. એક કાળે જ્યારે વૈદિક પરંપરા આમજનતાની મટી રાજાઓની આશ્રિત થઇ આમજનતાનું પ્રતિનિધિપણું ગુમાવી બેઠી, એટલું જ નહિ પણ એ આમજનતાની સ્વાભાવિક ભાષા તરફ પણ સુગાળવી થઇ ગઇ, બરાબર એ જ વખતે જૈનપરંપરામાં અનુક્રમે થયેલ મહામાન્ય તીર્થંકર ભગવાન શ્રી પાર્શ્વનાથ અને શ્રમણ ભગવાન શ્રીવીરવર્ધમાનસ્વામીએ આમજનતાનું પ્રતિનિધિપણું કર્યું અને તેની સ્વાભાવિક ભાષાને અપનાવી, તે દ્વારા જ પોતાનું ધર્મતીર્થ પ્રવર્તાવ્યું અને આમજનતા સુધી પહોંચે એવા સાહિત્યનિર્માણને પૂરેપૂરો ટેકો આપ્યો. એટલું જ નહિ પણ જૈનપ્રવચનના જે મુખ્ય ચાર વિભાંગો બતાવ્યા છે તેમાં આમજનતાના અતિપ્રિય એ કથાસાહિત્યને ખાસ સ્થાન પણ આપ્યું છે. જૈનપ્રવચન ચરણકરણાનુયોગ, ધર્મકથાનુયોગ, ગણિતાનુયોગ અને દ્રવ્યાનુયોગ એ ચાર વિભાગમાં વહેંચાએલું છે. આમાં આમજનતાનું પ્રતિનિધિત્વ ધરાવનાર ધર્મકથાનુયોગ વિશિષ્ટ સ્થાન ભોગવે છે.

સદાચરણોના મૂળ નિયમો અને તેમને આચરણમાં મૂકવાની વિવિધ પ્રતિક્રિયાઓના સાહિત્યનું નામ ચરણકરણાનુયોગ છે, એ સદાચરણો જેમણે જેમણે-સ્ત્રી કે પુરુષે-આચરી બતાવ્યાં હોય, એવાં આચરણોથી જે લાભો મેળવ્યા હોય અથવા એ આચરણો આચરતાં આવી પડતી મુશીબતોને વેઠી તેમને જે રીતે પાર કરી હોય તેવા સદાચારપરાયણ ધીર વીર ગંભીર સ્ત્રી પુરુષોનાં ઐતિહાસિક કે કથારૂપ જીવનોના સર્જનનું નામ ધર્મકથાનુયોગ છે.

આ વિષે શાસ્ત્રકારો તો એમ પણ કહે છે કે—આવા પ્રકારના ધર્મકથાનુયોગ વિના ચરણકરણાનુયોગની સાધના કઠણ બની જાય છે અને જનતા તે તરફ વળતી કે આકર્ષાતી પણ નથી. આમ જૈન દૃષ્ટિએ 'એક અપેક્ષાએ ચારે અનુયોગમાં ધર્મકથાનુયોગ પ્રાધાન્ય ધરાવે છે.' એમ કહેવું લેશ માત્ર અનુચિત નથી. જેમાં ખગોળ, ભૂગોળનાં વિવિધ ગણિતો આવે તે ગણિતાનુયોગ અને જેમાં આત્મા, પરમાત્મા, જીવાદિ તત્ત્વો, કર્મ, જગતનું સ્વરૂપ વગેરે કેવલ સૂક્ષ્મબુદ્ધિગ્રાહ્ય વિષયો વર્ણવવામાં આવ્યા હોય તે દ્રવ્યાનુયોગ. આ ચાર અનુયોગ પૈકી માત્ર એક ધર્મકથાનુયોગ જ એવો છે જે આમજનતા સુધી પહોંચી શકે છે અને તેથી જ બીજા અનુયોગો કરતાં કોઇ અપેક્ષાએ તેનું મહત્ત્વ સમજવાનું છે. જૈન પરંપરા અને વૈદિક પરંપરાની પેઠે બૌદ્ધપરંપરાએ પણ કથાનુયોગને સ્થાન આપેલું છે, એટલું જ નહિ પણ સરખામણીમાં વૈદિક પરંપરા કરતાં બૌદ્ધપરંપરા, જૈન પરંપરાની પેઠે આમજનતાની સવિશેષ પ્રતિનિધિ રહેલી છે. જૈન પરંપરાના ચરણકરણાનુયોગ માટે બૌદ્ધપરંપરામાં 'વિનયપિટક' શબ્દ, ધર્મકથાનુયોગ 'સુત્તપિટક' અને ગણિતાનુયોગ તથા દ્રવ્યાનુયોગ માટે 'અભિધમ્મપિટક' શબ્દ યોજાયો છે. 'પિટક' શબ્દ જૈન પરંપરાના 'દ્વાદશાંગીગણિપિટક' સાથે જોડાએલા 'પિટક' શબ્દને મળતો 'પેટી' અર્થને બતાવતો જ શબ્દ છે. સુત્તપિટકમાં અનેકાનેક કથાઓનો સમાવેશ છે.

दीघनिकाय, मज्झिमनिकाय, सुत्तनिपात વગેરે અનેકાનેક ગ્રંથોનો 'સુત્તપિટક' માં સમાવેશ થાય છે. જૈનપરંપરાનો ધર્મકથાનુયોગ, બૌધપરંપરાનો સુત્તપટિક અને વૈદિક પરંપરાનો ઇતિહાસ એ ત્રણે શબ્દો લગભગ એકાર્થક શબ્દો છે. ધર્મકથાનુયોગ પથ્યભોજનપાન જેવો છે. જેમ પથ્ય અન્નપાન માત્ર શરીરને દૃઢ, નિરોગી, પુરુષાર્થી, દીર્ઘજીવી અને માનવતાપરાયણ બનાવે છે તેમ ધર્મકથાનુયોગ પણ માનવના મનને પ્રેરણા આપી બલિષ્ઠ, સ્વસ્થ, નિગ્રહી, સદાચારી અને સદાચારપ્રચારી બનાવે છે અને અજરામર પરિસ્થિતિ સુધી પહોંચાડે છે. બોલતાં, ચાલતાં ઉપદેશ કરતાં, ધર્મકથાનુયોગ માનવના મન ઉપર એવી સારી અસર ઉપજાવે છે જે ધીરે ધીરે પણ પાકી થયેલી અને જીવનમાં ઉતરેલી હોય છે. સંક્ષેપમાં એમ કહી શકાય કે ધર્મકથાનુયોગ માનવને ખરા અર્થમાં માનવરૂપે ઘડી શકે છે અને આધ્યાત્મિક દૃષ્ટિએ પૂર્ણ સ્વતંત્રતા સુધી પણ પહોંચાડે છે.

## ૩. કથાના પ્રકારો અને કથાવસ્તુ.

આચાર્ય શ્રી હરિભદ્રસૂરિવરે સમરાઇચ્ચકહામાં કથાઓના વિભાગ કરતાં અર્થકથા, કામકથા, ધર્મકથા અને સંકીર્ણકથા એમ ચાર વિભાગ બતાવ્યા છે. જે કથામાં ઉપાદાનરૂપે અર્થ હોય, વણજવેપાર, લડાઇઓ, ખેતી, લેખ, લખત વગેરેની પદ્ધતિઓ, કળાઓ, શિલ્પો, સુવર્ણસિદ્ધિ વગેરે ધાતુવાદો, તથા અર્થોપાર્જનના નિમિત્તરૂપ સામ, દામ, દંડ આદિ નીતિઓનું વર્ણન હોય તેનું નામ અર્થકથા. જેમાં ઉપાદાનરૂપે કામ હોય અને પ્રસંગે પ્રસંગે દૂતીના અભિસારો, સ્ત્રીઓના રમણો, અનંગલેખો, લલિતકળાઓ, અનુરાગપુલકિતો નિરૂપેલાં હોય તે કામકથા. જેમાં ઉપાદાનરૂપે ધર્મ હોય અને ક્ષમા, માર્દવ, આર્જવ, અલોભ, તપ, સંયમ, સત્ય, શૌચ વગેરેને લગતાં માનવસમાજને ધારણપોષણ

આપનારાં અને તેનું સત્ત્વસંરક્ષણ કરનારાં વર્ણનો હોય તે ધર્મકથા. અને જેમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણે વર્ગોનું યથાસ્થાન નિરૂપણ હોય અને એ ત્રણે વર્ગોને સમજાવવા તેમજ પરસ્પર અબાધક રીતે વ્યવહારમાં લાવવા યુક્તિઓ, તર્કો, હેતુઓ અને ઉદાહરણો વગેરે આપેલાં હોય તે ધર્મકથા. કથાઓના આ ચાર પ્રકાર પૈકી કેવળ એક ધર્મકથા જ ધર્મકથાનુયોગમાં આવે છે. મૂળ જૈન આગમોમાં પણ જ્ઞાતાધર્મકથાંગ, ઉપાસકદશાંગ, અંતકૃદ્દશાંગ, અનુત્તરૌપપાતિકદશાંગ, વિપાક વગેરે અનેક આગમો પણ ધર્મકથાને પ્રધાનપણે વર્ણવે છે. જ્ઞાતાધર્મકથાંગનું જે પ્રાચીન કથાસંખ્યાપ્રમાણ કહેવામાં આવ્યું છે, તેમાં તે આગમમાં સાડાત્રણ કરોડ કથાઓ અને તેટલી જ ઉપકથાઓ વગેરે હોવાનું કહેલું છે. એ જોતાં જૈન પરંપરામાં ધર્મકથાનું સાહિત્ય કેટલું વિપુલ હતું એ સહજમાં જ કલ્પી શકાય તેમ છે. ધર્મકથાઓમાં પણ યુદ્ધ, ખેતી, વણજ, કળાઓ, શિલ્પો, લલિતકળાઓ, ધાતુવાદો વગેરેનું વર્ણન આવે છે; પરંતુ ધર્મ પ્રધાન સ્થાને હોય અને બાકી બધું આનુષંગિક રીતે ધર્મનું પોષક હોય, એ જ રીતે અર્થકથા અને કામકથામાં પણ ધર્મનું વર્ણન ન જ આવે એમ નહિ, પણ અર્થ અને કામ એમાં પ્રધાન હોય; એ જ દૃષ્ટિએ તે તે કથાને તેવાં તેવાં નામો અપાએલાં છે. પ્રસ્તુત કથારત્નકોશ, ધર્મકથાઓનો મહાન્ ગ્રંથ છે. તેમાં ઉપર કહ્યા પ્રમાણે અર્થકથા અને કામકથાનું પ્રાસંગિક નિરૂપણ હોવા છતાં, ધર્મ પ્રધાન સ્થાને હોઈ તેને ધર્મકથાનો ગ્રંથ ગણવામાં કશોય બાધ નથી. આવી કથાઓમાં કથાઓનું વસ્તુ દિવ્ય હોય છે, માનવ્ય હોય છે અને દિવ્યમાનવ્ય પણ હોય છે. કથારત્નકોશની ધર્મકથાઓનું વસ્તુ પ્રધાનપણે માનવ્ય છે અને ક્વચિત્ દિવ્યમાનવ્ય પણ છે.

## ૪. કથારત્નકોશ ગ્રંથનો પરિચય.

પ્રસ્તુત ગ્રંથ પ્રાકૃત ભાષામાં ગદ્ય-પદ્યરૂપે અતિપ્રાસાદિક સાલંકાર રચનાથી રચાએલો અને અનુમાન સાડાઅગીઆર હજાર શ્લોકપ્રમાણ છે. બહુ નાની નહિ, બહુ મોટી પણ નહિ, છતાં સંક્ષિપ્ત કહી શકાય તેવી મૌલિક પચાસ કથાઓના સંગ્રહરૂપ આ કૃતિ છે. પ્રસ્તુત ગ્રંથ મુખ્યત્વે પ્રાકૃત ભાષામાં રચાયલો હોવા છતાં તેમાં પ્રસંગોપાત સંસ્કૃત અને અપભ્રંશ ભાષાનો ઉપયોગ પણ ગ્રંથકારે કરેલો છે; ખાસ કરી દરેક કથાના ઉપસંહારમાં ઉપદેશ તરીકે જે ચાર શ્લોકો અને પુષ્પિકા આપવામાં આવ્યાં છે એ તો સંસ્કૃત ભાષામાં જ છે. આ ગ્રંથમાં સમ્યક્ત્વ આદિ તેત્રીસ સામાન્ય ગુણો અને પાંચ અણુવ્રત આદિ સત્તર વિશેષ ગુણોને લગતી કથાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. ધર્મકથાઓના ગ્રંથોમાં શૃંગાર આદિ રસોની વિપુલતાને લીધે ધર્મકથાનું ધર્મકથાપણું ગૌણ થવાનો દોષ જેમ કેટલીક ધર્મકથાઓની રચનામાં આવી જાય છે તેમ આ ગ્રંથમાં ગ્રંથકારે જરાપણ થવા દીધું નથી; એટલું જ નહિ પણ પ્રસ્તુત ધર્મકથાગ્રંથમાં શૃંગાર આદિ જેવા રસોનો લગભગ અભાવ છતાં આ ધર્મકથાગ્રંથ શૃંગાર રહિત બની ન જાય અથવા એમાંની ધર્મકથાના વાચન કે શ્રવણમાં વક્તા શ્રોતાની રસવૃત્તિ લેશ પણ નીરસ અથવા રૂક્ષ ન બની જાય એ વિષેની દરેક ચોકસાઇ ગ્રંથકારે રાખી છે. પ્રસ્તુત ગ્રંથમાં ગ્રંથકાર જે જે ગુણ વિષે કથા કહેવી શરૂ કરે છે તેના પ્રારંભમાં, કથાના વર્ણનમાં અને એના

ઉપસંહારમાં તે તે ગુણનું સ્વરૂપ, તેનું વિવેચન અને તેને લગતા ગુણ–દોષો લાભ–હાનિનું નિરૂપણ તેમણે અતિ સરસ પદ્ધતિએ કર્યું છે.

ઉપર જણાવવામાં આવ્યું તેમ આ ગ્રંથમાં તેત્રીસ સામાન્ય ગુણ અને સત્તર વિશેષ ગુણ મળી જે પચાસ ગુણોનું વર્ણન કરવામાં આવ્યુ છે તે ઉપરાંત પ્રસંગોપાત બીજા અનેક મહત્ત્વના વિષયો વર્ણવવામાં તેમજ ચર્ચવામાં આવ્યા છે. જેવાંકે ઉપવનવર્ણન, ઋતુવર્ણન, રાત્રિવર્ણન, યુદ્ધવર્ણન, સ્મશાનવર્ણન આદિ વર્ણનો; રાજકુલના પરિચયથી થતા લાભો, સત્પુરુષનો માર્ગ, આપઘાતમાં દોષ, દેશદર્શન, પુરુષના પ્રકારો, નહિ કરવા લાયક–કરવા લાયક–છોડવા લાયક–ધારણ કરવા લાયક–વિશ્વાસ નહિ કરવા લાયક આઠ આઠ બાબતો, અતિથિસત્કાર આદિ નૈતિક વિષયો, છીંકનો વિચાર, રાજલક્ષણો, સામુદ્રિક, મૃત્યુજ્ઞાનનાં ચિન્હો, અકાલદંતોદ્‌ગમકલ્પ, રત્નપરીક્ષા આદિ લોકમાનસને આકર્ષનાર સ્થૂલ વિષયો; દેવગુરુધર્મતત્ત્વનું સ્વરૂપ, ગુરુતત્ત્વવ્યવસ્થાપનવાદસ્થલ, અષ્ટપ્રાતિહાર્યનું સ્વરૂપ, વેદાપૌરુષેયત્વવાદસ્થલ, ધર્મતત્ત્વપરામર્શ, રત્નત્રયી, જિનપ્રતિમાકારધારી મત્સ્ય અને કમળો, જિનપૂજાનું વિસ્તૃત સ્વરૂપ, સામાન્ય ધર્મોપદેશ, મૂર્તિપૂજાવિષયક ચર્ચાસ્થલ, હસ્તિતાપસ તથા શૌચવાદમતનું નિરસન, અનંતકાય કંદમૂળના ભક્ષણનું સદોષપણું આદિ ગંભીર ધાર્મિક વિચારો; ઉપધાનવિધિ, ધ્વજારોપણવિધિ, મૂર્તિપ્રતિષ્ઠાવિધિ આદિ વિધાનો અને તે ઉપરાંત અનેક કથાઓ, તથા સુભાષિતાદિ વિવિધ વિષયો આલેખવામાં આવેલા છે. આ બધી વસ્તુ પ્રસ્તુત ગ્રંથની વિષયાનુક્રમણિકા જોવાથી ધ્યાનમાં આવી શકશે. આ ઉપરથી પ્રસ્તુત ગ્રંથકાર કેટલા સમર્થ અને બહુશ્રુત આચાર્ય હતા અને તેમની કૃતિ કેટલી પાંડિત્યપૂર્ણ અને અર્થગંભીર છે એ પણ સમજી શકાશે.

પ્રસ્તુત કથારત્નકોશની ખાસ વિશેષતા એ છે કે–બીજા કથાકોશ ગ્રંથોમાં એકની એક પ્રચલિત કથાઓ સંગ્રહાએલી હોય છે ત્યારે આ કથાસંગ્રહમાં એમ નથી; પણ કોઇ કોઇ આપવાદિક કથાને બાદ કરીએ તો લગભગ બધી જ કથાઓ અપૂર્વ જ છે, જે બીજે સ્થળે ભાગ્યેજ જોવામાં આવે. આ બધી ધર્મકથાઓને નાના બાળકોની બાળભાષામાં ઉતારવામાં આવે તો એક સારી એવી બાળકથાની શ્રેણિ તૈયાર થઇ શકે તેમ છે. ગ્રંથકારે વર્ણનશૈલી એવી રાખી છે કે એ રીતે કથાશ્રેણિ તૈયાર કરવા ઇચ્છનારને ઘણું શોધવાનું નથી રહેતું.

## ૫. કથારત્નકોશના પ્રણેતા આચાર્ય શ્રી દેવભદ્રસૂરિ.

પ્રસ્તુત ગ્રંથના પ્રણેતા આચાર્ય શ્રી દેવભદ્રસૂરિ છે. તેઓશ્રી વિક્રમની બારમી શતાબ્દિના માન્ય આચાર્ય છે. ખરતરગચ્છીય પટ્ટાવલિમાં તેમના વિષે માત્ર એટલો જ ઉલ્લેખ મળે છે કે–“ તેમણે વિ. સં. ૧૧૬૭ માં શ્રીમાન્ જિનવલ્લભગણિને અને વિ. સં. ૧૧૬૯ માં વાચનાચાર્ય શ્રી જયદેવસૂરિ શિષ્ય શ્રીજિનદત્તને આચાર્યપદારૂઢ કર્યા હતા ” આથી વિશેષ એમના વિષે બીજો કશો જ ઉલ્લેખ એ પટ્ટાવલીઓમાં દેખાતો નથી. એટલે આચાર્ય શ્રી દેવભદ્રસૂરિ વિષેની ખાસ હકીકત આપણે એમની પોતાની કૃતિઓ આદિ ઉપરથી જ તારવવાની રહે છે.

આચાર્ય શ્રીદેવભદ્રસૂરિના વિષયમાં તેમની જન્મભૂમિ, જન્મસંવત, જ્ઞાતિ, માતા-પિતા, દીક્ષાસંવત્, આચાર્યપદસંવત્ આદિને લગતી કશીએ નોંધ હજુ સુધી ક્યાંય જોવામાં આવી નથી. તેમ છતાં તેમણે પોતે રચેલા [1]મહાવીરચરિત્ર (જે વિ. સં. ૧૧૩૯માં આચાર્યપદારૂઢ થવા પહેલાં ગુણચંદ્રનામાવસ્થામાં રચ્યું છે), [2]કથારત્નકોશ (જે વિ. સં. ૧૧૫૮માં રચાએલો છે) અને [3]શ્રીપાર્શ્વનાથચરિત્ર (જે વિ. સં. ૧૧૬૮માં રચેલું છે)ની પ્રશસ્તિઓમાંથી તેમના વિશેની કેટલીક મહત્ત્વની માહિતી આપણને મળી રહે છે; એટલે સૌ પહેલાં આપણે ઉપરોક્ત ત્રણેય ગ્રંથોની પ્રશસ્તિઓના ઉપયોગી અંશને જોઈ લઈએ.

" अइसयगुणरयणनिही मिच्छत्ततमंधलोयदिणनाहो। दूरुच्छारियवइरो वइरसामी समुप्पन्नो ॥४७॥
साहाइ तस्स चंदे कुलम्मि निप्पडिमपसमकुलभवणं। आसि सिरिवद्धमाणो मुणिनाहो संजमनिहि व्व॥४८
मुणिवइणो तस्स हरट्टऽट्टहाससियजसपसाहियासस्स। आसि दुवे वरसीसा जयपयडा सूर-ससिणो व्व ॥५०
भवजलहिवीइसंभंतभवियसंताणतारणसमत्थो। बोहित्थो व्व महत्थो सिरिसूरिजिणेसरो पढमो ॥५१
अन्नो य पुन्निमायंदसुंदरो बुद्धिसागरो सूरी। निम्मवियपवर वागरण-छंदसत्थो पसत्थमई ॥५३॥
एगंतवायविलसिरपरवाइकुरंगभंगसीहाणं। तेसिं सीसो जिणचंदसूरिनामो समुप्पन्नो ॥ ५४ ॥
संवेगरंगसाला न केवलं कव्वविरयणा जेणं। भव्वजणविम्हयकरी विहिया संजमपवित्ती वि ॥५५॥
ससमय-परसमयन्नू विसुद्धसिद्धंतदेसणाकुसलो। सयलमहिवलयवित्तो अन्नोऽभयदेवसूरि त्ति ॥५६॥
जेणालंकारधरा सलक्खणा वरपया पसन्ना य। नवंगवित्तिरयणेण भारई कामिणि व्व कया ॥५७॥
तेसिं अत्थि विणेओ समत्थसत्थत्थबोहकुसलमई। सूरी पसन्नचंदो चंदो इव जणमणाणंदो ॥५८॥
तव्वयणेणं सिरिसुमइवायगाणं विणेयलेसेणं। गणिणा गुणचंदेणं रइयं सिरिवीरचरियमिमं ॥५९॥
जाओ तीसे सुंदरविचित्तलक्खविराइयसरीरो। जेट्ठो सिद्धो पुत्तो बीओ पुण वीरनामो त्ति ॥७५॥
तेहिं तित्थाहिवपरमभत्तिसव्वस्समुव्वहंतेहिं। वीरजिणचरियमेयं कारवियं मुद्धबोहकरं ॥८०॥
नंदसिहिरुद्द ११३९ संखे वोकंते विक्कमाओ कालम्मि। जेट्ठस्स सुद्धतइयातिहिम्मि सोमे समत्तमिमं॥८२

गुणचन्द्रीय-देवभद्रीयमहावीरचरितप्रशस्तिः ॥

" चंदकुले गुणगणवद्धमाणसिहिवद्धमाणसूरिस्स। सीसा जिणसरो बुद्धिसागरो सूरिणो जाया ॥१॥
ताण जिणचंदसूरी सीसो सिरिअभयदेवसूरी वि। रवि-ससहर व्व पयडा अहेसि सियगुणमऊहेहिं ॥२
तेसिं अत्थि विणेओ समत्थसत्थत्थपारपत्तमई। सूरी पसन्नचंदो न नामओ अत्थओ वि परं ॥४॥
तस्सेवगेहिं सिरिसुमइवायगाणं विणेयलेसेहिं। सिरिदेवभद्दसूरीहिं एस रइओ कहाकोसो ॥५॥
संघधुरंधरसिरिसिद्ध-वीरसेट्ठीण वयणओ जेहिं। चरियं चरिमजिणिंदस्स विरइयं वीरनाहस्स ॥६॥

---

१ શ્રી મહાવીર પ્રભુ ચરિત્ર. ૨ મૂળ ગ્રંથ અને અનુવાદ બને. ૩ શ્રી પાર્શ્વનાથ-પ્રભુ ચરિત્ર (નંબર ૧ તથા નં. ૩ ના માત્ર અનુવાદો સચિત્ર અમોએ પ્રસિદ્ધ કર્યાં છે,

परिकम्मिऊण विहियं जेहिं सइ भव्वलोगपाउग्गं । संवेगरंगसालाभिहाणमाराहणारयणं ॥ ७ ॥
वसुवाणरुद्द ११५८ संखे वच्चंते विक्कमाओ कालम्मि । लिहिओ पढमम्मि य पोत्थयम्मि गणिअमलचंदेण ।[८]

देवभद्राचार्यीयकथाकोशप्रशस्तिः

" तित्थम्मि वट्टंते तस्स भयवओ तियसवंदणिज्जम्मि । चंदकुलम्मि पसिद्धो विउलाए वइरसाहाए ॥
सिरिवद्धमाणसूरी अहेसि तव--नाण--चरणरयणनिही । जस्सऽज्ज वि सुमरंतो लोगो रोमंचमुव्वहइ ॥
तस्साऽऽसि दोन्नि सीसा जयविक्खाया दिवायर-ससि व्व । आयरियजिणेसर–बुद्धिसागरायरियनामाणो
तेसिं च पुणो जाया सीसा दो महियलम्मि सुपसिद्धा । जिणचंदसूरिनामो बीओऽभयदेवसूरि त्ति ॥
सिद्धंतविवित्तिविरयण-पगरणउवयरियभव्वलोयाण । को ताण गुणलवं पि हु होज्ज समत्थो पवित्थरिउं ॥
तेसि विणेयस्स पसन्नचंदसूरिस्स सव्वगुणनिहिणो । पयपउमसेवगेहिं सुमइउवज्झायसिस्सेहिं ॥
संवेगरंगसालाऽऽराहणसत्थं जयम्मि वित्थरियं । रइयं च वीरचरियं जेहिं कहारयणकोसो य ॥
सोवन्निडयमंडियमुणिसुव्वय १ वीरभवण २ रमणीए । भरुयच्छे तेहि ठिएहिं मंदिरे आमदत्तस्स ॥
सिरिदेवभद्दसूरीहिं विरइयं पासनाहचरियमिमं । लिहियं पढमिल्लुयपोत्थयम्मि गणिअमलचंदेण ॥
काले वसुरसरुद्दे ११६८ वच्चंते विक्कमाओ सिद्धमिमं । अणुचियमिह सूरीहिं खमियव्वं सोहियव्वं च ॥

॥ इतिश्रीप्रसन्नचन्द्रसूरिपादसेवकश्रीदेवभद्राचार्यविरचितं पार्श्वनाथचरितं समाप्तम् ॥ "

देवभद्रीयपार्श्वनाथचरितप्रशस्तिः ॥

આ ઉપરાંત આચાર્ય શ્રીજિનચંદ્રસૂરિવિરચિત સંવેગરંગશાલા ગ્રંથની પુષ્પિકા, જે આચાર્ય શ્રી દેવભદ્રસૂરિના સંબંધમાં ઉપયોગી છે તે પણ જોઈ લઈએ—

" इति श्रीमज्जिनचंद्रसूरिकृता तद्विनेयश्रीप्रसन्नचंद्रसूरिसमभ्यर्थितेन गुणचंद्रगणि-[ना] प्रतिसंस्कृता जिनवल्लभगणिना च संशोधिता संवेगरंगशालाऽऽराधना समाप्ता ॥ "

ઉપર જે ચાર ગ્રંથોની પ્રશસ્તિ અને પુષ્પિકાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે એ ઉપરથી આચાર્ય શ્રીદેવભદ્રસૂરિના સંબંધમાં નીચેની હકીકત તરી આવે છે.

આચાર્ય શ્રીદેવભદ્ર, શ્રીસુમતિવાચકના શિષ્ય હતા. આચાર્યપદારૂઢ થયા પહેલાં તેમનું નામ ગુણચંદ્રગણી હતું; જે નામાવસ્થામાં તેમણે વિ. સં. ૧૧૨૫માં સંવેગરંગશાલા નામના આરાધનાશાસ્ત્રને સંસ્કારયુક્ત કર્યું અને વિ. સં. ૧૧૩૯માં મહાવીરચરિત્રનું નિર્માણ કર્યું હતું.

સંવેગરંગશાલાની પુષ્પિકામાં " तद्विनेयश्रीप्रसन्नचंद्रसूरिसमभ्यर्थितेन गुणचंद्रगणिना " તથા મહાવીર ચરિત્રની પ્રશસ્તિમાં " सूरी पसन्नचंदो चंदो इव जणमणाणंदो ॥ तव्वयणेणं सिरिसुमइवायगाणं विणेयलेसेणं । गणिणा गुणचंदेणं " એ મુજબના આચાર્ય શ્રીપ્રસન્નચંદ્ર અને શ્રીદેવભદ્રસૂરિના પારસ્પરિક સંબંધના દૃઢભાવને સૂચવતા 'समभ्यर्थितेन' અને 'तव्वयणेणं' જેવા શબ્દો જોવામાં આવે છે જ્યારે કથારત્નકોશ અને પાર્શ્વનાથ-

ચરિત્રની પ્રશસ્તિમાં એ બન્નેયના પારસ્પરિક ઔચિત્યભાવભર્યા ગુણાનુરાગને વરસાવતા 'तस्सेवगेहिं' અને 'पयपउमसेवगेहिं' જેવા શબ્દો નજરે પડે છે. આનું કારણ એ જ કલ્પી શકાય છે કે—આચાર્ય શ્રીપ્રસન્નચંદ્રે ગુણચંદ્રગણિના ગુણોથી આકર્ષાઇ તેમને આચાર્યપદારૂઢ કર્યા હશે અને એ રીતે એ બન્ને આચાર્યો એકબીજામાં ઓતપ્રોત થયા હશે.

ઉપર જણાવવામાં આવ્યું તેમ ગુણચંદ્ર ગણી અને શ્રી દેવભદ્રસૂરિ એ બન્ને એક જ વ્યક્તિ છે એમાં લેશ પણ શંકાને સ્થાન નથી, કારણ કે જે શ્રેષ્ઠિની વિજ્ઞપ્તિને આધીન થઇ મહાવીરચરિત્રની રચના કર્યાનો નિર્દેશ કથારત્નકોશ અને પાર્શ્વનાથ ચરિત્રમાં છે એ જ ઉલ્લેખ, ગુરુનામનિર્દેશ, પટ્ટપરંપરા વગેરે બધુંય એક સરખું મહાવીર ચરિત્રમાં મળી આવે છે. તેમજ કથારત્નકોશકાર અને પાર્શ્વનાથચરિત્રકાર પોતાને સંવેગરંગશાલા ગ્રંથના સંસ્કર્તા તરીકે ઓળખાવે છે છતાં એ નામ—દેવભદ્રસૂરિ નામ એ ગ્રંથની પુષ્પિકામાં ન મળતાં ગુણચંદ્રગણી એ નામનો ઉલ્લેખ મળે છે, જે મહાવીર ચરિત્રના પ્રણેતાનું નામ છે. એટલે કોઇપણ જાતની શંકા વિના આનો અર્થ એટલો જ થયો કે—આચાર્ય દેવભદ્ર અને ગુણચંદ્ર ગણી એ બન્નેય એક જ વ્યક્તિ છે.

ઉપર 'ગુણચંદ્રગણિ અને શ્રી દેવભદ્રસૂરિ એ ભિન્નનામધારી એક જ મહાપુરુષ છે' એ સાબિત કરવા માટે તેમની જે ત્રણ કૃતિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ઉપરાંત તેમણે અનેક સ્તોત્રની તથા પ્રમાણપ્રકાશ (?) જેવા સમર્થ દાર્શનિક ગ્રંથની પણ રચના કરી છે. તેમના સ્તોત્રો પૈકી ત્રણ સ્તોત્રો તેમજ પ્રમાણપ્રકાશ (?) ગ્રંથનો જેટલો અંશ લભ્ય થઇ શકયાં છે એ બધાયને અહીં (મૂળ) કથારત્નકોશને અંતે પ્રસિદ્ધ કરેલ છે. એ પ્રસિદ્ધ કરેલ સ્તોત્રો જોતાં તેમજ કથારત્નકોશ આદિમાં સ્થળે સ્થળે આવતી દાર્શનિક ચર્ચાઓ જોતાં શ્રી દેવભદ્રાચાર્યનો સમર્થ દાર્શનિક આચાર્યની કોટીમાં સમાવેશ કરવો જરા પણ અનુચિત કે અસંગતિભર્યો નહિ જ લાગે.

પ્રસ્તુત પ્રકાશનને અંતે જે દાર્શનિક પ્રકરણ અને સ્તોત્રો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે એ પાટણ ખેત્રવસી પાડાના તાડપત્રીય ભંડારમાંની પ્રાચીનતમ ખંડિત તાડપત્રીય પ્રકરણ-પોથીમાંથી મળી આવ્યા છે, જેને આધારે તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. એ સ્તોત્રો જેવા મળ્યા છે તેવા જ શકય સંશોધન સાથે પ્રસિદ્ધ કર્યા છે, એટલે એના સંબંધમાં ખાસ કશું જ કહેવાનું નથી; પરંતુ "પ્રમાણપ્રકાશ" નામનું જે પ્રકરણ પ્રસિદ્ધ કર્યું છે એ પ્રકરણના નામને અથવા એના પ્રણેતાને સૂચવતો કશોય ઉલ્લેખ એ પોથીમાંથી મળી શકયો નથી. તે છતાં એ અપૂર્ણ અને નિર્નામક પ્રકરણનું નામ મેં "પ્રમાણપ્રકાશ" આપ્યું છે તે એ પ્રકરણના ત્રીજા શ્લોકમાં આવતા "प्रमाणमेव यत् सद्भिस्तत्त्वेनातः प्रकाश्यते" એ આર્થિક અનુસંધાનને લક્ષમાં રાખીને જ આપવામાં આવ્યું છે. એ જ રીતે ગ્રંથપ્રણેતા તરીકે આચાર્ય દેવભદ્રના નામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે એનું કારણ એ છે કે—આ પ્રકરણ, ઉપરોક્ત તાડપત્રીયપોથીમાં દેવભદ્રસૂરિકૃત સ્તોત્રસંગ્રહ સાથે સંલગ્ન હોઈ તેમજ આચાર્ય દેવભદ્રની સ્તોત્રરચનામાં તેમજ બીજી દરેક કૃતિમાં તેમની દાર્શનિકતાનો પ્રભાવ દેખાતો હોઇ આ કૃતિ તેમની હોવી જોઇએ એમ માનીને મેં પોતે પ્રસ્તુત પ્રકરણને એમની કૃતિ તરીકે નિર્દેશી છે. એટલે સંભવ છે અને કદાચ

શક્ય પણ છે કે-પ્રસ્તુત પ્રકરણનું નામ "પ્રમાણપ્રકાશ" ન હોય અને એના પ્રણેતા આચાર્ય દેવભદ્ર પણ ન હોય. આમ છતાં એ પ્રકરણમાંનો આઠમો શ્લોક જોયા પછી 'પ્રસ્તુત પ્રકરણ શ્વેતાંબરાચાર્યવિરચિત છે' એ વિષે તો જરાપણ શંકા રહેતી નથી.

वादन्यायस्ततः सर्वविस्त्वे च मुक्तिसम्भवः । पुंस्त्रियोश्च समा मुक्तिरिति शास्त्रार्थसंग्रहः ॥ ८ ॥

આ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે "પ્રસ્તુત પ્રકરણમાં-કેવળજ્ઞાનીને આહારનો સંભવ છે અને પુરુષ અને સ્ત્રીને એક સરખી રીતે મોક્ષ પ્રાપ્ત થઈ શકે છે. આ બે વિષયો ચર્ચવામાં આવશે." આથી પ્રસ્તુત પ્રકરણ શ્વેતાંબરાચાર્યપ્રણીત જ છે, એ નિર્વિવાદ રીતે પુરવાર થાય છે

આ પ્રમાણે અહીં ટૂંકમાં જણાવવામાં આવ્યું છે તે ઉપરથી આપણને ખાત્રી થાય છે કે-પૂજ્ય આચાર્યશ્રી દેવભદ્રસૂરિ સમર્થ કથાકાર, સ્તુતિકાર તેમજ દાર્શનિક બહુશ્રુત આચાર્ય હતા.

આચાર્ય દેવભદ્રસૂરિના સંબંધમાં આટલું નિવેદન કર્યા પછી, 'તેઓશ્રી કયા ગચ્છના હતા' એ પ્રશ્ન રહી જાય છે. આ વિશે અહીં એટલું જ કહેવું પ્રાપ્ત છે કે-આજે એમના જેટલા ગ્રંથો વિદ્યમાન છે એ પૈકી કોઈમાં પણ તેઓશ્રીએ પોતાના ગચ્છનો નામ નિર્દેશ કર્યો નથી પરંતુ એ ગ્રંથોની વિસ્તૃત પ્રશસ્તિઓમાં તેઓ પોતાને માત્ર 'વજ્રશાખીય અને ચંદ્રકુલીન' તરીકે જ ઓળખાવે છે. એટલે આ વિષે અમે પણ તેઓશ્રી પોતે પોતાને ઓળખાવે છે તેમ તેમને 'વજ્રશાખીય અને ચંદ્રકુલીન આચાર્ય' તરીકે જ ઓળખાવીએ છીએ.

જો કે જેસલમેરની તાડપત્રીય પાર્શ્વનાથચરિત્રની પ્રતિની પ્રશસ્તિમાં "विउलाए वरसाहाए' પાઠને ભૂંસી નાખીને બદલામાં 'खरयरो वरसाहाए' પાઠ અને 'आयरियजिणेसरबुद्धिसागरायरियनामाणो' પાઠને ભૂંસી નાખીને તેના સ્થાનમાં आयरियजिणेसरबुद्धिसागरा खरयरा जाया' પાઠ લખી નાખેલો મળે છે; પરંતુ એ રીતે ભૂંસી-બગાડીને નવાં બનાવેલા પાઠોનો ઐતિહાસિક પ્રમાણ તરીકે ક્યારે પણ ઉપયોગ કરી શકાય નહિ એટલે અમે એવા પાઠોને અમારી પ્રસ્તુત પ્રસ્તાવનામાં પ્રમાણ તરીકે સ્વીકાર્યા નથી. ઉપર જણાવવામાં આવ્યું તેમ જેસલમેરમાં એવી ઘણી પ્રાચીન પ્રતિઓ છે જેમાંની પ્રશસ્તિ અને પુષ્પિકાઓના પાઠોને ગચ્છવ્યામોહને અધીન થઈ બગાડીને તે તે ઠેકાણે 'खरतर' શબ્દ લખી નાખવામાં આવ્યો છે, જે ઘણું જ અનુચિત કાર્ય છે.

## ૬. કથારત્નકોશનાં અનુકરણ અને અવતરણ.

આચાર્ય શ્રીદેવભદ્રનો પ્રસ્તુત કથારત્નકોશ રચાયો ત્યારથી તેની વિશિષ્ટતાને લઈ એટલી બધી ખ્યાતિ પામી ચૂકયો હતો કે બીજા બીજા જૈન આચાર્યોએ પોતપોતાનાં ગ્રંથોમાં તેનાં અનુકરણ અને અવતરણો કરીને પોતાની અને પોતાની કૃતિઓની પ્રતિષ્ઠા વધારી હતી. આચાર્ય શ્રીદેવેન્દ્રસૂરિકૃત દેવવંદનભાષ્ય ઉપર શ્રી ધર્મકીર્તિએ રચેલી "સંઘાચારવિધિ" નામની ટીકામાં કથારત્નકોશની કથાને જેમની તેમ સહજ ફેરફાર

કરીને ઉદ્ધરી છે. તેમજ સુવિહિત પૂર્વાચાર્યપ્રણીત 'ગુરુતત્ત્વસિદ્ધિ'માં કથારત્નકોશનું એક આખું પ્રકરણ જ અક્ષરશઃ ગોઠવી દીધું છે, અને આચાર્ય શ્રી જિનપ્રભસૂરિએ પોતાના વિધિપ્રપા ગ્રંથમા ધ્વજારોપણવિધિ, પ્રતિષ્ઠાપકરણસંગ્રહ તથા પ્રતિષ્ઠાવિધિ નામનાં પ્રકરણોમાં કથારત્નકોશનાં તે તે સળંગ પ્રકરણો અને તેમાં આવતા શ્લોકોનાં અવતરણો કરેલાં છે.

ઉક્ત હકીકતનો સ્પષ્ટ ખ્યાલ આવે તે માટે આ નીચે થોડાક ઉતારો આપીએ છીએ.

## कथारत्नकोश विजयकथानक ११

तस्स य रन्नो मित्तो अहेसि दढगाढरूढपडिबंधो । आबालकालसहपंसुकीलिओ नाम सिरिगुत्तो ॥१९॥
सुहिसयणबंधवाणं थेवं पि हु नेव देइ ओगासं । धणमुच्छाए परिहरइ दूरओ साहुगोट्ठिं पि ॥२१॥
नवरं चिरपुरिसागय-सावयधम्मक्खणं जहावसरं । जिणपूयणाइपमुहं जहापयट्टं कुणइ किं पि ॥२२॥
उक्खणणखणणपरियत्तणाहिं गोवेइ तं च निययधणं । अवहारसंकियमणो पइक्खणं लंछणे नियइ॥२३॥
सिट्ठं जणणीए अन्नया य तुह पुत्त ! संतिओ ताओ । सा हिंतो मह कहमवि परितोसगओ गिहादूरे ॥५२॥
अट्ठावयस्स कोडीउ अट्ठ चिट्ठंति भूमिनिहियाओ । ता वच्छ ! किं न ठाणाइं ताइं इण्हिं खणेसि ? त्ति ॥ ६३ ॥ इत्यादि ॥

## संघाचारविधि विजयकुमारकथा पृ. ४२८

दृढगाढप्रतिबन्धः श्रीगुप्ताख्यः कुबेरसमविभवः । सहपंसुकीलिओ तस्स आसि मित्तो महाकिविणो ॥२॥
न ददाति स्वजनेभ्यः किञ्चिन्न व्ययति किञ्चिदपि धर्मे । धणमुच्छाए वज्जइ गमागमं सव्वठाणेसु ॥३॥
नवरं चिरपुरुषागत-जिनवरधर्मेक्षणं यथावसरम् । जिणपूयणाइपमुहं जहापयट्टं कुणइ किं पि ॥४॥
उत्खननखननपरिवर्त्तनादिभिः तद्धनं निजं नित्यम् । अवहारसंकियमणो गोवंतो सो किलेसेइ ॥ ५ ॥
सदनान्तः किञ्चिदपि द्रव्यमपश्यन्नसौ बहुक्लेशैः । भोयणमवि अज्जंतो कया वि जणणीइ इममुत्तो॥८॥
वत्सेह स्थानेऽष्टौ कोट्यः कनकस्य सन्ति निक्षिप्ताः । तुह पिउणा ता गिण्हसु कयं किलेसेहिं सेसेहिं ॥ ९ ॥ इत्यादि ॥

પ્રસ્તુત વિજય નામના શ્રેષ્ઠિપુત્રની કથા કથારત્નકોશકારે ચૈત્યાધિકારમાં આપેલી છે ત્યારે એ જ કથા સંઘાચારવિધિના પ્રણેતાએ સ્તોત્રના અધિકારમાં વર્ણવેલી છે. કથારત્નકોશમાં એ કથા આખી પ્રાકૃતમાં છે ત્યારે સંઘાચારવિધિકારે એ કથાને બે ભાષામાં એટલે કે એક જ ગાથામાં પૂર્વાર્ધ સંસ્કૃત અને ઉત્તરાર્ધ પ્રાકૃત એમ બે ભાષામાં યોજેલી છે. સંઘાચારવિધિ ટીકામાંની કથામાં જે ઉત્તરાર્ધ પ્રાકૃત છે તે આખી કથામાં મોટે ભાગે કથારત્નકોશનાં અક્ષરે અક્ષર ઉદ્ધરેલ છે અને પૂર્વાર્ધ પણ કથારત્નકોશમાંની કથાનાં લગભગ અનુવાદ જેવાં છે, જે ઉપર આપેલી સામસામી ગાથાઓને સરખાવવાથી સ્પષ્ટ થઈ જાય એમ છે

આચાર્ય મહારાજ શ્રીવિજયનીતિસૂરિ તરફથી પ્રસિદ્ધ થયેલ ગુરૂતત્ત્વસિદ્ધિમાં પૃ. ૪૭ ઉપર સંવેગરંગશાલાના નામે ઉદ્ધરેલ "इत्थंतरम्मि सड्ढो आसधरो नाम भणइ दुवियड्ढो" એ ગાથાથી શરૂ થતું ૫૯ ગાથાનું જે પ્રકરણ છે તે આખુંય કથારત્નકોશના પૃ. ૧૦ થી ૧૨ માં ગાથા ૧૮૫ થી ૨૪૩ સુધીમાં છે. ગુરુતત્ત્વસિદ્ધિમાં આ પ્રકરણ સંવેગરંગશાલાના ઉતારા તરીકે જણાવેલ છે, પણ ખરી રીતે આ પ્રકરણ કથારત્નકોશમાંનું જ છે. આ ઉપરથી ગુરુતત્ત્વસિદ્ધિના રચનાસમય ઉપર પણ પ્રકાશ પડે છે અને કથારત્નકોશની આદેયતા પણ પુરવાર થાય છે.

વિધિપ્રપા પૃ. ૧૦૯ ઉપર પ્રતિષ્ઠા પ્રસંગને લગતી કેટલીક મુદ્રાઓના વર્ણન અંગેની પાંચ ગાથાઓ આપેલી છે તે અને ત્યાર પછી પૃ. ૧૧૧ ઉપર પ્રતિષ્ઠા સંબંધે જે ૩૯ ગાથાઓ છે તે બધી અક્ષરશઃ પ્રસ્તુત કથારત્નકોશમાં પૃ. ૮૬ ગાથા ૧૭ થી ૫૫ સુધીમાં ઉપલબ્ધ છે, તથા પૃ. ૧૧૪ ઉપર 'ધ્વજારોપણવિધિના' નામ નીચે જે ૪૦ થી ૫૦ ગાથાઓ નોંધેલી છે તે પણ કથારત્નકોશમાં આવતા વિજયકથાનકમાં પૃ. ૭૧ ઉપર આપેલી ૧૧૪ થી ૧૨૪ ગાથાઓ છે. વિધિપ્રપાકારે ત્યાં કથારત્નકોશના નામનો ઉલ્લેખ પણ કર્યો છે.

આ પ્રમાણે અહીં કથારત્નકોશનું અનુકરણ અને અવતરણ કરનાર સુવિહિત પુરુષોના બે ત્રણ ગ્રંથોની તુલના કરી છે, પરંતુ બીજા આચાર્યોની કૃતિમાં પણ કથારત્નકોશનાં અનુકરણો અને અવતરણો જરૂર હશે; પરંતુ અહીં તો આટલેથી જ વિરમું છું. આ અનુકરણો અને અવતરણોએ પણ પ્રસ્તુત કથારત્નકોશ ગ્રંથના સંશોધનમાં વધારાની સહાય કરી છે એટલે એ દૃષ્ટિએ પણ તે તે અનુકરણ કરનારા અને અવતરણ કરનારા આચાર્યો વિશેષ સ્મરણાર્હ છે.

## ૭. કથારત્નકોશના સંશોધન માટેની પ્રતિઓ.

આજે કથારત્નકોશની એકંદર ત્રણ પ્રતિઓ વિદ્યમાન છે એમ જાણી શકાયું છે, જે પૈકીની એક પ્રતિ ખંભાતના તાડપત્રીય ભંડારમાં છે, એક પ્રવર્તકજી મહારાજ શ્રી કાંતિવિજયજી મહારાજના વડોદરાના વિશાળ જ્ઞાનભંડારમાં છે અને એક ચૂરૂ (મારવાડ)ના તેરાપંથીય જ્ઞાનભંડારમાં છે. આ રીતે આજે જોવા-જાણવામાં આવેલી ત્રણ પ્રતો પૈકી માત્ર ખંભાતના ભંડારની પ્રતિ જ સાદ્યંત પરિપૂર્ણ છે. તે સિવાય પૂજ્ય પ્રવર્તકજી મહારાજશ્રીના ભંડારની પ્રતિ એક કાળે સાદ્યંત પરિપૂર્ણ હોવા છતાં અત્યારે એમાંથી આદિ-મધ્ય-અંતમાંનાં ઘણાં પાનાં ગુમ થયેલાં હોઈ ખંડિત પ્રતિ છે જ્યારે ચૂરૂના ભંડારની પ્રતિ કાગળ ઉપર લખાએલી ગ્રંથના ઉત્તરખંડરૂપ છે. આ ત્રણ પ્રતો પૈકી જે બે અતિપ્રાચીન તાડપત્રીય પ્રતિઓનો મેં મારા પ્રસ્તુત સંશોધનમાં ઉપયોગ કર્યો છે તેનો પરિચય આ ઠેકાણે કરાવવામાં આવે છે—

(ખં.) પ્રતિ–આ પ્રતિ ખંભાતના "શ્રી શાંતિનાથ જૈન જ્ઞાનભંડાર"ને નામે ઓળખાતા પ્રાચીનતમ અને ગૌરવશાલી તાડપત્રીય જૈન જ્ઞાનભંડારની છે. પ્રતિ અતિસુકોમળ સુંદરતમ

શ્રી તાડપત્ર ઉપર સુંદર લિપિથી લખાએલી છે. એની પત્ર સંખ્યા ૩૧૭ છે. તેની હરેક પૂંઠીમાં ત્રણ, ચાર કે પાંચ લીટીઓ લખેલી છે 'હરેક' લીટીમાં ૧૨૭ થી ૧૪૦ લગભગ અક્ષરો છે. એ અક્ષરો ઠેકઠેકાણે નાના-મોટા લખાવા છતાં લિપિનું સૌંદર્ય આદિથી અંત સુધી એક સરખું જળવાએલું છે. પ્રતિની લંબાઇ પહોળાઇ ૩૧×૨ા ઇંચની છે. પ્રતિ લાંબી હોઇ તેનાં પાનાં સુવ્યવસ્થિત રીતે રહી શકે એ કારણસર દોરો પરોવવા માટે તેના વચમાં બે કાણાં પાડી ત્રણ વિભાગમાં લખાએલી છે. પ્રતિ વિક્રમ સંવત્ ૧૨૮૯માં લખાએલી હોવા છતાં તેની સ્થિતિ હજી જેવી તેવી નિરાબાધ છે. પ્રતિ ઘણી જ અશુદ્ધ છે, એટલું જ નહિ પણ એમાં ઘણે ઠેકાણે પંક્તિઓની પંક્તિઓ જેટલા પાઠો પડી ગયા છે, તેમજ લેખકની લિપિવિષયક અજ્ઞાનતાને લીધે સ્થાન-સ્થાન પર અક્ષરોની ફેરબદલી તથા અસ્તવ્યસ્તતા પણ બહુ જ થએલાં છે. પ્રતિના અંતમાં તેના લખાવનાર પુણ્યવાન્ આચાર્ય અને શ્રાવકની એકવીશ શ્લોક જેટલી લાંબી પ્રશસ્તિ લખેલી હોવા છતાં કોઈ ભાગ્યવાને એ પ્રશસ્તિને સદંતર ભૂસી નાખવાનું પુણ્યકાર્ય ઉપાર્જન કર્યું છે ! ! ! તે છતાં એ અમે જે રીતે અને જેટલી વાંચી શકયા છીએ તેટલો ઉતારો આ નીચે આપીએ છીએ.[1]

* * * * * * * * * * * *
* * * * * * * * * * * *

પ્રસ્તુત પ્રતિનાં પાનાં વચમાં કોઇ કોઈ ઠેકાણે ઘસાઇ ગયેલાં છે એ બાદ કરીએ તો આ પ્રતિ સાદ્યંત પરિપૂર્ણ છે. પ્રતિ ખંભાતના જ્ઞાનભંડારની હોઇ તેની સંજ્ઞા અમે खं० રાખી છે. પરંતુ જ્યાં प्र० પ્રતિ ખંડિત હોઇ ફક્ત આ એક જ પ્રતિના આધારે સંશોધન કર્યું છે ત્યાં આ પ્રતિના અશુદ્ધ પાઠોને ટિપ્પણમાં આપતાં આ પ્રતિને અમે प्रतौ એ સંકેતથી ઓળખાવી છે એટલે કે આથી અમે એમ જણાવવા ઇચ્છીએ છીએ કે જ્યાં અમે પાઠભેદ સાથે प्रतौ એમ નોંધ્યું હોય ત્યાં એમ સમજવું કે એ ઠેકાણે प्र० પ્રતિ ખંડિત હોઇ તે તે વિભાગને માત્ર खं० પ્રતિના આધારે જ સમ્પાદિત કરવામાં આવ્યો છે.

प्र० प्रति—આ પ્રતિ પૂજ્યપાદ વયોવૃદ્ધ શાંતમૂર્તિ પરમ ગુરુદેવ પ્રવર્તકજી મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી કાંતિવિજયજી મહારાજના વડોદરાના જૈન જ્ઞાનભંડારની છે. એ પ્રતિ પાટણ શ્રી સંઘના જ્ઞાનભંડારમાં અસ્તવ્યસ્ત તાડપત્રીય પાનાંમાંથી મેળવેલી હોઈ ખરી રીતે એ પાટણ શ્રીસંઘના જ્ઞાનભંડારની જ પ્રતિ કહી શકાય. આ પ્રતિ સુંદરતમ શ્રીતાડપત્ર ઉપર અતિ મનોહર એકધારી લિપિથી લખાએલી છે. પ્રતિના અંતનો ભાગ અધૂરો હોઇ તેનાં એકંદર કેટલાં પાનાં હશે એ કહી શકાય તેમ નથી તે છતાં અત્યારે જે પાનાં વિદ્યમાન છે તે ૧૩૯ થી ૨૯૫ સુધી છે. તેમાં પણ વચમાંથી ૧૬૭, ૧૬૮, ૨૦૧ થી ૨૨૭, ૨૪૬ અને ૨૫૯ આ પ્રમાણે બધાં મળી એકંદર એકત્રીસ પાનાં ગૂમ થયાં છે. એટલે આ પ્રતિના વિદ્યમાન પાનાં માત્ર ૧૨૬ હોઇ સામાન્ય રીતે એમ કહી શકાય કે આ પ્રતિનાં બે ભાગનાં પાનાં ગૂમ થયાં છે જ્યારે માત્ર ત્રીજા ભાગ જેટલાં જ પાનાં વિદ્યમાન છે. આમ છતાં આ ખંડિત પ્રતિ શુદ્ધ પ્રાય હોઈ એણે પ્રસ્તુત ગ્રંથના સંશોધનમાં ખૂબ

---

1 જુઓ મૂળ ગ્રંથની પ્રસ્તાવના પા. ૧૨.

જ મદદ કરી છે. અનેક ઠેકાણે પંક્તિઓની પંક્તિ જેટલા પાઠો, જે સં૦ પ્રતિમાં પડી ગએલા હતા તે પણ આ ખંડિત પ્રતિદ્વારા પૂરી શકાયા છે. પ્રસ્તુત પ્રતિને કોઈ વિદ્વાને વાંચીને સાંગોપાંગ સુધારવા પ્રયત્ન કર્યો છે અને કોઇ કોઇ ઠેકાણે કઠિન શબ્દ ઉપર ટિપ્પણ પણ કરેલ છે. પ્રસ્તુત પ્રતિ તાડપત્રીય લખાણના જમાનામાં જ ગમે તે કારણસર ખંડિત થએલ હોઇ તેમાં ઘણે ઠેકાણે પાનાં નવાં લખાવીને ઉમેરવામાં આવ્યાં છે, જે સં૦ પ્રતિને મળતી કોઇ પ્રતિ ઉપરથી લખાએલાં હોય એમ લાગે છે. પ્રતિના પાનાની દરેક પૂંઠીમાં પાંચ કે છ લીટીઓ લખેલી છે. દરેક લીટીમાં ૧૧૫ થી ૧૩૦ અક્ષરો છે. પ્રતિની લંબાઈ-પહોળાઇ ૩૦×૨ા ઇંચની છે. આ પ્રતિ ઉપર જણાવ્યા મુજબ દોરો પરોવવા માટે વચમાં બે કાણાં પાડી ત્રણ વિભાગમાં લખવામાં આવી છે. પ્રતિની લિપિ અને સ્થિતિ જોતાં એ સં૦ પ્રતિ કરતાં વધારે પ્રાચીન છે અને એની સ્થિતિ જરા જીર્ણ થઇ ગઇ છે. પ્રસ્તુત પ્રતિ અત્યારે પ્રવર્ત્તકજી મહારાજશ્રીના જ્ઞાનભંડારમાં હોઈ એની સંજ્ઞા અમે પ્ર૦ રાખી છે અને જ્યાં પ્રતિમાંના સુધારેલા પાઠભેદોને અમે પાઠાંતરમાં આપ્યા છે ત્યાં પ્રસં૦ એમ જણાવ્યું છે.

## પ્રતિઓની વિશેષતા અને શુદ્ધ્યશુદ્ધ્યાદિ.

ઉપર જે બે પ્રતિઓનો પરિચય આપવામાં આવ્યો છે તે પૈકી પ્ર૦ પ્રતિ ભ્રાન્તિ-રહિત શુદ્ધ લિપિમા લખાએલી છે. એમાં લેખકના લિપિ વિષયક અજ્ઞાનજનિત અશુદ્ધિઓ બહુ જ ઓછી છે તેમજ એ પ્રતિને કોઇ વિદ્વાને સુધારેલી પણ છે; એટલે તેના વિષે ફક્ત એટલુંજ કહેવાનું રહે છે કે પ્રતિના શોધકે કથાસમાપ્તિની પુષ્પિકામાં કેટલેક ઠેકાણે "इति श्रीदेवभद्रसूरिविरचिते" એ પ્રમાણે ગ્રંથકારના ;નામનો નિર્દેશ કરતી જે પંક્તિ ઉમેરેલી છે એ અમે સ્વીકારી નથી. આ સિવાય આ પ્રતિ વિષે ખાસ કશુંજ કહેવાનું નથી.

પરંતુ સં૦ પ્રતિમાં લેખકના પ્રમાદ અને લિપિવિષયક અજ્ઞાનપણાને લઇ इं ई, प प, शु तु, घ थ, ट्ट ह, ठ व, ड द, ढ र, ण ल, त्थ च्छ, न्त च, न्ति त्ति, न्तु त्तु, तु त्तु, प व, प य, ब व, म स, ल भ, श ष स ઇત્યાદિ અક્ષરોનો પરસ્પર વિપર્યાસ થવાને લીધે ઘણીજ અશુદ્ધિઓ વધી જવા પામી છે. તેમજ પ્રતિના લેખકે ઘણે ઠેકાણે પડિમાત્રા અને હ્રસ્વ ઇકારની વેલંટિ -ि-માં કશો ભેદ રાખ્યો નથી. ઘણે ઠેકાણે એકવડાને બદલે બેવડા અને બેવડાને બદલે એકવડા અક્ષરો લખી નાખ્યા છે. આ જાતના અશુદ્ધ પાઠોને અમે લિપિભ્રાન્તિના નિયમો, શાસ્ત્રનો વિષય, ગ્રંથકારની ભાષા, છંદનું ઔચિત્ય આદિ વસ્તુને લક્ષમાં રાખી સુધારવા પ્રયત્ન કર્યો છે. અને આ રીતે સુધારેલા પાઠોને, વાચકવર્ગને વાંચવામાં ગરબડ કે ભ્રાન્તિ ન થાય એ માટે કોષ્ટકમાં ન આપતા મૂળમાં જ અમે આપ્યા છે અને અશુદ્ધ પાઠોને યથાયોગ્ય નીચે ટિપ્પણમા આપ્યા છે. પરંતુ જ્યાં જ્યાં બીજી પ્રતિ સહાયક થતી રહી છે ત્યાં અમે એવા અશુદ્ધ પાઠોને જતા કર્યા છે. પ્રસ્તુત સંપાદનમાં ઘણે ઠેકાણે કુન્ત, હોન્તિ, કુન્ડલ, ઇત્યાદિ જેવા પરસવર્ણયુક્ત પાઠો નજરે પડશે એ અમે નથી કર્યા, પણ પ્રતિમાં જ એ જાતના પરસવર્ણવાળા પાઠો છે. તેમજ उचिय ( सं. उचित)ને બદલે उचिम, सक्खं, सक्खा ( सं. साक्षात्) ને બદલે संखं संखा જેવા વિવિધ પ્રયોગો દેખાશે

અને દીર્ઘ તથા અનુસ્વારથી પર બેવડાયેલા અક્ષરવાળા वंच्छा, कंक्खा, महाक्खाय જેવા પાઠો પણ જોવામાં આવશે. એ બધા પાઠો આખા ગ્રંથમાં ઠેક-ઠેકાણે ઉપલબ્ધ થતા હોઇ એ બધાને સુધારવા અનુચિત સમજી જેમ ને તેમ કાયમ રાખવામાં આવ્યા છે.

પ્રસ્તુત મુદ્રણમાં જ્યાં જ્યાં પ્રતિમાં પાઠો કે અક્ષરો પડી ગયેલા લાગ્યા છે ત્યાં ત્યાં અર્થાનુસંધાન માટે જે નવી પાઠપૂર્ત્તિ કરવામાં આવી છે એ દરેક પાઠોને [ ] આવા ચોરસ કોષ્ટકમાં આપ્યા છે.

પ્રસ્તુત પ્રકાશનમાં પત્ર ૧૦૧ ના બીજા પૃષ્ઠમાં પહેલા શ્લોકના ઉત્તરાર્ધમાં ભ્રાન્તિથી 'अनितसम्मदि' પાઠ છપાયો છે તેને સુધારીને 'अनितसम्मुदि' એ પ્રમાણે વાંચવો.

અંતમાં પ્રસ્તુત ગ્રંથના સંશોધનનાં અને તેનો વિષમપદાર્થદ્યોતક ટિપ્પણી કરવામાં અતિ સાવધાનતા રાખવા છતાં મતિભ્રમથી થયેલી સ્ખલનાઓ જણાય તેને સુધારીને વાંચવા વિદ્વાનોને અભ્યર્થના છે. इतिशम्।

પૂજ્યપાદ પ્રવર્ત્તકજી મહારાજશ્રી ૧૦૦૮ શ્રી કાન્તિવિજયજી,
પ્રશિષ્ય પૂજ્ય શ્રી ચતુરવિજયજી મહારાજ,
શિષ્ય મુનિ પુણ્યવિજય.





શેઠશ્રી છોટાલાલ લહેરચંદ–પાટણ (ઉ–ગુજરાત)

## પુણ્ય પ્રભાવક, ધર્મારાધક શેઠશ્રી છોટાલાલભાઈ લહેરચંદની

# જીવનરેખા.



પાટણ એ ઇતિહાસપ્રસિદ્ધ વર્ષોના વર્ષોથી ગૌરવવંતુ ગુજરાતનું પાટનગર છે. જૈનદર્શનનાં પ્રાચીન, વિશાળ, સુંદર જિનમંદિરો, પૂજ્ય પૂર્વાચાર્યોરચિત વિવિધ ચાર અનુયોગ( વિવિધ સાહિત્ય )ના પ્રાચીન જ્ઞાનભંડારો, પૂજ્યશ્રી હેમચંદ્રાચાર્ય વગેરે અનેક વિદ્વાન આચાર્યદેવો, મુનિપુંગવોથી સેંકડો વર્ષોથી વારંવાર થતા ચરણસ્પર્શો અને તેવા મહાત્માઓદ્વારા ધર્મશ્રવણ, તપ વગેરે અનુષ્ઠાનોવડે અત્યારસુધી તે જૈનપુરી તરીકે સુપ્રસિદ્ધ છે. વળી તેના ઉપર કાળબળે અનેક આક્રમણો થયા છતાં જે પોતાની સંસ્કૃતિ સાચવી રહેલ છે.

ભૂતકાળમાં થઈ ગયેલાં જૈન સમાજના સરસ્વતી તેમજ લક્ષ્મીનાં ઉપાસકો, ઉદ્યોગ પતિઓ, વ્યાપારીઓ, દાનવીરો, શૂરવીરો, ધર્મવીરોની જેમ, પૂજ્ય વિદ્વાન્ આચાર્યદેવો તથા મુનિમહારાજોના વારંવાર આગમનથી વર્તમાન કાળમાં પણ તેમણે પોતાની ધર્મ-ભાવના સાચવી રાખેલ છે. જેથી પરંપરાએ કરી ત્યાં જૈન સંસ્કારી અને વ્યાપાર–વાણિજ્ય-નિષ્ણાત, પુણ્ય પ્રભાવક કુટુંબો હાલ પણ વસે છે. તેવા એક ધર્મપ્રેમી અને સંસ્કારી કુટુંબમાં શેઠશ્રી છોટાલાલભાઈનો સંવત ૧૯૩૦ ના શ્રાવણ શુદિ ૧૫ ના રોજ પિતાશ્રી શેઠ લહેરચંદ ન્યાલચંદ અને માતુશ્રી શ્રીમતી ઝરમર બ્હેનની કૂક્ષીમાં જન્મ થયો હતો. કોઈ ચોક્કસ, પવિત્ર કે સર્વમાન્ય તહેવારના પવિત્ર દિવસે જન્મ થવો તે પણ પુણ્યનું જ ફળ છે. તેઓ માત્ર બે બંધુઓ હતા. તેમના લઘુબંધુનું નામ મણિલાલભાઈ હતું.

આજથી પચાસ વર્ષ પૂર્વે વર્તમાન કાળ જેટલું શિક્ષણ અપાતું–લેવાતું ન હોતું, પરંતુ જૈન સમાજ એ ખાસ વ્યાપારનિષ્ણાત કોમ હોવાથી સામાન્ય વાંચવા લખવા પૂરતું શિક્ષણ મેળવી પરંપરાગત કોઇપણ વ્યાપારી લાઇન લેવામાં આવતી અને

તેમાં પૂરતો અનુભવ મેળવી સ્વતંત્ર વ્યાપાર ખેડતા અને પુણ્યોદયે, દેવગુરુધર્મ, તપ આરાધનાવડે અહિં અને પરદેશમાં જઈ સારી લક્ષ્મી મેળવતાં અને શ્રદ્ધાથી ધર્મમાર્ગે તે લક્ષ્મીનો સદુપયોગ કરતાં. તે જ રીતે શેઠશ્રી છોટાલાલભાઈ (ગુજરાતી ચાર ધોરણ) સુધીનું સામાન્ય શિક્ષણ જન્મભૂમિમાં લઈ બાર તેર વર્ષની ઉંમરે મુંબઈમાં શેઠ કમા રામજીની ચાલતી પેઢીમાં માત્ર આઠ રૂપીઆના માસિક પગારથી જોડાયા. થોડો વખત વ્યાપારી લાઇનનો પૂરતો અનુભવ મેળવી કરીયાણા બજારમાં શેઠ ગભરૂચંદ નાગરદાસ માણેકચંદ સાથે પરચુરણ દલાલીનો ધંધો શરૂ કર્યો. તેમની ૧૮ વર્ષની ઉમર હતી, તે વખતે શ્રી છોટાલાલભાઈના શેઠ કરમચંદ નારણજી અમરેલીવાળાને ત્યાં મણિબ્હેન સાથે તેમનાં લગ્ન થયાં હતાં. પિતાશ્રી લહેરચંદભાઈનો સ્વર્ગવાસ શેઠશ્રી છોટાલાલભાઈની નાની ઉંમરમાં થયેલો હોવાથી સાધારણ સ્થિતિમાં જીવન પસાર કરી રહ્યા હતા અને વ્યાપારમાં કુટુંબનો ભાર સારી રીતે ચલાવતા હતા. ધર્મના સંસ્કાર વારસામાં મળ્યા હોવાથી આવશ્યક ક્રિયા, શ્રી દેવગુરુભક્તિ, શાસ્ત્રશ્રવણ વગેરેનો નિત્ય વ્યવસાય ચાલુ હતો. ઉપરોક્ત રીતે ત્રીશ વર્ષ સુધી ભાગીદારીમાં ધંધો ચાલુ રાખ્યો હતો. હવે પૂર્વભવના પુણ્યે સ્વતંત્ર દલાલીનો ધંધો શરૂ કર્યો. પુણ્યયોગે થોડા વખતમાં ધંધાનો વિકાસ થયો. ઉપરોક્ત બજારમાં સારા વ્યાપારી દલાલ તરીકે પ્રતિષ્ઠા વધતાં ભારતની બહારના પ્રદેશો ઈરાન, અરબસ્તાન તથા ઈજીપ્ત જેવા રાષ્ટ્રોનાં સારા ગ્રાહકો મેળવ્યા તેથી બીઝનેસ વધતાં, આર્થિક સ્થિતિ સારી થતાં લક્ષ્મીની પણ સારી પ્રાપ્તિ થઈ અને મળેલી સુકૃતની લક્ષ્મીનો સદ્દમાર્ગે વ્યય પણ કરવા લાગ્યા. અનેક પૂજ્ય આચાર્યો અને મુનિમહારાજોના વ્યાખ્યાનશ્રવણ વગેરેથી ધર્મશ્રદ્ધા વધતાં શ્રી સિદ્ધાચલજીની નવાણું યાત્રા, ચાતુર્માસ વગેરે કર્યું હતું અને દર વર્ષે અન્ય તીર્થોની યાત્રાનો લાભ લીધો હતો. ૪૭ વર્ષની ઉમરે ચતુર્થવ્રત (બ્રહ્મચર્ય) લીધું હતું. પૂજ્યપાદ્ પ્રવર્તકજી **શ્રી કાન્તિવિજયજી મહારાજ, આ. શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી** મહારાજના વિશેષ પરિચયમાં આવતા ધર્મશ્રદ્ધાની દિવસાનુદિવસ વૃદ્ધિ થવા લાગી. સાધુ સાધ્વી મહારાજાઓની ભક્તિ કરવાને પણ નિરંતર ચૂકતા ન હોતા. શ્રીયુત છોટાલાલભાઈને સંતતિમાં સુપુત્રી હીરાબ્હેન, લીલાવતીબ્હેન તેમજ સુપુત્રો મ્હોટા પુત્ર શ્રી નટવરલાલભાઈ અને લઘુ પુત્ર રમણલાલભાઈ એ ચાર હતા.

જ્યેષ્ઠ પુત્ર શ્રી નટવરલાલભાઈને સ્કુલ શિક્ષણ આપી, પોતાની ચાળીશ વર્ષની ઉંમરમાં તેમને ધંધાનું શિક્ષણ સાત વર્ષ સુધી આપી તૈયાર કરી, પોતે ધંધામાંથી નિવૃત્ત થયા. પાછળની જિંદગીમાં શેઠશ્રી છોટાલાલભાઈએ મળેલી સફુતની લક્ષ્મીનો જીવનપર્યન્ત સારો વ્યય કર્યો હતો અને સંવત ૧૯૯૭ ના માગશર શુદી ૫ ના રોજ (મુંબઈ) મલાડમાં ૬૭ વર્ષની ઉમરે તેમનો સ્વર્ગવાસ થયો હતો. પાછળ પૂજ્ય પિતાશ્રીની ભક્તિ અને સ્મરણાર્થે બન્ને બંધુઓ શ્રી નટવરલાલભાઈ અને રમણલાલભાઈએ જન્મભૂમિ પાટણમાં જૈન બોર્ડિંગને રૂા. ૩૧૦૦૦) આપી મકાન બંધાવી આપ્યું હતું. પોતાની માતુશ્રીના સ્મરણાર્થે રૂા. ૭૫૦૦) આપી ત્યાં જ જીવાતખાતું (નાના જીવોના રક્ષણાર્થે) બંધાવવા ત્યાંની પાંજરાપોળને તે રકમ આપી હતી.

કાળની ગતિ અકળ છે, તેની કોઈને ખબર પડતી નથી તેમ, દરમ્યાન લઘુ બન્ધુ રમણલાલ ટૂંક વખતની બિમારી ભોગવી ત્રીશ વર્ષની ઉમરે સ્વર્ગવાસી થતાં શ્રીયુત નટવરલાલભાઈને આઘાત પહોંચે તે સ્વાભાવિક છે. લઘુ બન્ધુના સ્મરણાર્થે રૂા. ૨૫૦૦૧) પાટણ જૈનમંડળ બોર્ડિંગ, બાલાશ્રમને અને તે સિવાય બીજા ધાર્મિક કાર્યોમાં પોતાની શક્તિ અનુસાર લક્ષ્મીનો સારો વ્યય કર્યો હતો. શ્રીયુત નટવરલાલભાઈને બે પુત્રો શ્રી વિજયકુમાર અને કુમારપાલ થયાં હોવા છતાં, કોઈ પૂર્વના અશુભ કર્મના ઉદયે આવા ધર્મીષ્ઠ કુટુંબ ઉપર બીજી આફત આવી. શ્રી નટવરલાલભાઈના જ્યેષ્ઠ પુત્ર શ્રી વિજયકુમારભાઈના આ સાલના વૈશાખ શુદી ૧૧ ના રોજ આનંદપૂર્વક લગ્ન કર્યાં અને બીજે દિવસે તાવ આવ્યો અને માત્ર ચાર પાંચ દિવસની બિમારી ભોગવી ૨૦ મે વર્ષે સ્વર્ગવાસી થતાં શ્રી નટવરલાલભાઈને અસહ્ય દુઃખ આવી પડ્યું. આત્માને આઘાત થયો. ભાવિભાવ બળવાન છે ત્યાં કોઈ મનુષ્યનું ચાલતું નથી. શ્રી નટવરલાલભાઈના જીવનને અશુભ કર્મે અકારું બનાવી દીધું. ધાર્મિક કુટુંબમાં આવો આફતજનક પ્રસંગ ન હોય ! પરંતુ કર્મની ગતિ વિચિત્ર છે. પૂર્વભવના શુભાશુભ કર્મનો વિપાક મનુષ્યને ક્યારે ભોગવવો પડે તે જ્ઞાનીગમ્ય છે. તેવે વખતે શાંતિપૂર્વક સહન કરી ધર્મદૃષ્ટિ સન્મુખ રાખવા સિવાય કોઈ માર્ગ હોતો નથી. અમો શ્રી નટવરલાલભાઈ અને કુટુંબને દિલાસો આપવા સાથે કર્મસ્વ-

રૂપની વિચારણા અને દેવગુરુધર્મની વિશેષ વિશેષ ભક્તિ કરવા તેમજ गतं न शोचामि ભૂતકાળ ભૂલી જવા સૂચવીએ છીએ.

શ્રી નટવરલાલભાઇના નાના પુત્ર કુમારપાળ હાલ ભણે છે.

શ્રી નટવરલાલભાઈ પણ પરમ શ્રદ્ધાળુ ને સંસ્કારી હોવા ઉપરાંત દેવગુરુધર્મની આવશ્યક ક્રિયા નિત્ય કરે છે. દેવભક્તિ પૂજામાં તો નિરંતર સ્નાત્ર ભણાવે છે અને પોતાને મળેલી અને ઉપાર્જન થતી લક્ષ્મીનો પોતાના આત્મકલ્યાણ અર્થે સુકૃતમાં (ધર્મકાર્યોમાં) નિરંતર સારો વ્યય કરે છે, તે જ રીતે આ શ્રી કથારત્નકોષ ગ્રંથ, જે શ્રી પૂર્વાચાર્ય શ્રી દેવભદ્રાચાર્યકૃત મહામૂલો, સમ્યક્ત્વ અને પંચઅણુવ્રતના સ્વરૂપ અને તેના ગુણદોષો, અનુપમ કથાઓવડે દર્શાવનાર તેમજ સિદ્ધ કરનાર અપૂર્વ છે, તેના આ અનુવાદ ગ્રંથમાં પોતાના પૂજ્ય પિતા શેઠશ્રી છોટાલાલભાઈની ભક્તિ અને સ્મરણાર્થે એક સારી રકમની આર્થિક સહાય આપી, સભાના ધારા પ્રમાણે સીરીઝ-ગ્રંથમાળા તરીકે પ્રગટ કરવા બતાવેલી ઉદારતા અને કરેલી જ્ઞાનભક્તિ માટે સભા આભાર માને છે.

શ્રીયુત નટવરલાલભાઇ દીર્ઘાયુ થઇ આધ્યાત્મિક, શારીરિક અને આર્થિક સંપત્તિ વિશેષ વિશેષ મેળવી જીવનમાં ધર્મના અનેક કાર્યોમાં લક્ષ્મીનો સદ્વ્યય કરી સખાવતો કરે એમ પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ.





# વિ*ષ*યા*નુ*ક્ર*મ*ણિ*કા.

## ધર્માધિકારી સામાન્ય ગુણવર્ણન.

### સમ્યક્ત્વ-પટલ : નરવર્મ રાજાની કથા (૧)



## સમકિતનાં દૂષણો

### શંકા અતિચાર : : ધનદેવની કથા (૨)



### કાંક્ષાના દુષ્પરિણામ : : નાગદત્તનું કથાનક (૩)

## વિચિકિત્સા અતિચાર : : ગંગ અને વસુમતીનું વૃત્તાંત (૪)



## મૂઢદૃષ્ટિ દોષ : : શંખનું કથાનક (૫)



# સમકિતનાં ગુણો

## ઉપબૃંહણા : : રુદ્રસૂરિનું દૃષ્ટાંત (૬)



## સ્થિરીકરણ : : ભવદેવનું વૃત્તાંત (૭)



## વાત્સલ્ય : : ધન મુનિવરની કથા (૮)

## પ્રભાવના :: અચલનું કથાનક (૯)



## પંચનમસ્કાર :: શ્રીદેવ રાજાનું વૃત્તાંત (૧૦)



## ચૈત્યાધિકાર :: વિજયનું ચરિત્ર (૧૧)



## જિનબિંબપ્રતિષ્ઠા પ્રક્રમ :: પદ્મનૃપનું કથાનક (૧૨)

## જિનપૂજા અધિકાર :: પ્રભંકરનું વૃત્તાંત ( ૧૩ )



## દેવદ્રવ્યની સંભાળ :: બે ભાઈઓની કથા ( ૧૪ )

## શાસ્ત્રશ્રવણમહિમા :: શ્રીગુપ્તની કથા ( ૧૫ )



## જ્ઞાનદાન : ધનદત્તનું વૃત્તાંત ( ૧૬ )



## અભયદાન :: જય રાજર્ષિનું કથાનક ( ૧૭ )



## સંયમ-સાધનમાં સહાયભૂત દાન :: સુજય રાજર્ષિની કથા ( ૧૮ )

## કુગ્રહનો ત્યાગ : : વિમલની કથા (૧૯)



## માધ્યસ્થ ગુણ : : નારાયણની કથા (૨૦)



**પ્રથમ ભાગ સંપૂર્ણ.**

# શ્રી કથારત્નકોષ

પ્રથમ ભાગ

## अणुव्रतो.

卐

### पहेलुं अणुव्रत.

अलसा भवताकार्ये, प्राणिवधे पङ्गुलाः सदा भवत ।
परतप्तिषु बधिरा-जात्यन्धाः परकलत्रेषु ॥

અર્થઃ—હે ધર્મજિજ્ઞાસુઓ !, તમારે જો સદ્ગતિ મેળવવાની ઇચ્છા હોય તો શ્રેષ્ઠ-જનોને નિંદિત એવા નીચ કાર્યમાં આળસુ બની નિરુદ્યોગી થાઓ, તેમજ પ્રાણીઓનો વધ કરવામાં હંમેશાં પાંગળા બનો, પરપીડાઓમાં બધિરતા ધારણ કરો અને પર-સ્ત્રીઓને વિષે જન્માંધની માફક પ્રવૃત્તિ કરો અર્થાત્ તેમની ઉપેક્ષા કરો.

* * *

### बीजुं अणुव्रत.

असत्यमप्रत्ययमूलकारणं, कुवासनासद्मसमृद्धिवारणम् ।
विपन्निदानं परवञ्चनोर्जितं, कृताऽपराधं कृतिभिर्विवर्जितम् ॥

અર્થઃ—અવિશ્વાસનું મૂલ કારણ, ખરાબ વાસનાઓનું નિવાસસ્થાન, સમૃદ્ધિઓને નિવારવામા અર્ગલા સમાન, વિપત્તિઓના મૂલ હેતુ, અન્ય જનોને છેતરવામાં અતિદક્ષ અને અપરાધોના ખજાનારૂપ એવું અસત્ય વચન જ્ઞાની પુરુષોએ સર્વથા ત્યાગ કરેલું છે.

* * *

## ત્રીજું અણુવ્રત.

यन्निर्वर्तितकीर्तिधर्मनिधनं, सर्वागसां साधनं,
प्रोन्मीलद्वधबन्धनं विरचित-क्लिष्टाशयोद्बोधनम् ।
दौर्गत्यैकनिबंधनं कृतसुग-त्याश्लेषसंरोधनम्,
प्रोत्सर्पत्प्रधनं जिघृक्षति न त-द्धीमानदत्तं धनम् ॥

અર્થઃ—જે ચોરીનું ધન પ્રસિદ્ધ એવી કીર્તિ અને સંપત્તિનો નાશ કરે છે, તેમજ સર્વ દુઃખોનું સાધન, વધ તથા બંધનને પ્રગટ કરનાર, ક્લિષ્ટ આશયોને ઉત્પન્ન કરનાર, દુર્ગતિનું મુખ્ય કારણ, સુગતિ-મોક્ષસુખના સમાગમનો રોધ કરનાર અને સંગ્રામાદિકનો ભય ઉપજાવનાર છે, તેવા અદત્તદ્રવ્યને ગ્રહણ કરવાની કયો બુદ્ધિમાન ઇચ્છા કરે? અર્થાત્ કોઈએ ન કરવી જોઈએ.

* * *

## ચોથું અણુવ્રત.

यस्तु स्वदारसन्तोषी, विषयेषु विरागवान् ।
गृहस्थोऽपि स्वशीलेन, यतिकल्पः स कल्प्यते ॥

અર્થઃ—જે પુરુષ કામાદિક વિષયોમા વિશેષ રાગનો ત્યાગ કરી પોતાની સ્ત્રી વિષે સંતોષ માની પ્રવૃત્તિ કરે છે, તે ગૃહસ્થકોટીમા વર્તતો હોવા છતાં પણ પોતાના શીલવડે મુનિ સમાન ગણાય છે.

* * *

## પાંચમું અણુવ્રત.

व्याक्षेपस्य निधिर्मदस्य सचिवः, शोकस्य हेतुः कलेः ।
केलीवेश्म परिग्रहः परिहृते-र्योग्यो विविक्तात्मनाम् ॥

અર્થઃ—પ્રશમ-શાંતિગુણનો એક કટ્ટો દુશ્મન, અધૈર્યનો ખાસ મિત્ર, મોહરાજાને વિશ્રાંતિનું સ્થાન, પાપરાશિની જન્મભૂમિ, આપત્તિઓનું મુખ્ય સ્થાન, અસદ્ધ્યાનનું ક્રીડાવન, વ્યાક્ષેપનો ભંડાર, મદનો સચિવ-પ્રધાન, શોકનો મુખ્ય હેતુ, તેમજ કલિનો એક ક્રીડાવાસરૂપ પરિગ્રહનો વિવેકી પુરુષોએ પરિહાર કરવો.

—શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ( શ્રી લક્ષ્મણગણિ. )



ॐ अर्हम्

॥ ॐ श्री चिंतामणि पार्श्वनाथ जीनेंद्राय नमः ॥

श्रीमद्विजयानंदसूरीश्वरपादपद्मेभ्यो नमः ॥

( श्री देवभद्राचार्य विरचितः )

# શ્રી કથારત્નકોશ.

( અનુવાદ )

## સમ્યક્ત્વ-પટલ.



જેમના ચરણોની ચકચકતી નખમાલાની કાંતિમાં ચરણે નમેલા માણસોનું પ્રતિબિંબ પડતાં એમાં કેમ જાણે ભવભીરુ લોકો સંતાઈ ગયા ન હોય એવું ભાસે છે. તથા એ ચકચકતા નખોની માલામાંથી ઉન્મુખપણે કિરણોનો પ્રકાશ ચમકી રહ્યો છે, એથી એ કેમ જાણે શિવભવન ઉપર ચડવાની નીસરણી ન હોય એમ પણ લાગે છે, તથા એ નખોની માલા ભયાનક એવા સમુદ્રને પાર પામવા જાણે ભેગાં થયેલાં સારાં વહાણોની ઘટા ન હોય એવી દેખાય છે; એવી જેમની નખમાલા શોભે છે તે પ્રથમ જિનેશ્વર **શ્રી ઋષભદેવ** ભગવાન જયવંતા વર્તે છે.

શિવનગરી તરફ પ્રયાણ કરતા લોકોને માટે મંગલકલશ સમાન એવા શ્રી વીર ભગવાન જયવંતા વર્તે છે. વીરભગવાન સુમનોઽભિરામ છે એટલે સુમનો-વિદ્વાન લોકો તથા દેવો એ બન્નેને માટે વીર ભગવાન સુંદર રૂપવાળા છે અને મંગલકલશ પણ સુમનોઽભિરામ છે. સુ-સારી રીતે મનોઽભિરામ-મનને ગમે તેવો છે. વીર ભગવાન ચારુપદ્મ-ચારુ-સુંદર, પદ્મ-પગવાળા છે અને મંગલકલશ ચારુપદ્મ-ચારુ સુંદર, પદ્મ-

પય-પાણીવાળો છે. વળી, વીર ભગવાનનું મુખરૂપ કમળ, સુરહિ-સુગંધવાળું છે અને મંગલકળશ પણ સુરહિવયણુસયવત્ત છે એટલે કળશના વયણ-મુખ ઉપર સુરહિ-સુગંધી સયવત્ત-કમળો મૂકવામાં આવ્યાં છે. એ રીતે શ્રી વીરભગવાન અને મંગળકળશમાં શબ્દ-દષ્ટિથી સમાનતા દેખાય છે. વળી જેમના લાંછન તરીકે કેસરી સિંહ છે, એવા તે **વીર-ભગવાન** ફરી ફરીને જયવંતા વર્તે છે. નહીં જિતી શકાય એવા કષાયોરૂપ શસ્ત્રોની ધાડને જોઈને જેનો ઉત્સાહ ગળી ગયેલ છે એવો કેસરીસિંહ જ ખરેખર જાણે તેમને શરણે ન આવ્યો હોય એવો એ લાંછનનો સિંહ ભાસે છે. બાકીના પણ બીજા બધાય જિનેશ્વર ભગવંતો મોહરૂપ મહાઅંધકારને ભેદવા માટે રવિ-સૂર્ય સમાન છે તથા જેમ સગા ભાઈઓ જેલખાનાના બંધનોને દૂર કરે છે તેમ તેઓ સગા ભાઈઓની પેઠે અમારાં ભવરૂપ જેલખાનાનાં બંધોને દૂર કરો.

જેમના માથા ઉપરની ફણાઓ ઉપર રહેલા મણિઓની કાંતિ બહુ દૂર સુધી પસરેલી છે એવા શ્રી **પાર્શ્વનાથ** ભગવાનની સ્થિર રહેલી દીવાની જેવી જણાતી કાંતિ મારા અંધકારને હરી લ્યે.

આસપાસ કુંડાળાવાળી ચંદ્રની કળા જેવી દેખાતી દેવી ભગવતી વાણી-**સરસ્વતી** જયવંતી વર્તે છે. વાણીનો દેહ વિલસતાં નિર્મળ કિરણોના મંડળથી સુશોભિત છે તેમ ચંદ્રકળાનો દેહ પણ નિર્મળ કિરણોના મંડળથી સુશોભિત છે.

વાસુદેવોની પેઠે દેખાતા ગુરુઓ મારું વાંછિત નિશ્ચિતપણે કરો. ગુરુઓ જ્ઞાનાદિક લક્ષ્મી સહિત છે અને વાસુદેવો પોતાની શ્રી-લક્ષ્મી નામની સ્ત્રી-પત્ની સહિત છે. ગુરુઓ સત્ય ઉપર અધિષ્ઠિત છે અને વાસુદેવો સત્યા-સત્યભામા નામની સ્ત્રીના અધિષ્ઠાતા છે ગુરુઓ સત્પુરુષના ચક્ર-સમૂહને નંદક-આનંદ આપનારા છે અને વાસુદેવો સત-વિદ્યમાન એવા ચક્ર-સુદર્શન ચક્રવડે નંદક છે તથા ગુરુઓ સુગયા-સારી ગતિઓ તરફ જનારા હોય છે અને વાસુદેવો સુગયા-સારી ગયા-ગદાવાળા હોય છે. એ રીતે ગુરુઓ અને વાસુદેવોનું અહીં શબ્દદષ્ટિએ સરખાપણું બતાવેલ છે.

એ પ્રમાણે સ્તુત્ય જનોની સ્તુતિ કરીને સામર્થ્ય પામેલો એવો હું, સમ્યક્ત્વ વગેરે તત્ત્વોની જેમાં સવિસ્તર હકીકત વર્ણવાયેલી છે, એવા શ્રી **કથારત્નકોશને** કહેવાનો છું. અહીં શ્રી જિનેન્દ્રના પ્રવચનમાં, શાસ્ત્રોક્ત રીતે આચરવાના ક્રિયાકલાપને બરાબર સમજતા હોય તો એક સુમુનિ અને બીજો સુશ્રાવક. એ બન્ને મુક્તિની પ્રવૃત્તિ માટે અધિકારીરૂપ છે. સુશ્રાવકપણા વિના સુમુનિપણું ઘણું કરીને સંભવતું નથી અર્થાત્ જે મનુષ્યે દેશવિરતિને બરાબર આરાધી હોય-આચરણમાં ઉતારી હોય તે મનુષ્ય સર્વવિરતિને બરાબર આચરણમાં ઉતારવા સમર્થ થાય છે. જેનામાં જૈનના સામાન્ય ગુણો હોય અને બીજા વિશેષ ગુણો પણ હોય તે, સુશ્રાવકપણાનો લાભ પામી શકે છે

એટલે સુશ્રાવકપણાને સાચવી શકે છે. નીચે જણાવેલાં સમ્યક્ત્વ વગેરે દ્વારોદ્વારા જૈન સામાન્ય ગુણોવાળાની કસોટી કરી શકાય એમછે.

૧ સમ્યક્ત્વયુક્ત હોય, સમ્યક્ત્વના દોષો-૨ શંકા, ૩ કાંક્ષા અને ૪ વિચિકિત્સા વગરનો હોય. ૫ અવિમૂઢદૃષ્ટિવાળો હોય, ૬ ઉપબૃંહક એટલે સમ્યક્ત્વવાળાનો ઉત્તેજક હોય, ૭ સ્થિર કરનાર એટલે જેઓ સમ્યક્ત્વથી ખસી જતા જણાતા હોય તેમને સમ્યક્ત્વમાં સ્થિર કરનારો હોય, ૮ વાત્સલ્ય-સમ્યક્ત્વવંતો તરફ વાત્સલ્ય ધરાવતો હોય, ૯ સમ્યક્ત્વની પ્રભાવના વધે તેમ પ્રવૃત્તિ કરનાર હોય, ૧૦ પંચ નમસ્કારનો પરમભક્ત હોય, ૧૧ ચૈત્યો કરાવતો હોય, ૧૨ ચૈત્યમાં બિંબોની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવતો હોય, ૧૩ પૂજા કરવામાં ઉદ્યમવંત હોય, ૧૪ જિનદ્રવ્યનો રક્ષક હોય, ૧૫ શાસ્ત્રોને સાંભળવા તરફ લક્ષ્યવાળો હોય, ૧૬ જ્ઞાનદાતા, ૧૭ અભયદાતા, ૧૮ સાધુઓનો સહાયક હોય, ૧૯ કુગ્રહો-ખોટા કદાગ્રહોને દૂર કરનારો હોય, ૨૦ મધ્યસ્થ, ૨૧ સમર્થ,-શક્તિશાળી, ૨૨ ધર્મનો અર્થી-ધર્મનો ખપી, ૨૩ આલોચક, ૨૪ ઉપાયજ્ઞ-ઉપાયોને જાણનાર, ૨૫ ઉપશાંત-શાંતિવાળો, ૨૬ દક્ષ-ડહાપણવાળો, ૨૭ દક્ષિણ-દાક્ષિણ્યવાળો, ૨૮ ધીર, ૨૯ ગંભીર, ૩૦ ઇંદ્રિયો ઉપર જય મેળવનાર, ૩૧ અપિશુન, ૩૨ પરોપકારી અને ૩૩ વિનયવાન્. આ તેત્રીશ ગુણોને સમજાવવા એક એક ગુણને લઈને નરવર્મ વગેરેનું એક એક કથાનક અહીં કહેવામાં આવશે.

જેનામાં જૈનના આ સામાન્યગુણો હોય તે માનવ, વિશેષગુણોને ધારણ કરવાની ધીરતા મેળવી શકે છે અને તે વિશેષ ગુણો 'જીવવધવિરમણ'-'જીવહિંસાથી અટકવું' વગેરે છે. ૧ જીવવધવિરમણ-જીવવધની પ્રવૃત્તિથી અટકવું. ૨ અલિકવિરમણ-અસત્ય વચનથી અટકવું. ૩ પરદ્રવ્યહરણવિરમણ-પારકી વસ્તુઓની ચોરી કરવાની પ્રવૃત્તિથી અટકવું. ૪ યુવતિવર્જન-બ્રહ્મચર્યપાલન. ૫ પરિગ્રહપરિમાણ-પોતાના પરિગ્રહનું-ધન ધાન્ય નોકર ચાકરોનું પ્રમાણ બાંધવું. ૬ દિશામાન-ગમનાગમનના વ્યવહારવાળી દિશાઓનું પ્રમાણ બાંધવું. ૭ ભોગઉપભોગનું પરિમાણ-પોતાના નિત્ય ઉપભોગમાં આવતી ખાનપાન, વસ્ત્ર, પાત્ર, આભૂષણ વગેરે વસ્તુઓનું પ્રમાણ કરવું તથા પોતાના ધંધાનું પ્રમાણ કરવું અને જે ધંધા વર્જ્ય કહેલા છે તેમનો ત્યાગ કરવો. ૮ અનર્થદંડવિરમણ-વિના કારણે કરાતી અનર્થ ઉપજાવનારી પ્રવૃત્તિઓથી અટકી જવું. ૯ સામાયિક-સમભાવનો અભ્યાસ પાડનારી ક્રિયા નિયમિત રીતે કરવાનું વ્રત-સામાયિક કરવું. ૧૦ દેશાવકાશિક-રોજની બધી વ્યવહારિક પ્રવૃત્તિઓનું માપ રાખવું. ૧૧ પૌષધ વ્રત કરવું, ૧૨ અતિથિદાનનો નિયમ રાખવો. ૧૩ વંદન ૧૪ પ્રતિક્રમણ-આચરેલા દોષોની આલોચના કરવી અને ફરી વાર એ દોષો ન થાય એ રીતે પ્રવૃત્તિ માટે સાવધાનતા રાખવી. ૧૫ કાયોત્સર્ગ-આત્મચિંતન-ધ્યાન કરવું. ૧૬ સંવરની પ્રવૃત્તિ કરવી-સંવર એટલે મનમાં દોષો

ન પેસે એ રીતે સાવધાનતા રાખીને યતનાપૂર્વક પ્રવૃત્તિ કરવી અને ૧૭ પ્રવ્રજ્યા–આ અહીં ગણાવેલા સત્તર યતનાપૂર્વક વિશેષ ગુણો છે અને તે દરેક ગુણ દીઠ **જબોદવ** વગેરેના કથાનકો ક્રમવાર અહીં કહેવાનાં છે. વળી માનવમાં તે તે ગુણો હોય તો શા શા લાભ મળે છે, એ રીતે અન્વયદૃષ્ટિથી અને તે તે ગુણો ન હોય તો શા શા ગેરલાભ મળે છે એ રીતે વ્યતિરેકદૃષ્ટિથી એ બધાં કથાનકો કહેવાનાં છે.

જેમ ભૂમિ શુદ્ધ હોય તો તે ઉપર દોરેલું ચિત્ર વિશેષ શોભે છે, સ્થિર રહે છે અને લાંબા કાળ સુધી ટકી શકે છે, તેમ જે પુરુષમાં ઉપર કહેલા તેત્રીશ સામાન્ય ગુણો હોય તે પુરુષમાં તે વિશેષ ગુણો વધારે દીપી નીકળે છે. અહીં જે સામાન્ય ગુણો અને વિશેષ ગુણો કહેલા છે તે તો સૂચન માત્ર છે અને સંક્ષેપથી કહેલા છે, માટે તેવા પ્રકારના બીજા પણ સામાન્ય ગુણો અને વિશેષ ગુણો પણ સંભવી શકે છે અને તે બીજી રીતે પણ ગણાવી શકાય છે, એ ધ્યાનમાં રાખવાનું છે. જે જીવોએ સમ્યક્ત્વ પામ્યા પછી પોતાનું આયુષ્ય બાંધી લીધેલ ન હોય એવા અને જેમનામાં સમ્યક્ત્વનો ગુણ પ્રગટેલો છે તે જીવો નરક અને તિર્યંચ યોનિઓમાં અવતાર પામતા નથી, વળી એવા સમ્યક્ત્વ ગુણના થોડા પણ સ્પર્શને પામેલા જીવોને વધારેમાં વધારે અપાર્ધ પુદ્ગલપરિવર્તન કરતાં અધિક સમય સુધી ભવભ્રમણ સંભવતું નથી. વળી જે માનવમાં બીજા અનેક ગુણો પસરેલા છે એવો તે લાંબા સમય સુધી આ સમ્યક્ત્વ ગુણને બરાબર સ્પર્શેલો હોય એટલે સમ્યક્ત્વ ગુણ અને તદનુસાર તેનું આચરણ હોય તો એ નરવર્મ નામના રાજાની પેઠે પરમ સુખના સમૂહને પામે છે. પહેલાનાં સમયમાં રાજા નરવર્મ જે પ્રકારે સમ્યક્ત્વ ગુણને પામેલો છે અને તે, એ ગુણ મેળવીને પરમ કલ્યાણનું ભાજન થયેલો છે તે બધી હકીકત અહીં કહેવાની છે તેને ધ્યાનપૂર્વક સાંભળો.

આ **જંબૂદ્વીપ** નામના દ્વીપમાં **ભારત** નામનું પ્રસિદ્ધ ક્ષેત્ર છે. તેમાં **મગધદેશના** તિલક જેવી અને ઇંદ્રની નગરી જેવી રમણીય **વિજયવતી** નામે નગરી છે. એ નગરીએ કોઈવાર ભયને તો દીઠો જ નથી. એ નગરીની પ્રસિદ્ધિ બધી દિશાઓમાં થયેલી છે એમાં વસનારા લોકોનો સમૂહ સમૃદ્ધિવાળો છે. એ નગરી આસપાસ ખાણો તથા બીજાં નગરો આવેલાં છે. એની ચારે બાજુ કાંગરાઓથી સુશોભિત એવો એક ઊંચો કોટ શોભતો હતો, જાણે કે આકાશમાં અદ્ધર રહેલી નક્ષત્રોની શ્રેણી કદાચ નીચે ન પડી જાય એવી શંકાથી તે નક્ષત્રોને થંભાવી રાખવા માટે એ કોટ એવડો મોટો ઊંચો ચણવામાં આવ્યો ન હોય એમ દેખાતો હતો. એ નગરીની આસપાસ ઊંચા ઊંચા તરંગોવાળી એક મોટી ખાઈ શોભી રહી છે. જાણે કે એ નગરીમાં વસતા હિમાલય જેવા મોટાં અનેક દેવમંદિરોનાં તથા ઇશ્વરોનાં સમૃદ્ધિવાળા લોકોનાં દર્શન કરવા માટે જાણે કે ગંગા નદી જ આવેલી ન હોય એવી તે ખાઈ દીપે છે. એ નગરીમાં ફક્ત આયુધશાળામાં જ ગયા એટલે ગદા છે, બીજે ક્યાંય ગયા એટલે ગદો (રોગો) નથી. માનવીઓનાં ઘરમાં જ સુમનોબંધ–ફૂલોનું બંધન થાય છે,

બીજે ક્યાંય સુમનો બંધ-સારા સારા માનવોનું બંધન નથી. વળી એ નગરીમાં જે ધનુષ્ય આરુઢગુણ-દોરી ખેંચીને ચઢાવેલું છે તેમાં જ પરવધ-શત્રુનો વધ છે પરંતુ લોકોમાં જેઓ ગુણો ઉપર આરૂઢ થયેલા છે-ગુણવંત જનો છે તેમના તરફથી ક્યાંય પરવધ-જીવહિંસા થતી નથી. એ નગરીમાં રહેનારા લોકો તપશ્ચર્યા, દાન અને વિદ્યાની પ્રવૃત્તિમાં મગ્ન દેખાય છે, સંત પ્રકૃતિના છે અને પવિત્ર છે, એથી કરીને એ નગરી નિરંતર ઉત્સવવાળી અથવા નિરંતર યજ્ઞવાળી તથા જાણે કે જેમાં કૃતયુગ-સતયુગ આવીને વસેલો છે એવી શોભે છે. નરવર્મા નામે રાજા એ નગરીમાં રાજ્ય કરે છે. નમસ્કાર કરતા મંત્રી, સામંતો વગેરે દ્વારા એ રાજાનું પાદપીઠ શોભે છે અને જયશ્રીરૂપ હાથણીને બાંધવાને જાણે કે એ રાજા એક મોટા હાથી બાંધવાના થાંભલા સમાન ન હોય એમ દેખાય છે. વળી, એ રાજા, બીજા બધા રાજાઓ કરતાં, બધી કળાઓમાં કુશળતા, અને દાનવૃત્તિવાળો શાસ્ત્રના અર્થોનો બોધ વગેરે અનેક સદ્ગુણોવાળો હોઈને વિશેષ ચઢિયાતો છે એટલે જ એ બધા રાજાઓને સારા ઉદાહરણરૂપ બનેલો છે. કથાકોશકાર કહે છે કે-હું માનું છું તેમ વિનય અને નીતિ વગેરે ગુણો એ રાજામાંથી જ નીકળેલા હોવાથી પ્રજાનું પાલન જે રીતે એ રાજા કરે છે તેવી રીતે બીજે ક્યાંય થતું નથી. એવા રાજાની પ્રજા ઉત્તમ વસ્ત્રો અને ઘરેણાંઓથી મંડિત હોય તેમાં શી નવાઈ કહેવાય ? પરંતુ એ રાજાના શત્રુની સ્ત્રીઓ પણ મોતીના હાર અને કપડાંઓથી સુશોભિત છે. (શત્રુની સ્ત્રીઓ એ રીતે સુશોભિત હોય એ તો વિરોધવાળી વાત કહેવાય માટે તેનો પરિહાર કરવા **मुत्ताहार-अंसुयविभूसिया** નો અર્થ આ પ્રમાણે કરવો મોતીના હાર જેવાં અંસુય-આંસુઓવડે એટલે એ રાજાના શત્રુની સ્ત્રીઓ બોરબોર જેવડાં આંસુઓથી સુશોભિત છે અર્થાત્ રાજાની શૂરવીરતાને લીધે શત્રુઓ મરાયા હોવાથી તેમની સ્ત્રીઓ રડી રહી છે.) વળી એ રાજા, દેવ અને ગુરુ તરફ ભક્તિવાળો છે, નાસ્તિકતાના વ્યામોહથી મુક્ત છે. એ રાજા શમરસનો-શાંતિનો ખપી છે છતાંય બધાં રિપુચક્રોને એણે જીતી લીધેલાં છે. શાંતિનો ખપ અને છતાં શત્રુઓને જિતવાની પ્રવૃત્તિ એ બેમાં વિરોધ છે, તેનો પરિહાર આ પ્રમાણે છે. સમર-સઉવઓગ એટલે સમર-યુદ્ધમાં સઉવઓગ-સાવધાન છે તેથી એ રાજાએ બધાં રિપુદળોને જીતી લીધેલાં છે. જેમ કૃષ્ણને લક્ષ્મી નામની પત્ની છે તેમ એ રાજાને નવા કમળની પાંખડી જેવી પહોળી આંખવાળી અને શીલ વગેરે ગુણોના ઘર જેવી **રતિસુંદરી** નામે સ્ત્રી છે. એ સ્ત્રીને જોવાથી એમ જણાય છે કે રૂપને નિર્માણ કરવાની ઉત્કૃષ્ટ નિષ્ઠાવાળા બ્રહ્માની જાણે એ એક અદ્ભુત સિદ્ધિ ન હોય એવી એ સુંદર દેખાય છે અને એથી જ જગતમાં એના જેવી બીજી કોઈ નારી નથી એવું સંભળાય છે.

બુધ નામના ગ્રહને તોષ આપનાર તથા કુવલય-ચંદ્રવિકાસી કમળોને આનંદ આપનાર એવા શરદઋતુના નિર્મળ ચંદ્ર સમાન, બહુતોસો-ડાહ્યા પુરુષોને સંતોષ

આપે એવો, નીતિમાં નિપુણ અને કુવલય-ભૂવલયને આનંદ ઉપજાવનાર એવો તેને **હરિદત્ત** નામે એક પુત્ર છે. રાજા **નરવર્માને** કૂર્મની પેઠે એ **હરિદત્ત** પુત્રની હયાતી પરમ સહાયતારૂપ હોવાથી એ વિશેષ પરિશુદ્ધ હતો અને તેથી જ તે ભારે એવા પણ રાજ્યભારને જેમ શેષનાગ ભૂભારને વહે છે તેમ વહેતો હતો. રાજાને મતિસાગર વગેરે અનેક મંત્રીઓ હતા. તે બધા સુકુળમાં જન્મેલા, વિનયવાળા, દક્ષ, ધીર, સ્વામિભક્ત અને શાસ્ત્રના-રાજનીતિશાસ્ત્રના તથા બીજા પણ અનેક શાસ્ત્રોના અર્થની સમજના પારગામી હતા. તે મહાત્મા રાજા એવા એ મંત્રીઓ ઉપર રાજ્યનો ભાર મૂકીને પંડિતોએ વખાણેલ એવા વિષયસુખને ઉચિત સમયે અનુભવતો સમય ગાળતો હતો. હવે કોઇએક દિવસે જ્યારે રાજા સભામાં સુખાસન ઉપર બેઠેલો હતો ત્યારે ત્યાં ધર્મકથા ચાલતી હતી અને રાજા તેને સાંભળતો હતો. એ સભામાં એક સભાજન બોલ્યો-કે જે જે કાર્યો લોકવિરુદ્ધ છે તે બધાનો હંમેશને માટે ત્યાગ કરવાથી, દાક્ષિણ્ય ગુણને રાખવાથી અને દુઃખી જનો ઉપર દયા કરવી તે ઉત્તમ ધર્મ છે. બીજો વળી એમ બોલ્યો-કે ધર્મ શું છે ? તેનું સ્વરૂપ કેવું છે ? તેના ફળનો લાભ કોને મળે છે ? શું 'ધર્મ છે ?' એ વગેરે વાત સાચી છે ? એ બધી માત્ર કલ્પના છે ? પછી ત્રીજો વળી એમ બોલ્યો કે-પોતપોતાની કુલપરંપરાથી જે પ્રવૃત્તિ ચાલી આવે છે અને જેનું પરિણામ પ્રત્યક્ષ છે એ જ ધર્મ છે, એ સિવાય બીજું કોઈ ધર્મતત્ત્વ નથી. બીજાએ વળી એમ જણાવ્યું કે શાસ્ત્રમાં જે પ્રવૃત્તિ માટે વિધાન બતાવેલ છે અને જે પ્રવૃત્તિ માટે નિષેધ કહેલ છે તે જ ખરું ધર્મ તત્ત્વ છે; પરંતુ એ નરી પોતાની બુદ્ધિની કલ્પના માત્ર નથી. તે પછી બીજો વળી એમ બોલ્યો કે, શાસ્ત્રો તો ઘણાં ય છે અને તે બધાનાં નિર્ણયો પણ જુદી જુદી જાતના એક બીજાથી ઊલટા છે, અનેક પ્રકારના છે, તેમાં અનેક મતભેદો છે એમાં ' ખરું ધર્મતત્ત્વ ક્યાં છે ? ' એ કોણ સારી રીતે જાણી શકે ? એ પ્રમાણે ધર્મ સંબંધી અનેક વિચારો સાંભળીને રાજા સંદેહમાં પડી ગયો તેણે વિચાર્યું કે ધર્મ તો પરમ પુરુષાર્થ છે, તેને આ લોકોએ મોટા સંદેહના ત્રાજવામાં ચડાવીને ચકડોળે ચડાવ્યો છે. જેમ આકાશકુસુમનો સંભવ નથી તેમ ધર્મનું નામનિશાન પણ ન હોય એમ બને નહીં. જે તરફ આબાલગોપાલની, સ્ત્રીઓની અને ડાહ્યા લોકોની પણ પ્રવૃત્તિ થતી દેખાય છે એ ધર્મ ન જ હોય એમ કેમ મનાય ? સંસારમાં કેટલાક લોકો હાથીને હોદ્દે ચડીને રાજ્યલક્ષ્મી ભોગવે છે, કેટલાક લોકો યુદ્ધમાં ઘોડેસ્વારોને હરાવીને રાજ્યલક્ષ્મી ભોગવે છે, વળી બીજા કેટલાક તેમની જ સામે તનતોડ મહેનત કરીને અને એથી પરસેવામાં રેબઝેબ થઈને મહાકષ્ટે આજીવિકા ચલાવે છે, કેટલાક વળી સુંદર ભોજન અનાયાસે જ મેળવી શકે છે અને બીજાને પણ આપી શકે છે, વળી, બીજા કેટલાક ઘરે ઘરે ભમતા છતાં ય મહાકષ્ટે વાસી અને હલકો આહાર મેળવી પછી મહાદુઃખથી ઉદ્વેગ પામેલા એકલા જ

સાંજ પડતાં જમી લે છે, બીજા કેટલાક પોતાના નિરૂપમ રૂપથી કામદેવની કીર્તિને પણ ઝાંખી પાડી નાખે છે અને પોતાના એવા અદ્ભુત રૂપથી લોકોનાં લોચનોને જેમ ચંદ્ર કુમુદનાં વનોને આનંદ આપે છે તેમ હમેશાં આનંદ આપે છે. ત્યારે બીજા કેટલાક શ્વાસ, તાવ, ખાંસી, કોઢ અને ક્ષય વગેરે રોગોને લીધે જેમનાં અંગો સડી ગયા છે, યા ક્ષીણ થઇ ગયા છે એવા છે અને એમની વાત સાંભળતાં એમના પિતાઓ પણ ઉદ્વેગ પામે છે એવા છે. કેટલાક લોકો પુષ્ટ સ્તનવાળી અને હરણાં જેવી ચંચળ આંખોવાળી સ્ત્રીઓદ્વારા ઘેરાયેલા રહે છે, તથા જેમના ગુણો ગવાયા જ કરે છે એવા તેઓ જે માણસ તેમની પાસે જે કાંઇ માગવા આવે તેને યથેષ્ટ ધન આપી શકનારા એવા જીવતાં સુધી વિલાસો જ માણ્યા કરે છે, ત્યારે વળી બીજા કેટલાકની ઉપર તેમની દુઃશીલ સ્ત્રીઓ રુઠેલી હોય છે અને તેમના કડકડ એમ કરીને કાકડા બોલતી હોય છે એવા તેઓ જલદી મૃત્યુ આવે એવી માનતા કરનારા સાલાપોલા ઘરમાં પડ્યા રહે છે. આ પ્રમાણે માણસ તરીકે તો બધા માણસો એક સરખા છે છતાં તેમનામાં જે ઉપર જણાવ્યા પ્રમાણે જુદાં જુદાં સુખ દુઃખો દેખાય છે અને આ સંસારની જે જાતની વિચિત્રતા અનુભવાય છે તે બધું ધર્મ અને અધર્મ ન હોય તો સારી રીતે ઘટી શકતું નથી. એ બધી વિચિત્રતાઓનું અને એ બધા સુખ અને દુઃખના લાભોનું નિર્ણાત્મક કોઇ તત્ત્વ શુદ્ધ બુદ્ધિથી જાણવું જોઇએ અને જે પુરુષ શાસ્ત્રના અર્થો જાણવામાં કુશળ હોય અને માનવમાત્રનું હિત કરનાર હોય તેવા પુરુષના એટલે ગુરુના વચનથી જ એ બધું જાણી શકાય. એવો સુગુરુ પણ પૃથ્વીમાં શોધ્યો જડતો નથી, જેમ ચિંતામણી રત્ન મહાકષ્ટે મેળવી શકાય છે તેમ એવા સુગુરુ પણ અનેક ભવોમાં ઉપાર્જેલાં ભારે સુકૃતના પરિપાકનો પ્રકર્ષ થયો હોય તો જ પામી શકાય છે.

રાજા નરવર્મા એમ વિચાર કરતો હતો એવામાં તો સાયંકાલનાં કામકાજની પૂર્ણતાને સૂચવનારું એવું પ્રલયકાળના મેઘ જેવું ગંભીર વાજું વાગ્યું. હવે થોડા થોડા હલતા કમળની પાંખડી સમાન લાંબી આંખવાળા રાજાએ સભાનું વિસર્જન કર્યું અને બધા માણસોને જવાની રજા આપી એટલે બધા સભાજનો ઊઠી, રાજાને પ્રણામ કરીને પોતપોતાને ઘેર ગયા.

બરાબર એ વખતે માથા ઉપર હાથ જોડીને અને રાજાને નમીને તેનો દ્વારપાળ રાજાને વિનંતિ કરવા લાગ્યો કે-હે દેવ! તમે સાંભળો. તમારો પ્રિયમિત્ર કે જે દૂર દેશાંતરથી આવેલો હોઇને તમને મળવાને વિશેષ ઉત્કંઠિત થયેલ છે તે મળવાને માટે આવીને બહાર ઊભેલો છે તો આપનો શું હુકમ છે? રાજા બોલ્યો-તું તેને મારી પાસે મોકલ. પછી દ્વારપાળે મોકલેલો તે, રાજસભામાં પહોંચ્યો અને રાજાએ તેની તરફ સહર્ષ દૃષ્ટિથી જોયું. તો મદનદત્ત નામે પોતાનો પ્રિયમિત્રને જોવે છે. ઘણા લાંબા વખતે તે અહીં શા માટે આવેલ છે? એમ રાજા વિચારે છે ત્યાં તે મિત્રે રાજાને આદરપૂર્વક પ્રણામ કર્યા અને

રાજા તેને સ્નેહપૂર્વક ભેટી પડયો. આસન ઊપર બેઠેલા એને રાજાએ પૂછયું-હે પ્રિય મિત્ર! તું આટલા સમય સુધી કયાં કયાં ભમી-ફરી આવ્યો? શું શું દીઠું? અને શું શું પેદા કર્યું? મિત્ર બોલ્યો-હે દેવ! લાટ, મહારાષ્ટ્ર, ગૌડ, સોરઠ, પારિયાત્ર, મલય, માલવા, વૈરાગર, વજ્રાકર, દેશ, સિંધ, સૌવીર, કાશી, કોશલ, નેપાલ, કીર અને જાલંધર વગેરે દેશોમાં હું ફરેલો છું. ત્યાં જુદા જુદા પોષાક પહેરનારાં અનેક નરનારીઓને મેં દીઠાં છે. એ દેશોમાં દેવભવન જેવાં ઊંચાં ભવનો મેં જોયેલાં છે, મહેંદ્ર સરખા રાજાઓ મેં એ દેશોમાં જોયેલા છે તથા એવાં અનેક અનેક આશ્ચર્યો મેં તે દેશોમાં જોયેલાં છે કે જેનું વર્ણન પણ કરી શકાય એમ નથી. તથા એ દેશોમાં ફરી ફરીને મેં કુબેર ભંડારીના કરતાં વધારે ભંડાર-અર્થ પેદા કરેલો છે તથા ત્રણ જગતમાં સાર જેવો એવો આ એક એકાવલ હાર મેં મેળવેલો છે. હે પૃથ્વીનાથ! બીજાં બધાં કરતાં એ હારની પ્રાપ્તિ જ અનેક આશ્ચર્યોથી ભરેલી છે. આ હાર એવો છે કે એની પ્રાપ્તિની હકીકત સૌ કોઈના ચિત્તને વિસ્મય રસથી ભરી દે એવી છે.

હવે મધુર મધુર ગુંજતું, ઉદ્દામ તબલાના અને સરસ ઢોલના અવાજોથી ભરેલું, નાચનારી અનેક વારાંગનાઓની મણિમય ઘમઘમતી ઘુઘરીઓના અવાજવાળું, કાનને ભારે સુખ આપનારા સંગીતના ભારે સ્વરથી ભરેલું એવું જે નાટક રાજસભામાં ચાલતું હતું તે નાટકને પવનથી હલેલા કમળની જેવા હાથવડે રાજાએ અટકાવી દીધું. અને એ રીતે નાટકને અટકાવીને રાજા બોલ્યો.-હે પ્રિય મિત્ર! હમણાં બીજી બધી વાતો જવા દે પરંતુ આ હારની પ્રાપ્તિ તને જે રીતે થઇ છે તે બધી હકીકત તું સાવધાન થઇને મને જણાવ.

તે મિત્ર બોલ્યો,-હે દેવ! સાંભળો. પહેલાં તમારી પાસેથી નીકળીને હું ધન કમાવાને કારણે પૂર્વદેશમાં જઇ પહોંચ્યો. હાલતોચાલતો હું સિંહ અને હરણો જેમાં વસેલાં છે એવી ભયાનક અને ખીચોખીચ અનેક વૃક્ષોનાં જંગલથી સાંકડી બનેલી કુવઇ નામની અટવીમાં મુશ્કેલીથી જઇ પહોંચ્યો. ત્યાં પહોંચતાં મારી પાસેનું પૂર્વે આણી રાખેલું બધું પાણી ખૂટી ગયું તેથી હું ત્યાં ચારે બાજુઓ તરફ પાણીને શોધવાની પ્રવૃત્તિમાં લાગી પડ્યો. જ્યારે કયાંય પણ મારા માણસો પાસેથી પાણી વિષે કાંઇપણ ન સાંભળ્યું, અને મેં પણ કયાંય પાણી ન દીઠું ત્યારે હું ભારે ભયભીત થઈ ગયો અને વનખંડ તરફ શીઘ્ર વેગથી જઇ ચડયો. એ વનખંડમાં સૂર્યમંડળની જેવા ભારે તેજસ્વી એવા એક જૈનાચાર્યને મેં દીઠા. જાણે કે એ પ્રકાશનો રાશિ પોતે જ ન હોય અથવા સુશ્રમણધર્મ પોતે જ હોય એવો અને બહુ શિષ્યો સહિત સંયુક્ત વળી એ વિંધ્યપર્વતની પેઠે બહુસાવઓ છે એટલે વિંધ્યપર્વત જેમ બહુ સાવય( શ્વાપદ ) જંગલી-ક્રૂર પ્રાણીઓવાળો છે તેમ એ બહુસાવય( શ્રાવક )વાળા જોયા. વળી ઇંદ્રની જેમ બૃહસ્પતિનો વર્ગ રક્ષા કરે છે તેમ આ આચાર્ય જીવવગ્ગ-જીવ માત્રની રક્ષા કરનારા હતા. એમનું ગુણંધર સૂરિ નામ હતું.એ આચાર્યની

આગળ ઉજ્જવળ ઝળહળતા મણિમય મુકુટવડે ગકચકિત કપાળવાળો, તાજા ઊગતા સૂર્યથી સુશોભિત ઉદયાચલ પહાડ જેવો તેજસ્વી, આમળાં જેવાં મોટાં મોતીઓનો મનોહર હાર પહેરવાથી જેનું આખું ય ગળું-આખો ય કંઠ-ઢંકાઈ ગયો છે એવો, જાણે કે તારાસમૂહથી મેરુપર્વત પોતે હોય એવો ભાસતો અને પોતાની ભરજોબનવંતી દેવીની સાથે આવેલો કોઈ દેવ શ્રીજિનભગવાને ઉપદેશેલ ધર્મને સાંભળતો બેઠો હતો એમ મેં જોયું. અમૃત જેવાં તે મુનિપતિનાં વચનો સાંભળીને અને તે દેવના હારમાંથી નીકળતાં અમૃત જેવાં શીતળ કિરણોને જોઈને મારી બન્ને પ્રકારની તૃષ્ણા એટલે બાહ્ય તૃષ્ણા અને અંદરનો સંતાપ એ બન્નેની શાંતિ થઇ ગઇ. આ બધું જોઇને મને એ આચાર્ય તરફ વિશેષ ભક્તિભાવ ઉપજ્યો અને પેલા દેવ તરફ પણ બહુમાન થયું એથી આચાર્યને અને એ દેવને પ્રણામ કરીને હું તેમની પાસે બેઠો.

હવે દેવે પોતાની વિકસિત કમળની પાંખડી જેવી આંખ મારા તરફ ફેરવી અને જાણે કે એને કોઇ વિશેષ સ્નેહવાળો પોતાનો ભાઇ ન મળ્યો હોય એ રીતે એણે મારા તરફ જોયું અને એથી એ ખૂબ સંતોષ પામી આચાર્યને પૂછવા લાગ્યો: હે ભગવંત! આ પુરુષ કોણ છે? વળી, એને જોતાં જ મને મનમાં વિશેષ સંતોષ કેમ થયો? દેવનો આ પ્રશ્ન થતાં તેનો ઉત્તર આપતા આચાર્ય નીચે પ્રમાણે કહેવા લાગ્યા. હે દેવ! તને પોતાને જ અવધિજ્ઞાન થયેલ છે અને તે જ્ઞાનદ્વારા તું સાચી હકીકતને બરાબર જાણે છે એટલે તને તે પૂછેલા પ્રશ્ન વિશે શું કહેવાનું હોય? તો પણ કેવળ યાદી માટે તારા પ્રશ્નનો ઉત્તર આપું છું.

આ દેવના ભવની પહેલાના ભવમાં કોસંબી નગરીમાં જય નામે રાજા હતો. તે રાજાને ત્યાં તું અને આ પુરુષ એમ તમે બન્ને પુત્ર સાથે જન્મેલા હતા. તું મોટો હતો અને આ નાનો હતો. ત્યાં બાળપણમાં જ તમારી માતા મરી ગયેલી હતી એથી તમને બન્નેને ધાવમાતાએ ઉછેર્યા. વખત જતાં તમે બન્ને પુરુષની બહોંતેર કળાઓ ભણીગણીને જુવાન થયા. કોઇ સમયે રાજાએ યુવરાજપદવી આપવા માટે આદરપૂર્વક બોલાવ્યા અને દિવ્ય કપડાં તથા ઘરેણાંઓ આપીને તમારું બન્નેનું સારી રીતે સન્માન કર્યું. આ બધી હકીકત તમારી ઓરમાન માતાએ જાણી, તેથી તે ક્રોધે ભરાણી અને તેને એમ શંકા થઇ કે હવે મારા પુત્રને રાજ્ય મળવામાં જરૂર વિઘ્ન આવશે એથી એ અનાર્ય એવી તમારી ઓરમાન માએ જ્યારે તમે બન્ને જણા રમવા માટે બાગમાં ગયેલા હતા ત્યારે કોઇ વિશ્વાસી પુરુષને હાથે તમને બન્નેને ઝેરથી ભરેલ એવો કોઇ જાતનો ખોરાક ખવરાવ્યો. હવે તે ઝેરી ભોજન ખાવાથી તમે બન્ને જણા, પ્રથમ ઊગતા કોમળ પાંદડાં-વડે મનોહર દેખાતાં એવા એક આસોપાલવના વૃક્ષની નીચે મૂર્ચ્છિત થઇને પડ્યા.

બરાબર તે જ સમયે તમારા ભાગ્યને લીધે ત્યાં જ દીવાપર નામે એક સાધુ આવી ચડ્યા અને તે ગરુલોવવાઈય નામના ઉત્તમ સૂત્રના પાઠને ગણવા લાગ્યા. એ સાધુ એ સૂત્રનો પાઠ ગણતા હતા ત્યાં સ્ફુરાયમાન ગરુડના ચિહ્નવાળો, મણિમય મુકુટને લીધે ચકચકિત માથાવાળો એવો ગરુલાધિપતિ નામનો એક દેવ તે સાધુને વંદન કરવા આવ્યો. સૂર્યના પ્રભાવથી જેમ અંધારું નાશી જાય તેમ તે ગરુલાધિપતિના મહિમાને લીધે તમારું બન્નેનું ઝેર ઝટ ઉતરી ગયું અને તમે બન્ને જાણે કે સૂઈને જાગ્યા હો એ રીતે આળસ મરડીને બેઠા થઈ ગયા. પછી તમારા પરિજનોએ-સેવકોએ તમને જણાવ્યું કે 'તમારી સાવકી માએ તમને બન્નેને ઝેરવાળું કશુંક ખવરાવેલું, એને લીધે તમે બન્ને મૂર્છા પામેલા છતાં આ મુનિરાજના મહિમાને લીધે પાછા જીવતા થયા છો.' આ બધું જાણ્યા પછી તમે બન્ને સાધુના ચરણમાં નમી પડ્યા. પછી તમને બન્નેને પેલા ગરુલપતિ દેવે કહ્યું કે: હે ભાઈઓ, તમે બન્ને ખરેખર પુણ્યશાળી છો, તમારા બન્નેના પુણ્યને લીધે જ આ અમૃતમૂર્તિ ઉત્તમમુનિ ભાગ્યયોગે પણ અહીં આવી પહોંચ્યા. તમને તમારી સાવકી માએ ઝેર ભેળવેલું ભોજન ખવરાવેલું હતું અને તેથી તમે બન્ને મૂર્છિત થઈ ગયા હતા એટલે આ મુનિ અહીં ન આવ્યા હોત તો તમે બન્ને ધર્મ અને અર્થની સાધના કર્યા વિના એમ ને એમ મરણ પામ્યા હોત. હજુ પણ કશું બગડી ગયું નથી, મારું કહેવું માનો તો તમે બન્ને હવે ચિંતામણિ રત્નની પેઠે પ્રયત્નપૂર્વક આ સાધુની આરાધના કરો. એ પ્રમાણે તમને બન્નેને એ ગરુલપતિએ સમજાવ્યા અને પછી સાધુને વંદન કરી જેમ વાદળમાં વિજળી છૂપાઈ જાય તેમ તે, જમીનમાં અંતર્ધાન થઈ ગયો.

તમે બન્નેએ પણ વિચાર કર્યો કે જ્યાં આપણાં પોતાનાં માણસો પણ આવી દુષ્ટ પ્રવૃત્તિ કરતાં હોય ત્યાં હવેથી આપણે આપણા પોતાના ઘરમાં રહેવું ઠીક નથી. પાણીમાં પડેલા હાથીઓને જેટલી જેટલી આપદાઓ પડે છે, તેમ ગૃહવાસમાં રહેલા માણસોને પણ વડની વડવાઈઓ જેટલા ઘણા અનર્થો આવી પડે છે. તેમને કયા અનર્થો નથી કનડતા એ જ આશ્ચર્ય છે. ખરી રીતે આ સાધુ મહાત્મા ધન્યરૂપ છે. જેમ ઘરનું પાંજરું તજી દઈ શુદ્ધ પક્ષનો સ્વીકાર કરી શુદ્ધ પક્ષ-પાંખ-વાળા પક્ષીની પેઠે પૃથ્વી ઉપર સ્વતંત્રપણે વિહરી રહ્યા છે, તેમ જેમાં દુઃખનાં જળ અભર ભર્યાં છે અને મૃત્યુના મગરો છલાંગો મારી રહ્યાં છે એવા આ ભવસમુદ્રને તરવો હોય તો અમારે પણ હમણાં આ મુનિરૂપ વહાણનો મજબૂતપણે આશ્રય કરવો જ જોઈએ.

તમે બન્નેએ આવો વિચાર નક્કી કર્યો અને પરમભક્તિથી એ મુનિને નમી તમે બન્ને વિલંબ કર્યા વિના જ એ મુનિની પાસે દીક્ષા લેવા માટે ઉપસ્થિત થઈ ગયા. યોગ્ય જાણીને તમને બન્નેને એ તપસ્વી મુનિએ દીક્ષા આપી. પછી તમે બન્ને ચારિત્ર

પાળી કાળધર્મ પામીને **સૌધર્મકલ્પ** નામના સ્વર્ગમાં દેવનો અવતાર પામ્યા. સ્વર્ગમાં એકનું નામ **વિજળીપ્રભ** હતું અને બીજાનું નામ **વિજળીસુંદર** હતું. તેમાં તું પોતે **વિજળીપ્રભ** છો અને આ ભાઇનું નામ **વિજળીસુંદર** હતું. આ **વિજળીસુંદર** સ્વર્ગમાંથી ચવીને **વિજયવઇ** નામની નગરીમાં કોઇ વાણિયાને ત્યાં પુત્રપણે જન્મ પામ્યો. તેનું નામ **મયણદત્ત** પડયું. એ ગુણવંત **મયણદત્ત** ધન કમાવા માટે આ તરફ આવી ચડ્યો અને તેં તેને નજરે દીઠો. એ રીતે પૂર્વભવના ભાઇ તરીકેના વિશેષ સ્નેહને લીધે એને જોવાથી હે દેવ! તને વિશેષ પ્રમોદ થયેલ છે. અને તને આના ઉપર સ્નેહ થવાનું કારણ એ રીતે પૂર્વભવનો સ્નેહ જ છે.

સાધુએ કહેલી આ બધી હકીકત જાણીને અને યથાર્થ પરમાર્થના વિસ્તારને સમજીને એ દેવે મને પોતાનો **એકાવલીહાર** સ્નેહ સાથે આપ્યો. પછી એ દેવે પોતાના કપાળ ઉપર બન્ને હાથ જોડીને ગુરુને પૂછ્યું: હે ભગવાન! મને હવે ઊંઘ આવી જાય છે, અરતિ થાય છે-ચેન પડતું નથી, મારું કલ્પવૃક્ષ કંપ્યા કરે છે. આ બધાં અમંગળ નિશાનો થયાં કરે છે એથી એમ જણાય છે કે હવે નક્કી મારું આયુષ્ય ઓછું છે, તો હવે તમે મને કહો કે આ સ્વર્ગમાંથી ચ્યવ્યા પછી મારો જન્મ ક્યાં થનારો છે? અને મને બોધિનો લાભ કેવી રીતે થશે? આ સાંભળી મુનિવર બોલ્યા: હે દેવ! તું સ્વર્ગમાંથી મરણ પામી ભારતવર્ષમાં આવેલા **મગધ** દેશની **વિજયવઇ** નામની નગરીમાં **નરવર્મ** નામના રાજાને ત્યાં પુત્રપણે જન્મ પામીશ. ત્યાં તારું નામ **હરિદત્ત** થશે. તે આ **મયણદત્તને** આપેલા એકાવલીહારને ત્યાં તું જોઇશ અને આ હારને જોવાથી તને બોધિનો લાભ થશે. આ હકીકત જાણીને તે વેળાએ દેવ પોતાને સ્થાનકે ગયો; પરંતુ આ બધો બનાવ જોઇને મનમાં મને ભારે વિસ્મય થયો, તેથી મેં એ મુનિરાજને પૂછ્યું કે-હે પ્રભો! આ હારની ઉત્પત્તિનો વૃત્તાંત જણાવવા કૃપા કરો.

હવે એ વિષે શ્રીગુરુ કહેવા લાગ્યા: હે ભદ્ર! બરાબર ધ્યાન રાખીને સાંભળ. પહેલાંના સમયે **વિંધ્યગિરિની** ઉત્તમ તળાટીમાં **સયદુવાર** નામે એક નગર છે. ત્યાં **પૂરણ** નામે એક શેઠ વસે છે. તેણે તાપસની દીક્ષાનો સ્વીકાર કરી ભારે કઠણ તપ કર્યું. છેલ્લે અનશન સ્વીકારી તે મરણ પામ્યો અને **ચમરચંચા** નામની દેવનગરીમાં તે **ચમર** નામે ઇંદ્ર થયો એ **ચમર** કોઈ વખત પોતાની રાજધાનીના ઉપરના ભાગ તરફ જોવા લાગ્યો. ઉપરના ભાગમાં તેણે પોતાના માથાના બરાબર ઉપરના જ ભાગમાં સિંહાસન ઉપર બેઠેલા શક્ર ઇંદ્રને જોયો. અને એ જોતાં જ તેને ભારે ક્રોધ વ્યાપી ગયો. ત્યાં ઉપર એ શક્રની **સૌધર્મસભા** છે. એ સભામાં ઇંદ્રની આગળ નાટક ચાલી રહ્યું છે. તેની આજુબાજુ સામાનિક દેવો, ત્રાયસ્ત્રિંશ દેવો અને અંગરક્ષક દેવોની સભા બેઠેલી છે. પોતાના માથા ઉપર આ બધું આવેલું જોઇને પેલો **ચમર** કહેવા લાગ્યો:

અહો હો! આ કેવો ધીઠ છે, કેવી રીતે એ મારા માથા ઉપર બેઠેલો છે? અથવા કોઈનું પરાક્રમ જેણે જોયું હોતું નથી, અથવા જેનું ભાગ્ય ફરેલું હોય છે એવો માણસ શું શું કરતો નથી? આ શક્રે મારે માથે જે અવિનયનું ઝાડ વાવેલું છે તેનું ફળ મારે તેને હમણાં જ ચખાડવું ઘટે અને તેના અવિનયને દૂર કરવો ઘટે. જે લોકો વીરવૃત્તિવાળા-શૂરવીર હોય છે તેઓએ પોતાની પ્રવૃત્તિમાં ઢીલ ન કરવી એવું નીતિશાસ્ત્રનું વચન છે. આ પ્રમાણે વિચાર કરી તે ચમરે ભારે ક્રોધના માર્યા પોતાની આંખના ખૂણા એવા તો લાલચોળ કરી નાખ્યા કે જેને લીધે તેના રહેઠાણની ભીંતો પણ જાણે કંકુના રસથી લીંપેલી હોય એવી લાલ થઈ ગઈ. આખા ભૂમંડળ ઉપર જાણે બધેય કમળો વેરાયાં હોય એવો દેખાવ થઈ ગયો અને સમસ્ત આકાશમાં જાણે અકાળે સંધ્યા ખીલી હોય એવું જણાવા લાગ્યું. એવા એ ભારે ક્રોધના વેગવાળા ચમરે પોતાના કંઠમાં એકાવલિ-હાર પહેર્યો કે જેથી તેની આખીય છાતી ઢંકાઈ ગઈ, નિર્મળ કપડાં પહેર્યાં, પોતાનું પરિઘ નામનું ભારે શસ્ત્ર હાથમાં લીધું, અને **સૌધર્મસ્વર્ગના** ઇંદ્રની સાથે યુદ્ધ કરવાનો તીવ્ર સંકલ્પ કર્યો. તે રીતે તે ત્રણ જગતને તણખલાની પેઠે ગણતો પોતાની નગરી-માંથી બહાર નીકળ્યો.

ઘણી વાર ધાર્યા કરતાં ઊલટું જ બને છે એટલે હું કદાચ શક્રની સાથે લડતાં હારી જાઉં તો કોને શરણે જઈશ? એ શરણ પહેલાં નક્કી કરીને જ ઉપર જાઉં, એમ વિચા-રીને શરણને શોધવા માટે તેણે પોતાના અવધિજ્ઞાનનો પ્રયોગ કર્યો. બરાબર તે વખતે **સુંસુમાર** નગરની ભાગોળમાં જ ભગવાન **મહાવીર** કાઉસગ્ગ ધ્યાનમાં ઊભેલા અશોકના ઝાડની નીચે અસાધારણ સુંદર શરણ જેવા તેના દીઠામાં આવ્યા. એમને જોઈને તે ચમર, પવનવેગી ગતિએ કરીને તેમની પાસે ગયો અને તેમને પ્રણમીને તે કહેવા લાગ્યો કે: હે નાથ! તમારાં ચરણકમળના પ્રભાવથી મારું વાંછિત સિદ્ધ થાઓ. એવી આશા કરીને તે એકદમ ઊંચે ઉપડયો. ઊંચે જવા માટે તેણે લાખ યોજનનું મોટું શરીર બનાવ્યું અને ક્રોધને લીધે ધુવાંકુવાં થતો તે વેગથી જતો સુરપુર સુધી પહોંચી ગયો. તેણે એક પગ **પઉમવરવેદિકામાં** મૂક્યો અને બીજો પગ ઇંદ્રની સભામાં મૂકી તે કોઈ જાતની બીક રાખ્યા વિના ઇંદ્રની સાથે લડવા લાગ્યો. તેને જેમ તેમ બોલતો જોઈને ઇંદ્રે કહ્યું: હે! હે! ચમરાધમ! અહીં તું શા માટે આવેલો છે? દીવાની જ્યોતમાં જેમ પતંગિયું પડે તેમ તું મારી સભામાં શામાટે આવેલો છે? એમ કહીને તે ઇંદ્ર તેના ઉપર ખૂબ રોષે ભરાયો અને તેના ઉપર લાખો ઊગતા સૂર્યની પેઠે સામે આંખ ન માંડી શકાય એવું ઝળહળતું પોતાનું મહાવેગવાળું શસ્ત્ર વજ્ર તે ચમરને હણવા માટે ફેંક્યું. વજ્રને આવતું જોતાં જ તેનો ગર્વ ગળી ગયો અને શરીર સંકોચાઈ ગયું. પછી તો પગને ઊંચા રાખી અને મુખને નીચું કરીને તે જ્યાં ભગવાન **વીર** ધ્યાનમાં ઊભા હતા ત્યાં તેમને શરણે જઈ પહોંચ્યો. જ્યારે એ ચમર એ રીતે ઊંધો આવ્યો આવતો

હતો તે વખતે તેના ગળામાંથી હાર પડી ગયો—જાણે કે એનું બધું પરાક્રમ જ ન પડી ગયું હોય, બધો જશ જ ન પડી ગયો હોય અથવા એનો શૂરતાનો ગર્વ ન પડી ગયો હોય તેમ તેને લાગ્યું. અહીંથી સંખ્યેય દ્વીપોથી આગળ-સંખ્યેય દ્વીપો જેટલે આઘે એક વિજયપ્રભ દેવ ક્રીડા કરવા માટે ગયેલો ત્યાં તેણે આ પડતા હારને લઇ લીધો.

હે મહારાજ ! એ પ્રમાણે આ હારની ઉત્પત્તિનો વૃત્તાંત સંભળાવીને પછી હું ઘણા વખત સુધી દેશાંતરોમાં ફર્યો અને ધન કમાઇને પાછો વળ્યો. હે દેવ ! પચ્ચીશ વર્ષ વીતી ગયાં પછી આજે મને તમારું દર્શન થયું છે. વળી એ દેવ તમારો પુત્ર થયો છે કે બીજો કોઇ એ પણ મારે જાણવું છે. રાજા બોલ્યો. પ્રત્યક્ષ પ્રમાણ હોય ત્યાં અનુમાનની જરૂર નથી. હમણાં તું મારા પુત્ર હરિદત્તને જો અને એ તથા આ હાર બન્ને એક બીજાનું દર્શન કરે.

રાજાએ પોતાના પુત્રને બોલાવવા તુરત જ પુરુષોને મોકલ્યા અને મયણદત્તે એ હારને લાવવા પણ પોતાના માણસો દોડાવ્યા. તત્કાળ રાજાનો પુત્ર અને એ હાર એ બન્ને સભામાં આવી પહોંચ્યા. રાજાનો પુત્ર આવીને આસન ઉપર બેઠો. અનેક પ્રકારની વાતચિત થઈ અને પ્રસંગ આવતાં દશે દિશાને ઝળહળાવતો એ હાર રાજપુત્રને દેખાડવામાં આવ્યો. હારને જોતાં જ રાજપુત્રના મનમાં તર્કવિતર્કો થવા લાગ્યા. આને ક્યાંક જોયેલો છે એવા વિચારો ઘોળાવા લાગ્યા અને એમ કરતાં કરતાં તરત તે રાજપુત્ર હરિદત્ત કુમારને જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ થતાં પોતાના પૂર્વજન્મની યાદી આવી ગઈ. લાંબા સમય સુધી પાળેલી દીક્ષા, દેવનો અવતાર, હાર દેવાની હકીકત એ બધુંય જાણે કે સ્વપ્નમાં જોયેલું હોય એમ તેને બરાબર યાદ આવી ગયું. પોતે પહેલાં સુરભવનમાં રહેતો, દેવદેવીઓની સાથે બોલતો, વિલાસ કરતો, હસતો અને બેસતો એ બધું તેને બરાબર યાદ આવી ગયું અને એ બધું બરાબર યાદ કરતો તે વખતે જ તે રાજપુત્ર મૂર્છિત જેવો થઇ ગયો.

પછી રાજાએ તેને કહ્યું-હે પુત્ર ! યોગીની પેઠે તારી બધી બહારની પ્રવૃત્તિ શા માટે રુંધાઇ ગયેલી છે ? અને અંદરમાં કાંઇક ઊંડું ઊંડું ચિંતન ચાલતું જણાય છે એ રીતે તું શા માટે અહીં બેઠેલો છે ? મને તેનું કારણ કહે. કુમાર બોલ્યો-હે પિતાજી ! તમને હું કેટલું કહું ? જે હકીકત ન બની શકે એવી હોય છતાં કર્મો એવી હકીકતને પણ સુઘટ કરી શકે છે એવી મારી વાત છે. જે હકીકત કહી શકાય એવી ન હોય અને જે હકીકતને ઇંદ્ર પણ સાચી કરી બતાવવા સમર્થ ન હોય એવી હકીકતને પણ આ સંસારમાં દૈવ કરી બતાવી શકે છે અને એ રીતે આ ઇંદ્રજાળનો આડંબરી દેખાવ ચાલ્યા જ કરે છે. પછી રાજા બોલ્યો-હે પુત્ર ! એમ છે તો પણ અહીં ખરી હકીકત તો તું જરૂર કહે. ત્યારપછી તે રાજપુત્રે જે બધી હકીકત મયણદત્તે કહેલી હતી તે બધીય અક્ષરે અક્ષર

કહી સંભળાવી. રાજાના પુત્ર હરિદત્તને હાર જોવાથી સમ્યકત્વની શુદ્ધ પ્રાપ્તિ થઇ અને દેવ, ગુરુ તથા તત્ત્વો સંબંધે શ્રદ્ધા થઇ.

આ વખતે રાજાએ વિચાર્યું કે–અમારી સભાના સભાજનોએ તમામ પ્રકારનો ધર્મવિધિ સંદેહાસ્પદ ઠરાવી દીધો છે એટલે કે ધર્મનું કશું પરિણામ છે કે નહીં એવો સંશય પેદા કરેલ છે, પરંતુ હવે તો આ પુત્રે જણાવેલી તેની પોતાની પૂર્વની દેખેલી અને અનુભવેલી હકીકત સાંભળીને મારો મોહ દૂર થઇ ગયો છે. મારી દૃષ્ટિ તત્ત્વોનો વિચાર કરવામાં કુશળ થઇ છે. એ મારા પૂર્વનાં પુણ્યોનું પરિણામ છે. વળી, મને જે આ પુત્ર સાંપડ્યો છે તે પણ મારાં પુણ્યોનું ફળ છે. સારાં પુણ્યને લીધે મને વિધિએ એ પુત્રને સંપડાવેલ છે. આવો પુત્ર ન સાંપડ્યો હોત તો હું ધર્મ સંબંધે નિશ્ચિંત અને કુશળ બુદ્ધિવાળો કેમ થઇ શકત? જેમનાં ઘણાં ભદ્રો હવે પછી થનારાં છે, એવાઓને-જ મહાકલ્યાણનું કારણ અને કલ્પવૃક્ષના સંગમ જેવો આવો જોગ બની આવે છે.

હરખના ફેલાવાથી જેનામાં શરીરના રોમરોમ ખડાં થઇ ગયાં છે એવો રાજા આવો વિચાર કરે છે એટલામાં દ્વારપાળે આવીને તેને વિનંતિ કરી : હે દેવ! **કુસુમાવતંસક** નામના તમારા બાગનો રખેવાળ તમારું દર્શન કરવાની ઇચ્છાવાળો બહાર ઊભો છે. રાજાએ દ્વારપાળને કહ્યું: તેને જલદી મારી પાસે મોકલ. હવે, ભમતા ભમરાના ગુંજનથી ગુંજતી બકુલની માળાઓને રાજાને આપી તે બાગના રખેવાળે રાજાને આ પ્રમાણે કહ્યું. હે રાજા! પુર, નગર, ખેડ, કર્બટ, મડંબ વગેરે સંનિવેશોમાં અનુક્રમે વિહાર કરતા કરતા **ગુણંધર** નામના મુનિરાજ અહીં પધાર્યા છે, અને તે હે દેવ! આપના **કુસુમાવતંસક** નામના બાગના મધ્ય ભાગમાં આવીને ઊતરેલ છે, તો તીર્થની જેવા પવિત્ર એ મુનિનું દર્શન તમારે કરવું જોઇએ. આ સાંભળતાં જ રાજા, તત્ક્ષણ જેનાં બધાંય બંધનો કપાઇ ગયેલાં છે એવા પુરુષની પેઠે હળવો ફૂલ જેવો બની ગયો અને હરખાતો તથા સંતોષ પામતો રાજા એકદમ સિંહાસન ઉપરથી ઊઠી ગયો. આ વખતે રાજાનો મિત્ર **મયણુદત્ત** બોલ્યો: હે દેવ! આપની આગળ જેની બધી હકીકત પહેલાં કહેવાઇ ગયેલી છે તે આ મુનિઓમાં સિંહ સમાન એવા મહાત્મા ગુણંધર મુનિ પોતે જ છે. આ મુનિ કામધેનુ સમાન છે અને તે મહાભાગ મુનિ ચિંતામણિ રત્ન સમાન અને અમૃતના વરસાદ સમાન છે માટે શીઘ્ર એનાં દર્શન અવશ્ય કરવાનાં છે. **મયણુદત્તનાં** એ વચનો સાંભળી રાજકુમાર વગેરે આખી સભાના મનમાં પ્રમોદનું પૂર વ્યાપિ ગયું અને એ બધા તત્કાળ એ મુનિને વંદન કરવા જવા માટે ઉત્કંઠિત થઇ ગયા. તત્કાળ રાજાનો **જયહસ્તી** તૈયાર કરવામાં આવ્યો, તેને શણગારવામાં આવ્યો. તે હાથી ઉપર રાજા બેઠા, તેના ઉપર સફેદ છત્ર ધરવામાં આવ્યું અને બન્ને બાજુ ચંદ્ર જેવાં ધોળાં ચામરો વિંઝાવા લાગ્યાં. એ રીતે ઇંદ્રની પેઠે મોટી વિભૂતિથી શોભાયમાન

બનેલો રાજા શ્રી આચાર્યને વાંદવા નીકળ્યો. એ રાજાની પાછળ બીજા પણ અનેક વાહનો-હાથીઓ, ઘોડાઓ, રથ અને બીજા ઉપર બેઠેલા ચાલવા લાગ્યા. એ રીતે રાજા બાગમાં આવ્યો હાથી ઉપરથી ઊતર્યો, બધાં રાજચિહ્નો તજી દીધાં અને આચાર્યને વિધિપૂર્વક વંદન કરીને તેમની સામે તે જમીન ઉપર બેઠો.

ગુરુ બોલ્યા: હે નરવર! આ સંસારમાં માનવનો જન્મ સારરૂપ છે, તેમાં પણ સામંતો અને માનવસમૂહ જેને નમેલા છે તેવું રાજાનું પદ ઉત્તમ છે. એ બધું કેવળ એક ધર્મનું ફળ છે. ધર્મનું ફળ સમકિત છે. દેવ, ગુરુ અને તત્ત્વોના સુનિશ્ચિત જ્ઞાનને લીધે એ સમકિત વિશેષ સ્ફુટ થાય છે. દેવનું સ્વરૂપ આ પ્રમાણે છે. ક્રોધ, મદ, માયા, લોભ, રતિ, અરતિ, હાસ્ય અને ભય તથા શોક, જુગુપ્સા, ચિંતા, વિષાદ અને અજ્ઞાન તથા મિથ્યાત્વ, પ્રમાદ, સ્નેહ, કામવાસના અને નિંદા વગેરે દોષો જેનામાં ન હોય તે દેવ કહેવાય છે અને વહાણ જેમ સમુદ્રનો પાર પમાડે છે તેમ એવા નિર્દોષ દેવ જ પોતાને અને બીજાને ભવરૂપ સમુદ્રથી તારી શકે છે. કરુણાના સમુદ્ર અને નિરંજન એવા શ્રી જિનેશ્વર ભગવાન સિવાય બીજા કોઈને સુમતિવાળા લોકો સ્વપ્ને પણ દેવરૂપે માનતા નથી. રાગ, દ્વેષ, માન, માયા, ક્રોધ, લોભ વગેરે દોષો પશુઓમાં હોય છે અને તે જ દોષો દેવોમાં પણ હોય તો તે દોષોએ કરીને સરખા પશુ અને એવા દેવ વચ્ચે વિશેષતા શી? એ પ્રમાણે જેના સર્વથા નિર્દોષ સ્વભાવની કસોટી થઈ ચૂકી છે, જે નિરુપમ અને સુવિશુદ્ધ ગુણોના ઘર સમાન છે એવા દેવને જ પુણ્યશાલી પુરુષો દેવરૂપે સમજે છે.

જેમનું સ્વરૂપ ઉપર જણાવેલ છે તે દેવની ઓળખ ગુરુનો ઉપદેશ સાંભળવાથી જ થાય છે. હવે ગુરુનું સ્વરૂપ બતાવે છે. જેઓ સારા શ્રમણો છે, છ વ્રતોના પાલનમાં તત્પર હોય છે, છ કાયના રક્ષણ માટે નિરંતર સાવધાન રહે છે, પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓને સંભાળીને પ્રવૃત્તિ કરનારા છે, પરોપકારની પ્રવૃત્તિ જ જેમની પ્રધાન પ્રવૃત્તિ છે, જેઓ નિરંતર શક્તિ પ્રમાણે યતના કર્યા કરે છે, શક્તિવાળા અને શક્તિ વગરના એમ બન્ને પ્રકારના શિષ્યોની જેઓ બરાબર સંભાળ રાખ્યા કરે છે, ઉદ્વેગ વગરના છે, કદાગ્રહને દૂર રાખનારા છે, શ્રી જિન ભગવાનના માર્ગના સહાયક છે, સ્વશાસ્ત્ર અને પરશાસ્ત્રના પરમાર્થને સમજેલા છે, દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ પ્રમાણે અને સમય-શાસ્ત્ર-ની મર્યાદા પ્રમાણે ઉત્સર્ગ માર્ગ તથા અપવાદ માર્ગની પ્રવૃત્તિને યોજનારા છે. પ્રતિલેખના-પડિલેહણા, પ્રમાર્જન પ્રમુખ સામાચારી પ્રમાણે પોતાનું વર્તન રાખવાને બંધાયેલા છે. અને આવશ્યક વગેરેની ક્રિયા વિધિઓમાં તત્પર છે, પ્રમાદથી દૂર રહેલા છે તથા જેવું ચિત્ત છે તેવી વાણી છે અને જેવી વાણી છે તેવી જેમની સમગ્ર પ્રવૃત્તિઓ છે એવા એટલે ઉપર વર્ણવેલા સ્વભાવવાળા અને માયા તથા અભિમાન વગરના જેઓ હોય છે તેમને સાધુ-ગુરુ-સમજવા.

જ્યારે આચાર્ય ગુણધર, ગુરુનું સ્વરૂપ સમજાવતા હતા તે વખતે એક દુર્વિદગ્ધ-આસધર નામનો શ્રાવક આ પ્રમાણે કહેવા લાગ્યો કે-હે ભગવંત! જેવા વર્ણવ્યા છે એવા સાધુઓ જ વર્તમાન કાળમાં વિદ્યમાન નથી તો પછી એમને ગુરુ તરીકે શી રીતે માનવા? વર્તમાન કાળમાં જે સાધુઓ છે તેઓ પિંડવિશુદ્ધિને બરાબર સાચવતા નથી, જે આચાર અને વિધિ પ્રમાણે આચરણ કરી શકાય છે તે પ્રમાણે પણ વર્તતા નથી, જે લોકો પાસત્થા છે એટલે હીન આચારવાળા છે તેમની સાથેનો સંબંધ, વર્તમાન કાળના સાધુઓ છોડતા નથી, અર્થાત્ હીન આચારવાળા સાધુઓ સાથે આ વર્તમાન કાળના સાધુઓ બોલવા ચાલવાનો તથા નમનનો વ્યવહાર ચાલુ રાખે છે. વળી જે હકીકત છે તેને શુદ્ધ રીતે પ્રરૂપતા-જણાવતા-નથી, પ્રમાણ પ્રમાણેનાં એટલે જેટલાં રાખવાં જોઈએ તેટલાં જ ઉપકરણોથી ચલવતા નથી-વધારે ઉપકરણો વસ્ત્ર પાત્ર વગેરે-રાખે છે, સાધારણ રોગ વા વેદના થઈ આવતાં ગમે તેમ અપવાદને સેવે છે. એ પ્રમાણે વર્તમાન કાળના સાધુઓ અઢાર હજાર શીલાંગને બરાબર ધારણ કરતા નથી માટે તેમને શ્રમણો કેમ કહેવાય? અને એવા શ્રમણોને 'ગુરુ' પણ શી રીતે માની શકાય? તથા 'તેઓ વંદનીય છે' એમ પણ કેમ કહી શકાય?

આ સાંભળીને ગુરુ ગુણધર બોલ્યા: હે ભદ્રક! 'સાધુઓ નથી' એમ કહીને તું સાધુઓના અભાવને ન કહે. તારા કહેવા પ્રમાણે સાધુઓનો અભાવ જ હોય તો પછી ધર્મનો પણ અભાવ જ છે એમ તું ઇષ્ટ ગણતો જણાય છે. આજકાલ મિથ્યાત્વની પ્રચુરતાને લીધે હમણાં હમણાં દેવનું નામ પણ જણાતું નથી, એવા સમયમાં સમય પ્રમાણે વર્તનારા સુમુનિઓ પણ ન હોય તો લોકોને ધર્મના માર્ગનું જ્ઞાન કોની પાસેથી મળશે? તેં જે કહ્યું છે કે 'આજકાલના સાધુઓ બરાબર પિંડવિશુદ્ધિને સાચવતા નથી' તે તારું કથન બરાબર નથી. આજકાલ વર્તતા મુનિઓ પોતાની શક્તિ, સમય અને ક્ષેત્ર પ્રમાણે પિંડવિશુદ્ધિને સાચવીને પ્રવૃત્તિ કરે છે. કદાચ સાધુઓ પિંડવિશુદ્ધિ ન સાચવતા હોય છતાં તેમનામાં ખાવાપીવાના પદાર્થોમાં આસક્તિ નથી અને તેમના મનમાં શઠતા પણ નથી એટલે તેઓને દોષનો સંભવ નથી. શાસ્ત્રકારે કહ્યું છે કે-જે શુદ્ધ રીતે પિંડ પાત્ર વગેરેની ગવેષણ કરતો હોય છતાં આધાકર્મ આવી જતું હોય તો પણ તે શુદ્ધ છે, દોષપાત્ર નથી. તું એમ કહીશ કે આ સાધુઓમાં ચટ્ટાપણું નથી એ શી રીતે જાણી શકાય? સાધુઓએ પોતાના ઘરબાર પરિવાર ધન સ્વજન વગેરેનો સર્વથા ત્યાગ કરેલ છે એટલે જ એ માલૂમ પડે છે કે તેઓ ખાઉધરા ચટ્ટા નથી. તું એમ કહીશ કે જેમને ઘરબાર પરિવાર ધન વગેરે કશુંય નહોતું એવા પણ લોકો સાધુ થયેલ છે એટલે એવાઓ ખાઉધરા ચટ્ટા નથી એમ કેમ કહેવાય? તો જેમની પાસે ઘરબાર વગેરે નહોતું પરંતુ તેઓના મનમાં તે સંબંધે તૃષ્ણા તો હતી જ અને એ તૃષ્ણાનો ત્યાગ કરીને તેઓ સાધુ થયેલ છે એટલે એવી તૃષ્ણાનો ત્યાગ કરનારા લોકો ખાઉધરા વા ચટ્ટા હોવાનો સંભવ નથી. વળી, તું એમ કહીશ કે જેમને

ઘરબાર ધન સ્ત્રી વગેરે કશુંય નથી તેમને તો તે સંબંધી તૃષ્ણાનો ત્યાગ કરવામાં કશું આકરું લાગતું નથી. તેઓ તો ન મળે નારી ત્યાં સુધી સહેજે બાવા બ્રહ્મચારી જેવા છે. તો તારું એ કથન પણ બરાબર નથી. તારી પોતાની જ પાસે દીન-અનાથ લોકોનો જે વડે ઉદ્ધાર કરી શકાય છે એવું ધન સુલભ નથી છતાં તું એ ધન સંબંધી તૃષ્ણાનો ત્યાગ કરીને શ્રમણ કેમ થઈ જતો નથી? એ જ હકીકત સૂચવે છે કે વસ્તુ ન હોય છતાં તેની વાસનાનો ત્યાગ કરવો સહેલો નથી. વળી, તેં જે કહેલું કે 'જે આચાર પાળવો શક્ય છે તેને પણ આ સાધુઓ પાળતા નથી' તે પણ તારું કથન મિથ્યા છે. શું તેઓ આવશ્યક વગેરે રોજ નથી કરતા જેથી તું આવો આક્ષેપ કરે છે? તું એમ કહેતો હોય કે 'આજકાલના સાધુઓ વિગઈનો ત્યાગ કરતા નથી, નિરંતર ઉત્સર્ગ માર્ગ પ્રમાણે વર્તતા નથી અને નવકલ્પી વિહારની પ્રક્રિયાપણે વિહાર ન કરી એક જ ઠેકાણે પથ્યાપાથર્યા રહે છે' અર્થાત્ એ રીતે જે બધો શક્ય આચાર છે તે બધો તેઓ પાળતા નથી. તારું આ કથન પણ અસંગત છે. તું શી રીતે જાણે કે અમુક આચારનું પાલન શક્ય છે વા અશક્ય છે? હે ભદ્ર! સામર્થ્યના અભાવને લીધે તથા કાળ વગેરે દોષને લીધે ઘણીવાર જે શક્ય હોય છે તે પણ અશક્ય બની જાય છે. લાભ હાનિ પરિણામની તુલનાનો વિચાર કરતાં એવો જે શક્ય આચાર પણ સામર્થ્યની અપેક્ષાએ વા સમયની અપેક્ષાએ અશક્ય બની ગયો દેખાતો હોય તો તે પ્રમાણે વર્તન ન થાય તો પણ દોષ સમજવાનો નથી. વળી, તેં જે કહેલું છે કે 'આ સાધુઓ પાસત્થા લોકોનો સંગ છોડતા નથી. તેમની સાથે વંદનવ્યવહાર રાખે છે' તે પણ તારું કથન મિથ્યા છે. આ બાબતમાં તો જે રીતે સિદ્ધાંતમાં કહેલું છે તે રીતે આ સાધુઓની પ્રવૃત્તિ છે. હવે તું એમ કહે કે "ઓસન્નો પાસત્થો" એ પ્રમાણે વારંવાર કહીને સિદ્ધાંતમાં તો પાસત્થાઓની સાથે બોલવા વ્યવહાર પણ ન રાખવો એમ કહેલું છે તો તેમની સાથે વંદન વ્યવહાર તો કેમ રાખી શકાય? તારી આ વાત ખરી છે, પરંતુ સૂત્રમાં એમ પણ કહેલ છે કે દીક્ષાપર્યાય, પર્ષદા અને પુરુષ વગેરેની પરિસ્થિતિની અપેક્ષાએ પરસ્પર બોલવા ચાલવાનો અને નમસ્કાર વગેરેનો વ્યવહાર કરવો એમ શામાટે કહેલું છે. પાસત્થાઓ સાથે કોઈ જાતનો વ્યવહાર ન જ રાખવાનો હોત તો સૂત્રમાં અમુક અપેક્ષાએ વ્યવહાર રાખવાનું ન કહેતાં તદ્દન નિષેધ જ કરી નાખ્યો હોત પરંતુ એમ ન કહેતાં 'અમુક અપેક્ષાએ' એમ જે કહેલું છે તેનું રહસ્ય હે મૂઢ! તું જાણી શકેલ નથી. જો એ પાસત્થાઓ સર્વથા અયોગ્ય જ હોત તો અમુક અપેક્ષાએ તેમની સાથે પણ નમન વગેરેનો વ્યવહાર રાખવાનું જે ફરમાન કરેલ છે તેનું શું કારણ? આ રીતે શાસ્ત્રકારે સાપેક્ષ દૃષ્ટિએ વ્યવહાર રાખવા વિશે વિધિ-નિષેધ કરેલ છે માટે તે કોઈ અપેક્ષાએ પાસત્થાઓ માટે પણ ઘટમાન છે. એ વ્યવહાર સંબંધે સાપેક્ષ રીતે જે વિધિ-નિષેધનું શાસ્ત્રીય અનુશાસન

છે તેને સાપેક્ષ ન ગણવામાં આવે તો તે જેઓ જૈનો નથી, એવાઓને પણ-પાખંડી-ઓને પણ-લાગુ પડી શકે છે. કદાચ હું એમ કહીશ કે 'પાખંડીઓ તો જૈનના વેષમાં જ નથી એટલે ભાવની પ્રધાનતાવાળા પ્રસંગે એઓ આવી જ નહીં શકે' તો તારું એ પણ કથન મિથ્યા છે. શાસ્ત્રમાં તો તેમની પણ અનુવર્તના કરવાનું કહેલ છે. એ વિશે શાસ્ત્રમાં કહેલું છે તે આ પ્રમાણે છે: જે ક્ષેત્રમાં ગીતાર્થ પુરુષો ન હોય અને બીજે સ્થળે રહેવાની ગોઠવણ પણ ન જ થતી હોય અર્થાત્ જ્યાં ગીતાર્થપુરુષો નથી ત્યાં જ રહેવાનો પ્રસંગ આવે તો ભાવનો ઉપઘાત ન થાય એ રીતે પાસત્થા અને પાખંડીઓને પણ અનુકૂળ થઈને એવા ક્ષેત્રમાં રહેવું ઘટે. એવા ક્ષેત્રમાં એટલે જ્યાં પાસત્થાઓનું-પાખંડીઓનું પ્રાબલ્ય હોય એવા સ્થળે રહેનાર જૈન સાધુને પાસત્થાઓ વા પાખંડીઓને એ રીતે અનુકૂળ થઈને રહેતાં ન આવડે તો સ્વ અને પરનો નાશ થવાનો પ્રસંગ આવે છે, વા જૈનશાસન ઉપર કલંકો-ખોટાં આળો-ચડે છે, પોતાની જાતની લઘુતા થાય છે. આને પરિણામે તે બધાને રાગદ્વેષ થવાથી કર્મબંધ થાય છે અને આ કર્મબંધ એ બન્ને પક્ષોને માટે અનિષ્ટ ફળ નીપજાવે છે, માટે રાગદ્વેષ છોડીને કાર્યનો પ્રસંગ પડતા દ્રવ્યથી બાહ્યદૃષ્ટિથી ઉપરઉપરથી તો એવા ક્ષેત્રમાં પાસત્થાઓને વા પાખંડીઓને થોડુંઘણું અનુકૂળ થઈને રહેવું પરંતુ આધ્યાત્મિક દૃષ્ટિએ એટલે ભાવથી તેમને અનુકૂળ ન થવું અર્થાત્ બાહ્ય વ્યવહારમાં અનુકૂળતા રાખવી પણ પોતાના આચરણમાં લેશ પણ શિથિલતા ન આવવા દેવી. વળી, તેં જે કહેલું કે 'આ સાધુઓનું પ્રરૂપણ શુદ્ધ નથી.' તે પણ તારું કથન બરાબર નથી. સાધુઓએ યથાયોગ જેવું હોય તેવું શુદ્ધ પ્રરૂપણ જ કરવું જોઇએ, તેઓ એમ ન કરે તો દોષના ભાગીદાર છે. આ વિશે શાસ્ત્રમાં કહેલ છે કે: કાચા ઘડામાં ભરેલું પાણી જેમ ઘડાનો નાશ કરે છે તેમ અયોગ્ય માણસને આપેલું સિદ્ધાંતનું રહસ્ય અયોગ્ય માણસનો વિનાશ કરે છે, માટે જે મૂઢ પુરુષ, યોગ્ય અને અયોગ્યનો ભેદ પારખ્યા વિના જ ગમે તેને ધર્મનું રહસ્ય સમજાવે છે તે પુરુષ સંઘનો, પ્રવચનનો અને ધર્મનો દ્રોહી છે.-વૈરી છે. વળી, તેં જે કહેલું કે 'પ્રમાણસર ઉપકરણ-ઉપધિ રાખતા નથી' એ પણ તારું કથન બરાબર નથી. વર્તમાનમાં જે ઉપકરણ-ઉપધિ રાખવાની પ્રથા છે, તે પ્રથાના દેખાડનારા અશઠ પુરુષો છે, એટલે અશઠપ્રદર્શિત પ્રથામાં દોષ હોવાનો સંભવ નથી. ખરી રીતે તો એક બાહુસ્થાપિત પાત્ર, એક પટલછન્ન પાત્ર, પાત્ર બાંધવાનો એક ગુચ્છક અને બીજું ગોચરી સિવાયની-લઘુશંકા વગેરેની પ્રવૃત્તિમાં વાપરવાનું પાત્ર અને એક આંગિક વસ્ત્ર તથા રજોહરણ એટલાં જ ઉપકરણો હોવાં જોઇએ. અને આજકાલનો વિશિષ્ટ મુનિ પણ એથી વધારે ઉપકરણ-ઉપધિ રાખતો દેખાય છે માટે આ બાબત તો પરંપરાથી અશઠપુરુષોએ ચલાવેલી પ્રથા પ્રમાણે સમજવાનું છે અને એ વિષયમાં પૂર્વના મુનિઓ જ પ્રમાણભૂત છે એટલે ઉપકરણ-ઉપધિ-વધારે રાખવાનું તેં કહેલું દૂષણ ખોટું છે. વળી, તેં જે કહેલું કે, 'આજકાલના સાધુઓ ડગલે ને પગલે

બધો વૈભવ મેળવેલો છે એવા અમે મોટા છીએ છતાં કોણ માણસ અમારી આગળ સાધુ-પુરુષની નિંદા કરવાની હિમ્મત કરે છે એ કેવી વાત કહેવાય? અથવા અમને એમ લાગે છે કે એ માણસનો કોઈ પૂર્વભવનો દુશ્ચરિત દોષ જ હોવો જોઇએ જેથી તેને ગુણગ્રહણને બદલે આવું નિંદાનું કામ સૂઝે છે, તો હે ભગવંત! તમે એ વાત કહો કે તે માણસ પૂર્વભવમાં કોણ હતો? પછી ગુણંધર મુનિપતિ બોલ્યા કે: હું તે માણસના પૂર્વ-ભવની વાત કહું છું તે તમે બધા એકમન થઈને સાંભળો.

**સાવત્થી** નગરીમાં **બંભ** નામના ગૃહપતિને ત્યાં આ માણસ **કુબેર** નામનો પુત્ર હતો તેના ઉપર તેનો પિતા ખૂબ રોષ રાખતો હતો, તેથી તે **કુબેરે** **સંભૂયગણિ** નામના જૈનમુનિ પાસે દીક્ષા લઇ લીધી. કેટલાક દિવસ સુધી એણે વિનય અને શાસ્ત્રની નીતિપૂર્વક ચારિત્ર પાળ્યું અને પછી તેનો ઉત્સાહ ભાંગી પડ્યો પછી તો એ, આવશ્યક વગેરે ક્રિયાઓમાં રોજ ને રોજ પ્રમાદી થવા લાગ્યો. જ્યારે તેને ગુરુ અને બીજા સાધુઓ તેમ ન કરવાનું સમજાવવા લાગ્યા ત્યારે તે રોષે ભરાવા લાગ્યો અને બોલવા લાગ્યો કે સાધુઓની થોડીક પણ ભૂલ તરફ તો થોડું પણ ધ્યાન રાખતા નથી અને બીજાને ઉપદેશ આપવા આવે છે. 'બાલસાધુઓ અને ગ્લાન-માંદા નબળા વગેરે સાધુ-ઓની હમેશા પણ સેવા કરવી જોઈએ' એ રીતે ખૂદ ગુરુઓ પોતે બીજાઓને કહે છે છતાં પોતે તો એ પ્રમાણે કરતા નથી. એ રીતે ગુરુનાં અને બીજા સાધુઓનાં દૂષણો જોતો અને વારંવાર એમની નિંદા કરતો હોવાથી કલેશવાળાં મન અને વાણી-વાળો એ સાધુ, મરણ પામીને અસુરનિકાયમાં કિલ્બિષિક નામના અસુરોની ગતિને પામ્યો. પછી ત્યાંથી ચવીને-મરણ પામીને એ માણસ, હમણાં અહીં શ્રાવકપણાને પામેલ છે. એ એના આગલા ભવમાં પોતાના ગુરુ અને સાધુઓનાં દૂષણો જોયા કરતો હતો એવો પરદૂષણદર્શનનો એનો આગલો સ્વભાવ આ શ્રાવક ભવમાં પણ તેની સાથે આવેલ છે તેથી જ તે અહીં પણ સાધુઓને ઉદ્દેશીને એક ટીકાખોર જેવાં વચનો કાઢે છે.

આ બધી હકીકત સાંભળીને, પેલા અધકચરા શ્રાવકને શુભ માર્ગમાં સ્થાપિત કરીને રાજા વગેરે બધા લોકો એ મુનિનો ઉપદેશ સાંભળીને ગૃહસ્થધર્મમાં ઉજમાળ થયા. શ્રી ગુણંધર ગુરુની ધર્મદેશના સાંભળ્યા પછી એ બધા લોકોએ શ્રી જિનવરનાં ભવનો કરાવ્યાં, સ્નેહી સ્વજનોનું સન્માન કર્યું, શાસ્ત્રસિદ્ધાંતોને સમજવા તરફ લક્ષ્ય આપ્યું, શ્રમણોની સેવા કરવામાં તત્પર થયા અને લોકવ્યવસ્થામાં કુશળ રીતે વર્તવાનું રાખ્યું તથા સવિશેષપણે જ્ઞાન મેળવવામાં ઉદ્યમ કરવો શરુ કર્યો, કુમતો તરફનો પોતાનો વ્યામોહ છોડી દીધો. એ રીતે તેઓ દાક્ષિણ્ય અને દયા વગેરે ગુણોથી સંયુક્ત બન્યા અને એમને સંસારવાસથી કંટાળો આવવા લાગ્યો. એ પ્રમાણે તેઓએ સિદ્ધાંતનો યથા-સ્થિત સાર-રહસ્ય સમજીને રાજા વગેરે બધા શ્રી જિનવરના ધર્મમાં નિશ્ચલ ચિત્તવાળા

એટલે જીવ માત્ર તરફ સંયમ વૃત્તિથી વ્યવહાર પ્રવર્તે છે ત્યાં સુધી મૂલગુણો અને ઉત્તર ગુણો વિદ્યમાન છે એમ સમજવું, અને ત્યાં સુધી ઇત્વરિક સંયમવાળા, છેદ સંયમવાળા, નિર્ગ્રંથો, બકુશો અને પ્રતિસેવીઓ-કુશીલો એ બધા શ્રમણ તરીકે વિદ્યમાન છે એમ પણ સમજવું. આજકાલ ધીર પુરુષોની ન્યૂનતા જોઇને કેટલાક મંદધર્મવાળા લોકો સંવિગ્ન-સંવેગી લોકોની હીલના કરે છે એ દોષ તે મંદ ધર્મવાળાઓનો જ છે અને એ દોષને લીધે જે અનેક ખરાબ પરિણામો આવે છે તે આ છે. પેહું તો વિદ્યમાન ગુણોની અવગણના, બીજાની નિંદાનો પ્રસંગ, અસત્ય ભાષા, ધર્મ તરફ અનાદરભાવ, સાધુઓ તરફ પ્રદ્વેષભાવ અને એ બધાને પરિણામે સંસારભ્રમણની વૃદ્ધિ. આ બધા દોષો તે મંદ ધર્મવાળા લોકોને લાગે છે. વળી વર્તમાન કલિકાળમાં પણ સંપૂર્ણપણે સંયમ વગેરે ધર્મોની સાધના સુકર રીતે થઇ શકતી હોત તો આજકાલ નિર્વાણનો વિચ્છેદ શા માટે હોત; એટલું પણ એ મંદ ધર્મવાળા સમજતા નથી. આ કેટલો બધો તેમના ઉપર મહામોહનો પ્રભાવ છે જેમની સહાયતાવડે દેવનું, ગુરુનું, ધર્મનું અને ધર્મનાં વિધિવિધાનોની ક્રિયાઓનું સ્વરૂપ સમજી શકાય છે તે યતિઓની પણ આ મૂઢ લોકો નિંદા કરે છે. આ તે કેવા અકૃતજ્ઞ લોકો છે ? એ પ્રમાણે હે રાજા ! મૂર્ખ માણસોની વિચાર ચેષ્ટાઓ વિશે તને કેટલું સંભળાવીએ ? ખરી વાત એ છે કે-સાધુઓ સિવાય મોક્ષનો ઉપાય નથી એ ચોક્કસ છે.

હે નરેંદ્ર ! જેમનામાં રાગદ્વેષ અને મોહ નથી એવા જિનેશ્વર ભગવાનના આગમની વાત હવે તને સંભળાવું. જેઓ કેવળ પારકાનું હિત કરવામાં જ તત્પર છે, એવા જિન ભગવાનનું વચન અમિત છે અને હિતકર છે. એ વચનોમાં દૃષ્ટાંતો આપીને બધી હકીકત સમજાવેલી છે તથા યુક્તિઓ અને હેતુઓ દ્વારા બધું સિદ્ધ કરી બતાવેલ છે. તેમાં અનેક ભંગો તથા નયોની અપેક્ષાએ બધું નિપુણતાથી કહી બતાવેલ છે. એ વચનોની આદિમાં, મધ્યમાં અને છેડે ક્યાંય પણ વ્યભિચાર દોષ એટલે આગળપાછળ વિરોધી વચનનો દોષ હોતો નથી અને એ બધાં વચનો ગંભીર છે. મોક્ષમાર્ગને પ્રકાશિત કરવાને સારુ એ વચનો રત્નના દીપસમાન છે, કુમતોના વાદવિવાદના ઝપાટારૂપ પવનથી તે દીપરૂપ વચનોને કશી અસર થતી નથી તથા સંધ્યા જેમ અતિશય બહુવિધ તારાઓનાં ઝુમખાને ઝબકાવે છે તેમ તે વચનો બહુવિધરૂપ અતિશયરૂપ તારાઓને જન્માવે છે.

એ પ્રમાણે દેવનું, ગુરુનું અને આગમનું જેમને ખરું સ્વરૂપ સમજાયું હોય તેમને સમકિતની પ્રાપ્તિ થાય છે અને એ સમકિતની પ્રાપ્તિમાં શંકા વગેરે દોષો હોતા નથી. મોટી મોટી કલ્યાણરૂપ વેલીઓનું એ સમકિત મૂળ છે, એ સમકિત પામ્યા પછી એવું એક પણ કલ્યાણ બાકી નથી રહેતું જે મેળવી ન શકાય.

હવે મયણદત્ત અને રાજપુત્રને, ગુણંધર ગુરુનાં એ વચનોને સાંભળીને પરમ સંતોષ થયો અને તેમણે ગુરુને કહ્યું કે-હે ભગવંત ! સાધુપુરુષના પ્રસાદથી અમે આટલો

એવું આ શું બન્યું ? તેઓ બોલવા લાગ્યા: હે ક્રૂર રાજા ! હે વિનય વગરના ! તથા હે ધર્મ વગરના-અધર્મી-રાજા તું શું જાણતો નથી કે દેશમાં કોઇ દાતારો નથી તેથી મહામુનિઓ પીડા પામી રહ્યા છે અને તું પોતે રાજ્યના ભોગો માણી રહ્યો છે અને શ્રાવકપણાનો ઢોંગ ચલાવી રહ્યો છે. આ રીતનું કપટમય ભક્તિવાળું હોય એવું તારું વર્તન અમે સાંખી શકવાના નથી અને તને આજ હમણાં જ પૂરો કરીએ છીએ. તેઓએ એમ કહ્યા પછી રાજા તેનો ઉત્તર દેવા લાગ્યો: આ મારો દોષ છે એ ખરી વાત છે, પરંતુ એથી કરીને ચંદ્ર જેવા નિર્મળ એવા શ્રી જિનશાસન ઉપર આ પ્રમાણે નકામું આપે શા માટે ચોડાવું જોઇએ ? આ બધા લોકો જાણશે કે ખરેખર શું બધાય શ્રમણો આવા જ હશે ? હુ પાપી છું તેથી આપે મને એકાંતમાં લઈ જઇને આ રીતે બાંધ્યો હોત તો શું વધારે ઠીક ન થાત ? રાજા વિચારે છે કે જેઓ પોતાના જીવિતનો પણ ભોગ આપીને શ્રી જિનશાસનનો અભ્યુદય કરે છે તે પુરુષો ધન્ય છે અને જગતમાં તેમની જ નિર્મળ કીર્તિ પ્રસરે છે. મારી પાસે લક્ષ્મી હોવાથી શું વળ્યું ? ફોગટનું નરપતિપણું પામ્યો તેથી શું થયું ? મારામાં વિવેક છે તેથો પણ શું થયું ? અને મેં શાસ્ત્રોના અર્થોનો બોધ મેળવ્યો છે તેથી પણ શું વળ્યું ? મને લાગે છે કે હું આ વખતે શ્રી જિનશાસનની હલકાઈનું નિમિત્ત બન્યો છું માટે મારું જીવન કલંકિત થયું કહેવાય અને એ કલંકિત થઇને જીવવાથી શું ? માટે હવે વધારે બોલવાની જરૂર નથી, મને બાંધીને સાધુ જે કાંઈ કરવા ધારે છે તે ભલે કરે અને મારી જે આ ભૂલ થઇ છે તેનું પ્રાયશ્ચિત્ત પણ એમજ થઇ શકશે.

એ પ્રમાણે સદ્ભાવવાળાં વચનો બોલીને રાજા, પોતાના જીવિતનો ત્યાગ કરવાને પણ સજ્જ થઇ ગયો, એટલામાં આ સત્ત્વની પરીક્ષા કરવા આવેલ દેવે પોતાના અવધિજ્ઞાનના બળે એ રાજાનું સમકિતમાં નિશ્ચલપણું જે રીતે ઇંદ્રે વર્ણવેલું હતું તે કરતાંય સવિશેષપણે એકદમ જાણી લીધું અને પછી તેણે આ બધો પ્રપંચ તજી દઇ પોતાનું અસલ સ્વરૂપ ખુલ્લું કરી દીધું. કપાળમા બન્ને હાથ જોડીને એ દેવ બોલવા લાગ્યો: હે નરવર ! હવે તારે ચિત્તમાં સંતાપ કરવાની જરૂર નથી. સૌધર્મ સ્વર્ગના ઇંદ્રે સમકિતમાં તારા દઢપણાની પ્રશંસા કરી હતી, તે વાત ઉપર મને વિશ્વાસ ન આવ્યો તેથી તારી પરીક્ષા કરવા માટે આવી બધી ભયાનક પ્રવૃત્તિ કરી હતી, પરંતુ મને હવે ખાત્રી થઈ ગઇ કે તારા જેવો સમકિતમાં વિશેષ રીતે દઢ બીજો કોઇ જગતમાં જણાતો નથી. જેનો તું નાથ-રાજા થયેલ છે તે આ પૃથ્વી તારે લીધે ખરેખર રત્નવતી છે એમ કેમ ન કહેવાય ?

દેવનાં આ વચનો સાંભળીને રાજા બોલ્યો: હે મહાજશવાળા ! જેમાં સત્પુરુષરૂપ નરરત્નો જ ભરેલાં છે એવા શ્રી જિનેંદ્ર ભગવાનના ઉત્તમ શાસનરૂપ સમુદ્રમાં હું તો એક કોડા જેવો છુ, મારી આટલી બધી શ્લાઘા શા માટે કરે છે ? હવે આ દેવે

થયા. આચાર્ય ગુણંધર પણ રાજા વગેરે લોકોને લાંબા સમય સુધી યથાભિમતપણે પ્રતિબોધ આપી ગ્રામ નગર અને પુરોથી સુશોભિત એવી વસુધા ઉપર વિહાર કરવા લાગ્યા.

હવે કોઇ એક દિવસે સાધર્મ સભામાં બેઠેલો દેવેંદ્ર પોતાના અવધિજ્ઞાનદ્વારા પૃથ્વીને જોતો હતો. તે વખતે તેણે રાજા નરવર્મને સમ્યક્ત્વમાં સુદૃઢ મનવાળો જોયો અને પછી ઇંદ્રે દેવોને કહ્યું કે: હે દેવો! આ નરવર્મ રાજા સમકિતમાં એવો સુદૃઢ છે કે-દેવો દાનવો સહિતના ત્રણે જગતમાંનો કોઈ પણ પુરુષ તેના સમકિતથી-જિનમતની શ્રદ્ધાથી તેને ચળાવી શકવા સમર્થ નથી. એ રાજા એકલો જ એની શ્રી જિનમતમાં અચળ શ્રદ્ધાને લીધે ત્રણે જગતમાં ધન્યરૂપ છે, પુણ્યવંત છે અને એનાથી બીજો કોઈ પુરુષ એવી શ્રદ્ધામાં ચડિયાતો નથી. ઇંદ્રની આ વાત સાંભળીને સુવેગ નામનો દેવ વિચાર કરવા લાગ્યો કે બાળકો જેમ આવે તેમ ઉટપટાંગ બોલે છે તેમ જે લોકો મોટા છે તેઓને જ આવી વાતો કરવી શોભે છે. નહીંતર એ માનવ મગતરું કયાં અને દેવની શક્તિ કયાં? ત્યારે ઇંદ્ર તો કહે છે કે એને એની શ્રદ્ધામાંથી કોઇ પણ ચળાવી જ ન શકે. અથવા આવા વિકલ્પો કરવા કરતાં તો ત્યાં હું પોતે જાતે જ જઇને તેની પરીક્ષા કરી લઉં. એ પછી એ દેવ તે રાજાની પરીક્ષા કરવા આવ્યો. અને તેણે એક મુનિવરનું રૂપ લીધું, સાથે કેટલાક સારા સારા શ્રમણોના ટોળાનું પણ રૂપ બનાવ્યું. એ રીતે બનાવટી એવા અનેક સારા શ્રમણો સહિત તે બનાવટી મુનિ સારો મુનિ હોય એ પ્રમાણે દેખાવ કરી રાજાના આંગણામાં આવ્યો અને એને રાજા નરવર્માએ દીઠો. મુનિને જોતાં જ રાજા આસન ઉપરથી એકદમ ઊભો થઇ ગયો અને મુનિને હર્ષપૂર્વક વંદન કરીને પૂછવા લાગ્યો: હે ભગવંત! આપ જે કોઇ કામે અહીં પધાર્યા છો તે કામ મને કહી સંભળાવવા કૃપા કરો. એ બનાવટી સુરમુનિ બોલ્યો: હે રાજા! જેમનું મન મોક્ષ તરફ અને સંસાર તરફ એક સરખું વર્તે છે એવા સમભાવવાળા અમારી જેવા સંયમવાળા મુનિઓને શું કામ હોય? રાજા આ સાંભળીને ફરીવાર બોલ્યો: તો પણ મારા ઉપર અનુગ્રહ કરવાને ખાતર જ આપ કાંઇ પણ ફરમાવો. એટલામાં હાથીઓમાં કેસરી સિંહ જેવા રાજાની આસપાસ કેટલાક હથિયારબંધ માણસો ફરી વળ્યા, એઓમાં કોઈના હાથમાં અણીદાર ધારવાળી તરવાર હતી, કોઈના હાથમાં ભાલું હતું, કોઈના હાથમાં નિષ્ઠુર છરી હતી. એ રીતે એ રાજા હથિયારવાળા શ્રમણોથી જ ઘેરાઈ ગયો. એ શ્રમણ બોલવા લાગ્યા: આજે તો તું નાશ પામ્યો સમજજે, રૂંધાઈ ગયો સમજજે અને હે દુષ્ટ! આજે તો તું હતો ન હતો થઈ જવાનો. એમ બોલતાં બોલતાં એ શ્રમણોએ રાજાને શત્રુની પેઠે બાંધી લીધો. આ બધો આકસ્મિક બનાવ જોઇને રાજા લેશ પણ ન ગભરાયો અને થોડું હસતાં હસતાં બોલવા માટે એના બન્ને હોઠો ખુલ્લા થતાં એના ચળકતા દાંતો દેખાવા લાગ્યા. એ ચળકતા દાંતમાંથી કિરણો ફેલાતાં કેમ જાણે રાજા પોતાના ઘરને ધોળતો ન હોય એ રીતે તે આ પ્રમાણે બોલવા લાગ્યો. હે ભગવંત! ચંદ્રના મંડળમાંથી તણખા વરસે

## શંકા અતિચાર વિષે વર્ણન અને તેના ઉપર ધનદેવનું બીજું કથાનક.



સમકિત મેળવ્યા પછી પણ તેમા અશુદ્ધિઓ રહી ગઇ હોય તો એવું અશુદ્ધ સમકિત મેળવ્યાથી કશો ય ગુણ–લાભ થતો નથી, માટે સમકિતને વિશુદ્ધ રાખવા માટે જે જે ઉપાયો શાસ્ત્રમાં બતાવેલા છે તે બધા ઉપાયોને અહીં નિર્દોષ રીતે કહેવાના છે. સમકિતને અશુદ્ધ કરનારા અને અશુભ ભાવના-જનક એવા ચાર દોષો છે. ૧ શંકા, ૨ કાંક્ષા, ૩ વિચિકિત્સા અને ૪ પરપાખંડ-પ્રશંસા આ ચારે દોષો સમ્યકત્વનો વિલોપ કરનારા છે અને પાપરૂપ છે માટે દૂરથી તજી દેવા લાયક છે. સમકિતને વિશુદ્ધ કરનારા એવા જ બીજા ચાર સુંદર ગુણો શાસ્ત્રમાં બતાવેલા છે. ઉપબૃંહણ, અવિમૂઢદૃષ્ટિ, સ્થિરીકરણ અને વાત્સલ્ય. આ ચારે ગુણો હમેશાં આચરવા લાયક છે, સમ્યક્ત્વનું પોષણ આપનારા છે અને પુણ્યરૂપ છે. આ ચારે ગુણોના આચરણમાં કોઇ અશુદ્ધિ આવે વા દોષ હોય તો એ ચારે ગુણો પણ દોષરૂપ થઇને વિપરીત બને છે. કાંક્ષા વગેરે દોષોનું સ્વરૂપ જ્યારે તેમને વર્ણવવાનો પ્રસંગ આવશે ત્યારે બતાવશું. હમણાં તો પ્રસ્તુત શંકાના દોષનું સ્વરૂપ આચાર્યશ્રી જણાવે છે.

'સંશય કરવો' એ શંકાનું સ્વરૂપ છે. શંકાના બે પ્રકાર છે. એક દેશ શંકા અને બીજી સર્વ શંકા. દેશ શંકા એટલે જીવ અજીવ વગેરેમાંનાં કોઇ પણ એક તત્ત્વ વિશે શંકા કરવી. જેમકે જીવ હશે કે કેમ? પુનર્જન્મ હશે કે કેમ? એવો સંદેહ રાખવો. સંદેહ તો અજાણી વસ્તુને જાણવા પૂરતો બધાંને થાય જ, પરંતુ એ સંદેહને ટાળવાના ઉપાયો ન લેવા અને વસ્તુસ્વરૂપને સમજવા પણ તકલીફ ન લેવી, કિંતુ હમેશાં જીવ, અજીવ, પુનર્જન્મ વગેરે વિશે મનમાં સંદેહ રાખી જ મૂકવો એનું નામ દેશ શંકા. સર્વ શંકા એટલે સંપૂર્ણ દ્વાદશાંગી તરફ જ શંકાની નજરે જોવું અર્થાત્ એ દ્વાદશાંગી શ્રી જિનભગવાને બનાવેલી છે કે બીજા કોઇએ બનાવેલી છે. તાત્પર્ય એ કે–સમસ્ત શાસ્ત્રો વિશે તેના પ્રમાણિકપણાની શંકા કરવી તેનું નામ સર્વ શંકા છે. જેનું મન ભગવાને કહેલાં તત્ત્વો સંબંધે શંકિત હોય અને શંકિત હોવાને લીધે જ ક્ષુભિત હોય–ડોળાયેલું હોય એવો શંકાશીલ માનવ કોઇ પણ કાર્યમાં નિશ્ચયપૂર્વક વિશિષ્ટ રીતે પ્રવૃત્તિ કરી શકતો નથી. જેનું ચિત્ત શંકાને હિંચકે ચડેલું હોઇ ડહોળાઇ ગયેલ છે, એવો માનવ આ લોકમાં કરવાનું ખેડ વગેરેનું કામ પણ કરી શકતો નથી, તો પછી એવો શંકાદગ્ધ માનવ પરલોકનું કામ તો શી રીતે કરી શકે? વળી શંકાનું ઝેર ચડવાથી જેના મનમાં અનેક પ્રકારના સંકલ્પ–વિકલ્પો ઊઠ્યા કરે છે તેથી મન વિક્ષિપ્ત થઇ જાય છે. એવો માનવ આ લોકમાં જ ધનદેવ નામના વાણિયાની પેઠે દુઃખી દુઃખી થઇ જાય છે. હવે ધનદેવની કથા કહેવામાં આવે છે.

પોતાના મણિમય ચળકતાં કુંડળો અને પોતાના માથા ઉપરથી મુકુટ ઉતારીને રાજાને આપ્યો અને વિનયપૂર્વક પ્રણામ કરીને એ દેવ આ પ્રમાણે બોલવા લાગ્યો.

હે ઉત્તમ પુરુષ! કુમુદના વાળના કટકાના વર્ણ જેવી તારી શ્વેત કીર્તિવડે એક ઘરની પેઠે તેં આ આખાય વિશ્વને ઊજળું કરેલ છે. તારી હથેળીના કમળમાં જેમ કમળ ફૂલ ઉપર ભમરી આશરો મેળવે તેમ લક્ષ્મીએ આશરો મેળવેલ છે, અને તારાં પૂર્વનાં બધાં દુષ્કૃતો નાશ પામી ગયાં છે. આ જગતમાં એવું બાકી રહેતું એક પણ મંગળ નથી જે તારામાં ન હોય, એથી કરીને તું મિત્ર સુખની સાથે સખીપણાને પામેલ છે. તારા ગુણોની ગણના કરવાથી બીજા રાજાઓમાં ખરેખર સત્પ્રવાદની પ્રવૃત્તિ શીઘ્ર મુદ્રિત જેવી જ થઇ ગઇ છે. આ જગતમાં તું પુણ્યવંત જનોમાં અગ્રેસર છો, શ્રી જિનેંદ્ર ભગવાનના પ્રવચન રસને પીવાથી તારાં બધાં દ્વન્દ્વ દૂર થયેલાં છે તેથી કરીને, જેનાં સમગ્ર પાપ દૂર થયેલ છે એવાં તમારાં ચરણોનું દર્શન અને સ્પર્શન એ બન્ને વિશુદ્ધિ માટે શા માટે ન થાય? એ પ્રમાણે બહુ સમય સુધી ઉદાત્ત, નિર્મળ અને સત્ય વચનગર્ભિત એ રાજાની સ્તુતિ કરીને રાજાના દેખતાં એ દેવ, જલદી સ્વર્ગમાં પોતાના સ્થાનમાં પહોંચી ગયો.

**એ પ્રમાણે સમ્યક્ત્વના અધિકારમાં રાજા નરવર્મનું પ્રથમ કથાનક સંપૂર્ણ.**



મૂઢ લોકોની રાજાની સેવા ન કરવાની શિખામણ માની નહિ અને પોતાની બુદ્ધિ પ્રમાણે ગમે તેમ કરીને તે રાજાની સેવા કરતો રહ્યો સારા ખેતરમાં વાવેલો બીજોનો જથ્થો જેમ ભવિષ્યમાં ભારે ફળ આપે છે તેમ સંવરે માંડેલો રાજા સાથેનો વ્યવહાર તેમને ભારે ફળ આપનારો નિવડ્યો. એની વિશેષ પ્રખ્યાતિ થઇ અને રાજા સાથેના વ્યવહારના અભિમાનને લીધે સંવર ગમે તેવા ઉચ્છૃંખલ માણસ પાસેથી પણ પોતાની ઉઘરાણી વા વ્યાજ વગેરેનું નાણું મેળવી શકતો. એને પરિણામે તે જલદી ધનવાન થઈ ગયો.

આ તરફ ધનદેવ, ગજજણુય નામના સ્થળ તરફ જતાં વચ્ચે એક સ્થાનમાં તેણે ઉતારો કર્યો. એ વખતે ત્યાના રહેવાસીઓ તેની પાસે આવ્યા અને તેમણે તેની પાસેના કરિયાણાની માગણી કરી. તેથી તેમાં કેટલોક લાભ–હાંસલ મળે એમ છે તેમ ધારીને તે પોતાની પાસેનું કરિયાણું તેમને દેવા લાગ્યો. તેની સાથેના માણસોએ તો તેમ કરવાની ના પાડી અને કહ્યું કે–આ રીતે કઠેકાણે વેચી દેવાથી તું તારા હાથમાં આવેલો ઘણો-લાભ આ થોડા લાભના લોભે હારી જવાનો છે, તેમ કહ્યા છતાં તેણે તેમનું માન્યું નહીં અને ઉલટું કહ્યું કે–કોને ખબર છે કે હવે પછી આ કરિયાણાંને વેચવાથી આથી પણ વધારે હાંસલ મળશે કે કેમ? માટે પ્રત્યક્ષમાં થોડો લાભ મળે છે તે લઇ લેવોજ; પણ ભાવિમાં થનારા વિશેષ લાભને કલ્પીને પ્રત્યક્ષ લાભની અવગણના કરવી તે અયુક્ત છે. એમ સમજીને તેણે પેલાઓને બધુંય કરિયાણું નજીવા હાંસલે પણ વેચી દીધું. એ વેચાણથી તેને જે ધન મળ્યું તે વડે બીજું કરિયાણું લઇને તે આગળ ચાલ્યો અને ચાલતાં ચાલતાં કેટલાક સમય પછી તે ગજજણુય પહોંચી ગયો. સંશય ભરેલી વૃત્તિઓને લીધે, જેમા પ્રત્યક્ષ લાભ મળે એવી પ્રવૃત્તિઓને તજી દઈ તે, બીજા બીજા લાભ ન મળે તેવા અસાર વ્યાપારમાં પડ્યો. એની એવી સ્વચ્છંદ અવળી પ્રવૃત્તિ જાણીને તેનો પરિવાર તેના તરફ બેદરકારીથી વર્તવા લાગ્યો. એવામાં તે નગરનો એક બીજો કોઇ માણસ આ ધનદેવનું મન બરાબર કળી ગયો. તેની ખૂબ સેવા કરવા લાગ્યો અને તે જેમ કહે તેમ પણ કરવા લાગ્યો એ રીતે પેલા નગરના વ્યાપારીએ તેની સાથે એવી ભાઇબંધી કરી કે એ, તેના અભિન્ન હૈયા જેવો બની ગયો અને પછી ગમે તે બાનું બતાવી જેમ તેમ કરીને પેલો નગરપુત્ર એ ધનદેવ પાસેથી પૈસો કઢાવવા લાગ્યો અને એમ કરતાં કરતાં તો એ ધનદેવ છેવટે નિર્ધન બની ગયો.

હવે વખત જતાં મરુબકના વૃક્ષોનો રમ્ય મદ અને મનોહર તરુણીઓના વાળના સુંદર કંપન, હલન, ચલન અને ફરફરાવવું એ બધાંને લીધે તત્કાળ સુવાસિત બનેલા શિશિર ઋતુની ઠંડીથી થઇ ગયેલી નદીઓનાં પાણીને લીધે અને દુ:ખે કરીને વહન કરી શકાય તેવા હિમને લીધે ઘણા જ ઠંડા થઇ જવાથી ન સહી શકાય એવા થયેલા ઉત્તર દિશાના વાયરાઓ ચારે બાજુ વાવા લાગ્યા, હેમંત ઋતુ પ્રૌઢદશાને પામી, સ્ત્રીઓનાં ગાઢ

## ધનદેવની કથા

આ જંબૂદ્વીપ નામના દ્વીપમાં જ ઐરવત નામના ક્ષેત્રમાં જયસ્થલ નામનું એક નાનું ખેડ–ગામ છે. ચારે પાસ ધૂળના ગઢવાળું એ ગામ કુલિંગદેશરૂપ કુલાંગનાના મુખની પેઠે મનોહરવાણિય છે. જેમ કુલાંગનાનું મુખ મનોહર વાણીવાળું છે તેમ એ ગામ મનોહર વાણિય–વાણિજય–વેપારવાળું છે કર્મગ્રંથ નામના શાસ્ત્રના પ્રકરણની પેઠે બહુવિધ પ્રકૃતિ–સ્થિતિ પ્રદેશ ગહન છે એટલે જેમ કર્મગ્રંથના પ્રકરણમાં અનેક પ્રકારની કર્મની પ્રકૃતિઓની, તેમની સ્થિતિઓની અને તેમના પ્રદેશોની ગહન ચર્ચા છે તેમ એ ગામ બહુવિધ અનેક પ્રકારની પ્રકૃતિ એટલે પ્રજાઓના સ્થિતિ, નિવાસોના પ્રદેશો–સ્થાનોથી ગહન ખીચોખીચ ભરેલું છે, તથા ધન અને ધાન્યની સમૃદ્ધિથી ભરપૂર છે. એ ગામમાં વિસાહદત્ત નામે એક શેઠ રહે છે, તેને સેણા નામે સ્ત્રી છે અને તેમને સંવર અને ધનદેવ નામના બે પુત્ર છે. બંને ભાઈઓ પરસ્પર પ્રેમપૂર્વક પોતાના દિવસો વીતાવે છે.

કોઈ એક દિવસે તેના પિતાને વિચાર થયો કે–આ બે પુત્રોમાંથી કયો પુત્ર આ ઘરનો વિશેષ અભ્યુદય કરનારો નિવડશે? એની પરીક્ષા કરવી જોઈએ અને તેમાં જે ઉત્તમ નિવડે તેને કુટુંબનો અધિપતિ બનાવી તેને કુટુંબની ચિંતા ભળાવી હું પોતે જાતે નચિંત થઈ સુખે રહું. આમ વિચારી તેણે બન્ને છોકરાની પરીક્ષા કરવા એક વાર બન્ને પુત્રોને બોલાવીને કહ્યું કે–અરે પુત્રો! તમે બન્ને પાંચ હજાર સોનામહોરો લઈને જુદા જુદા દેશોમાં જાઓ અને ધન કમાવાની પોતપોતાની કુશળતા બતાવો! બન્ને ભાઈઓએ પોતાના બાપની એ વાત સાભળી અને સાથે ઘણાં કરિયાણાં વગેરે લઈને તેઓ બન્ને જુદા જુદા દેશાંતર તરફ ગયા. તેમાંનો મોટો પુત્ર સંવર દક્ષિણાપથ ભણી ગયો અને બીજો નાનો દીકરો ધનદેવ ઉત્તરાપથ તરફ ગયો

મોટો પુત્ર સંવર કાંચીપુર પહોંચ્યો અને ત્યાં તેણે ધન કમાવાના અનેક ઉપાયો અજમાવી જોવા માંડ્યા. રાજાની સાથે સંબંધ બાંધી ઉત્તમ વસ્ત્ર વગેરેનાં ભેટણાં આપીને રાજાની સેવા કરવા લાગ્યો. આ રીતે રાજાની સેવા કરતો તેને જોઈને રાજસભાના લોકોએ તેને કહ્યું કે: અરે ભાઈ! આ રીતે રાજાની સેવામાં શા માટે નકામો લખલૂટ ખરચ કરે છે? શું કોઈ પણ પુરુષે સર્પ, રાજા અને અગ્નિની સેવા કરીને તેમને પોતાના વશ કરી શકેલ છે? જેથી કરીને તું આમ રાજાની સેવામાં પ્રવર્તી રહે છે. સંવર બોલ્યો: અરે મૂઢ લોકો! આ મારી સેવાનો ખરો ઉદ્દેશ તમે જાણતા નથી શાસ્ત્રમાં કહ્યું છે કે—

રાજદરબારમાં જવું, જેઓ માનીતા પ્રીતિપાત્ર છે તેમની સેવા કરવી, કદાચ આમ કરવાથી વિશેષ પ્રકારના વૈભવોનો લાભ ન મળે તો પણ થનારા અનર્થોને તો ખરેખર જરૂર અટકાવી શકાય 'ખર્ચ થઈ જશે' એવી બીકથી જે ડાહ્યો માનવ રાજાનો આશરો લેતો નથી તેનું અપમાન નીચ માણસો કરે એમાં શી નવાઈ? એમ નક્કી કરીને તેણે પેલા

દીઠો. ' હવે આ માણુસ કંગાળ થઈ ગયો છે. ' એમ સમજીને તેના માણુસોએ તેને તજી દીધો અને ' આ બાવરો છે ' એમ સમજીને ત્યાંના બીજા લોકોએ તેને ફિટકાર આપ્યો.

હવે એ ધનદેવ પોતાનો નભાવ કરવાને અસમર્થ બન્યો અને તે પોતાના બાપના ઘર ભણી જવા લાગ્યો. રસ્તામાં તે ભૂખથી હેરાન થયો એટલે એ કોઇ એક ત્યાં આવેલા નેસડામાં ભીખ માગવા સારૂ ફરવા લાગ્યો. ' આનો આકાર સુંદર છે ' એમ ધારીને તેના ઉપર દયા આણી કોઈ એક ગૃહિણીએ તેને આદર સાથે ખાવાનું આપ્યું. ખાઇપીને, ભૂખ તરસને શાંત કરીને એ ત્યાંથી બહાર નીકળ્યો એટલામાં તેના મનમાં શંકા થઇ આવી કે-પેલી બાઇએ મને અતિશય આદરથી ખાવાનું આપેલું છે એથી એમ જણાય છે કે તેણીએ મારા ઉપર કાંઈ કામણટુંમણ કરવા માટે એ ખાવાનું કેમ આપેલું ન હોય? એ ભોજન કામણ વગેરેના દોષવાળું હોય. આવી જાતની ઉગ્ર શંકા થવાથી તેને પેટની પીડા ઉપડી અને એ મહાકષ્ટે એક નગરમાં પહોંચ્યો. ત્યાં વૈદનું ઘર પૂછીને વૈદની પાસે ગયો. પોતાને પેટપીડ ઊપડી આવી છે એ વાત વૈદને તેણે કહી સંભળાવી. વૈદે તેને પેટના શોધન માટે ઓષધ આપ્યું. પછી ગંગાના પ્રવાહની પેઠે તેનું પેટ છૂટી પડ્યું, તેને અતિશય ઝાડા થઇ ગયા તેના ઉપર દયા આવવાથી વૈદે ફરીને ઓસડ આપીને સારવાર કરી તેને સાજો કર્યો. પછી શંકાનો વિચાર થોડો થોડો તજી દઇને એ, પોતાના બાપના ગામ તરફ ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં કેટલાક સમય પછી તે પિતાને ઘેર પહોંચ્યો. એના પહોચતાં પહેલાં જ એના પરિવારના માણુસો એના પિતા પાસે આવીને એની બધી હકીકત સંભળાવી ગયેલા એટલે પિતાએ બધું પોતાના પુત્ર વિષે અગાઉથી જ જાણી લીધેલું તેથી જ્યારે એ ઘેર આવ્યો ત્યારે તેના પિતાએ તેની યોગ્ય સારવાર કરી.

બીજે કોઈ એક દિવસે એ શેઠનો મ્હોટો દીકરો સંવર આવ્યાની વધામણી આવી. શેઠ તેની સામે ગયો. લગભગ એક ગાઉ જેટલે છેટે ગયા પછી શેઠે બળદના ગળાની ઘૂઘરમાળનો અવાજ સાંભળ્યો અને પછી થોડી જ વારમાં અનેક ઊંટ, બળદ, ખચ્ચર, ગાડાં અને જવાન-પુરુષ બેસી શકે એવાં પુરુષપ્રમાણ વાહન-મ્યાના વગેરેની ઉત્તમ સામગ્રી સહિત અને અનેક ચોકીદારો સાથે શેઠનો પુત્ર ત્યાં આવી પહોંચ્યો. એ ત્યાં જ પોતાના પિતાના પગમાં નમી પડ્યો. એની આ બધી સામગ્રી અને ઠાઠમાઠ જોઈને જ શેઠ સમજી ગયા કે-આ મારો પુત્ર સારી રીતે ઘણું ધન કમાઇ આવેલ છે. એણે નગરમાં પ્રવેશ કર્યો, વધામણાં થયાં, સારી તિથિ અને સારું મુહૂર્ત જોઇને એ આવેલા બીજા પુત્રને શેઠે પોતાના ઘરનો સ્વામી બનાવ્યો. પોતાની ગાદીએ બેસાડ્યો. અને પેલા ધનદેવ નામના છોકરાને નોકરો કરે એવા કામકાજમાં જોડ્યો, ને પોતાના મનમાં રહેલી શંકાશીલ વૃત્તિને લીધે હમેશાં દુઃખનો ભાગી થયો

આલિંગન કરવાની ઉત્કંઠા જેમના મનમાં વધવા લાગી છે એવા પ્રવાસી વાંઢા લોકો ચંચળ અને ઉદ્વેગવાળા થવા લાગ્યા, સ્થાને સ્થાને-ઠેક ઠેકાણે-ધર્મ માટે રાખેલી તાપની સગડીઓની આસપાસ રાંક લોકો ટોળું મળીને તાપી વીસામો કરતા હતા, તે હવે ઘરના આંગણામાં જઇને બેસવા લાગ્યા. ટાઢને લીધે પોતાના અંગ ઉપર પાકા તેલમાં કાલવેલા ઘટ્ટ કેસરના અંગરાગને ચોપડી શોભાયમાન બનેલા પુરજનો ઘરના છજાંની વચ્ચે દિનને છેડે સંધ્યા વખતે આંટા મારવા લાગ્યા અને ખીલતા કુંદની સુગંધીઓને લીધે મનોહર લાગતા એવા વનના વાયરાઓ ચાલવા લાગ્યા.

આ જાતનો કડકડતો શિયાળો ચાલતો હતો ત્યારે એક વાર પેલો ધનદેવ પોતાના પરિવારના માણસો નિર્દોષ હોવા છતાં તેમના ઉપર દોષારોપણ કરીને વારંવાર શંકા કરતો હતો અને બહાર જવાનો હોય ત્યારે ઘરનાં બન્ને બારણાં સજ્જડ રીતે બરાબર બંધ કરીને, તાળું દઇને કુંચી હાથમાં રાખીને ફરતો હતો. એ રીતે તે શેરીના આગલા જ ભાગમાં રહેલી પંચની સગડી પાસે શિયાળાની ટાઢથી કંપતા શરીરને તપાવવા એક વાર વિશિષ્ટ માણસોની ગોષ્ઠીમાં બેઠો હતો ત્યારે એક ભારે કોળાહળ થયો. ‘ આ શું આ શું ? ’ એમ કરતા ત્યાં સગડી પાસે બેઠેલા બીજા બધા માણસો બ્હી ગયા અને ઊઠીને તેઓ જે દિશામાંથી એ ઘોંઘાટનો અવાજ આવતો હતો તે દિશા તરફ જોવા લાગ્યા. તો ત્યાં ઊંચે ચડતો, પારેવાની ડોક જેવો ભૂખરો જાણે કે આકાશમાં મેઘ ન ચડ્યો હોય એવી શંકાથી ત્યાં ભેગા થઇ ગયેલા લોકો વાંકું શરીર અને ઊંચી ડોક કરીને જેની સામે જોતા હતા એવો ઘટ્ટ ધૂમાડો તેમણે દીઠો. ‘ આ કોનું ઘર બળે છે ? ’ એવી શંકાથી જેમનાં મન ભેદાઇ ગયેલાં છે, હૈયા ત્રાસી ઊઠ્યાં છે એવા લોકો ત્યાં ઊભેલા છે તેમને જોઇને એક માણસ બોલ્યો કે-આ ધનદેવનું એ ઘર બળી રહ્યું છે. એ સાંભળીને લોકોએ તેને તરત જ પોતાના બળતા ઘર તરફ જવાની સૂચના કર્યા છતાં એ શંકાશીલ વૃત્તિનો ધનદેવ પોતાના સળગતા ઘર તરફ જતો નથી ને ઊલટું એમ કહેવા લાગ્યો કે મારા ઘરમાં આગ લાગવાનો સંભવ નથી; કિંતુ પડતા હિમની ઠંડીને લીધે અતિશય ઠંડી બનેલી વાત હવાથી થરથરતા એવા પ્રવાસી લોકોએ સળગાવેલા ઘાસના પુંજની આગમાંથી ધૂમાડો નીકળે છે, એ કદાચ આ દેખાતો ધૂમાડો હશે માટે શા માટે આકળા થાઓ છો ? પોતપોતાનાં સ્થાન ઉપર બેસી રહો. એવી વાત કરે છે એટલામાં આમતેમ જોતાં હાંફળાં-ફાંફળાં બનેલા એ ધનદેવના પોતાનાં જ માણસો ત્યાં આવી પહોંચ્યા અને કહેવા લાગ્યાં કે-હે ધનદેવ ! આમ કેમ સ્થિર બેઠેલો છે ? જોતો નથી કે નીચેથી ટોચ સુધીમાં મોટા મોટા તણખાઓના ફેલાવાથી ભયંકર બનેલો અને લાકડાંને બાળવાથી લાંબી ટોચવાળો થયેલો આ અગ્નિ તારું ઘર બાળી રહ્યો છે ? આ સાંભળીને તે ઊભો થયો અને બળીને ખાખ થઇ ગયેલા પોતાને ઘરે જઇ પહોંચ્યો. ત્યાં તેણે ઘરનો બધો સદર ભાગ બળી ગયેલો

## કાંક્ષાના દુષ્પરિણામ વિષેનું વર્ણન અને તેના ઉપર નાગદત્તનું ત્રીજું કથાનક.

સમકિત મેળવ્યા પછી એમાં અશંકાભાવ રાખવા છતાંય જો મનમાં કાંક્ષા-દોષ જાગે તો એ દોષ સમકિતના સ્વરૂપનો નાશ કરે છે. આપણે જેના વચનમાં અશંકભાવે સમકિત–નિશ્ચલ શ્રદ્ધાની પ્રાપ્તિ કરી હોય તેના ઉપરાંત બીજાં બીજાં મતવાળાના વચનોને પણ સત્ય માનવા તેનું નામ કાંક્ષાદોષ. આ કાંક્ષા પણ બે પ્રકારની છે: દેશ કાંક્ષા અને સર્વ કાંક્ષા પોતે જે એક દર્શન–મત–ધર્મ–અશંકભાવે સ્વીકાર્યો હોય તે ઉપરાંત બીજા પણ કોઈ એક મતને ભવ્ય–સારો સમજવો એટલે પોતે જૈનમતને અશંકભાવે સ્વીકાર્યો હોય છતાં એમ માનવું કે કપિલ વગેરે જે દાર્શનિકો થઈ ગયા છે તેમાંનાં ગમે તે એકનું દર્શન પણ ભવ્ય છે એમ માનવાની વૃત્તિનું નામ દેશ કાંક્ષા. જગતમાં પ્રવર્તતા તમામ મતોમાં દાન, અધ્યયન વગેરે અનેક સારા સારા ભાવો કહેવામાં આવેલા છે માટે જગતના એ તમામ બીજા બીજા મતો પણ સારા છે જૈન મતમા દાન વગેરેની જે હકીકતો વર્ણવેલી છે તે બધી હકીકતો સંસારના બીજા બીજા મતોમાં પણ જૈન મતની પેઠે જ વર્ણવેલી છે માટે એ બધા મતો પણ સારા છે. એમ માનવાની વૃત્તિનું નામ સર્વકાંક્ષા. જે મતને–જે દર્શનને અશંકપણે સ્વીકાર્યું હોય તે આવી બે વિકલ્પવાળી વૃત્તિ રાખે તે યોગ્ય નથી. જૈન મતને અશંક-ભાવે માન્યા પછી બીજું કે બીજાં પણ દર્શનો ખરાં છે એવી બે વિકલ્પવાળી વૃત્તિ ન રાખવી જોઈએ. કોઈ પણ માણસ જ્યા સુધી કુમાર્ગનો ત્યાગ ન કરે ત્યાં સુધી તે કોઈ પણ સમયે સુમાર્ગમાં પ્રવૃત્તિ કરી શકતો નથી માટે એક જ સુમાર્ગમાં જ મનને સ્થિર રાખવું જોઈએ. જે પ્રવાસી મનુષ્ય અનેક માર્ગો તરફ પ્રયાણ કરતો હોય છે તે કદી પણ તેણે ઈચ્છેલા સ્થાને પહોંચી જ શકતો નથી. કોઈ માનવ ઝેરમાં પણ અમૃતની કલ્પના કરે તેથી તે ઝેર અમૃતનું કામ સારતું નથી. જે પુરુષો, શુદ્ધ શું છે? એનો ખરો સારરૂપ વિચાર કરી શકતા નથી તેઓ અહિત માર્ગનો ત્યાગ કરીને હિત માર્ગ ઉપર ચડી પોતાનું હિત સાધવા માટે શકિતમાન થતો નથી, તેથી કરીને બીજા બીજા કુતીર્થિકોના વર્ગે બતાવેલા માર્ગનો સર્વથા ત્યાગ કરીને શ્રી સર્વજ્ઞ ભગવાને આચરેલા, ઉપદેશેલાં કાર્યમાં જ કાંક્ષા–ઇચ્છા રાખવી. જે જે કાર્યો શ્રી સર્વજ્ઞ ભગવાને કરેલાં છે તેવાં જ કાર્યો આપણે પણ કરવા જોઈએ એવી જે કાંક્ષા ઇચ્છા રાખવી એ જ વિશેષ ઉચિત છે. વર્તમાન જીવનમાં પણ જે જે કાર્યો કરવાના છે તે વિશે પણ પેક્ખકંખા–પ્રેક્ષ્યકાંક્ષા એટલે જે જે પદાર્થ નજરમાં આવે તે બધાની ઇચ્છા રાખવાની વૃત્તિ અસંખ્ય દુઃખોને ઉપજાવનારી છે, એવી વૃત્તિને લીધે વિવશ મનવાળો મનુષ્ય નાગદત્ત નામના ગૃહસ્થની પેઠે દુઃખી થઈ જાય છે. એ નાગદત્તની કથા આચાર્ય મહારાજ જણાવે છે.

સાર—આપણા વ્યવહારના કામકાજમાં પણ શંકાશીલ વૃત્તિને લીધે આપણે ખરેખર સર્વત્ર અસફળતા જ પામીએ છીએ તો પછી શ્રી જિનેશ્વર ભગવાને કહેલાં તત્ત્વો તરફ શંકાશીલ વૃત્તિ રાખવાથી આપણાં બધાં કલ્યાણ કાર્યો હણાઈ જાય છે. સંદેહના ગાઢ અંધકારના પુંજથી વ્યામોહ પામેલા જીવો, આ સંસારમાં તેમને પ્રાપ્ત થયેલ ચિંતામણિ રત્નને પણ 'એ ઢેકું છે' એમ સમજીને તજી દે છે.

પરમગુરુના મુખથી કહેવામાં આવેલાં તત્ત્વો તરફ જે અલ્પ સત્ત્વવાળો અને કલુષિત બુદ્ધિવાળો પ્રાણી વ્યામોહ વૃત્તિ દાખવે છે તે, આ જગતમાં, જેમ કોઇ તરસથી પીડા પામેલો પ્રાણી નિર્મળ પાણીથી ભરેલી તળાવડીને છોડીને ઝાંઝવાના જળના તળાવ તરફ દોડ્યા કરે અને દુઃખી થાય તેમ દુઃખી થાય છે. રાગ અને મોહવૃત્તિને લીધે માનવ ખોટું બોલે છે, શ્રી જિનેશ્વરદેવમાં રાગ અને મોહવૃત્તિ સર્વથા ક્ષીણ થયેલી હોવાથી તેમને લેશ પણ ખોટું કહેવાનું કારણ નથી છતાંય જે તુચ્છ વૃત્તિવાળો માનવી એમના વચનોમાં અસત્યતાની શંકા રાખે તે આગમાંથી અમૃતના જળ જેવી શીતળતા પ્રગટે એવું વાંછનાર કોઇ મૂઢની જેવો મહામૂઢ છે. કોઇ રોગી, આપ્ત એવા વૈદ્યને જાણ્યા પછી પણ તેના વચનમાં શંકા રાખે તો તે એ વૈદ્યની દવા નિરંતર લીધા છતાંય કદી પણ નિરોગી થઇ શકતો નથી માટે સર્વજ્ઞનાં તમામ વચનો-એક એક વચનો-તરફ અશંકાભાવે એવી રીતે રહેવું જોઇએ કે કદી પણ ચિત્તમાં સંશયનો મેલ સ્પર્શ જ ન થવા દેવો. કદાચ સૂરજ આથમણી દિશાએ પશ્ચિમમાં પણ ઊગે, સિદ્ધના જીવો સિદ્ધશિલાને પણ કદાચ તજી દે તો પણ શ્રી જિનવરનું વચન કદી ય મિથ્યા થતું નથી એવી અડગ શ્રદ્ધા રાખવી જોઇએ.

એ પ્રમાણે શ્રી કથારત્નકોશમાં સમ્યક્ત્વના અતિચાર શંકાદોષ વિશે ધનદેવનું બીજું કથાનક સમાપ્ત.



તેનો બધો પરિવાર પણ જાણે કે તેને ઓળખતો જ ન હોય એવો પરકીય માનવ જેવો બની ગયો. પછી તે બન્ને જણા જ્યારે એકાંતમાં બેઠા હતા ત્યારે તેમને એક બીજાને આવો વિચાર થયો કે ખરેખર આપણે બંને જણાએ આગલા ભવમાં એવું કોઈ કર્મ સાથે જ કર્યું હશે જેનું આવું ભયાનક પરિણામ તને અને મને એટલે આપણે બન્નેને એક સાથે જ ભોગવવાનું આવ્યું અને આપણી બન્નેની એવી સ્થિતિ આવી પડી કે હવે આપણો નિભાવ જ કઠણ થઈ પડયો. ધુધે કહ્યું-તો હવે શો ઉપાય કરવો ? હવે આપણો બચાવ કેવી રીતે કરી શકાય ? અથવા શું કર્યું હોય તો પાછું સારું થાય ? આવી વિકટ પરિસ્થિતિને લીધે મારું મન એવું મૂઢ થઈ ગયું છે કે ખરેખર મને કશી સૂઝ જ પડતી નથી. વધારે શું ? હમણાં તો મારી જાત પણ મને સંકટ આપનારી લાગે છે. અથવા નિર્ધન-પણું દુઃખ કરે છે એમ માણસ માને છે એમાં આશ્ચર્ય શું છે ? પરંતુ માણસ નિર્ધનપણાને લીધે પોતે પણ પોતાની જાતને શેરીની ધૂળ જેવી સમજે છે. પૂરણમેત્ત-માત્રામેળ-વાળો અર્થ વગરનો શબ્દ પણ પંડિત જનોનો પરિહાસપાત્ર બની તિરસ્કારપાત્ર ઠરે છે તો પછી પૂરણમેત્ત-મૈત્રી-વાળો અર્થ-ધન-વગરનો માનવ પરિહાસપાત્ર બને અને અવગણનીય થાય એમાં શું નવાઈ ? સુવિશુદ્ધ માણસની બુદ્ધિ એની એ જ છે, ઇંદ્રિયોની અવિકલ શક્તિ પણ એની એ જ છે, વચન પણ એનું એ જ છે અને માણસોમાં પ્રસિદ્ધિ પામેલ તેનું નામ પણ એનું એ જ સ્ફુટ છે. વળી, એના શરીરના દીસતા કાંતિવાળા સુવિભક્ત અવયવો પણ એના એ જ છે, એ રીતે માનવ તો એનો એ જ હોય છે છતાં એ ધન વગરનો થતાં એક જ ક્ષણમાં જુદો જ બની જાય છે એ મહાઆશ્ચર્ય છે. આ પ્રમાણે ભારે વિષાદને લીધે જેનાં મુખમાંથી અનેક વચનો નીકળી પડ્યાં છે એવા ધુધને જોઈને પેલો નાગદત્ત તેને કહેવા લાગ્યો.

હે મિત્ર ! ચિત્તના સંતાપને તજી દે. મારા પિતાએ 'સંકટ વખતે શું કરવું ?' એ માટે ઘણા સમય પહેલાં જ મને ઉપદેશ આપી મૂકેલ છે. તેમણે મને તે વખતે કહેલું કે જ્યારે તું તારા કુટુંબનો નભાવ કરી ન શકે એવી સ્થિતિમાં આવી પડે ત્યારે કાલિંજર પર્વતમાં રહેલી આપણી કુલદેવતાની આરાધના કરજે, તે દેવીનો પરચો સાક્ષાત્ જોયેલો છે અને આપણા પૂર્વપુરુષો પણ જ્યારે સંકટમાં આવી પડેલા ત્યારે તેમણે એ કુલદેવીની આરાધના કરેલી એટલે તેમનું મનોવાંછિત સિદ્ધ થયું હતું; માટે હવે આપણે વિકલ્પના વમળમાં પડવાનું કશું કારણ નથી, અને હવે કલ્પવૃક્ષનો પણ પરાભવ કરનારી એ ચિંતિત આપનારી દેવીની જ આરાધના કરીએ. ધુધ બોલ્યો: એમ કરીએ. મારો કુલદેવ કુબેર નામનો યક્ષ પણ ત્યાં જ છે, હું પણ તેની આરાધના કરીશ. એ પ્રમાણે એ બન્ને જણાએ નક્કી કરી જોઈતું ભાતું સાથે લઈ લીધું અને એ બન્ને સાથે કાલિંજર પર્વત ભણી જવા માટે ઘરથી નીકળ્યા. રોજ ને રોજ પ્રયાણ કરતા તેઓ કાલિંજર

આ જ ભારતવર્ષમાં પંડિત જનોને આનંદ વધારનારી અને શ્રીવાસુપૂજ્ય ભગવાનનો ત્યાં જન્મ થવાથી એટલે તેમના જન્મકલ્યાણકને લીધે અનેક કલ્યાણોને ઉપજાવનારી ચંપા નામે નગરી છે. ત્યાંનો રહેવાસી સંચભૂ નામે એક વણિક છે. તેની સ્ત્રીનું નામ પદ્મા છે. સેંકડો માનતાઓ કર્યા પછી તેમને ત્યાં નાગદત્ત નામે એક પુત્ર જન્મ્યો. તેની યોગ્યતા પ્રમાણે તેને અનેક કળાઓ શીખવાડવામાં આવી. જ્યારે તે યુવાવસ્થામાં આવ્યો ત્યારે સમાન જાતિની અને સમાન રૂપ વગેરે ગુણવાળી કુલીન સલક્ષણા નામની કન્યા સાથે તેનું લગ્ન કર્યું. પછી વખત જતાં એ નાગદત્ત પોતાના કુટુંબનો ભાર ઉપાડી લે એવો સમર્થ થયો.

પછી સમય જતાં પિતા ઘડપણથી ઘેરાઇ ગયો, રોગો થવાથી નિઃસત્ત્વ થઇ ગયો અને તેમ થવાથી તેનાં બુદ્ધિબળ અને પરાક્રમ એ બધું ચાલ્યું ગયું. એવો થવાથી તેણે પોતાના પુત્રને બોલાવીને કહ્યું કે—હે વત્સ! તું જો કે હવે મારું શરીર મરણને કાંઠે પહોચેલું છે, એથી આજ કે કાલ ચોક્કસ એ પડી જ જવાનું માટે મારે તને આ પ્રસંગે આ નીચેની વાત કહેવાની છે: તું સારા પુરુષોના માર્ગ ઉપર તારી જાતને ચડાવીને એવી રીતે વર્તજે જેથી કુટુંબનાં જનો અમારી જેવા અશક્તોનું અનુકરણ ન કરે પરંતુ સત્પુરુષોનું અનુકરણ કરે અથવા કુટુંબજનોની દુર્જનો હીલના ન કરે. વળી. હે પુત્ર! કર્મના વિપાકને લીધે ક્યારે કેવી દશા પલટાઇ જાય છે એ કોઇ જાણતું નથી માટે જ્યારે તું કોઇ વાર કુટુંબના ભારને ઉપાડી ન શકે એવી દશામાં આવી જા. ત્યારે કાલિંજર પર્વતના પૂર્વ શિખર આવેલા દેવળમાં પ્રતિષ્ઠિત થયેલી એવી આપણી કુલદેવતાની પ્રતિમા છે તેની તું આરાધના કરજે. આપણા પૂર્વપુરુષોએ પણ જ્યારે તેમને સંકટની અવસ્થા આવી પડેલી ત્યારે એ કુલદેવીની જ આરાધના કરેલી અને વખતે એ કુલદેવીએ તેમનું વાંછિત સિદ્ધ કરેલું. માથા ઉપર બન્ને હાથ જોડીને પ્રણામપૂર્વક એ નાગદત્તે પોતાના પિતાનાં એ વચનો 'પ્રેમપૂર્વક' સ્વીકાર્યાં. પિતા પણ અન્નપાનનું અનશનપૂર્વક પ્રત્યાખ્યાન કરીને કાળધર્મ પામ્યો અને નાગદત્તે કાળધર્મ પામેલ પિતાનાં પારલૌકિક કાર્યો કરી નાખ્યાં

અને કેટલાક વખત પછી સમયાનુસાર પૂર્વપુરુષોની મર્યાદા પ્રમાણે ધન કમાવાની અને એવી બીજી અનેક પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત થયો. એમ કરતાં કરતાં એને, કોઇ શેઠના દુધ નામના પુત્ર સાથે ભાઇબંધી થઇ. એક બીજાને સુખે સુખી અને દુઃખે દુઃખી એ રીતે સમભાવે મિત્ર તરીકે રહેતા દિવસો જવા લાગ્યા. સમય જતાં તેમનાં તથાપ્રકારનાં અશુભ કર્મો ઉદયમા આવ્યાં તેને લીધે તેમના બધા થયા વ્યવસાયો ઉલટા પડ્યા—અવળા થયા, પુરુષાર્થ પડી ભાંગ્યો, દેશાંતર ગયેલા વાહણોતરોને ચોરોએ લૂંટી લીધા, ધનના સંગ્રહો બધા બળી ગયા, વ્યાજે ધીરેલું બધું ધન ડૂબી ગયું અને થોડાક દિવસમાં

સિદ્ધત્થ વાનવ્યંતરના મંદિરે ગયો અને ત્યાં તેની સેવા કરવા લાગ્યો. એમ કરતાં કરતાં તેને દસ લાંઘણો થઈ ગઈ પરંતુ દેવ તરફથી કશો ય ઉત્તર મળ્યો નહીં. 'હવે શું કરું' એમ તે આકુળવ્યાકુળ થવા માંડ્યો.

બરાબર એ વખતે કુબેર દેવની નિશ્ચળતાપૂર્વક ઉપાસના કરીને તેની પાસેથી ઈષ્ટ વરદાન મેળવી જેનું ભવિષ્યમાં ભદ્ર થવાનું છે એવો દુધ ત્યાં આવી પહોંચ્યો. તેણે પોતાની બધી હકીકત નાગદત્તને કહી સંભળાવી. નાગદત્તે પણ પોતાની હકીકત ખેદપૂર્વક સંભળાવી. દુધ બોલ્યો: અઇ વાતને સંભારવાથી શું? તું આવ અને જેનો પરચો મેં જોયેલો છે એવા યક્ષ કુબેર ભગવાનને જ આપણે અનુસરીએ. 'ઠીક' એમ કહીને નાગદત્ત તેની સાથે ચાલ્યો. બન્ને જણ કુબેરને મંદિરે ગયા. પેલો નાગદત્ત ત્યાં મંદિરમાં લાંઘવા બેઠો. નિરંતર લાંઘણો ઉપર લાંઘણો થયેલી હોવાથી તેનું શરીર સુકાઈ ગયું અને માત્ર શ્વાસ બાકી રહ્યો છે એવું તેનું શરીર જણાવા લાગ્યું. એ જોઈ દુધ પોતે ચિંતાતુર થવા લાગ્યો અને 'હવે શું કરવું?' એની એને સૂઝ ન પડવાથી બીજા એક જણે દુધને કહ્યું: અરે! આ નાશ પામી રહ્યો છે છતાં તું આ રીતે એની શા માટે ઉપેક્ષા કરે છે? ખાવાપીવાનું કેમ નથી આપતો? શું તેં આ સાંભળ્યું નથી કે "જીવતો નર ભદ્રાને પામે." આ સાંભળીને દુધે પેલા નાગદત્તને પાવા માટે મગનું પાણી કરાવ્યું અને ઈચ્છા ન છતાં નાગદત્તને પરાણે પરાણે ખવરાવ્યું. કેટલાક દિવસ સુધી ખોરાક લેવાથી તે સ્વસ્થ થયો એટલે તે ઉત્સાહમાં આવી ફરીવાર લાંઘણ કરવા તૈયાર થયો ત્યારે લોકોએ તેને કહ્યું: ભો! આ લાંઘણો ખેંચવાનો તારો વિચાર છોડી દે, હમણાં તારે પોતાને ઘરે જા અને કેટલાક દિવસ પછી ફરીવાર સારાં શુકનોને જોઇને પછી આવજે અને આવું અનુષ્ઠાન કરજે. લોકના એમ કહેવાથી દુધ સાથે નાગદત્ત પણ પોતાના ઘર ભણી પાછો ફર્યો અને સમય જતાં પોતાને ઘેર પહોંચ્યો. તેને આવેલો જોઇને કુટુંબનાં જનો રાજી થયાં, તેને નવરાવ્યો, સારાં કપડાં પહેરાવ્યાં અને તેને માટે અનેક જાતનાં પકવાનોથી મનોહર એવી રસોઈ તૈયાર કરી. આવી સરસ રસોઇ લાંબે સમયે મળેલી હોવાથી તેને તેણે ઇચ્છા કરતાં ય વધારે ખાધી, રાત્રે ઝાડા થઇ જવાથી તે માંદો પડી ગયો. પછી વિરેચન અને વમન વગેરે ઉપાયો કરીને તેના બંધુઓએ તેને સાજો કર્યો.

એ પ્રમાણે એ નાગદત્ત કાંક્ષા દોષ—આ કરું કે આ કરું એવા વિચારના દોષ—ને લીધે મનને સ્થિર ન રાખી શક્યો, તેનું મન વિક્ષેપ પામી જવાથી તેને દેવતાનું વરદાન ન મળ્યું અને પરિણામે તે દુઃખી થયો ત્યારે પેલો નિશ્ચળ વૃત્તિવાળો દુધ પોતાની અડગતાને લીધે સુખી થયો.

પૂર્વ ભવમાં ઉપાર્જિત કરેલાં ભારે પાપોને લીધે જેમનો આત્મા હણાઇ ગયો છે એવા.......(લોકો કાંક્ષાદોષના ભોગ બને છે અને યોગના શાંતિમય માર્ગથી દૂર રહે છે).

પર્વતે પહોંચ્યા. ત્યાં તે બન્નેએ અનેક પ્રકારના ઝાડના ઝુંડથી સુશોભિત, હંસ, સારસ, શુક વગેરે પક્ષીઓથી વ્યાપ્ત અને ભમતા ભમરીઓના ટોળાંના ગુંજારવના અવાજથી મનોહર થયેલું એવું એક ઉપવન જોયું. એ જોઈને દુધ બોલ્યો: અહો! કેવી સુંદરતા છે. અહો! પાકવા ઉપર આવેલાં પીળાં પીળાં ફળોના ભારથી શાખાઓ કેવી લચી પડી છે? અહો! આ બધી ઋતુનાં ફૂલોની સુવાસને લીધે આ ઉપવન કેવું મહેક મહેક થઈ રહ્યું છે? વળી, જોતાં જોતાં એમને એ વન સ્વર્ગ જેવું જણાવા લાગ્યું: જેથી સ્વર્ગ રંભાભિરામ-રંભા નામની અપ્સરાઓથી સુશોભિત છે તેમ આ વન રંભાભિરામ-રંભા એટલે કેળનાં વૃક્ષોથી મનોહર છે. સ્વર્ગમાં જેમ ઉદ્ઘટચિત્તસિંહડિ-સપ્તર્ષિ-છે તેમ આ વનમાં ઉદ્ઘટ-ચિત્તસિંહડિ-વિવિધ પ્રકારના મોરો છે. વળી, સ્વર્ગ જેમ સુમણ-દેવોના સમૂહથી રમણીય બનેલું છે તેમ આ વન સુમણ-ફૂલોના સમૂહથી રમણીય છે. તથા આ વન બહુરિષ્ટવાળું છે છતાં અરિષ્ટોથી આકુળ છે અર્થાત્ અરીઠાનાં ઘણાં ઝાડો આવેલાં છે તથા અરિષ્ટો-કાગડાઓ-પણ ખીચોખીચ ભરેલા છે. વળી એ વન અપલાશ-પલાશ વગરનું છે છતાં મોટા મોટા પલાશોથી ભરેલું છે અર્થાત્ એ વનમાં કોઈ પલાશ-રાક્ષસ-નથી તથા મોટા મોટા પલાશોના-ખાખરાના વૃક્ષો આવેલાં છે. એ વનમાં સતપત્ર-સત્પર્ણ દેખાય છે છતાં તેનાં ભૂરિ પર્ણ છે, એમાં સત્પર્ણનાં વૃક્ષો છે તથા ભૂરિપર્ણ નામનું ઘાસ પણ ત્યાં છે-એ રીતે એ વન શોભી રહ્યું છે.

એ પ્રકારનું એ વન જોતાં જોતાં તેઓ એક સરોવરને કાંઠે ગયા. ત્યાં સ્નાન વગેરે કર્યું, કમળફૂલો લીધાં અને દુધ કુબેર યક્ષના મંદિરે ગયો ત્યારે પેલો નાગદત્ત પોતાની કુળદેવીના મંદિરે પહોંચ્યો. ત્યાં જઈને તેણે કુલદેવી ભગવતીની પૂજા કરી અને અષ્ટાંગ નમસ્કારપૂર્વક તેણે એ દેવીની સ્તુતિ કર્યા પછી આદરપૂર્વક આ પ્રમાણે કહ્યું: હે દેવી! અમારા પૂર્વપુરુષોએ પણ સંકટસમયે તારી આરાધના કરેલી અને તેં તેઓને વરદાન આપેલું એજ પ્રમાણે આજે હું ભારે દુઃખના ચક્રમાં ફસાઈ પડ્યો છું અને તારે જ શરણે આવેલ છું એટલે જ્યાં સુધી તું મારા ઉપર પ્રસન્ન ન થા ત્યાં સુધી હું ખાવાનો નથી, એમ કહીને કૃતનિશ્ચય એવો એ ડાભનો સંથારો પાથરી તે ઉપર ચડી દેવીની સામે હાથ જોડીને તેની ઉપાસના કરવા લાગ્યો. એમ કરતાં કરતાં તેને પાંચ લાંઘણો થઈ છતાં દેવીએ તો કશો ઉત્તર ન આપ્યો. છઠ્ઠી લાંઘણ શરુ થઈ ત્યાં તે સ્થળે એક પુરુષ આવ્યો અને તેણે નાગદત્તને પૂછ્યું: ભો! આ શું માંડ્યું છે? તેણે બધી પોતાની હકીકત કહી સંભળાવી. પેલો પુરુષ બોલ્યો: અરે મૂઢ! શા માટે તારી જાતને દુઃખી કરે છે? આ લાકડાની દેવીને મૂકી દે અને તું મારી પાછળ પાછળ આવ, જેણે અનેક માનવોના મનોરથો પૂરા કર્યા છે એવા અને અહીંથી થોડે દૂર રહેલા એવા સિદ્ધત્થ નામના દેવને તને બતાવું. આ સાંભળી નાગદત્તનું મન અસ્થિર થયું અને તેણે કુલદેવીની ઉપાસના પડતી મૂકી તે પુરુષનું વચન માન્યું. તે તેની સાથે

## ત્રીજા વિચિકિત્સા અતિચાર વિષે ગંગ અને વસુમતીનું કથાનક ૪.

સમકિતમાં શંકાનો દોષ ન હોય, કાંક્ષાનો દોષ ન હોય એ રીતે એ બન્ને દોષોથી અખંડિત રહેલા સમકિતમાં, કષ્ટોને ઉપજાવનારા એવા વિચિકિત્સા દોષને પણ વિષવૃક્ષની છાયાની પેઠે સર્વ પ્રકારે તજી દેવો. એ વિચિકિત્સા બે પ્રકારની છે: દેશવિચિકિત્સા અને સર્વવિચિકિત્સા. શ્રી જિનેશ્વર ભગવાને બતાવેલા કોઈ એક અનુષ્ઠાનની સફળતા યા નિષ્ફળતાની શંકા કરવી તે દેશવિચિકિત્સા અને શ્રી જિનભગવાને બતાવેલાં સમગ્ર અનુષ્ઠાનોની સફળતા યા નિષ્ફળતા વિષે શંકા આણવી તે સર્વવિચિકિત્સા. જે માનવોનાં મનમાં શ્રી સર્વજ્ઞનાં વચનોને સાંભળીને નિર્મળ વિવેક પ્રગટ્યો છે એવા માનવોએ એ બન્ને પ્રકારની દુઃખ આપનારી વિચિકિત્સા રાખવી ઉચિત નથી. શ્રી જિનેશ્વરે કહેલું અનુષ્ઠાન વિશિષ્ટ ફળને આપનારું હોય છે માટે તેને અવશ્ય આચરવું જોઈએ. જેઓ પોતાના ભાવી કલ્યાણને ચાહનારા છે તેઓને એવા અનુષ્ઠાનમાં સંશય સંભવતો જ નથી. બીજા કોઈ પણ અનુષ્ઠાનને કરવાથી પણ પ્રત્યક્ષ ફળ દેખાય જ છે તો પછી ભગવંતે બતાવેલા અનુષ્ઠાનમાં ફળનો સંદેહ રાખવો એ તો વ્યામોહ જ છે. વળી, જે લોકો ખેડવાળા છે વા બીજા પ્રકારની એવી આકાશવૃત્તિવાળા છે તેઓ જો ફળમાં સંદેહ રાખે તો તેમનાથી ખેડ વગેરે થઈ શકતાં નથી અને ખેડની બધી સામગ્રી અવિકલ-પૂરેપૂરી હોય છતાં તેઓ ફળમાં સંદેહ રાખવાને લીધે ધાન્યના ભાગીદાર બની શકતા નથી. તેજ રીતે જેઓ ફળનો સંદેહ રાખીને આ જૈન અનુષ્ઠાન કરે છે-પછી ભલે તે અનુષ્ઠાન કઠોર હોય છતાં તેનું ફળ મેળવી શકતા નથી અને વિષાદ પામે છે. નવી એક બીજી વાત કે મુનિઓ વિદ્વાન હોય છે, તેઓ ન્હાતા ન હોઇ તેમનાં અંગો મલિન હોય છે વા તેમનાં દાંત વગેરે ઘણીવાર દુર્ગંધિત હોય છે તેથી તેમના તરફ ઘૃણા-જુગુપ્સા રાખવી તેનું નામ વિદ્વજ્જુગુપ્સા. જેઓ કુશળ પક્ષવાળા છે તેઓએ આ વિદ્વજ્જુગુપ્સાને પણ તજી દેવી. જેઓ ઉક્ત બન્ને પ્રકારની વિચિકિત્સાને અને હમણાં જણાવેલી વિદ્વજ્જુગુપ્સાને તજતા નથી તેઓ પાપપૂર્ણ બને છે. તેઓ ગંગ તથા વસુમતીની પેઠે આ લોકમાં જ દુઃખના ભાગીદાર થઈ જાય છે. એ કથા નીચે પ્રમાણે છે:

ભારતવર્ષના તિલક જેવી અને જ્યાં ઘણાં મોંઘાં ચિત્રવિચિત્ર કરિયાણાં વગેરેની દુકાનો છે એવી કુણાલા નામની નગરી છે. એ નગરીમાં લોકવ્યવહારને અનુસરનારો, સારા ધર્મ અને અર્થને અનુકૂલ એવી પ્રવૃત્તિમાં ચોંટેલા ચિત્તવાળો બંધુદત્ત નામે એક શેઠ છે. તે શેઠને સ્ત્રી ઉચિત ગુણમાણિક્યના મંડનવાળી ચંદના નામની સ્ત્રી છે. તેમને

સાર—ચપળતા-ચંચળતાનું સાલ જેના મનમાં ખુંચેલું છે એવો મનુષ્ય પોતાના હિતાહિત વિષે વિચાર કરી શકતો નથી અને તેથી ધતૂરાનું ચૂર્ણ પીધેલા પ્રાણી જેમ પત્થરોને પણ એકસરખી રીતે સોનું સમજે છે તેમ કાંક્ષા હોયવાળો તે વિમૂઢ, અવસ્તુને પણ 'વસ્તુ' સમજે છે.

જે મનુષ્ય જિનેંદ્રધર્મના કલ્પવૃક્ષને તજીને પોતાનાં સુખ માટે બીજા બીજા ધર્મોને માનવા તૈયાર થાય છે તેને જેનો પાર-કાંઠો-દેખાતો જ નથી એવા સમુદ્રને તરવા માટે મનગમતી નાવ તજીને કોઈ માનવ, એક સાધારણ ત્રાપાનું ગ્રહણ કરે એવા માનવો મૂઢ જેવા સમજવાના છે. જગતના વ્યવહારમાં પણ એવું જોવામાં આવે છે કે જે કોઈ માનવ હાથ ઉપરનું કોઇ એક કાર્ય પૂરું ન થયું હોય ત્યાં બીજાનો આરંભ કરવાનું ઈચ્છતો હોય અને બીજું પણ અધૂરું હોય ત્યાં ત્રીજા કામની પાછળ પડતો હોય, તેનો ડાહ્યા માણસો પરિહાસ કરે છે, તેનો પરિશ્રમ નકામો જાય છે અને તે વ્યર્થ ચેષ્ટાવાળો માનવ, કાર્યની ક્ષતિને પામે છે. એથી કરીને જે વિચારોના સમૂહને આપ્તપુરુષોએ સુવિશિષ્ઠ રીતે દીઠેલા છે તે વિચારો પ્રમાણે પ્રવર્તતા ઉપર દૃઢપણે નિશ્ચય-પૂર્વક લીન ચિત્તવાળો માનવ, ન ધારી શકાય એટલી બધી સારી સંપત્તિ પામીને શીઘ્ર સંસારનો પાર પામી શકે છે.

એ પ્રમાણે શ્રી કથારત્નકોશમાં સમ્યક્ત્વના અધિકારે તેના બીજા અતિચારના કાંક્ષા પ્રકરણમાં નાગદત્તની કથા કહેવામાં આવેલી છે.



તેને પણ શું કહેવું? ક્યાં જવું? જેમ રંભા, કેળનું ઝાડ બીજાઓને પોતાના ફળો આપીને નાશ પામી જાય છે તેમ જેઓ બીજાઓને માટે ફળ આપવા જતાં એટલે બીજાઓનાં કાર્યો કરવા જતાં પોતાના નાશની પણ એવના કરતા નથી એવા સત્પુરુષો જોવા પણ ક્યાં મળે છે? અર્થાત્ એવા સત્પુરુષોનાં દર્શન પણ ક્યાં થાય છે? તું મોટો પ્રભાવશાળી પુરુષ છો છતાં જે આ સ્ત્રીને લઇ જવાનું ધારે છે તે અત્યંત અનુચિત છે અને તું આવો સમર્થ થઇને પણ આવું કરે તો હવે સ્વચ્છંદપણે હડહડતો કળિકાળ જ ઘણા સમય સુધી અટક્યા વિના આવ્યો એમ જ જાણવું રહ્યું

આ બધું સાંભળીને એ મંત્રવાદી બોલ્યો: હો! હો! મેં આ જે સ્ત્રીને લઈ જવાની ક્લિષ્ટ ચેષ્ટાવાળી પ્રવૃત્તિ કરી છે તેથી શરમાઇ ગયો છું માટે તું હવે સત્પુરુષના માર્ગ સંબંધે બોલતો બંધ થા. ક્યાં દરિયો અને ક્યાં ખાબોચિયું? ક્યાં મેરુ અને ક્યાં સરસવ? ક્યાં એ સત્પુરુષોનો આચાર અને ક્યાં અમારી જેવા કીડાઓની ચેષ્ટા-વિડંબના? માટે હે ભદ્ર! આ તારી ઘરવાળી મારી બેન જ છે અને તે એ જ રીતે મારે ઘરે રહેશે. જ્યારે તું કોઇની પણ પાસેથી કોઈપણ જાતની મંત્રસિદ્ધિ મેળવીને મને તેની ભેટ આપીશ પછી તું આને લઇને તારે ઘરે જજે. જ્યારે પણ તું કોઈપણ જાતની મંત્રસિદ્ધિ મેળવ ત્યારે પાટલીપુત્ર નગરમાં લોકોને પૂછીને દેવધર મંત્રવાદીને ઘરે આવજે. એમાં લેશ પણ શંકા ન રાખીશ; એમ જણાવીને તેની (ગંગની) સ્ત્રીને સાથે લઈને એ મંત્રસિદ્ધ પુરુષ શીઘ્ર વેગથી જવા લાગ્યો અને પેલો ગંગ વગેરે એ જોઇને શરમાઇ ગયા અને પોતાને ઘરે પાછા ફર્યા.

આ બધી હકીકત ગંગે પોતાના માતાપિતા વગેરે લોકોને જણાવી. તેઓ બોલ્યા: હે પુત્ર! સંતાપ ન કરીશ, તને બીજી કન્યા પરણાવી દેશું. તે બોલ્યો: એ તો ઠીક છે, પરંતુ જેના ઉપર મારો વિશેષ અનુરાગ છે એવા એ જનની (સ્ત્રીની) ઉપેક્ષા કરવી ઘણું જ અનુચિત કહેવાય. આ સાંભળીને બધાં સ્વજનો મૂંગા રહ્યાં. ગંગ પણ થોડુંક કાંઇ ભાતું લઇને કોઇ ન જાણે એ રીતે મધરાતે ઘરથી બહાર નીકળી પડ્યો. નિરંતર પ્રયાણ કરતો કરતો તે દેશાંતરોમાં ભમવા લાગ્યો. જ્યાં ક્યાંય મળ્યા ત્યાં અનેક મંત્ર-વાદીઓની ઉપાસના પણ તેણે સારી રીતે કરી, તેમની પાસેથી કેટલાક ઉપદેશો પણ તેણે સાંભળ્યા પરંતુ તેનાથી તેના ચિત્તનું આકર્ષણ ન થયું.

ત્યાર પછી તે ઉહિયાયયણ નામના દેશમાં ગયો. ત્યાં તે એક નાના નેસડામાં એક કણબણને ઘેર એક ખૂણે રહ્યો. તે કણબણને ચાર છોકરાં હતાં. એ છોકરાં ઘણાં ચપળ-તોફાની હતા તેથી જ્યારે એ કણબણ ખેતરમાં કામ કરવા જતી હોય ત્યારે તેને ઘણી અડચણ કરતાં. પછી એ સિદ્ધ મંત્રના પ્રભાવથી સાપને બોલાવીને તે ચારેને ડસાવતી, તેમને ઝેર ચડી જવાથી મૂર્છા આવી જતી અને મૂર્છાને લીધે નિશ્ચેષ્ટ બનેલાં

ગંગ નામનો એક પુત્ર છે અને વસુમતી નામની એક પુત્રી છે. શેઠે તે બન્નેને ઉચિત બહોંતેર અને ચોસઠ કલાકલાપને ભણાવ્યા. યૌવન પામ્યા પછી તે બન્નેનો યોગ્ય કુલોમાં વિવાહ પણ કરી નાખ્યો.

હવે કોઇ દિવસે રતિગૃહમાં-સૂવાના ઓરડામાં સુતેલા ગંગની સ્ત્રીને ભયાનક ઝેર-વાળા સાપે ડંખ માર્યો. ઝેર ઉતારનારા મંત્રવાદીઓને ભેગા કર્યા અને ઝેરને શમાવી દેવાના ઉપાયો શરુ કર્યા. એ મંત્રવાદીઓએ જાણ્યું કે આને તો ભયંકર કાળો નાગ ડસી ગયો છે એથી એનું ઝેર ઊતરી શકે એમ નથી તેથી તેમણે તેણીનો ઉપાય કરવો છોડી દીધો. હવે 'એ મરી ગઇ છે' એમ જાણીને મસાણમાં લઇ ગયા, ચેહ ખડકી, ચેહ ઉપર મડદું ચઢાવ્યું એટલામાં કયાંયથી એકાએક કોઇ અવ્યક્તલિંગી-અજૈનવેષધારી પુરુષ તે સ્થળે આવી પહોંચ્યો. એ, શરીરની કાંતિ ઉપરથી જીવન મરણનું ભાવી વગેરેને કળી શકતો હતો. તેણે એ મડદાની કાંતિ જોતાં જ કહ્યું કે-અહો! આ બાઇ જીવતી છે છતાં તેણીને ચિતા ઉપર ચડાવી છે એ મહાપાપ છે. તેનું વચન સાંભળીને મનમાં વિસ્મય પામેલા લોકોએ બન્ને હાથ જોડીને તેને કહ્યું: હે મહાયશસ્વી પુરુષ! તું કાંઇ વિશેષ જ્ઞાન ધરાવતો હો તો કૃપા કર અને આને જીવતદાન દે. તે બોલ્યો: મારી પાસે ચમત્કારિક વિદ્યા છે પરંતુ આને જીવાડવાના બદલામાં તમારી પાસે હું જે માગીશ તે તમે આપી નહીં શકો. લોકો બોલ્યા: તું જે માગીશ તે ગમે તેવું દુર્લભ હશે તો પણ અમે આપીશું, એ બાબત વિકલ્પ કરવાની જરૂર નથી. તે પુરુષ બોલ્યો: એમ છે તો આ સ્ત્રીને જ મને આપી દો જેથી એણીને જીવતી કરી દઉં. 'આ બિચારી ગમે તે પ્રકારે જીવતી રહેતી હોય તો સારું' એમ ધારીને ઇચ્છા નહીં છતાં પણ લોકોએ પેલા પુરુષની વાત કબૂલ રાખી એટલે આ બાઇને એને આપી દેવાનું સ્વીકાર્યું. પછી એ પુરુષે અમુક પ્રકારની લીલા સાથે માત્ર હુંકારો કર્યો એટલામાં તો એનું બધું ઝેર ઉતરી ગયું અને એ આળસ મરડતી જાણે કે સુતેલી જાગતી ન હોય એ રીતે ઊભી થઇ ગઇ. મંત્રવાદીએ એ બાઇનો કબજો લીધો. વિસ્મય સાથે લોકો જોતા રહ્યા અને એ, તે બાઇને લઇને પોતાને ઇચ્છિત સ્થાને ગયો. લોકો વિલખા પડી ગયા અને દુઃખી થતા પોતપોતાને ઘરે ગયા. આ બધું જાણીને ગંગને ઘણો ક્રોધ ચઢ્યો છતાં 'એ ઉપકારી છે' એમ સમજીને સ્નેહપૂર્વક એણે પેલા મંત્રવાદીને કહ્યું કે હે મહાપુરુષ! ગુસ્સો ન આણીશ, તને કાંઇક કહેવાનું છે:

જે ધીર પુરુષો પોતાના જીવિતનો પણ ભોગ આપીને પરોપકાર માટે ઉદ્યમવંત હોય છે તેમને તે બદલ કોઇ બહારના પદાર્થો આપવા તે ઘણું જ ઓછું કહેવાય. જે માણસ એક તણખલાના બે ટુકડા પણ કરી શકતો નથી એવો અસમર્થ હોય તે શું કરી શકવાનો છે? અને જે માણસ શક્ત-સમર્થ છે છતાં પરોપકારની અવગણના કરે છે

ફુંફાડાના પવનને લીધે વનોના છેડાઓને કંપાવતા, મેઘ જેવા કાળા સુંવાળા લાંબા લાંબા દેહને લીધે બીજાઓને ભય પમાડતા તથા માનવ લોકને ડસતા એવા અનેક સર્પો દિશાઓમાંથી અને દિશાઓના વાયવ્ય ખૂણાઓમાંથી નીકળીને ત્યાં ઉભરાવા લાગ્યા. હવે પ્રલયકાળમાં ક્ષોભ પામેલા કાળા સમુદ્રના તરંગો જેવા ચંચળ અને લાંબા લાંબા દેહવાળા એવા તે સર્પોને ઉપદ્રવ કરવા આવતા જોઈને પેલો ગંગ બ્હી ગયો અને વિચાર કરવા લાગ્યો.

આ મંત્રોની સાધના કરવી કોઈ પ્રકારે ઉચિત નથી. કોણ જાણે આ બધા જમરાજની આંખના પલકાર જેવા ભયંકર સર્પો પાસે આવીને શું એ કરે. વિદ્યાનું ફળ તો હજુ શંકાસ્પદ છે ત્યારે આસર્પો તો કરડીને નક્કી મારો વિનાશ કરશે જ. અનર્થ અને સંશય એ બન્ને નિવૃત્તિનાં અંગો છે એમ વિદ્વાન લોકો કહે છે અર્થાત અહીં ફળનો સંદેહ છે અને અનર્થ સામે આવીને ખડો છે માટે જેની સિદ્ધિ સંદેહાસ્પદ છે એવા અને સુખે સુતેલા કેસરીસિંહને જગાડવાની પ્રવૃત્તિ જેવા આ વિદ્યા સાધનનું કશું પ્રયોજન નથી. એમ સમજીને ગંગે વિદ્યાની આરાધનાની બધી પ્રવૃત્તિ સમેટી લીધી અને વેગથી પોતાના ઘર ભણી નાશી ગયો.

બીજે દિવસે લોકોને પૂછીને દેવધર મંત્રવાદીનું ઘર શોધી કાઢી એને ઘરે પહોંચ્યો. મંત્રવાદિએ તેને ઓળખી કાઢ્યો. તેની યોગ્ય આગતાસ્વાગતા કરી, પરસ્પર બન્ને જણાને વાતચિત થઈ. ગંગે મંત્રવાદીને કહ્યું: લો ! આ સર્પોને આકર્ષનારી–ભુજંગાકર્ષણી અને સ્મરણમાત્રથી જ સર્પોના વિષનો વિઘાત કરનારી ઉત્તમ વિદ્યાઓને તું લે અને મને મારી સ્ત્રી પાછી આપ. મંત્રવાદીએ 'ઠીક' કહી એનું વચન સ્વીકાર્યું. સારો દિવસ જોઈને વિદ્યાઓ લીધી અને તેણે જે વિધિ બતાવ્યો તે રીતે એ મંત્રવાદીએ નિર્ભયચિત્તે અને નિરાકાંક્ષભાવે તેની સાધના પણ કરી લીધી.

કણબણ જેમ પોતાનાં છોકરાંઓને સર્પ કરડાવતી એ રીતે પેલા મંત્રવાદીએ એ વિદ્યાનો પ્રયોગ ચૂડામણિ શાસ્ત્રના પરમાર્થને જાણનારા એવા જયદેવ નામના નિમિત્તશાસ્ત્રી ઉપર અજમાવ્યો. શરીરમાં આવિષ્ટ થયેલા દુષ્ટ કાળા સર્પના વિષની પ્રબળતાથી એ જયદેવ, લાકડું થઇ ગયો. ઝેર ઉતારનારા બધાએ એને જોઈને હાથ ખંખેરી નાખ્યા. રાજા ચિંતામાં પડ્યો અને તેણે નગરમાં ઢોલ વગડાવ્યો કે જે કોઇ, આ નિમિત્તશાસ્ત્રીને સાજો કરશે તેને, જે ગમશે તે રાજા આપશે. દેવધરે ઢોલ વાગતો અટકાવ્યો અને તેને જીવતો કરવાનું માથે લીધું. પછી એણે રાજાને કહ્યું: હે દેવ ! જો આ નિમિત્તશાસ્ત્રી મને ચૂડામણિ શાસ્ત્રના પરમાર્થને ચોક્કસ શીખવી દે તો એને હું જીવતો કરું. રાજા બોલ્યો: ચોક્કસ શીખવશે. નહીં શીખવશે તો હું તેની પાસે શીખવાડાવીશ. દેવધર બોલ્યો: હે દેવ ! આ બાબત કોનો ધર્મહસ્ત છે એટલે કોના હસ્તાક્ષર છે ? રાજા

એ ચારે છોકરાંઓને ઘર વચ્ચે નાખી મુકી, ઘરનું બારણું મજબૂત રીતે વાસી દઈ એ કણુબણુ ખેતરે કામે જતી. કામ કરીને પાછી આવતી ત્યારે મંત્રથી પાણી છાંટવાથી એ ચારે છોકરાંઓ પાછાં હતા તેવાં ને તેવાં થઇ જતાં અને પોતાના મૂળ સ્વભાવમાં આવી જતાં. એ રીતે એ રોજ કર્યા કરતી એવી એને જોઇને વિસ્મય પામેલો ગંગ વિચાર કરવા લાગ્યો. અહો ! આ કોઈ સાધારણ બાઇ નથી માટે સર્વ પ્રકારે આદર કરીને મારે આનો જ આશરો લેવો જોઈએ એમ વિચારીને એ તે કણુબણુનો વિશેષ આદર કરીને તેની આરાધના કરવા લાગ્યો.

હવે કેટલાક દિવસો પછી એ કણુબણે જોયું કે આ (ગંગ), મારો ભારે વિનય કરે છે અને મારી વિશેષ સેવા કરે છે, તેથી તેનું મન તેના તરફ ખેંચાયું અને તેણી કહેવા લાગી, મારામાં કોઇ ખાસ ગુણ નથી છતાં આ રીતે તું મારી ભારે સેવા શા માટે ઉઠાવે છે ? હે પુત્ર ! તારી સેવાને લીધે મારું મન તારા તરફ સર્વ પ્રકારે આકર્ષાયું છે તો હવે તારું જે કામ હોય તે મને કહે. ગંગ બોલ્યો. હે માતા ! શું કહું ? વારુ, બોલાય એવું પણ એ નથી. તેણી બોલી : હે પુત્ર ! તું કોઈ પ્રકારનો ઉદ્વેગ રાખ્યા વિના જેવું હોય તેવું કહે. પછી તેણે પોતાની સ્ત્રીને સાપ કરડવાથી માંડીને પેલો મંત્રવાદી તેણીને લઇ ગયો ત્યાં સુધીનો બધો પોતાનો વૃત્તાંત તેણીને કહી સંભળાવ્યો. એ બધુ સાંભળીને તેણી બોલી. હે પુત્ર ! તું જરાય ઉતાવળો ન થઇશ, હું તને એવી રીતે કરી આપીશ કે તું તારું વાંછિત પૂરું કરીને જ તારે ઘરે જઈ શકીશ. ગંગ બોલ્યો, તારાં ચરણકમળની કૃપા થતાં આ કાંઇ દુર્લભ નથી. પછી સારી તિથિ અને સારું મુહૂર્ત આવતાં આઠે નાગ-કુલોની પૂજા કરીને તેણીએ ગંગને એક નાગાહૂવાનની એટલે નાગોને બોલાવવાની વિદ્યા અને બીજી વિષમ વિષનો નાશ કરવાની વિદ્યા એમ બે વિદ્યાઓ આપી. તે વિદ્યાઓને સાધવાનો વિધિ આ પ્રમાણે કહી બતાવ્યો. કાળી ચૌદશને દિવસે સ્મશાનમાં એકલા જવું અને અઢાર હજાર રાતા ફૂલ સાથે એનો અઢાર હજાર વાર જાપ કરવો. એ રીતે એ બંને વિદ્યાઓની સાધના કરવી. વિદ્યાઓ સાધતાં સાધતાં જ્યારે એમનું જપન-સ્મરણ કરવામાં આવશે ત્યારે સર્પોના વર્ગો આવીને શરીર ઉપર ભારે હુમલા કરશે છતાં લેશ પણ ભય ન પામવો

ત્યાર પછી આરાધનાની વિધિને સારી રીતે સમજીને અને વિદ્યાને અવધારીને તે ગંગ એ કણુબણુને પગે પડીને ત્યાંથી નીકળ્યો, **પાટલીપુત્ર** ગયો બન્ને વિદ્યાઓને સાધવાની સામગ્રી તથા વિધિ બધી તૈયાર કરી સ્મશાનભૂમિમાં ગયો અને બતાવેલ વિધિ પ્રમાણે વિદ્યાને જપવા લાગ્યો. એવામાં એ વખતે સિંદોર જેવી લાલ લાલ ચકળવકળ થતી આંખોના પ્રકાશવડે ગગનને પણ લાલ રંગે રંગી દેતા, મુખમાંથી ઝરતા તણખાઓ-વડે આગની જેવો ઘટાટોપ બતાવતા, આગ જેવા જણાતા, ઉદ્ભટ અને ભિડાએલી ફણા-ઓના ફડફડાટના ઘોંઘાટને લીધે દિશાઓના છેડાને ગજવતા, ક્ષણે ક્ષણે કરવામાં આવતા

એને કોઈ ભૂત કે પિશાચ વગેરેનો વળગાડ છે એવો વહેમ ન રાખીશ. આ સાંભળીને ગંગ પોતાને ઘરે ગયો. જે હકીકત નિમિત્તિયાએ કહેલી તે બધી તેણે માતપિતાને કહી સંભળાવી. આ બધું સાંભળીને તેની બહેન વસુમતી પોતાને જાતને નિંદવા લાગી અને પોતાના કામનો પસ્તાવો કરવા લાગી. ગંગ પણ ફળ મળશે કે કેમ એવી શંકાને લીધે તથાપ્રકારની ઉત્તમ વિદ્યાના લાભને ચૂકી ગયો હતો એટલે ભારે શોક પામ્યો. આ જગતમાં એવા પણ માણસો હોય છે જેઓ કુશળપક્ષનો વિક્ષેપ કરવામાં નિપુણ હોય છે અને સંમોહને લીધે મૂઢમતિવાળાં બનેલા હોય છે; આવા જ લોકો આવતી લક્ષ્મીને લાકડી લઈને મારીને ભગાડી મૂકે છે. જેઓ દુર્નયની કઠણ બેડીઓથી જકડાયેલા છે તેઓ-તેવા જીવો-ભવના બંદીખાનામાં ગોંધાઈ ગોંધાઈને ઘણા લાંબા સમય સુધી રહેવાના છે. વળી, જે માનવ, સોના અને રત્નથી પરિપૂર્ણ એવા નિધાનને 'એ ખાલી છે.' એમ સમજીને તજી દે છે તેને, કલ્પવૃક્ષને 'એ નિશ્ચેતન અક્ષનું ફળ છે.' એમ સમજીને તજી દેનારા જેવો સમજવો. 'કામધેનુ' ગાય તો તિર્યંચયોનિનું પ્રાણી છે અને પશુ હોવાથી વિવેક વગરની છે એટલે તે કામપ્રદા-ઈચ્છા પ્રમાણે આપનારી-કેમ હોઈ શકે? એમ સમજીને તેને તરછોડે છે તથા ચિંતામણિ રત્ન ભાષા વગર અને ભાષાને યોગ્ય શરીર વગર શી રીતે આપણાં ધારેલા મનોરથો પૂરા કરી શકે એમ સમજીને તેનો તિરસ્કાર કરે છે, એ બન્નેની જેવો એટલે કામધેનુ અને ચિંતામણિ રત્નને તરછોડનારની જેવો એને સમજવો કે જે ભૂત, ભવિષ્ય અને વર્તમાન બધા પદાર્થોને જાણનારા કેવળી ભગવાન શ્રી જિનેશ્વર દેવે નિશ્ચિતપણે બતાવેલો માર્ગ 'સફળ હશે કે નિષ્ફળ હશે' એવી શંકા કરીને તજી દે છે અને જૈન સાધુઓની ઘૃણા કરીને એ માર્ગને વિગુણ સમજે છે.

સાર—એ પ્રમાણે જે માનવ, ફળની આશંકા વગર વ્રત, નિયમ, તપસ્યા, દાન અને દીક્ષા વગેરે નિત્ય કર્તવ્યો કે જે સ્વર્ગના મંદિર સમાન, મોક્ષના ઘર સમાન અને લક્ષ્મીના ઘરસમાન છે તેવાં અનુષ્ઠાનોમાં હરહમેશાં પોતાના આત્માને જોડી રાખે છે, તે સંસારસમુદ્રથી બહાર જલદી નીકળી જાય એમાં શી નવાઈ?

એ પ્રમાણે શ્રી કથારત્નકોશમાં સમ્યક્ત્વના અધિકારે તેના તૃતીય વિચિકિત્સા અતિચારના પ્રકરણમાં ગંગ અને વસુમતીનું કથાનક સંપૂર્ણ થયું.



બોલ્યો–મારો જ ધર્મહસ્ત છે ત્યાર પછી સવિશેષ સામર્થ્યવાળા તે મંત્રવાદીએ એ નિમિત્તશાસ્ત્રીને જીવતો કરી દીધો. જીવેલા એવા તેણે એ મંત્રવાદીને **ચૂડામણિશાસ્ત્ર** શીખવવાનું ન સ્વીકાર્યું. પછી રાજા બોલ્યો: જ્યારે તું ઝેરને લીધે લાકડા જેવો નિશ્ચેષ્ટ બની ગયેલો ત્યારે મેં તેને ગમતી આ શરત પૂરી પાડવા માટે મારો ધર્મહસ્ત આપેલો માટે મારા કથનને અનુસારે તારે એ શાસ્ત્ર તેને શીખવાડવું જ પડશે; નહીં શીખવાડ એ નહીં ચાલે. પછી રાજાની પ્રબળ ભલામણને અનુસરીને તેણે પેલા **દેવધર** મંત્રવાદીને તેર માત્રા સુધીનું **ચૂડામણિ** શાસ્ત્ર શીખવાડ્યું. એ શાસ્ત્રના જ્ઞાનપ્રભાવને લીધે એ દેવધર ત્રિકાળજ્ઞાની થયો. પછી વિશિષ્ટ શાસ્ત્રના જ્ઞાનનો લાભ મળ્યો તેથી વસ્ત્ર વગેરે વસ્તુઓ આપીને ગંગને તે મંત્રવાદીએ તેની સ્ત્રીને સોંપી દીધી અને તેને તેના સ્થાને જવા રજા આપી. તે પોતાના નિવાસે આવ્યો અને નગરના લોકોએ તેનાં વખાણ કર્યાં અને તેના માતાપિતા સંતોષ પામ્યાં.

હવે વળી એક દિવસે પેલી **વસુમતી** દીકરી રોતી રોતી પોતાને સાસરેથી પિયરમાં આવી. માતાપિતાએ આ રીતે આવવાનું કારણ પૂછ્યું: હે પુત્રી! તને કોણે શું કર્યું? તેણી બોલી: હું સાસરાના ઘરમાં એક દુશ્મન હોઉં એમ મને સાસરિયાં બધાં હેરાન કરે છે, રોજ મારાં કરવાનાં બધાં કામો બરાબર કર્યાં કરું છું છતાંય મારા તરફ તેઓ એક દુશ્મનની પેઠે જુએ છે. વળી, હમણાં મને શા માટે તેમના ઘરમાંથી હાંકી કાઢી એ હું જાણતી નથી. આ સાંભળીને માતાપિતા બોલ્યા: હે પુત્રિ! તું નિશંત રાખ, તેં પૂર્વભવમાં કોઈ એવા દુષ્કર્મો કર્યાં હશે જેને પરિણામે તને આવું સંકટ આવ્યું જણાય છે, માટે હવે તું જેમ તારા પોતાના ઘરમાં રહેતી હતી એ જ રીતે અહીં પણ ધર્મપરાયણ થઈને કેટલાક દિવસ અહિં રાહ જો. જ્યારે કોઈ નિમિત્તિયો આવશે ત્યારે તેને પૂછીને જોવરાવશું અને આ સંકટ ટાળવાનો જે ઉપાય તે બતાવશે તે બાબત વિચાર કરીને બધું કરશું.

બીજે વખતે તે **દેવધર** નિમિત્તિયો ત્યાં આવી પહોંચ્યો એ **ચૂડામણિ** શાસ્ત્રના જ્ઞાનને લીધે નષ્ટ, મુષ્ટિ અને ચિંતા વગેરે પરોક્ષ પદાર્થોનું જ્ઞાન ધરાવતો હતો અને તેને લીધે કુતુહલથી પ્રેરાયેલા અનેક રાજાઓ, શેઠિયાઓ તથા સેનાપતિઓ વગેરે મોટા મોટા લોકો તેની પાછળ ફર્યા કરતા હતા. તેને ઘરે બોલાવીને સારાં ફળ, ફૂલ વગેરે તેની સામે મૂકીને વસુમતીના માબાપે વસુમતીના સંકટ સંબંધે પૂછ્યું: તેણે એકાગ્ર ચિત્તથી વિચાર કરીને ગંગને કહ્યું: આ તારી બહેને તેના પૂર્વભવમાં જેઓ પોતાના શરીરે સ્નાન કરતા નથી વા બીજી રીતે પણ શરીરનો સંસ્કાર કરતા નથી તેવા સાધુઓનાં મેલાં અને ગંધાતાં શરીર જોઈને 'આ લોકોને ધિક્ધિક્' એમ કહીને તેમની ઘૃણા કરેલી અને તેથી તેને નિકાચિત એવો દૌર્ભાગ્યનો દોષ થયેલો છે. એ દોષને શાંત કરવાનો ઉપાય આ ભવમાં તો થવાનો નથી પરંતુ બીજા જન્મારામાં થશે. માટે અત્યારે તો તું તારે ઘેર જા. અને

પ્રમાણે નિર્દોષ એવા જૈનશાસનને ઘણા લોકો ન માને એથી શું એનું મૂલ્ય ઘટી શકે ખરું ? આ લોકમાં મળનારાં સાધારણ લાભ અર્થ સન્માન વગેરેને જોઇને દૃષ્ટિમાં વ્યામોહ થવાથી શંખ નામનો માનવ જેમ સમકિતનો માર્ગ છોડી દઇ દુઃખનો ભાગી થયો તેમ એવા વ્યામોહથી બીજાઓ પણ દુઃખના ભાગી થાય છે. તે શંખની કથા હવે કહેવામાં આવે છે.

અર્ધ ઐરવતની ભૂમિના વિસ્તારમાં ભૂષણ સમાન, અવાજ કરતી-ખણખણતી મણિની ઘુઘરીઓવાળા ધજાગરાના દર્શનીય આડંબરવાળાં સુરભવન જેવાં મનોહર ઘરો-વાળું, અભિમાન ઇર્ષ્યા વગેરે દોષ વગરના લોકનો સમૂહ જ્યાં નિવાસ કરે છે એવું જયપુર નામે એક નગર છે. એ નગરમાં નીતિના પાલનમાં ઇંદ્ર કરતાં પણ ચડિયાતો સાક્ષાત્ ધર્મરાજા વિરાજમાન ન હોય એવો માનવોનો ઇંદ્ર ચંદ્ર નામે રાજા છે. તેને લક્ષ્મીનાં રૂપલાવણ્ય કરતાં ય ચડિયાતાં રૂપલાવણ્ય ગુણોવાળી કમલાવતી નામે સ્ત્રી છે. સમગ્ર કળાઓમાં કુશળ એવો પુરંદર નામે પુત્ર છે. એ પુરંદરની સ્ત્રી નામે સલક્ખણા બધી જાતનાં કામકાજમાં વિચક્ષણ છે. આ બધાંય પોતપોતાનાં કામકાજમાં મશગૂલ થઇને રહે છે.

હવે એક વાર, ભારે ગાજવીજ અને કડાકાભડાકાના અવાજોથી આખા બ્રહ્માંડને ભરી દેતા, ઝબકતી વિજળીના વારંવાર થતા ચમકારાના દેખાવોથી ચકચકતા, પ્રચંડ ઇન્દ્રધનુષવડે સુશોભિત લાગતા, આરોહ માટે પ્રવર્તેલી વજનદાર સ્ત્રીનું અભિમાન ઉતાર-નારા અને પ્રવાસીજનોના જથ્થાને ડરાવનારા એવા નવા મેઘના સમૂહો આકાશમાં ઊમટ્યાં.

ત્યારપછી ગંભીર ગળાવાળા મોરો નાચ્યા, અસંતોષ પામેલા રાજહંસો નાશી ગયા, અનેક વૃક્ષો ઉપર નવાં નવાં સુશોભિત પાંદડાં ફુટ્યાં અને આખુંય પદ્મિનીનું વન કરમાઇ ગયું. બધા પાડાઓના જથ્થાને ભારે સંતોષ થયો, જેમના પતિ પ્રવાસે ગયા છે એવી વિરહવાળી યુવતિઓને ભારે શોક અને દુઃખ થયાં. એ પ્રમાણે-આ જાતનો-વિચિત્ર પ્રકારની નાટકી ક્રીડાઓનો સૂત્રધાર એવો વર્ષાઋતુનો આરંભકાળ પોતાનાં જુદાં જુદાં રૂપો બતાવતો આવી લાગ્યો.

હવે એકવાર રાજા જ્યારે સભામંડપમાં સુખાસન ઉપર બેઠેલો હતો ત્યારે તેને પ્રણામ કરીને દ્વારપાળે વિનંતિ કરી કે, હે દેવ! ત્રણે કાળના બનાવોને જાણનારો જોગાણંદ નામનો એક નૈમિત્તિક-જોશી આપને મળવા માટે બારણા પાસે આવીને ઊભો છે. એ માટે આપનો શો આદેશ છે? રાજા બોલ્યોઃ શીઘ્ર એને મારી પાસે તેડી લાવો. 'જેવી આપની આજ્ઞા' એમ કહીને દ્વારપાળ પેલા જોશીને રાજા પાસે તેડી ગયો. રાજાને આશીર્વાદ આપીને એ જોશી ઉચિત સ્થાન ઉપર બેઠો. રાજાએ તેને ફૂલો આપ્યાં અને તાંબૂલ આપી તેનું આદરમાન કરી તેની સાથે વાતચિત કરવા માંડી-આપ

## મૂઢદૃષ્ટિના દોષ વિશે શંખનું કથાનક પાંચમું.



જે માનવ, સમકિત સંબંધી શંકા, કાંક્ષા વગેરે દોષો ન આચરતો હોય અને સમકિતના માર્ગમાં સ્થિર લક્ષ્યવાળો હોય છતાં તેણે અસત્ સંકલ્પને પોષનારું એવું મૂઢદૃષ્ટિપણું છોડવું જ જોઇએ. દૃષ્ટિ એટલે દર્શન, જેનું દર્શન મૂઢ છે, વિવેક વગરનું છે-ઉપરચોટિયું છે તે મનુષ્ય મૂઢદૃષ્ટિ કહેવાય. પોતાના ધર્મમાં સ્થિર રહેલો મનુષ્ય બીજા બીજા ધર્મવાળાઓને બાહ્ય ઋદ્ધિનો આડંબર-બાહ્ય પ્રભાવ, ચમત્કાર વગેરેને જોઇને પોતાના ધર્મ વિષે વ્યામોહ પામે તે તેની દૃષ્ટિની મૂઢતા કહેવાય. બાહ્ય ઋદ્ધિનો આડંબર પણ અનેક પ્રકારનો છે. નવાં નવાં જુદાં જુદાં રૂપો કરવાની શક્તિ, આકાશમાં ગમન-ચાલવાની શક્તિ વગેરે. વળી બીજું, મંત્ર વગેરેની સિદ્ધિ, લોકપૂજા તથા રાજા વગેરે તરફથી થતાં સન્માન સત્કાર પૂજા વગેરે. આ બધો આડંબર બીજા બીજા કુતીર્થિકોમાં હોય છે એ જોઇને જે પોતાની શ્રદ્ધામાં વ્યામોહ પામે-જેની દૃષ્ટિ પોતાના સ્થિર ધર્મથી ચલિત થઇ મુંઝાઇ જાય તે માનવ મૂઢદૃષ્ટિ. જાણવો. મૂઢદૃષ્ટિ એ એક પ્રકારનો સ્વભાવ-ગુણ છે. તે સ્વભાવ જેનામાં હોય તે પણ ગુણ અને ગુણી વચ્ચે અભેદનયની ભાવનાની અપેક્ષાએ મૂઢદૃષ્ટિ કહેવાય. આ મૂઢદૃષ્ટિ-પણાનો અતિચાર છે અને એ સમકિતના માર્ગને દૂષિત કરે છે. કુતીર્થિક અને અસંયત લોકો કેવા કેવા પ્રકારના ચમત્કારો બતાવી શકે છે અને તેમની પાસે કેવા કેવા પ્રકારની ઋદ્ધિઓ છે તથા તેમનો લોકો તથા રાજા વગેરે મોટા માણસો કેટલો બધો સત્કાર કરે છે તે જુઓ. ત્યારે સુમુનિના માર્ગને પામેલા એવા અમારી પાસે તો તેમાંનું થોડું પણ નથી અર્થાત્ અમે પવિત્ર ધર્મમાં સ્થિર છીએ છતાં અમારી પાસે કોઇ ચમત્કાર શક્તિ જ દેખાતી નથી. એથી એમ માલૂમ પડે છે કે આ જિનશાસનનો ધર્મ નવો-આજકાલનો-હોવો જોઇએ અથવા એ ધર્મનો ઉપદેશક કોઇ, અતિશય જ્ઞાન વિનાનો હોવો જોઇએ. આ પ્રમાણે જેમના હૃદયમાં કુવિકલ્પો ઊઠ્યા કરે છે અને તેથી જેઓ મુંઝાયા કરે છે અને પોતાના સત્ય ધર્મથી ચલિત થઇ જાય છે તેઓ મૂઢદૃષ્ટિ કહેવાય. પરંતુ એઓ એમ જાણતા નથી કે આ સમય હુંડ અવસર્પિણી છે, દુષ્ષમકાળ છે એટલે હડહડતો કલજુગ છે અને ભસ્મગ્રહ વગેરે ભારે દોષો લાગેલા છે તેથી જ નિર્દોષ એવું શ્રી જિન-શાસન છતાં લોકોમાં પૂજ્ય બનેલું નથી અર્થાત્ કાળના દોષને લીધે અને ગ્રહના દોષને લીધે શ્રી જિનશાસનનો મહિમા વધેલો નથી. જો કદાચ અબુઝ એવા ઘણા લોકો કુતીર્થિકોના મતને કોઇપણ રીતે માને છે, પૂજે છે અને સ્વીકારે છે અને શ્રી જિનશાસનને માનતા નથી તો શું એટલામાત્રથી જ શ્રી જિનશાસન નિંદિત બનેલું કહેવાય ખરું? દાખલા તરીકે, ગુણવાળા હાથીઓના દાંતના ઉપયોગનો અર્થી માનવ, લોકોમાં બહુમાન પામતો નથી તો શું એટલા માત્રથી જ હાથીદાંતની કિંમત ઘટી જાય ખરી? એ જ

પૂછ્યું કે આ નગરમાં એવો કોણ પુરુષ છે જે રૂપમાં, સ્વભાવમાં, બોલવા ચાલવામાં અને એમ બીજી બધી રીતે બરાબર મારી સરખો જ હોય પ્રધાનોએ બરાબર નક્કી વિચારીને રાજાને કહ્યું: હે દેવ! શંખ નામના પુરોહિતનો પુત્ર **પ્રભાકર** બરાબર તમારી સરખો છે, તમારામાં અને એ **પ્રભાકર**માં કશો જ ભેદ જણાતો નથી અને એ સિવાય બીજો કોઇ તમારી જેવો આપણા નગરમાં નથી એવું અમને લાગે છે. પછી રાજાએ એ હકીકતની ખાત્રી કરવા સારુ એ **પ્રભાકર**ને જ પોતાના કપડાં ઘરેણાં વગેરે પહેરાવીને અને બીજો પણ પોષાક બરાબર પોતાની જેવો જ સજાવીને તથા પોતાના નોકરો, હજુરિયાઓ અને બીજા ચાકરો તેને સાથે આવી એ બનાવટી રાજા **પ્રભાકર**ને અંતઃપુરમાં મોકલ્યો. અંતઃપુરમાં આવેલો **પ્રભાકર** તદ્દન રાજાની સરખો જ જણાવાથી અંતઃપુરમાં રહેનારી રાણીઓ અને દાસીઓએ જાણ્યું કે ચોક્કસ રાજાજી જ પધાર્યા છે અને એમ ધારીને રાજાને માન આપવા માટે તે બધી ઊભી થઇ ગઇ અને એ અંતઃપુરમાં રહેનારી દાસીઓએ એ બનાવટી રાજા **પ્રભાકર** માટે માન સહિત આસન વગેરે આણી આપ્યાં. એ **પ્રભાકર** તો (ત્યાં કશું જ) ઇચ્છતો નહોતો તેથી તે ક્ષણવાર બેસીને તુરત જ ત્યાંથી પાછો ફર્યો. પોતે પહેરેલો વેષ વગેરે રાજાને પાછું સોંપી દઇ તે **પ્રભાકર** પોતાને ઘરે ગયો. પછી થોડીક વારમાં જ રાજા પોતે અંતઃપુરમાં પહોંચ્યો અને અંતઃપુરમાં રહેનારી રાણીઓએ તથા દાસીઓએ પૂર્વની પ્રમાણે જ રાજાનો આદર-સત્કાર કર્યો અને તેઓએ રાજાને પૂછ્યું: હે દેવ! તમે પોતે હમણાં જ થોડીક વાર પહેલાં અંતઃપુરમાં પધારેલા છતાં કેમ કશું જ બોલ્યા નહીં? કશો હુકમ પણ કર્યો નહીં? રાજાએ પોતાની મુખાકૃતિનો ભાવ છુપાવીને કહ્યું કે–એ વખતે મારું મન વિક્ષેપવાળું હતું તેથી તમારી સાથે હું કાંઇ બોલી શક્યો નહીં તેમ તમને કાંઇ કામ પણ ચીંધી શક્યો નહીં.

આ પ્રમાણે પેલા **પ્રભાકર**ને બરાબર પોતાની સરખો જ જાણીને અને અંતઃપુરમાં રહેનારી બાઇઓ સાથે થોડીક વાર વાતચિત કરીને ત્યાંથી પાછો ફરી, રાજા સભાભવનમાં ગયો. શંખ પુરોહિતને બોલાવ્યો અને તેને સુખાસનમાં બેસારી તેની સાથે આદરપૂર્વક વાતચિત કરી અને કહ્યું કે–આજે રાત્રે મને સ્વપ્ન આવ્યું છે અને તેમાં મેં ઘણા સોગન આપીને તારા પુત્ર **પ્રભાકર**ને મારું રાજ આપી દીધું. મારે આ મારું સ્વપ્ન ખરું પાડવું છે એથી હું તારા પુત્રને મારું રાજ ખરેખરી રીતે આપવા ઇચ્છું છું અને એ રીતે મારા સ્વપ્નને સાચું કરવાનો છું. શંખ બોલ્યો: આવી જાતના બનાવો એટલે સ્વપ્નને સાચું કરી બનાવવાના બનાવો તો કથાઓમાં પણ ક્યાંય સાંભળ્યા નથી તો એમ શા માટે કરવા ઇચ્છો છો? રાજા બોલ્યો: એમાં અયુક્ત શું છે? જેમને આપણે આપણા ગુરુજન માનતા હોઇએ તેમને સર્વસ્વનું સમર્પણ કરવું એ તો ઉચિત જ છે. આ સાંભળીને વિસ્મય પામેલો શંખ બોલ્યો: જેવી આપની આજ્ઞા.

હવે સમય ગુમાવ્યા સિવાય, પ્રધાનો, મંત્રીઓ, શેઠિયાઓ અને સેનાપતિઓ વગેરેની

ક્યાંથી આવો છો? ક્યાં પધારવાના છો? જોશી બોલ્યો: હે મહારાજ! વિદ્યારત્નોના રત્નાકર જેવા વસંતપુરથી તો હું આવ્યો છું અને કંચીપુર તરફ જવાની મારી ઇચ્છા છે. રાજા બોલ્યો: સારું, ત્રણે કાળના બનાવોને જાણવાની તમારી પાસે જે વિદ્યા છે તેમાં તમે કેટલી પ્રગતિ કરી શક્યા છો? જોશી બોલ્યો: મહારાજ! ગુરુકૃપાથી એ બાબત હું થોડુંઘણું જાણું છું. રાજા બોલ્યો: એમ છે તો તમે, હવે થોડા જ દિવસોની અંદર કાંઇ વિશેષ પ્રકારનું જે શુભ કે અશુભ થવાનું હોય તે બતાવો. જોશી બોલ્યો: મહારાજ! સાંભળો, આવતી આઠમને દિવસે આખા સૂર્યનો ગ્રાસ કરી નાંખનારું એવું ગ્રહણ થશે. આ સાંભળીને બધો રાજપરિવાર અને સભાલોકો વિસ્મય પામ્યા અને માથું ધુણાવતાં ધુણાવતાં એક બીજાનું મોઢું જોવા લાગ્યા. અકાળે થનારા સૂર્યગ્રહણથી ક્ષોભ પામેલા રાજાએ કહ્યું: હે જોશી! પર્વદિવસ સિવાય એ ગ્રહણ શી રીતે સંભવે? અર્થાત્ ચંદ્રગ્રહણ પૂર્ણિમાને દિવસે થાય છે. અને સૂર્યગ્રહણ અમાવાસ્યાને દિવસે થાય છે, તો એ બન્ને દિવસો સિવાય ગ્રહણ શી રીતે સંભવી શકે? જોશી બોલ્યો. મહારાજ! કદાચ સમુદ્ર સહિત આખી ધરતી પણ ચલિત થઇ જાય તો પણ જે હકીકત કેવળી ભગવાને કહેલી છે તેમાં થોડો પણ ફેર પડતો નથી; પરંતુ એ વિશે વિચક્ષણ પુરુષે સારી રીતે વિચાર કરવો જોઇએ. 'આ વાતની ચર્ચા સભા વચ્ચે જેમ તેમ કરવી ઠીક નથી જણાતી' એમ સમજીને રાજાએ સભાને બરખાસ્ત કરી દીધી, બધા સભાજનો ચાલ્યા ગયા અને ત્યાં એકાંત થઇ ગયું. પછી રાજાએ પેલા જોશીને આદરપૂર્વક પૂછ્યું: હે જોશીજી! તમે હવે સ્પષ્ટપણે કહો કે તમે જે સર્વગ્રાસી સૂર્યગ્રહણની વાત કહો છો તેમાં સૂર્ય કોને સમજવો? અને પૂર્વ પ્રમાણે પર્વદિવસ આવ્યા સિવાય તેનું ગ્રહણ કેમ કરીને થાય? નૈમિત્તિક બોલ્યો. મહારાજા ઠીક પૂછ્યું. મેં કહેલા સર્વગ્રાસી સૂર્ય ગ્રહણમાં જે સૂર્ય છે તે તું પોતે જ છો અને એનું સર્વગ્રાસી ગ્રહણ એટલે તારું મરણ છે. આ સાંભળીને ભય પામેલો રાજા પોતાનાં સર્વ અંગનાં આભરણો ઉતારીને અને એ જોશીને આપી દઇને કહેવા લાગ્યો: હે જોશીજી! આ મારું મરણ અટકે એવો કોઈ ઉપાય છે? જોશી બોલ્યો જરૂર છે, પરંતુ તે તું કરી શકીશ નહીં. રાજા બોલ્યો: જીવનને સાચવવા માટે શું ન કરી શકાય? નૈમિત્તિક બોલ્યો. જો એમ છે તો મહારાજ! સાંભળો, તું રૂપ, યૌવન અને સ્વભાવમાં બરાબર તારા જેવા કોઇ પણ માણસને તારી ગાદી આપી દે અને તેનો રાજ્યાભિષેક કર, પછી તું એ રાજાની આજ્ઞામાં તેની પાસે હાથ જોડીને એક નોકરની જેમ હાજર રહે. આ પ્રમાણે તારે આઠમનો દિવસ આવતાં સુધી કરવાનું છે જેથી જે અકસ્માત્ નડવાનો છે તે તને નહીં નડતાં પેલા નવા બનાવટી રાજાને નડશે અને તેનો વિઘાત થતાં તું બચી જઇશ. રાજાએ આ વાત સ્વીકારી લીધી. પછી આદરસત્કાર કરીને નૈમિત્તિકને જવાની સંમતિ આપી.

પછી રાજાએ એ વિશે પોતાના પ્રધાનને બોલાવી તેમની સાથે વાતચિત કરી અને

હે વત્સ! તારો વિરહ થતાં મારું જીવતર હવે જગતમાં વિડંબનાપાત્ર બન્યું. રાજાની મારા તરફની આદરવૃત્તિ પણ મને ગમતી નથી અને જેને હમણાં ફાંસીએ ચડાવવો છે એવા વધ્ય પુરુષને કોઈ સારાં વસ્ત્ર, ઘરેણાં પહેરાવી સુશોભિત કરે તો જેમ તે, તેને ન ગમે તેમ મને પણ હવે રાજાનો આદર ગમતો નથી. અથવા હે કુવલયને-પૃથ્વીમંડળને આનંદ આપનાર રાજા ચંદ્ર! તેં જે આ મારી સાથે મિત્રદ્રોહ કર્યો તે શું ઉચિત કહેવાય? અથવા કુવલયને-ચંદ્રવિકાસી કમળોને-આનંદ આપનાર ચંદ્ર, મિત્રનો-સૂર્યનો વિરોધ કરે જ છે એ જગમાં જાણીતી વાત છે. એ પ્રમાણે ઘણું ઘણું ઘણે પ્રકારે બડબડતો, માથું અને છાતી કૂટતો તે શંખ પુરોહિત મૂર્છાને લીધે જેની આંખો વીંચાઈ ગઈ છે એવો થઈને ભોંય ઉપર પડી ગયો. તેની આવી વિષમ પરિસ્થિતિ જોઈને રાજાના માણસોએ તેને કહ્યું કે-હે ભદ્ર! તું શા માટે સંતાપ પામે છે? તારો એ દીકરો તો ધન્ય થઈ ગયો કે જેણે રાજાને બદલે જ પોતે મરીને રાજાને બચાવી લીધો. જે લોકો રાજાએ આપેલો ગામગરાસ લાંબા સમય સુધી ભોગવે છે અને રાજાના કૃપાપાત્ર બનેલા છે છતાં તેઓ રાજાના કશાય કામમાં આવતા નથી અને વૃદ્ધાવસ્થા આવતાં તેમનો દેહ ભાંગી પડતાં તેઓ ખાટલે પડ્યા પડ્યા જ મોતને તાબે થાય છે એવા લોકોને કોણ વખાણે? પોતાના સ્વામીના-રાજાના કામ માટે પૈસો, પુત્ર અને સ્ત્રીઓ શું હિસાબમાં છે? એવા પણ સ્વામિભક્ત લોકો પડ્યા છે કે જેઓ પોતાના સ્વામીના કામ માટે તણખલાની પેઠે પોતાની જિંદગીને અને દેહને પણ શીઘ્ર જોખમમાં મૂકી શકે છે.

ઇત્યાદિ અનેક પ્રકારનાં શાંતિદાયક વચનોવડે લોકોએ તે શંખ પુરોહિતને શાંત થવાને સમજાવી જોયો છતાંય તે પુરોહિતનો લેશ પણ શોકનો આવેગ ઓછો ન થયો અને તેણે ભૃગુપાત કરીને એટલે કોઈ પહાડના શિખર ઉપરથી પડીને આપઘાત કરવાનું મનમાં નક્કી કર્યું. અને એમ નક્કી કરીને તે એકલો જ ત્યાંથી પોતાના નગરમાંથી નીકળી ગયો. રોજ ને રોજ ચાલતા ચાલતાં તે કુસુંભપુર નામના નગરે પહોંચ્યો, ત્યાં બહારની વાડીમાં એક સ્થળે તેણે ઉતારો કર્યો અને ત્યાં તેણે સમસ્ત પરમાર્થમાં વિચક્ષણ તથા વિમળ અવધિજ્ઞાનરૂપ નેત્રવડે જેણે જીવલોકના વિચિત્ર ભાવોને જાણેલા છે એવા **સુધર્મા** નામના આચાર્ય દીઠા એ આચાર્ય ત્યાં નાગરિક લોકોની સભામાં ધર્મનો ઉપદેશ કરતા હતા. એને જોઈને પોતાનો શોક દૂર કરવા સારુ તે શંખ પુરોહિત તેની પાસે ગયો અને તેને પ્રણામ કરીને નીચે જમીન ઉપર બેઠો.

જ્યારે એ આચાર્ય ધર્મોપદેશ કરતા હતા ત્યારે તેની પાસે એક નિર્બળ પુરુષ તે જગ્યાએ આવ્યો. આવેલો એ પુરુષ ઘણા પ્રકારના રોગોથી પીડાતો હતો, અકાળે સુકાઈ ગયેલ તુંબડા જેવું એનું માથું હતું, બન્ને હોઠો વળી ગયેલા વાંકા હતા, નાક બરી પડેલું હતું અને આંખો પણ સારી ન હતી. એની બન્ને ભુજાઓનાં હાડકાં ઠેકઠેકાણે

રૂબરૂમાં પ્રભાકરને રાજ્યાભિષેક કરી રાજાએ પોતાની ગાદી ઉપર બેસાડ્યો અને એક પોતાની સ્ત્રી સિવાય બીજી બધી રાજ્યલક્ષ્મી બધી રીતે રાજાએ પ્રભાકરને સોંપી દીધી અને તેને રાજા તરીકે પ્રણામ પણ કર્યાં. તે વખતે બીજા સાધારણ જેવા માણસો જે પોતપોતાને ઉચિત સ્થાને બેઠેલા હતા તેમણે બધાએ ! અરે ! હાય ! હાય ! આ શું કર્યું' એમ હાહાકાર કર્યો. અને તેમના ખ્યાલમાં આમ રાજ્યબદલી કરવાનું ખરું કારણ ન આવ્યું તેથી તે બધા લોકો વ્યાકુળ થઇ ગયા. પેલા પ્રભાકરે તો રાજ્યનો સ્વીકાર કર્યો અને રાજ્યમાં બધે સ્થળે પોતાની આણ અશંકપણે ફેરવી દીધી અને રાજ્યનાં કામ જોતાં પણ તેનું મન પરોવાઇ ગયું.

હવે જ્યારે આઠમો દિવસ આવ્યો ત્યારે નવો રાજા પ્રભાકર પોતાની સભામાં બેઠો હતો, તેની પાસે પ્રધાનો બેઠા હતા અને પેલો અસલ રાજા સભાના કોઈક ખૂણામાં ભરાઇને બેઠો હતો અને સિંહાસન ઉપર બેઠેલા રાજા પ્રભાકરની બન્ને પડખે ચામરો ઢળાઇ રહ્યાં છે, તેની આગળ નાટારંભ ચાલી રહ્યો છે એવામાં એકદમ અકસ્માત્ તડતડ એવા ભારે અવાજને લીધે લોકોને ભયભીત કરી નાખે એવી તડતડ કરતી એ નવા રાજાના માથા ઉપર જાણે કે રુઠેલા યમની દૃષ્ટિ ન હોય એવી નિષ્ઠુર વિજળી પડી. અને વિજળી પડતાં જ રાજા પ્રભાકર તત્કાળ બળીને રાખ થઈ ગયો 'હાય ! હાય ! આ શું થયું' એમ કરતા રાજાના બધા માણસો ચારે દિશામાં ભાગી ગયા અને આખા શહેરમાં ભારે અવ્યવસ્થા થઇ ગઈ.

બરાબર આ જ વખતે, નવા રાજાના મરણને લીધે જેનો મૃત્યુભય ખસી ગયેલ છે એવો રાજા ચંદ્ર ભારે ઝુલથી સુશોભિત થયેલા એવા જયકુંજર નામના હાથી ઉપર ચડ્યો અને વિશિષ્ટ પ્રકારના પુરુષો, ઘોડાઓ, રથો અને યોદ્ધાઓને સાથે લઈને એ બહાર નીકળ્યો. બહાર નીકળી તેણે નગરજનોને આશ્વાસન આપ્યું અને પોતે પૂર્વની પેઠે રાજ્યનાં કામો સંભાળવા તરફ ધ્યાન દેવા લાગ્યો. પોતાના પુત્ર પ્રભાકરને ચંદ્ર રાજાએ પોતાનું રાજ્ય શા માટે આપેલું ? એનો ખરો હેતુ હવે આ શંખ પુરોહિતનાં ધ્યાનમાં આવી ગયો અને પોતાના પુત્રના મરણને લીધે એને ન સહી શકાય તેવો અત્યંત શોક થયો અને જાણે કે માથે વજ્ર પડ્યું હોય એવું ભયાનક દુઃખ થયું. એને લીધે તે બબડવા લાગ્યો:

હે દુષ્ટ દેવ ! હે નિર્દય ! હે વિના કારણે વેરને ધારણ કરનાર ! હે નમેરા મર્યાદા વગરના ! તું આ જાતના સુપુરુષરૂપ રત્નને ભાંગી નાખવાની પ્રવૃત્તિમાં શા માટે પડ્યો ? હે પ્રજાપતે ! આવા ગુણના ભંડાર સમાન માનવનું તેં પણ રક્ષણ શા માટે ન કર્યું ? આવા સુપુરુષોને લઇ લીધા પછી આ સંસારમાં તેનો બીજો નમૂનો મળવાનો નથી અને આવો બીજો નમૂનો મળ્યા વિના હે પ્રજાપતે ! તું બીજા સુપુરુષોને શી રીતે ઘડી શકીશ ?

તેણે પેલા બ્રાહ્મણને જોઇને નજરોનજર જોયેલી હોવાથી તે હવે તો પેલા ધર્મોપદેશક આચાર્યના પગમાં જ ઢળી પડ્યો અને એમને પોતાનો વિચાર કહી સંભળાવ્યો. ગુરુએ તેને બોધ આપ્યો. હે ભદ્ર! જેનો ઉપાય થઇ શકે એમ જ ન હોય એવા પ્રકારનું દુઃખ આવતાં તેમાંથી બચવાનો ઉપાય ધર્મ સિવાય બીજો કોઇ નથી, માટે આપઘાત કરવાના આ તારા અનિષ્ટ વિચારને તજી દે, સુકૃત કરવાનાં બાનાં નીચે તું આપઘાત કરી આ લોક અને પરલોક એ બન્ને લોકથી વિરુદ્ધ એવી આ અધર્મની પ્રવૃત્તિને છોડી દે આપઘાત કરી તું અધર્મ ઉપાર્જન ન કર. આ સાંભળી તે પુરોહિત બોધ પામ્યો અને તેણે એ આચાર્યની પાસે દીક્ષા સ્વીકારી અને કઠોર એવાં તપ અને સંયમને સાધવા લાગ્યો તથા સાધુઓની સેવા કરીને તેમનું વિનયકર્મ કરવા લાગ્યો.

જ્યારે ગુરુએ જાણ્યું કે એ શંખ મુનિ સૂત્રો ને અર્થ સાથે સારી રીતે ભણી ચૂક્યા છે ત્યારે કોઇવાર તેને એકલા વિચરવાની રજા આપી અને એ રીતે એકલા વિચરતા તે મહાત્મા ગામોમાં, આકરોમાં ફરતા ફરતા કલિંગ દેશમાં પહોંચ્યા. ત્યાં એ વખતે એક કાલસેણ નામનો તાપસ-પરિવ્રાજક સંન્યાસી રહેતો હતો એણે લિંગજક્ખ નામના યક્ષને સાધીને પોતાને તાબે કરેલો હતો, ત્રિલોકાપશાચિકા વગેરે અનેક વિદ્યાઓને સિદ્ધ કરી હતી. એ દેવતાએ રચેલા આકાશમાં અદ્ધર રહેતા સો પાંખડીવાળા કનક-સોનાના આસન ઉપર બેસીને કણ્ણપિસાઇયા નામની વિદ્યાની સહાયથી ભૂતકાળના અને ભવિષ્ય કાળના બધા બનાવોને કહી બતાવતો હતો અને તેથી એમ પણ ગર્વ સાથે કહેતો હતો કે 'કમલાસન બ્રહ્મા તો બધી હકીકત ચાર મુખોવડે કહે છે ત્યારે તે જ બધી હકીકતોને હું મારા એક જ મુખથી કહી શકું છું.' એ તાપસ એવો ચમત્કારવાળો હોવાથી તેની પાસે ઘણા રાજાઓ તથા બીજા માણસો નિરંતર આવતા જતા રહેતા અને તેથી તે બધાની સેવા મેળવીને એ તાપસ, સામાન્ય લોકોને ઠગવાની પ્રવૃત્તિ કરતો. અહો આની શક્તિ કેવી? પ્રભાવ કેવો? રૂપસંપત્તિ વળી કેવી? ત્રણે કાળનું જ્ઞાન પણ એનુ કેવું અસાધારણ? એમ જાણીને પ્રમોદ ધારણ કરતો સામાન્ય માનવ દૂરથી પણ આવીને તેને ગુરુની પેઠે અને દેવની પેઠે પૂજતો. તે તાપસના લોકોથી થતા તે પ્રકારના અતિશય-વર્ણના સત્કાર, પૂજા અને પ્રશંસા એ બધાંને રોજ ને રોજ પોતાની નજરે નિહાળતો શુભ ભાવિત મતિવાળો પેલો શંખ સાધુ પણ તેમાં મોહી પડ્યો એટલે સમ્યગ્દર્શન મોહનીય કર્મના ઉદયની પ્રબળતાને લીધે તેનું સમકિત ખસી ગયું એટલે જૈનધર્મ ઉપરની શ્રદ્ધા ઢીલી પડી ગઇ અને તેનાં સમકિતનાં પુદ્ગલો ખરી પડ્યાં એથી તે વિચારવા લાગ્યો.

શાસ્ત્રોની કથાઓમાં બધાય તીર્થંકરોના ચોત્રીશ અતિશયો વર્ણવેલા છે, વિશેષ માહાત્મ્યવાળું ગણધરોનું ચરિત્ર પણ એ કથાઓમાં જ ગવાયેલું છે. વળી બીજા વૈક્રિય લબ્ધિવાળાઓ તથા મનઃપર્યાય જ્ઞાનવાળાઓની પણ બહુ પ્રકારની વર્ણના આવે છે તથા ચૌદ પૂર્વધરોની આશ્ચર્યકારક શક્તિનાં પણ વર્ણનો સાંભળવામાં આવે છે, ત્યારે વર્ત-

વળી ગયેલાં હતા, છાતી અને કપાળની જગ્યા બેસી ગયેલી હતી, એના બન્ને ગાલ પણ ખરાબ રીતે ફુલેલા હતા, એની બન્ને જાંઘ, બન્ને ઢીંચણ માંસ વિનાના, લોહી વિનાના અને ખીલા જેવા હતા, એવો એ આવેલો પુરુષ કદ્રૂપો હતો. એવા એ પુરુષને જોઇને ત્યાં બેઠેલા લોકોના મનમાં તત્કાળ કરુણાનું પૂર ઉભરાઇ આવ્યું તેથી તે લોકોએ એ પુરુષ સંબંધે આચાર્યને પૂછયું. હે ભગવંત ! કયા કર્મ–પાપના પરિણામને લીધે આ પુરુષની આવી વિષમ દશા થઈ આવી છે ? આચાર્ય બોલ્યા કે સાંભળો—

આ માણસ, એના આગલા જન્મમાં અતિક્રોધી એવો બ્રાહ્મણ હતો. લોકોએ જ્યારે **પર્વતયાત્રા**–પર્વતનો ઉત્સવ શરૂ કર્યો અને તે વખતે લોકો બધા ભેગા મળીને ચચ્ચરીઓ ગાવા લાગ્યા તથા બીજી પણ સંગીત વગેરેની અનેક ક્રીડાઓ કરવા લાગ્યા તથા સ્વચ્છંદપણે પરસ્પર પીણું પીવાં લાગ્યા અને ભોજન કરવા લાગ્યા તે વખતે આ બ્રાહ્મણને કોઈએ કાંઇ આપ્યું નહીં તેથી એને તત્કાળ પોતાની જાત ઉપર ભારે ક્રોધ ચડ્યો. ક્રોધના અગ્નિથી આકુળ આંખોવાળો એ બ્રાહ્મણ ઉચિત અનુચિતનો કશો વિચાર ન કરી શકયો અને ગિરિના શિખર ઉપરથી નીચે પડતું મૂકીને પોતાની જાતે આપઘાત કરીને મરી ગયો. એવી રીતે એ બ્રાહ્મણના પડવાથી જ્યાં એ પડ્યો તે જગ્યામાં આવેલાં કીડી વગેરે અનેક નાનાં નાનાં જીવો કચરાઈ ગયાં અને મરણ પામ્યાં તેથી એ બ્રાહ્મણને ભારે હિંસા લાગી, તેથી થયેલા પાપને પરિણામે અને પોતે કરેલા આપઘાતના પાપને પરિણામે તેણે અશુભ કર્મ સંચિત કર્યું. પછી આ બ્રાહ્મણ તિર્યંચ વગેરેના અવતારોમાં જન્મ્યો. ત્યાં તેણે ઘણું પ્રકારનાં કષ્ટો અનુભવ્યાં અને હવે તે પાછલું કર્મ બાકી રહેલું હોવાથી આ જાતનું કદરૂપાપણું પામી મનુષ્યના જન્મમાં આવેલો છે.

મનુષ્ય જન્મમાં અવતરેલા એ બ્રાહ્મણના શરીરમાં વાયુનો ભારે પ્રકોપ થયેલો છે તેથી તેનું આખું શરીર સુકાઈ ગયેલું છે અને તેના હાડકાંનાં બંધોના સાંધા પણ સુકાઇ ગયેલા છે. ઊભા સુકાયેલા ઝાડની પેઠે તેના આખા શરીરની કાંતિ પણ રુક્ષ થઈ ગયેલી છે. તેના બન્ને પગ તદ્દન મેળ વગરના છે અને થરથરે છે, બન્ને ઢીંચણ ઢળી ગયેલા છે અને કડનો ભાગ તો કળાતો જ નથી. એવો એ બ્રાહ્મણ 'મારા જીવતરમાં ધૂળ પડી' એમ બોલતો ભારે દુઃખ અનુભવે છે. તો જેમ ધર્મ, બીજા જીવોની રક્ષા માટે કહેવામાં આવેલો છે તેમ તેને આત્મરક્ષા માટે પણ સમજવાનો છે અને એ રીતે સ્વ અને પર એ બન્નેનું ધર્મદ્વારા રક્ષણ કરવું જોઇએ. જે માનવ, કોઇના વિયોગના દુઃખને લીધે અથવા મનમાં ક્રોધ, લોભ, માન, માયા વગેરે દુર્ભાવો લાવીને આપઘાત કરવા પ્રયત્ન કરે તે લાંબા સમય સુધી સંસારમાં ફર્યા જ કરે છે.

એ પ્રમાણે એ આચાર્યના એ ઉત્તમ પ્રકારનાં ઉપદેશ વચનો સાંભળીને પેલો પુરોહિત કાંઇક શાંતિ પામ્યો અને તેનો શોક થોડો ઘણો દૂર થયો અને આપઘાત કરવાથી કેવાં કેવાં ભયાનક કષ્ટો ભોગવવાં પડે છે તથા કેવાં કેવાં કડવાં ફળો ચાખવાં પડે છે એ હકીકત

# સમ્યક્ત્વને પોષનારાં ચાર અંગો

## ઉપબૃંહણાના અતિચાર વિષે રુદ્રસૂરિનું કથાનક છઠ્ઠું.

શંકા, કાંક્ષા વગેરે કરવાથી સમકિતમાં અતિચાર લાગે છે એ હકીકત કહ્યા પછી ઉપબૃંહણા, સ્થિરીકરણ, વાત્સલ્ય અને પ્રભાવના એ સમકિતને પોષનારાં ચાર અંગો છે. એ વિષે પણ હમણાં થોડું કહેવામાં આવે છે. ગુણોની પ્રશંસા કરવી તેનું નામ ઉપબૃંહણ અથવા ઉપબૃંહા. અહીં ગુણો એટલે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય વગેરે નિર્વાણસાધક ઉત્તમ ગુણોને સમજવાના છે. જ્ઞાન એટલે યથાર્થ હકીકતની નિશ્ચિત સમજણ. દર્શન એટલે તત્ત્વ તરફની રુચિ. કર્મના સમૂહને વ્યર્થ કરે તે ચારિત્ર અને આત્માને તપાવીને શુદ્ધ બનાવે તે તપ. જીવની વિશેષ પ્રકારની સ્ફુરણાનું નામ વીર્ય–પુરુષકાર–પરાક્રમ. જેનાવડે કર્મો દૂર થાય તેનું નામ વિનય. લોકાપવાદનો ભય એ લજ્જા. એ વગેરે આત્મધર્મને પોષણ આપનારા ગુણો અહીં સમજવાના છે. જેનામાં એ ગુણો હોય એ સાધુ હોય કે ગૃહસ્થ હોય, તેમની ઉચિતતા પ્રમાણે ઉપબૃંહણા ન કરવામાં આવે–તેમનો ગુણો તરફ ઉત્સાહ વધે એ રીતે તેમનો આદર, સત્કાર કે પ્રશંસા ન કરવામાં આવે તો સમકિતમાં અતિચાર લાગે છે, એમ પૂર્વપુરુષોએ કહેલું છે. કોઇ મનુષ્ય જીવ વગેરે તત્ત્વો તરફ રુચિ ન રાખે તો અને જેમ સમકિતનું દૂષણ ગણવામાં આવે છે તેમ જે મનુષ્ય, વિદ્યમાન ગુણોનો આદર ન કરે એને પણ સમકિતનું દૂષણ જણાવેલું છે. જેમ ગુંજારવ કરતું ભમરાનું ટોળું અધખીલેલી માલતીની કળીની આપમેળે પ્રશંસા કરે છે તેમ કોઇ માણસ યુદ્ધમાં કાયર હોય છતાં જો તેનો સ્વામી તેનું વિશેષ સન્માન કરે–તેને ઉત્સાહિત કરે તો જરૂર તે બીકણ પણ શૌર્ય કેળવવા પ્રયત્ન કરે છે તેમ સમ્યગ્દૃષ્ટિવાળો મનુષ્ય તો સહજભાવે જ સદ્ગુણની પ્રશંસા જરૂર કરે જ. સામા માણસમાં ગુણ ઓછો હોય તો પણ તેને ઉત્સાહિત કરવામાં આવે–તેના ગુણની પ્રશંસા કરવામાં આવે તો જરૂર તે બીજા સદ્ગુણો મેળવવા પ્રયત્ન કરે જ. જેનામાં ગુણો ખરેખર વિદ્યમાન હોય છતાં જો તેમનો ઉચિત રીતે આદર ન થાય–પ્રશંસા ન થાય તો પછી જેમને મેળવતાં ભારે કષ્ટ પડે છે એવા ગુણો તરફ કોને આદર રહેશે, માટે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વિનય વગેરેમાંનો જે કોઇ ગુણ ભલે તે કોઇની પાસે ઓછો વધતો હોય તો પણ તેનો આદર કરવો જરૂરી છે; માટે ગુણના આદરને સમકિતનું અંગ સમ-

માનમાં તો એવો કોઈ થોડો ચમત્કાર દેખાતો નથી અને બીજા ધર્મોમાં તો એવા ચમત્કારો આજે પણ દેખાય છે તો શું જૈન શાસ્ત્રોમાં વર્ણવાયેલા તેવા ચમત્કારો મિથ્યા હશે. એ પ્રમાણે એ શંખ મુનિ વિમૂઢતાને પામ્યો અને તેના મનની સમકિતશુદ્ધિ હણાઇ ગઈ. એવી જ સ્થિતિમાં તે કેટલોક સમય સુધી જીવીને પછી મરણ પામ્યો અને કિલ્બિષિક નામના વ્યંતરોમાં જન્મ પામ્યો સુકૃત કર્મોને અનુસારે તેનાં ફળરૂપ વિષય સુખોને અનુભવીને તે, એ વ્યંતરયોનિમાંથી ચ્યુત થયો અને પછી હલકા કુલમાં પુત્રપણે અવતાર પામ્યો.

એ હલકા કુળમાં જન્મેલો તે, વિષય મહાદુર્ગતિને લીધે ઉત્પન્ન થયેલ દુઃખોને અનુભવતો હતો અને તેની વિવેકબુદ્ધિ ઉપર મિથ્યાત્વરૂપ ભારે ધૂળ વળી ગયેલી હોવાથી તે તદ્દન ઢંકાઈ ગયેલી હતી. તેણે પૂર્વ જન્મમાં, સારા સારા મુનિઓએ આચરેલું, જે ઉત્તમ પ્રકારનું કોઇ પણ વખતે નહીં મેળવેલ એવું ચિંતામણિ રત્ન જેવું ચારિત્ર મેળવેલ હતું તે પણ વિમૂઢ દૃષ્ટિના દોષને લીધે ગુમાવી દીધું છે. એવો વિમૂઢ દૃષ્ટિવાળો શંખ મુનિ અસંખ્ય દુઃખોની ખાણ જેવી પોતાની જાતને બનાવીને સંસારમાં જેમ કોઇ પ્રવાહી માર્ગમાં ફર્યા કરે તેમ ફરવા લાગ્યો. એ પ્રમાણે સન્માર્ગને રૂંધી રાખનારા દૃષ્ટિદોષનો એટલે તેના પરિણામનો બરાબર વિચાર કરીને તેને અટકાવવા પરતીર્થિકોના અનેક પ્રકારના ચમત્કારો જોયા છતાં પણ તે તરફ વ્યામોહ ન રાખવો. જ્યાં સુધી અનંત એવો સંસારસાગર તરવાનો બાકી છે ત્યાં સુધી પારમાર્થિકી વસ્તુ વગરની એવી ખાલી ખાલી ચમત્કારરૂપ એવી એ ઋદ્ધિઓનું એટલે વિદ્યા મંત્ર તંત્ર વગેરેનું શું કામ છે? અર્થાત્ સંસારને તરવા માટે એ ચમત્કારો તદ્દન નકામા છે. વળી, મૂઢ માણસો જેમ ઇંદ્રજાળને જોઇને ચમત્કાર પામે છે તેમ વિશિષ્ટ વિવેકવાળો માનવ, મિથ્યામતિઓના કોઇ પણ ચમત્કારોને જોઇને તેમાં ક્યાંય થોડો પણ ઠગાતો નથી. વળી, સોના સાથે જડેલો કાચ એ કાચ જ છે પરંતુ એ કાંઇ વિશેષ શોભાને પામતો નથી. એકલો પણ નિર્મળ મણિ હોય છતાંય જરાય ન ગમે એવો હોતો નથી. એ જ પ્રમાણે ચમત્કારવાળો પણ મિથ્યામતિ મુક્તિશ્રીનો અધિપતિ થઇ શકતો નથી અને ચમત્કાર વગરનો છતાં સમકિતી માનવ મુક્તિશ્રીનું સ્થાન મેળવી શકે છે. ચૈત્ર મહિનાની ગરમીમાં લાગતી તરસને દૂર કરવા ખરાબ ઘાટ ઉપર બાંધવામાં આવેલી પરબ જેમ શરૂ શરૂમાં સુખકાર લાગે છે અને પછી દુઃખકર થાય છે તેમ સદ્‌બોધ વગર ઘણું તપ કરવાથી જે ચમત્કારી વિદ્યાઓ, મંત્રો અને તંત્રો વિગેરેની સિદ્ધિ મળે છે તે આરંભમાં સુખ આપનારી ભાસે છે પરંતુ છેવટે તે ભારે સંતાપ ઉપજાવનારી બને છે.

સાર–માટે એવા કુતીર્થિકોનો એટલે મિથ્યામતિઓના ચમત્કારો જોઇને શા માટે વ્યામોહ પામવો? એ પ્રમાણે વેશ્યાની જેવા વેશ જેવી પરતીર્થિકોની મિથ્યામતિઓની ચમત્કાર શક્તિઓને જોઇને તેમાં વ્યામોહ ન પામતાં તેમાંથી ચિત્તને દૂર ખસેડવું અને નિશ્ચલ આત્માએ શ્રી જિનભગવાને ઉપદેશેલ પ્રવૃત્તિઓમાં યત્ન કરવો. એ પ્રમાણે શ્રી કથારત્નકોશમાં સમ્યક્ત્વનો વિચાર કરતાં ચોથા અતિચારને પ્રસંગે શંખનું કથાનક પૂર્ણ થયું.

શુભ અને અશુભ કર્મ પુદ્ગલોનો સંબંધ ન થાય એવી પ્રવૃત્તિનું નામ સંવર કહેલ છે. તપશ્ચર્યા કરવાથી કર્મો જરી જાય છે માટે કર્મને જરી જવાનું નામ નિર્જરા કહેલ છે. આત્મા ઉપર લાગેલી કર્મની સંતતિ-વિસ્તારનું નામ બંધ કહેલ છે અને એ સંતતિના ક્ષયનું નામ મોક્ષ કહ્યું છે. આ રીતે તત્ત્વોની સમજ પ્રમાણે ધર્મકરણીમાં જે માનવ આદરપૂર્વક પ્રવૃત્તિ કરે છે તે, એવું કોઇ મંગળમય ફળ નથી જેને તે ન પામી શકે અર્થાત્ વિવેકપૂર્વક ધર્માચરણ કરનારો મનુષ્ય બધું જ કલ્યાણ પ્રાપ્ત કરી શકે છે વળી, ઉપર જે રીતે તત્ત્વોનું સ્વરૂપ અને વિવેચન કરી બતાવ્યું છે તથા મોક્ષની સાધનાનો જે ઉપાય બતાવેલો છે તેના કરતાં બીજાં કોઇ જુદાં તત્ત્વો છે અને મોક્ષનો ઉપાય વળી કોઇ જુદો જ છે એમ કોઈ કહેતું નથી અને જે પ્રાણીઓ ઉપર જણાવેલાં તત્ત્વોને બરાબર નહીં સમજે, તે રીતે આચરણ નહીં કરે તેઓ કોઇ બીજી રીતે મુક્તિને મેળવી શકવાનાં નથી એ નિશ્ચિત વાત છે. તથા જે માનવ ઉપર જણાવેલાં ધર્મ, તત્ત્વનું સ્વરૂપ અને મોક્ષના ઉપાય તરફ થોડો પણ બેદરકાર રહે છે તે માણસ પોતાની જાતને દુનિયાનાં બધાં દુઃખોની ખાણ બનાવે છે.

જ્યારે આચાર્યશ્રી એ પ્રમાણે સુસંબદ્ધ ધર્મનો પરમાર્થ કહેતા હતા તે વખતે એક રુદ્ર નામનો મત્સરવાળો બ્રાહ્મણ તેમને આ પ્રમાણે કહેવા લાગ્યો. તમે જે જીવતત્ત્વ કહ્યું તે બરાબર યુક્તિયુક્ત છે. અને જીવ સિવાયનાં બીજાં બધાં બાકીનાં તત્ત્વો અજીવરૂપ છે માટે એક બીજું અજીવતત્ત્વ જ કહેવું જોઇએ અર્થાત્ એક જીવ અને બીજું અજીવ એ બે જ તત્ત્વો કહેવા જોઇએ અને બાકીનાં બીજાં પાંચ તત્ત્વોની કલ્પના વ્યર્થ છે. પછી ગુરુ બોલ્યા: હે ભદ્ર ! તારું કહેવું બરાબર છે; કિંતુ વસ્તુના સ્વરૂપને વિસ્તારની રીતે કહેવાની અપેક્ષાએ ઉપર-કહ્યા પ્રમાણે સાત તત્ત્વો કહી બતાવેલાં છે. તેની સ્પષ્ટ સમજ આ પ્રમાણે છે:—

મિથ્યાત્વ અને કષાય વગેરેને નહીં રોકવાને લીધે જે કર્મનાં પુદ્ગલનો જીવની સાથે સંબંધ થાય છે તેનું નામ આસ્રવ કહેલ છે તથા મિથ્યાત્વ અને કષાય વગેરેને રોકીને જીવ જે પ્રવૃત્તિ કરે છે તેનું નામ સંવર. અર્થાત્ આસ્રવ કરતાં સંવર તદ્દન ઊલટો પરિણામ છે. કર્મોની જે નિર્જરા થાય છે તેમાં જીવના પુરુષાર્થની અપેક્ષા છે માટે નિર્જરાને પણ એક જુદા તત્ત્વરૂપે જણાવેલ છે એમ આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ બધાં કોઈ સ્વતંત્ર તત્ત્વો નથી પરંતુ જીવ અને કર્મની સાથે સંબંધ રાખનારા તત્ત્વો છે. એટલે એ બધાંને જુદાંજુદાં ન જણાવવામાં આવે તો તે સ્પષ્ટ રીતે સમજી શકાય તેવાં નથી. વળી ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ અને પુદ્ગલ એ બધાં તત્ત્વો કેવળ જડરૂપ છે અને પેલાં આસ્રવ વગેરે તત્ત્વો તો કેવળ જડરૂપ નથી એટલે જીવ અને કર્મ સાથે સંબંધ રાખનારાં એ આસ્રવ વગેરે તત્ત્વોને ધર્માસ્તિકાય વગેરે કેવળ જડ તત્ત્વોની સરખાં પણ કેમ ગણી શકાય? માટે કેવળ જડરૂપ અજીવ તત્ત્વમાં એ આસ્રવ વગેરે પાંચ તત્ત્વોનો સમાવેશ થઇ શકશે જ નહીં એથી તેમને અહીં

જીને જરૂર આદર કરવો જોઇએ. જે માણસ પોતાના પ્રમાદને લીધે કે અભિમાનને લીધે એવા ગુણવાળા પુરુષનો આદરસત્કાર ન કરે-પ્રશંસા ન કરે, તે 'રુદ્ર' નામના આચાર્યની પેઠે પોતાની જાતનો અપકર્ષ કરે છે અને ગુણવાળા મનુષ્યોનો પણ નાશ કરે છે. હવે એ રુદ્રસૂરિની વાત કહેવામાં આવે છે.

પૂર્વ સમયમાં આ જ દેશમાં ગુણસેન નામના એક જૈન-આચાર્ય હતા. એ આચાર્ય કલિયુગના પાપોને ધોઇ નાખવાને અસાધારણ રીતે સમર્થ હતા, પવિત્ર જલાશયની પેઠે સર્વ પ્રાણીઓના સમૂહને પ્રીતિ કરનારા હતા, એમનામાં ન ગણી શકાય એટલા ગુણો હતા. એવા એ આચાર્યને ઘણા શિષ્યસમૂહનો મોટો પરિવાર હતો અને તે સર્વત્ર અપ્રતિબંધપણે વિહાર કરનારા હતા તથા સ્વસમય અને પરસમયના પારગામી હતા. એ આચાર્યે એક વાર 'ગયંદવય' નામના પર્વત ઉપર જઇને દેવવંદન કર્યું અને પછી તેઓ એલગચ્છ નામના નગરની પાસેના કુસુમાવતંસ નામના ઉપવનમાં આવીને જ્યાં ત્રસ જીવો ન હતા તેમ બીજાં બીજો વગેરે સ્થાવર પ્રાણીઓ ન હતાં એવે સ્થળે ઉપવનના રખેવાળની રજા મેળવીને ઊતર્યા. એ નગરમાં આચાર્ય ગુણસેનની કીર્તિના ઢોલનો અવાજ પહોંચી ગયો હતો, તે સાંભળીને તેમના તરફ મનમાં ભારે કુતૂહલ ધરાવતા એવા એ નગરના રાજા, શેઠ, સેનાપતિ વગેરે નાગરિક લોકો આચાર્યને વંદન કરવા આવી પહોંચ્યા. વંદન કરવા આવેલા નાગરિકોની યોગ્યતા પ્રમાણે એ આચાર્ય તેમને ધર્મનો ઉપદેશ નીચે પ્રમાણે આપવા લાગ્યા.

અસાર એવા આ સંસારમાં પવિત્ર કુળમાં જન્મ થવો એ એક સારરૂપ છે, તેમાં પણ પુરુષનો જન્મ પામવો એ વિશેષ ઉત્તમ છે અને તેમાંય-પુરુષનો જન્મ મેળવીને-શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થવી એ તો ઉત્તમોત્તમ છે. કોઇપણ પ્રાણીને લેશ પણ પીડા ન થાય એવી પ્રવૃત્તિને જ પંડિત લોકોએ શુદ્ધ ધર્મ કહેલ છે. હવે માણસને જ્ઞાન હોય તો જ તે એવા ઉત્તમ ધર્મને સમજી શકે છે. પ્રાણીને પીડા શાથી થાય છે? અને એ પીડાને અટકાવવી કેવી રીતે? એ બધું, જ્ઞાન વિના ખ્યાલમાં આવી શકતું નથી. જો શ્રી જિન ભગવાનના વચનમાં શ્રદ્ધા હોય તો જ એવું જ્ઞાન ટકી શકે છે. શ્રી જિનવચનમાં શ્રદ્ધા કરવી એટલે શ્રી જિનોએ જણાવેલાં સાત તત્ત્વો પ્રત્યે રુચિ રાખવી. તે સાત તત્ત્વો જીવ, અજીવ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ સાત તત્ત્વો શ્રી જિનેશ્વરે જણાવેલાં છે. શ્રી જિનેશ્વરોએ કહેલું છે કે-જીવો ઉપયોગરૂપ છે, સંવેદનરૂપ છે. જેઓ સંવેદનરૂપ નથી અર્થાત્ જડ છે તેઓ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલ અને કાલ એ બધા અજીવો છે-આ બધા જીવ કરતાં વિપરીત સ્વભાવવાળા છે માટે અજીવો છે. જે પ્રવૃત્તિ કરવાથી શુભ અને અશુભ એવાં કર્મપ્રકૃતિનાં પુદ્ગલોનો સંબંધ થાય તેનું નામ આસ્રવ કહેલ છે અને એના કરતાં ઊલટા સ્વભાવવાળો અર્થાત્ શુભ દૃષ્ટિવાળા લોકોએ જે રીતે વર્તવાથી

હોય ? કે તમે હવે જલદી અમારી સાથે આવી જાઓ. પછી અમે કહ્યું કે 'હા, અમે તમારી પાછળ જ આવીએ આવેલા છીએ' તો હે શિષ્યો ! તમે કહો કે આ સ્વપ્નનો પરમાર્થ શું છે ?" પછી ભેગા થયેલા શિષ્યોએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે એ સ્વપ્નનો પરમાર્થ દર્શાવતાં કોઈએ કાંઈ સૂચવ્યું અને બીજાએ વળી બીજું કહ્યું પરંતુ એમના કોઈના પણ સૂચનથી આચાર્યનું મન રંજન થયું નહિં.

આ પ્રસંગે એક રુદ્રમુનિ બોલ્યા-'હે ભગવન્ ! આ સ્વપ્ન, મરણનું સૂચન કરે છે તેથી એ સારું સ્વપ્ન નથી માટે એ સ્વપ્નનો પરમાર્થ જોતા તો હવે આપે આપના જીવનની શુદ્ધિ માટે વિશેષ ઉદ્યમ કરવો જોઈએ અને અહીંની પ્રવૃત્તિને સમેટીને જેમ સમાધિમરણ પમાય તેમ પ્રયત્ન કરવો જોઈએ." રુદ્રમુનિની આ વાત સાંભળીને આચાર્યને એમ થયું કે 'અહો ! આ રુદ્રમુનિની બુદ્ધિ કેટલી બધી ઉત્તમ છે ? આ મુનિ, બીજા બધા સાધુઓ કરતાં વિશેષ ગુણવાળો છે,' એમ જાણીને આચાર્યે તેની પ્રશંસા કરી અને સારું મુહૂર્ત જોઈને તેને પોતાની પાટ ઉપર સ્થાપી આચાર્યપદ આપ્યું અને બીજી બધી સમજણ આપવા સાથે તેને પોતાના શિષ્ય સમુદાયને ભલામણ કરી. સવિશેષપણે સમતા ભાવનાઓનું ચિંતન કર્યું. ચારે પ્રકારના આહારનો ત્યાગ કરી, સકળ સંઘને ખમાવી પછી ઇંગિનીમરણ સ્વીકારી એ આચાર્ય સ્વર્ગે ગયા.

રુદ્રસૂરિ પણ સૂર્ય જેમ કમલાકરોને વિકસિત કરે છે તેમ ભવ્ય માનવોને વિકસિત કરતા, સૂર્ય જેમ-દોષાકરના-ચંદ્રના-ઉલ્લાસને દૂર કરે છે તેમ દોષાકરને-દોષના સમૂહને-દૂર કરતા, સૂર્ય જેમ લોકોનો મુક્તિમાર્ગ-જવા આવવાનો માર્ગ-મોકળો કરે છે તેમ આ આચાર્ય પણ લોકોને મુક્તિમાર્ગ બતાવતા, અને સૂર્યની પેઠે મિથ્યાત્વરૂપ અંધકારનો નાશ કરતા ગામો, આકરો, નગરો વગેરે તરફ વિહાર કરતા કરતા ચંદ્રની જેવા નિર્મળ મહાલયોની પરંપરાથી વિરાજિત એવા રાજગૃહ નગરમાં આવી પહોંચ્યા અને ત્યાં એક ઉપવનમાં સ્થિરતા કરી. તે આચાર્યના સમુદાયમાં મહાતપસ્વી એવા ચાર મુનિરાજો હતા. તેમાં પહેલા બંધુદત્ત નામના મુનિ વાદકળામાં મહાકુશળ હતા. બીજા પ્રભાકર નામના મુનિ દારુણ તપ કરવાના અને વિશેષ પ્રકારના ચાતુર્માસિક તપો કરવાના સામર્થ્યવાળા હતા, ત્રીજો સોમિલ નામના મુનિ નિમિત્તશાસ્ત્રના પરમાર્થનો જ્ઞાતા હતા અને ચોથા સામજજ નામના મુનિ યોગવિઘાત વગેરેની ગ્રંથીઓમાં ભારે કુશળ હતા. વિશિષ્ટ પ્રભાવવાળા આ ચારે મુનિઓની અધિક ગુણવત્તાને લીધે મનુષ્યોનાં મન રાજી થયેલાં હતાં અને તેથી તેઓ મનુષ્યોમાં ભારે આદરમાન પામતાં હતાં તેથી પેલા રુદ્રસૂરિ પોતાના મનમાં થોડું અધૈર્ય--અસંતોષ ધરતા હતા.

જીવ, અજીવ એ બન્ને કરતાં અમુક અંશે જુદાં સમજવાં માટે જુદાં ગણાવ્યાં છે. વળી, કેટલાક દર્શનકારો (સાંખ્યો અને વેદાંતીઓ) કહે છે કે-કર્મનો આસ્રવ થવામાં અવિદ્યા વગેરે હેતુ છે, બંધ પ્રકૃતિનો છે અને પ્રકૃતિના વિયોગનું નામ મોક્ષ છે અર્થાત્ અવિદ્યા અને બંધ વગેરે સાથે આત્માને કશો જ સંબંધ નથી, એ વાત જૈનદર્શનને સંમત્ત નથી. જૈનદર્શન તો કહે છે કે જ્યાંસુધી આત્માને પોતાના સ્વભાવનું ભાન થયું નથી અને પોતાના સ્વભાવ પ્રમાણે આત્માની પ્રવૃત્તિ થતી નથી ત્યાંસુધી આસ્રવ, બંધ એ બધાંનો સંબંધ કર્મ અને આત્મા એ બન્ને સાથે છે. એ હકીકત જણાવવા માટે પણ અહીં આસ્રવ, બંધ વગેરે તત્ત્વોને જુદાં જુદાં સમજાવ્યાં છે. તથા વળી, કેટલાક દર્શનકારો એટલે બૌદ્ધમતવાળાઓ એમ કહે છે કે-જેમ સળગતો દીવો ઓલવાઈ જાય તેમ આ સળગતા સંસારનો સંબંધ છૂટી જાય એનું નામ મોક્ષ છે. એ વાત પણ જૈનદર્શનને સ્વીકૃત નથી. જૈનદર્શન તો કહે છે કે મુક્ત સ્થિતિમાં પૂર્ણપણે ચૈતન્ય પ્રકટે છે, સ્થિર રહે છે અને તેમાં અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય અને અનંતસુખ વગેરે પૂર્ણ આત્માનો સ્વભાવ પ્રકટે છે એ રીતે મોક્ષનું સ્વરૂપ જણાવવા માટે પણ અહીં મોક્ષ તત્ત્વને જુદું ગણાવ્યું છે અર્થાત્ બીજા બીજા મતોના વારણ માટે પણ અહીં જુદાં જુદાં સાત તત્ત્વોને સમજાવેલા છે માટે અહીં જણાવ્યા પ્રમાણે સાત તત્ત્વોને જ સમજવાં જોઈએ.

એ પ્રમાણે સાત તત્ત્વોને જુદાં જુદાં કહેવાનું કારણ આચાર્યે પેલા બ્રાહ્મણને સમજાવ્યું તેથી તેના ખ્યાલમાં આચાર્યનો એ અભિપ્રાય બરાબર સમજાયો અને તેનો મત્સરભાવ દૂર થયો. આચાર્યની વાણી સાંભળીને ખુશ થયેલો એ રુદ્ર બ્રાહ્મણ સંસારના પ્રપંચથી વિરક્ત થયો, અને તેણે ગુરુનાં ચરણોમાં જઈને તેમની પાસે શ્રમણ ધર્મનો સારી રીતે સ્વીકાર કર્યો. પછી તેમની પાસેથી સૂત્ર તથા તેના અર્થની બધી વિદ્યા મેળવી લીધી અને ગુરુની સાથે સુખપૂર્વક આ પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યો.

વળી, વખત જતાં એ રુદ્રમુનિએ બીજા બીજા સાધુઓ પાસેથી પણ અનેક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો શાસ્ત્રોનો બધો પરમાર્થ તેના સમજવામાં બરાબર આવ્યો અને એ રીતે પંડિત થયેલો તે મુનિ, બીજાઓની પાસે શાસ્ત્રોનાં વ્યાખ્યાન, દેશના અને પ્રવચનો કરવાને કારણે લોકોમાં વિશેષ ઉપયોગી થયો હવે એક વાર રાતના પાછલા પહોરે પ્રભાત થવાનો સમય આવ્યો ત્યારે એ આચાર્યે એક સ્વપ્ન જોયું. પછી સ્વપ્નભાવનો તેમણે વિચાર કર્યો એથી તેમને નિશ્ચયપૂર્વક એમ જણાયું કે-હવે તેમનું આયુષ્ય ઘણું જ ઓછું બાકી રહ્યું છે; એટલે સવાર પડતાં જ તેમણે બધા સાધુઓને એકઠા કર્યા અને તેમની બુદ્ધિની પરીક્ષા માટે તે આચાર્ય કહેવા લાગ્યા કે-હે સાધુઓ, આજે રાત્રિના પાછલા પહોરે સવાર થવાને થોડી વાર હતી ત્યારે મેં એક સ્વપ્ન જોયું. એમાં એવું જોવામાં આવ્યું કે 'જાણે કે સ્વર્ગમાં ગયેલા અમારા ગુરુ અમને બોલાવતા ન

એ પ્રમાણે કાગળમાં લખેલી હકીકતને બરાબર સમજી લઇ સંઘની આજ્ઞાને શિરોધાર્ય સમજનાર એ આચાર્યે જાતે જ તત્ક્ષણ પાટલિપુત્ર નગર તરફ પ્રસ્થાન કર્યું. એટલામાં જ બરાબર તેમના સામે એક છીંક થઈ. ડાબી તરફ છીંક થાય તો ક્ષેમંકર છે, જમણી બાજુ છીંક થાય તો લાભ કરે છે અને પાછળ છીંક થાય તો પાછા વાળે છે એટલે કાર્ય સિદ્ધ થતું નથી. હવે જે છીંક બરાબર કપાળની સામે જ થાય તે તો થયેલા કાર્યનો પણ વિનાશ કરી નાખે છે.

એમ વિચાર કરતા એ આચાર્ય, છીંક થવાથી પોતે જાતે તો અટકી ગયા પરંતુ આગળ વર્ણવેલો એવો વાદકળામાં કુશળ બંધુદત્ત સાધુને તેણે ત્યાં મોકલી આપ્યા. તેને આચાર્યે બધાં કાર્યોને સિદ્ધ કરી આપનારી એવી વિદ્યા આપી. બોલવા માત્રથી જ સિદ્ધ થઇ જનારી એવી એ વિદ્યાને એ સાધુએ બરાબર અવધારી લીધી અને પછી તે અખંડ પ્રયાણો કરતો કરતો પાટલિપુત્ર પહોંચી ગયો.

ત્યાં જઇને તે સાધુરાજને મળ્યો, વાદનો સ્વીકાર કર્યો અને શરત એ થઇ કે જેનાથી જે જિતાઈ જાય અર્થાત્ જેનાથી જે હારી જાય તેનો તે ચેલો થઇ જાય. પછી દયા લાવીને તે સાધુએ એ વિદુર નામના વાદીને જ પૂર્વપક્ષ કરવાની પહેલાં તક આપી. એ વાદીએ વાણીનો મોટો આડંબર દર્શાવી નિત્યવાદની સ્થાપના કરી એટલે 'બધુંય એકાંત નિત્ય છે.' એવા પક્ષની સ્થાપના કરી. પછી આ સાધુએ તેના પૂર્વપક્ષને બોલી જઇને અનેકાન્તવાદના સિદ્ધાંતદ્વારા તેનું અક્ષરશ: ખંડન કર્યું અને એ વાદીને પરાળના પૂળાની પેઠે ક્ષણવારમાં ફેંકી દીધો-હરાવી નાખ્યો. સપ્તભંગીરૂપ વજ્રનો પાત થવાથી એ વાદી નિર્દયતાપૂર્વક હણાઈ ગયો અને તેની ધૃતિ, સ્મૃતિ, બુદ્ધિ અને વાણી બધુંય બંધ થઈ ગયું-નાશ પામી ગયું. પછી રાજાએ પણ વાદીનો તિરસ્કાર કર્યો. અને કહ્યું કે-આમ કેમ ઊભો છે? કાંઇક તો ઉત્તર દે. રાજાએ એમ કહ્યા પછી તે હારેલો છે છતાંય તેણે પેલા સાધુ ઉપર પોતાની સ્તંભની વગેરે ક્ષુદ્ર ઉપદ્રવ કરનારી વિદ્યાઓ અજમાવવા માંડી. આ મુનિએ તેની પાસેની ગુરુએ આપેલી એ બધી વિદ્યાઓને પૂર્વપઠિત વિદ્યાના બળવડે નિષ્ફળ બનાવી દીધી. પછી જ્યારે તે વાદી બધે પ્રકારે સામર્થ્યહીન થઇ ગયો ત્યારે તેણે આ મુનિ પાસે તેનો ચેલો થઇને શ્રમણધર્મનો સ્વીકાર કર્યો અને રાજાએ એ મુનિને વિજયપત્ર આપ્યું. મુનિનો વિજય થયો હોવાથી બધે ઠેકાણે શ્રીસર્વજ્ઞ ભગવાનના શાસનનો મહિમા વધ્યો. પછી એ બંધુદત્ત મુનિ વાદમાં વિજય પામેલો હોવાથી નગરજનોથી પૂજાવા લાગ્યો, સંઘથી પ્રશંસાવા લાગ્યો અને બધા સાધારણ લોકો તેના તરફ 'આ વિજયી છે, આ વિજયી છે.' એમ કહીને આંગળી ચીંધવા લાગ્યા અને એ રીતે તે મુનિ, વિદુર નામના શિષ્ય સાથે પાછો રુદ્રસૂરિની પાસે રાજગૃહ પહોંચ્યા. બંધુદત્ત

બીજે દિવસે **પાટલિપુત્ર** નગરથી બે સાધુ એ **રુદ્રસૂરિ** પાસે આવ્યા સાધુઓએ તેમનું સન્માન કર્યું. પાદપ્રમાર્જન વગેરે ક્રિયા કર્યા પછી એ સાધુ-સંઘાત આચાર્યને ચરણે નમ્યો અને સાથે લાવેલા કાગળ આચાર્યને આપી વિનંતિ કરવા લાગ્યા. હે ભગવન્ ! **પાટલિપુત્ર** નગરના સંઘસમુદાયે આ અમને તમારી પાસે મોકલ્યા છે તેથી આ કાગળ વાંચીને બની શકે તેટલી શીઘ્રતાથી એમાં જણાવેલી સૂચના પ્રમાણે તમારે કામ કરવાનું છે. ત્યાર પછી આદર સાથે પ્રણામ કરીને આચાર્યે એ લેખ હાથમાં લીધો અને પોતે વાંચવા લાગ્યા.

જેમનું મૂલ ન આંકી શકાય એવા ગુણસમૃદ્ધિથી વધતા શ્રી **વર્ધમાન** જિનને પ્રણામ કરીને, ધર્મિષ્ઠ લોકોએ નિવાસ કરેલો હોવાથી પવિત્ર બનેલા એવા પાટલિપુત્ર નગરથી, જેમનાં પાપો નાશ પામેલાં છે એવો ચતુર્વિધ સંઘ બધા નગરોમાં ઉત્તમ એવા નગરરાજ રાજગૃહ નગરમાં વિહાર કરતા-રહેલા, સદા સંઘના કાર્યને પાર પાડનારા, કંદર્પના મદને ચૂરી નાખનારા એવા ( આચાર્યને ) આદર સહિત આદેશ કરે છે કે અહીં ક્ષેમકુશળ છે પરંતુ કેવળ એટલું જ જણાવવાનું કે—અહીં એક **વિદુર** નામનો **વ્યક્તલિંગી** આવેલો છે. એની બુદ્ધિ પાસે બૃહસ્પતિ કશી વિસાતમાં નથી 'અર્થાત્ એ ભારે કુશળ બુદ્ધિવાળો છે. વિચિત્ર કાવ્યો રચવામાં એ ભારે કુશળ શીઘ્રકવિ છે. વળી,' સર્વ ગ્રંથની ગમે તેવી ગૂંચ હોય તોપણ એ ગૂંચને તે દૂર કરીને શકે એવો મહાસમર્થ જ્ઞાની છે તે, છએ દર્શનોનો પરાજય કરતો કરતો ફરતો ફરતો અહીં આવેલો છે.

એણે કણાદ મતના લોકોનું અભિમાન તોડી નાખ્યું છે, બૌદ્ધ મતના લોકોની બુદ્ધિનો નાશ કરી નાખેલો છે અને તેમને બોલતા જ બંધ કરી દીધા છે. અસંખ્ય સાંખ્યોને તર્ક વગરના, વિચાર વગરના મૂંગા જ કરી નાખ્યા છે. ચાર્વાક લોકોને બળવગરના અને કીર્તિ વગરના કરી દીધા છે, મીમાંસક લોકોને એમણે ઠગ બનાવ્યા છે અને એ રીતે તે, બધા મતવાળાઓને હરાવતો મદોન્મત્ત થઈને હાથીની પેઠે સર્વત્ર-ગમે ત્યાં-ફર્યા કરે છે.

હવે તે, જૈનોની સાથે પણ સ્પર્ધા કરવાની વૃત્તિ કરે છે. તમે પોતે જૈન દર્શનનું કાર્ય પાર પાડવાને સ્વયં ઉદ્યત છો તથા રીંછો અને વૃક્ષોથી ખીચોખીચ ભરેલા વનને જેમ અગ્નિ બાળી જ નાખવા તૈયાર હોય છે તેમ તમે પણ આવા દુર્વાદીઓનો પરાભવ કરવાને સજ્જ-તૈયાર જ છો તેથી તમને એ માટે પ્રેરણા કરવાની ન હોય તો પણ 'વાદવિધિ'ભારે વિષય છે, એમ સમજીને તમારે જાતે જ અહીં શીઘ્ર આવવું જોઇએ અને કોઇ કારણસર તમે ન જ આવી શકો તો આવી પડેલા કામને બરાબર પાર પડી શકે એવા સામર્થ્યવાળા કોઇ શિષ્ય તમારે અહીં મોકલી આપવા જોઇએ.

ચઢ્યા. તે મૂંગો તેમની પાસે ગયો. વંદન કરીને તેમની પાસેના સ્થાન ઉપર બેઠો. બરાબર એ જ વખતે પોતાના ગુણનો અહંકાર અને બીજાના ગુણો તરફ મત્સર ધરાવનાર એવા કોઇએક સાધુને એ આચાર્ય સમજાવતા હતા–હે ભદ્ર! જેનામાં થોડો પણ ગર્વ હોય છે તેનામાં બીજા ગમે તે ગુણો હોય તો પણ તે બધા નકામા છે. જેમ અનેક રસથી ભરેલું-સ્વાદવાળું–ઉત્તમ પ્રકારનું ભોજન માત્ર ઝેરના એક જ ટીપાથી અખાદ્ય બની જાય છે તેમ એક ગર્વને લીધે બીજા બધા ગુણો નકામા થઇ જાય છે. જે માણસ પોતાના નિર્મળ ગુણોમાં રત હોય છે છતાં જો તે બીજાના પણ એવા જ નિર્મળ ગુણો તરફ લક્ષ્ય નથી રાખતો તો લોકો તો એમ જ કહેવાના કે બીજાના ગુણોનો નહીં જોનાર એ પણ–ગુણી માણસ પણ–એવો જ છે–ગુણ વગરનો છે, માટે ગુણી માણસે પોતાના પણ ગુણનો ગર્વ ન કરવો જોઇએ. જેમ કોઈ ગૃહસ્થ સાધુની ક્રિયામાં તત્પર હોય તો સાધુપણું સાધી શકે છે તેમ બીજાના ગુણોની પ્રશંસા કરવાથી જેનામાં ઓછા ગુણો હોય છે તે પણ વધારે ગુણોને ચોક્કસ મેળવી શકે છે. જે માનવ પોતાના ગુણોમાં ગર્વ ધારણ કરે છે અને બીજાના ઉત્તમ ગુણો તરફ મત્સર રાખે છે તે માણસ લોકોને મેરુ પહાડ જેવો મોટો હોય તો પણ ગર્વને લીધે એકદમ હલકો પડી જાય છે. જે લોકો ખાનદાન નથી–સંસ્કારવાળા નથી–તેઓ પોતાના ગુણોને છુપાવી શકતા જ નથી અને બીજા ગુણોને બહાર લાવવાની રુચિને રાખી શકતા નથી એટલે આ બાબત વધારે શું કહેવું? તો હે વત્સ! તને કેટલુંક કહીએ-ગર્વનું બૂરું પરિણામ તું આ નજરોનજર જ જો. શિષ્ય બોલ્યો· હે ભગવન્! એ પરિણામ હું ક્યાં જોઉં? ત્યારે આચાર્યે પેલા કંગાળ બ્રાહ્મણના મૂંગા પુત્રને બતાવીને કહ્યું કે--ગર્વ કરવાથી અને બીજાના ગુણોનો અનાદર કરવાથી એ છોકરાની જીભ બંધ થઇ ગઇ છે. એ સાંભળીને શિષ્ય બોલ્યો--હે ભગવન્! એ છોકરાએ પૂર્વભવમાં શું કર્યું હતું? ગુરુ બોલ્યાઃ તું જે દુષ્કર્મ કરવા તૈયાર થયો છે તે જ દુષ્કર્મ તેણે પૂર્વભવમા કર્યું હતું. પછી આચાર્યે શિષ્યને એ બ્રાહ્મણના છોકરાનો બધો પૂર્વજન્મનો વૃત્તાંત કહી સંભળાવ્યો. આ સાંભળીને તે કંગાળ બ્રાહ્મણનો છોકરો પ્રતિબોધ પામ્યો અને તેણે એ આચાર્ય પાસે દીક્ષા લીધી. શિષ્યે પણ આ બધી હકીકત સાંભળીને મત્સર, ગર્વ વગેરે દોષોનો ત્યાગ કર્યો અને બીજાના ગુણો તરફ–ગુણીજનો તરફ–આદરભાવની વૃત્તિ સ્વીકારી અને એ રીતે ગુણગ્રહણ તરફ એ વિશેષ ઉદ્યમવંત થયો.

જ્યાં ગુણોનો આદરસત્કાર ન થતો હોય, ગુણની અવજ્ઞા થતી હોય ત્યાં ગુણોની હાનિ થાય છે અને ગુણો કેળવવા માટે ગુણોની શ્રદ્ધા તૂટી પડે છે માટે ગુણની અવજ્ઞા કરવી કે ગુણનો આદર ન કરવો એ બન્ને સિદ્ધાંત અયુક્ત છે.

જે માનવમાં ગુણની· સંપદા વિદ્યમાન હોય એવું ચોક્કસ જણાયા છતાં તેની

મુનિ ભારે વિજય કરીને પોતાની પાસે આવેલો છે છતાં હૃદયમાં મત્સર ધરતા એ રુદ્રસૂરિએ તેનું થોડું પણ સન્માન ન કર્યું.

જે કાર્ય સિદ્ધ થવાનો સંભવ જ ન હતો એવું કાર્ય પણ સિદ્ધ કરીને આવતા અને શરમાતા શિષ્યને તેના ઉપર રાજી થઇને ગુરુએ તેનું સારી રીતે જાહેરમાં સન્માન કરવું જોઇએ, પ્રશંસન કરવું જોઈએ અર્થાત્ હવે ગુરુ મારો ઉચિત આદર કરશે એમ વિચારતો તે **બંધુદત્ત** મુનિ પોતામાં લેશપણ આદર ન થયેલો જોઈ ભારે શોક પામ્યો અને હવે પછી સદ્‌ગુણો કેળવવા તરફ મંદપ્રયત્નવાળો થઇ ગયો.

જે સાધુ ચાતુર્માસિક તપ કરવામાં કુશળ હતો, તેણે તે વખતે ચાતુર્માસિક તપને સ્વીકારેલું હતું. તેની પાસે રાજા વગેરે મોટા મોટા લોકો આવ-જા કરતા અને તેથી લોકોમાં તેનો પણ સવિશેષ સત્કાર થતો હતો. તે મુનિએ કોઈ તદ્દન ન જાણે એ રીતે રહીને એટલે ઓળખાણ વગેરેનો લેશમાત્ર પણ ઉપયોગ કર્યા વિના પ્રાંતકુલમાં ઉંછવૃત્તિ. દ્વારા એટલે પશુઓ ચણ ચણે છે એ વૃત્તિદ્વારા કોઇને પણ પીડા આપ્યા વિના પારણું કર્યું. જ્યારે તે પારણું કરીને આચાર્યની પાસે આવ્યો ત્યારે આચાર્યે તેને વચન-માત્રથી પણ આદર ન આપ્યો.

આ રીતે વખત જતાં, જેમનો નાયક ગુણનો આદર કરવા તરફ તદ્દન લક્ષ્ય વગરનો છે એવો સાધુ સમુદાય ગુણો કેળવવાની પ્રવૃત્તિથી હતાશ થઈ ગયો અને સૂત્રાર્થનું પઠન, મનન વગેરે સાધુઓની સ્વાધ્યાય પ્રવૃત્તિઓ પણ દિનપ્રતિદિન તદ્દન ઓછી ઓછી થઈ ગઈ. ગુણો તરફ બેદરકાર વૃત્તિવાળો આચાર્ય **રુદ્રમુનિ** પણ કાળધર્મ પામીને કિલ્બિષક નામના હીન દેવોમાં અવતાર પામ્યો અને ત્યાંથી કાળધર્મ પામીને કોઇક દરિદ્ર, દુઃખી અને હીન કુલમાં કોઇ બ્રાહ્મણને ઘરે તેના પુત્રપણે અવતર્યો. વખત જતાં તે બાળ અવસ્થા પૂરી કરી યૌવન અવસ્થાને પામ્યો. ગુણો તરફ બેદરકારભાવ રાખવાથી, ગુણોનો આદરભાવ કે સત્કારસન્માન ન કરવાથી તેણે જે દુષ્કર્મ બાંધેલું એ હજી બાકી હોવાથી આ બ્રાહ્મણના પુત્રના અવતારમાં એની જીભ જ બંધાઈ ગઇ-સીવાઇ ગઈ-એ મૂંગો જ થઈ ગયો. જેમ મૂંગો માણસ બડબડે એ રીતે બડબડવા લાગ્યો અને એ દોષને લીધે એને વૈરાગ્ય પણ થયો કે હા! મેં પૂર્વભવમાં શા પાપ કર્યાં હશે? કે જેને લઇને મારી આ માઠી દશા આવી. એ પ્રમાણે તેને પોતાનો પૂર્વવૃત્તાંત જાણવાની ઇચ્છા થઇ આવી અને એ જિજ્ઞાસાને શાંત કરવા તે બધાય ધર્મવાળાઓની ઉપાસના કરવા લાગ્યો.

એવામાં કોઇક સમયે ત્યાં ચાર જ્ઞાનના ધારક એવા **સુધર્મ** નામના આચાર્ય આવી

## સ્થિરી-કરણના અતિચાર વિષે ભવદેવનું કથાનક

(દૃષ્ટાંત ૭ મું)

પ્રાણીને એક વાર સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ હોય તોપણ કર્મના દોષને લીધે તે શુભ ભાવથી વિમુખ થઈ જાય છે. એવા કર્મના દોષથી વિમુખ થનારાઓને સમ્યક્ત્વમાં સ્થિર રાખવા તેના આદર, તેમના ગુણોની ખ્યાતિ તથા તેમનાં સારાં સારાં કામોની વિશેષ પ્રશંસા કરવી જોઈએ, એથી લોકમાં પ્રતિષ્ઠા પામતા તેઓ વળી સમ્યક્ત્વમાં સ્થિર થઈ જાય છે, માટે એ સ્થિરીકરણનું સ્વરૂપ અહિં કહેવાનું છે. સમ્યક્ત્વ પામ્યા પછી પણ રાગ અને દ્વેષના ઝપાટામાં આવી ગયેલા લોકો વૈરાગ્યના માર્ગને તજી દઈને ફરીવાર મૂળ સ્થાન ઉપર-સમ્યક્ત્વ પામ્યા પહેલાં હતા તે સ્થાન ઉપર-આવી જાય છે, અને એ રીતે તેઓ મહાકષ્ટને પામે છે. ઊંચા ગુણસ્થાનક ઉપર જેઓ પહોંચી ગયા હોય છતાં અજ્ઞાનના ઝપાટામાં આવતા અને નકામો આડંબર કરતા તેઓ, જેમ ઊંચે ચઢાવેલ ધજાગરા પવનથી નકામો ફડફડાટનો આડંબર દેખાડતાં છતાય હલી જાય છે-પડી જાય છે તેમ નીચે પડી જાય છે એટલે સમ્યક્ત્વથી વિમુખ થઈ ધર્મમાર્ગથી ભ્રષ્ટ થાય છે. તેથી જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં ગળીયા થયેલા-ભારે કંટાળો પામતા એવા માનવોને, તેમના ઉપર કરુણાભર્યા મનથી જે કોઇ જ્ઞાનાદિક ગુણોમા સ્થિરતા પમાડે છે, જેમ સ્વચ્છ મણિને સાફ કરનારો તેને અતિસુંદર બનાવી દે છે તેમ પોતે મેળવેલા ઉત્તમ સમ્યક્ત્વને ઉત્તમોત્તમ કરે છે, તેથી જેઓ સદ્ધર્મથી કંટાળી ગયા હોય તેવા માનવોને સદ્ધર્મમાં પાછા દૃઢરીતે સ્થિર કરવા તેનું નામ સ્થિરીકરણ. આ સ્થિરીકરણ તે, ધર્મનું એક ઉત્તમ અંગ છે. વળી જે માનવ સામર્થ્યવાળો હોય છતાં પોતાના સ્વાર્થીપણાને લીધે બીજા એવા ધર્મથી વિચલિત થયેલાને ધર્મમાં સ્થિર ન કરે તેને રાગ અને દ્વેષથી વ્યામૂઢ સમજવો. એવો એ સ્વાર્થી માનવ, ધર્મથી વિમુખ થયેલા બીજા માનવીની જે ઉપેક્ષા કરે છે તેથી તેના ચિત્તની વૃત્તિ કલુષિત બને છે, અને પરિણામે એ સ્વાર્થી, ભવદેવની પેઠે પોતાનો બધો લાભ ગુમાવી બેસે છે, અને સંસારમાં ભમ્યા કરે છે, આ ભવદેવની કથા નીચે પ્રમાણે છે:-

અનેક બીજાં નગરો કરતાં વધારે અભ્યુદયના ગુણને-આંકને-પામેલું, શોભાયમાન અને સુંદર જનોના નિવાસને લીધે અતિશય શોભાવાળું, જેમાં અનેક વિબુધ-પંડિત-લોકો વસે છે એવું તથા જાણે કે જેમાં અનેક વિબુધલોકો-દેવો વસે છે એવું સૌધર્મ દેવોનું નગર જેવું રમ્યપુર નામે નગર છે. એ નગરમાં નિરંતર અનેક નાચનારા, અનેક નાટકીયાઓનાં અને અનેક દોરડા ઉપર રમનારાઓનાં તમાસાઓ થયા કરતા હોવાથી તે વિશેષ

પ્રશંસા કરતા જે જે માનવની ભાષા અટકી પડતી હોય, જેનું મુખ ન ખુલતું હોય તે માનવને તેના હૃદયમાં ઉત્પન્ન થયેલા ભયાનક અહંકારરૂપ સર્પની દાઢ બેઠેલી છે અને તે અહંકારના ડસવાથી જે તેને બીજાના ગુણની પ્રશંસા ન કરવાનો વિકાર થયેલો છે એમ સમજવું.

જે લોકો મિથ્યાદૃષ્ટિવાળા છે તેઓ પણ બીજા ઓછા ગુણવાળાઓની અમત્સરભાવે ઘણી ખુશીથી પ્રશંસા કરી રહ્યા છે તો પછી જેઓ શ્રી જિન ભગવાનની વાણીના સમ્યગ્ વિચારમાં સ્પષ્ટપણે વિશેષ ચતુર છે તેવા બુદ્ધિવાળા લોકો આ ગુણ પ્રશંસાના કામમાં કેમ પછાત પડે છે ? જે લોકો સમકિતના શંકા, કાંક્ષા વગેરે દોષના દુર્ગને વટાવી ગયા છે એટલે જેઓ એ દોષોને સેવતા નથી તે ડાહ્યા વર્ગના લોકો આવા ગુણપ્રશંસાના સાધારણ કામથી શામાટે મુંજાય છે ? જે લોકો પાર વગરના સમુદ્રને પણ જલદી તરીને કાંઠે પહોંચી ગયા છે તેઓ શું આ નાના ખાબોચિયામાં ડૂબી જાય ખરા ? અર્થાત્ જેઓ સમકિતના દોષોને તજી શકયા છે તેઓ પરગુણપ્રશંસાના કામમાં કંટાળો લાવે ખરા ? એ બધી હકીકતને પોતાની બુદ્ધિથી શાસ્ત્રના આધારથી અને તર્કથી પણ સારી રીતે વિચારીને અને હૃદયમાં અવધારીને માનવમાત્રે બીજાના પણ ગુણોનો સવિશેષ આદર કરવા માટે તત્પર રહેવું જોઇએ. બીજાના ગુણોનો આદરસત્કાર કરવો, પ્રશંસા કરવી—એ સદ્દર્શનનું—સમકિતનું ખાસ અંગ છે એમ સમજી લેવું જોઇએ અને એમ સમજીને પરગુણની પ્રશંસા માટે તત્પર થવું જોઇએ.

એ પ્રમાણે શ્રી કથારત્નકોશમાં સમ્યક્ત્વના સ્વરૂપના પાંચમા અતિચારના પ્રકરણમાં રુદ્રાચાર્ય આચાર્યનું ગ્રંથકાર મહારાજે કહેલ છઠ્ઠું કથાનક સંપૂર્ણ થયું.



જેવી બન્ને ભુજાઓ ગોઠણ સુધી લાંબી છે, હે મહાપુરુષ ! તારાં બધાં અંગો આવાં ઉત્તમ છે માટે મને એમ નક્કી લાગે છે કે તું આ પૃથ્વી ઉપરના કોઈ પણ દેશનો રાજા હોવો જોઈએ.

આ વાત સાંભળીને રાજા જરા સ્મિત કરીને મરકયો અને બોલ્યો: હે બ્રાહ્મણ ! તેં તો રાજાની શ્રીને સાક્ષાત્ પ્રત્યક્ષ કરેલી એટલે તને હું શું કહું ? બ્રાહ્મણ બોલ્યો-હું સામુદ્રિક શાસ્ત્રને સારી રીતે જાણું છું અને તેથી મેં તે શાસ્ત્રની આ ખરી હકીકત તને સંભળાવી છે. તે પ્રમાણે ફળ મળવું કે ન મળવું તે તો ભાગ્યને જ આધીન તોપણ મને લાગે છે કે શાસ્ત્રકાર ભગવંતો સત્યવકતા હોય છે માટે તારી પાસે ભારે વૈભવ હોવો જોઈએ એમાં શંકા નથી તેથી તારે ગમે તે રીતે આત્માને ક્લેશ ન આપવો. રાજા બોલ્યો ભલે.

એ રીતે એક દિવસ વિસામો લઈને તે બન્ને જણા ત્યાંથી નિકળી ગયા અને પહેલાંની જેમ પ્રવાસ કરવા લાગ્યા. વળી, કેટલાક યોજનો ગયા અને ત્યાં તેમણે કુરુદેશના વિષમ ભાગમાં આવેલી એક લશ્કરની છાવણીનો પડાવ જોયો. એ પડાવની ચારે બાજુ ગુપ્તચરો ફરતા હતા અને કોઇપણ બાજુએથી આવતા સવારો કે યોદ્ધાઓને ત્યાં રોકવામાં આવતા હતા તથા એ છાવણીના નાયકો ખિન્ન થયેલા દેખાતા હતા. તે પડાવ જોયા પછી ત્યાના એક આગેવાન પુરુષને પૂછયું: ભો ! આ આમ કેમ જાણે કે ભયથી વ્યાકુળ હોય એવું દેખાય છે ? તેણે કહ્યું: ભો ! મહાયશસ્વી ! સાંભળો : કુરુદેશનો સ્વામી આ અર્જુન નામે એક રાજા છે, તેના સીમાડાના રાજાઓએ આજે અકસ્માત છાપો મારી તથા લડાઇ કરી તેને હરાવી દીધો છે. તેના મોટા મોટા યોદ્ધાઓ મારી નાખ્યા છે તેથી હમણાં તે રાજા સીમાડાના રાજાઓના ભયને લીધે સશંક રહે છે. હસ્તિમલ્લ બોલ્યો: તેમની પાસે ચતુરંગ સેનાની આવી સરસ સામગ્રી છે છતાં એ મહાત્મા શા માટે આમ ભયનો માર્યો ખેદ પામે છે ? તે બોલ્યો· સામગ્રી તો છે પરંતુ કોઇ પ્રબળ સામર્થ્યવાન ધીર પુરુષનો એ સામગ્રીને સાથ ન હોય તો એ શા કામની ? આ સાંભળીને રાજાના મનમાં કરુણાનો ઉછાળો આવી ગયો. મહાપુરુષાર્થીને પોતાના પુરુષાર્થને બળે જે સહજ હોય છે એવો પરોપકાર કરવાનો અભિલાષ એ રાજાને થઇ આવ્યો અને તેણે પોતે જે પ્રયોજન માટે નીકળી આવ્યો છે તેને વિસારી મૂક્યું. પછી તેણે પેલા આગેવાન પુરુષને કહ્યું, અરે ! તું જઇને તારા રાજાને સમાચાર આપ કે, યોગ્ય પ્રબળ પુરુષનો તને સાથ ન હોવાથી જ જો તું વિષાદ પામતો હો તો નિશ્ચિંત થા અને બરાબર તૈયાર થઈ જા. શત્રુઓનું આ બળ કયા હિસાબમાં છે ? સૂર્યમંડળનું સામર્થ્ય પ્રબળ હોય ત્યારે અંધકાર ગાઢ હોય તોપણ તેનું શું ચાલે ? એ આગેવાન ગયો અને તેણે રાજાના કહ્યા પ્રમાણેના સમાચાર પેલા અર્જુનરાજને કહ્યા. તે સાંભળીને વિસ્મય પામેલો રાજા વિચાર કરવા લાગ્યો; અહો ! જેમનામાં

રમ્ય થયેલું છે. એ નગરમાં સમસ્ત શત્રુમલ્લોને જેણે જીતી લીધા છે એવો હસ્તિમલ્લ નામે રાજા છે. એ રાજાનો એક હૃદય જેવો ગંગાધર નામે બાલમિત્ર છે. તે બન્ને જણા સુવું, ખાવું, પીવું અને બેસવું એ બધી ક્રિયાઓ સાથે જ કરે છે, અને એ રીતે સ્નેહપૂર્વક રહે છે. તેવામાં એક વાર તે બન્ને જણા એકાન્તમાં બેઠા હતા ત્યારે તેમને પરસ્પર આ જાતની વાતચિત થઇ:.

કોઇ પુરુષ માત્ર સંસારમાં પ્રશંસાપાત્ર પૌરુષ ધારણ કરતો હોય, કુલનું અભિમાન રાખતો હોય, અને કળાઓમાં કુશળતા દાખવતો હોય તેટલાથી શું તે પુરુષ કહેવાય? ખરી રીતે તો જે પુરુષ પોતાના ઘરથી બહાર નીકળી નગરો, આશ્રમો અને અનેક પુરોથી ભરેલી આ વિશાળ પૃથ્વીનો પ્રવાસ કોઇ જાતનો ઉદ્વેગ કે કંટાળો લાવ્યા વગર ન ખેડે તેને પુરુષ કેમ કહેવાય? માટે આ રાજ્યના કારભારને સંપૂર્ણ રીતે મંત્રીઓને સોંપી દઈને કેટલાંક વર્ષો સુધી પૃથ્વીની પીઠ ઉપર ફરી ફરીને આપણે તેનું અવલોકન કરીએ. આ વાતચિત તે બન્ને જણાને પસંદ પડી તેથી એ બન્ને જણાએ જેઓ કોઇપણ પ્રકારના ગુપ્ત રહસ્યને કદી પણ ખુલ્લું કરતા નથી એવા સાગર જેવા ગંભીર મંત્રીઓને રાજ્યનો બધો કારભાર ભળાવી દીધો અને કોઈ ન જાણે એ રીતે તેઓ બન્ને સમયોચિત વેષ પહેરીને પોતાના ઘરથી બહાર નીકળી ગયા અને ઉત્તરાપથ ભણી પ્રવાસ કરવા લાગ્યા. ઝટ ઝટ પગ ઉપાડતા તેઓ કેટલાંક યોજનો દૂર પહોચી ગયા અને એક વૃદ્ધ બ્રાહ્મણને ઘેર જઈને ઉતારો કર્યો. એ બન્ને જણાએ કોઈ દિવસ ઘરથી બહાર નીકળી આ રીતે શ્રમ ન સહેલો હોવાથી ખૂબ જ થાકી ગયા અને તેમના શરીરો નબળાં થઈ ગયાં હતા અને શરીરની શોભા ઘણી ઝાંખી પડી ગઇ હતી. તેમને જોઈને એ વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું કે હે પુત્રો! તમે ક્યાંથી આવ્યા છો? અને તમારે કઇ તરફ જવાનું છે? માલૂમ પડે છે કે તમે કોઈ દિવસ આવો પરિશ્રમ સહન કર્યો લાગતો નથી અને પહેલ-વહેલાં જ તમે ઘર બહાર નીકળ્યા હો તેવા જણાઓ છો. વૃદ્ધ બ્રાહ્મણને રાજાએ કહ્યું: હે વિપ્રવર! અમે કુવાના દેડકા જેવા છીએ અને એવા હોવાથી અમે સર્વ પ્રકારે અકુશળ છીએ, પરંતુ અમને આ પૃથ્વી ઉપર આવેલા અનેક દેશો જોવાનું કુતૂહલ થવાથી રમ્મપુરથી ઉત્તરાપથ ભણી જવા સારુ નિકળ્યા છીએ. બ્રાહ્મણ બોલ્યો: હે વત્સ! તમારી આવી આકૃતિથી જણાય છે કે તમે કોઈ સામાન્ય માણસ નથી કારણ કે હાથ અને પગમાં પતાકા, કમળ અને અંકુશ વગેરેનાં ઉત્તમોત્તમ ચિહ્નો છે. હાથ અને પગનાં તળિયાં સ્વાભાવિક રીતે જ પવિત્ર અને કોમળ છે તથા લાલ પણ છે. છાતી કપાટ જેવી વિશાળ છે, કપાળ પણ શરદ્‌ઋતુની આઠમના ચંદ્રમા જેવું તેજસ્વી છે. અવાજ મેઘોની ગર્જના જેવો મધુ છે. પાંચજન્ય શંખના અવાજને પણ ટપી જાય એવો ગંભીર છે બન્ને આંખો કમળપત્ર જેવી ઉજળી છે અને કાન સુધી પહોંચી ગયેલી છે એટલી લાંબી છે. ઘોસણ

ગયું. આકાશમાં રહેલા દેવો, વિદ્યાધરો અને કિન્નરોએ જયજયકારનો નાદ શરુ કર્યો. લડવૈયાઓએ એ જયજયકારનો અવાજ સાંભળીને ઉપરાઉપરી તીક્ષ્ણ બાણો ફેંકીને તેનો વરસાદ વરસાવ્યો. એ રીતે બાણોનો વરસાદ વરસવાથી પ્રચંડ સૂર્યનાં કિરણોનો ફેલાવો થતો અટકી પડયો. લડવૈયાનો મોટો સમૂહ ઘાયલ થયો અને તેથી તેમના ઉન્મત્ત હાથીઓનો સમૂહ ચારે બાજુ ઘુમવા લાગ્યો, એ રીતે ચારે કોર ભાગેલા હાથીઓના સમૂહને જોઇને ગભરાટ પામેલા બીકણ પુરુષો ચારે દિશામાં નાસવા લાગ્યા. એ વખતે રાજાઓનાં મરણ થવાથી તેમનાં છત્રો અને ધજાનો મોટો જથ્થો નીચે પડી ગયો, તેથી સમરાંગણનો રસ્તો રોકાઇ ગયો, અને સમરાંગણમાં વહી જતા રુધિરના પ્રવાહમાં ઘોડા અને નરો ડુબવા લાગ્યા. ઘોડા અને નરોનાં માથાનાં ટુકડા થવાથી તે ખાવા માટે ત્યાં ભયંકર વેતાલો એકઠા થવા લાગ્યા અને વેતાલ, પૂતનાના ભેગા થવાથી તે બન્નેની ત્યાં ક્રીડા જામી અને તેને લીધે સમરાંગણમાં ભયંકર હોકારા થવા લાગ્યા. એ ભયંકર અવાજોને સાંભળવાથી સામા ગયેલા સુભટોએ બીજા વીરોને બોલાવવા માંડયા, બીજા વીરોને બોલાવવાથી રણુરસ જામી પડયો અને તેથી મૂર્છા પામેલા નરો હુંકારા દેવા લાગ્યા. એ હુંકાર સાંભળીને જતા અને પાછા આવતા ગીધોએ ચાંચો મારવી છોડી દીધી. એ રીતે સર્વત્ર ત્યાં સમરાંગણમાં ભયાનક વિશાલ અવાજ વારે વારે થવા લાગ્યો. એ પ્રમાણે બન્ને સેનાઓનું ભયાનક યુદ્ધ થયું, અને તેમાં ભારે ભયાનક સંગ્રામને લીધે જેનામાં નિર્દય રીતે ઉગ્ર ઉત્સાહ વધી ગયો છે એવો રાજા હસ્તિમલ્લે પોતાની સામે થયેલા શત્રુના લશ્કરને છુંદી નાખ્યું અને તેનો ભુકો કાઢી નાખ્યો.

જ્યારે એવો મહાપ્રચંડ લડાઇનો ખેલ ખેલાતો હતો ત્યારે “ હવે લડાઈ જિતાશે નહિ.” એમ સમજીને પ્રધાનપુરુષો રાજાની ઇચ્છા નહોતી છતાં પોતાના છત્ર અને ધનુષ તૂટી જવાથી વિશેષ ખિન્ન થયેલા રાજા ભવદેવને રણભૂમિ ઉપરથી દૂર લઇ ગયા. કહેવત છે કે “ નાયક વગરની સેના હણાઈ જાય છે. ” એ કહેવત પ્રમાણે રાજાના બહાર નીકળવાથી તેની સેના છિન્નભિન્ન થઈ ગઈ અને તે છિન્નભિન્ન થયેલી શત્રુસેનાને અર્જુનરાજની સેનાએ બધી તરફથી લૂંટી લીધી. પછી લડાઈ ખતમ થયા પછી માણસોની શોધ માટે સંગ્રામ-ભૂમિને તપાસવામાં આવી ત્યારે ઘાને લઇને પરવશ બની ગયેલા કેટલાક સામંતો તેમાંથી મળી આવ્યા.–તે જ વખતે ભાલાના ઘાથી પ્રાણને છોડી ગયેલો–મુડદું થઈને પડેલો ગંગાધર પણ ભૂમિતળ ઉપર પડેલો જડી આવ્યો. આ જોઇને રાજા હસ્તિમલ્લને ભારે શોકનો આવેગ ચડી આવ્યો. તેના અગ્નિસંસ્કારની ક્રિયાઓ કરી તેનું મરણોત્તર કૃત્ય પણ કરવામાં આવ્યું. પછી હસ્તિમલ્લના આગ્રહથી ખેદ છોડીને રાજા અર્જુને પોતાનું પહેલાનું રાજ્ય સ્વીકાર્યું. ત્યારબાદ રાજા અર્જુને આ મોટો પરમોપકારી છે એમ સમજીને પોતાની પુત્રીને અર્પણ કરી, રાજા હસ્તિમલ્લનો સવિશેષ સત્કાર કર્યો અને તે કેટલાક દિવસો ત્યાં રહ્યો.

આવું અસાધારણ સાહસ ભરેલું છે એવા મહાપુરુષો જગતમાં હયાત હોય છે એવું હજુ સુધી પણ સંભળાયા કરે છે, તો શું એ સંભવિત નથી? કેમકે જે પુરુષો સત્વથી ભરેલા છે તેઓ સમગ્ર સમુદ્રને એક નાના ખાબોચિયાની પેઠે તરી શકયા છે. જ્યાં દેવો રમે છે એવા મોટા મેરુપર્વતને પણ તેઓએ એક ઢેફાની પેઠે ફેંકી દીધો છે. એમણે પોતાના ઘરની પેઠે આખા આકાશને પોતાનાં પગલાંવડે-ઘસી-ચાલી નાખ્યું છે. એક ગુફામાં જાય તેમ તેઓ નિર્ભય થઇને પાતાળમાં પણ પેસી શક્યા છે. જગતમાં એવા સત્વ લોકો માટે શું દુષ્કર છે? જે લોકો સંપૂર્ણપણે સત્વશાળી છે તેઓ આ જગતમાં શું નથી કરી શકતા?

આગેવાન પુરુષે કહેલા સમાચાર સાંભળીને હવે વધારે વિકલ્પસંકલ્પો કરવા એ ઠીક નથી પરંતુ હવે તો હું જાતે જ તે સત્વશાળી પુરુષને જોઇ લઉં; એમ કરીને અને કેટલાક મુખ્ય મુખ્ય પુરુષોને સાથે લઇને અર્જુન રાજા રાજવાડીએ જવાનું બહાનું કાઢીને નીકળ્યો અને તેમ કરીને જ્યાં રાજા હસ્તિમલ્લનો પડાવ હતો ત્યાં પહોંચી ગયો. પછી દૂરથી જ પોતાનો રાજસી ઠાઠ ઉતારી નાંખ્યો, ઉચિત આદરમાન અને પ્રતિપત્તિ કરીને અર્જુન તેની પાસે બેઠો. સ્નેહપૂર્વક તે બન્ને પરસ્પર કેટલીક વાતો કરવા લાગ્યા અને પછી રાજા અર્જુને હસ્તિમલ્લરાજાને કહ્યું: ચાલો અમને તમારો ઉતારો બતાવવા કૃપા કરો. પછી હસ્તિમલ્લ રાજાના આગ્રહથી આ અર્જુન રાજા તેને ઉતારે ગયો અને ત્યાં ભોજન વગેરેની સામગ્રીથી હસ્તિમલ્લે અર્જુનની સારી પ્રતિપત્તિ કરી.

પછી થોડી જ વારમાં મારતે ઘોડે-વારંવાર ચાબુકવડે ઘોડાઓને મારીને વેગ વધારતા અને ઉત્તમ ઘોડા પર બેઠેલા ચાર પુરુષો ત્યાં આવી પહોંચ્યા. તેમણે રાજાને વિનંતી કરી: હે દેવ! જેમણે વિવિધ પ્રકારે લડાઇની તૈયારી કરેલી છે, અને વિવિધ વ્યૂહરચના કરેલી છે એવા આપણા સીમાડાના રાજાઓના સેનાપતિઓ ભવદેવ રાજાને આગળ કરીને અમારી પાછળ ચાલ્યા આવે છે' તો આ વખતે જે ઉચિત હોય તે આપ કરો. આ સાંભળીને અર્જુન રાજા ગભરાઇ ગયો. તે વખતે વૈરિઓના હૃદયમાં શલ્ય સમાન એવા હસ્તિમલ્લ રાજાએ તેને કહ્યું કે, હે મહારાજ! આમ ગભરાવાથી શું વળશે? જેના ઉપર અનેક અસ્ત્રશસ્ત્રોના સમૂહથી તૈયાર (સજ્જ) કરેલ એક જયકુંજર હાથીને મારે માટે તૈયાર કરાવો અને બીજો જ એ પ્રકારનો હાથી આ ગંગાધર માટે તૈયાર કરાવો. પછી એ પ્રમાણે રાજા અર્જુને એ બે જણને માટે બન્ને હાથીઓ તૈયાર કરાવ્યા. ત્યારબાદ યોગ્ય સ્થળે બધા સામંતોને રાજા હસ્તિમલ્લે સેનાની વ્યૂહરચના કરી બરાબર ગોઠવી દીધા અને પછી તે શત્રુની સેનાની સાથે લડવા માટે ખડો થયો. બન્ને લશ્કરો વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું.

રણવાજાં વાગવા માંડયા અને તેના ઉછળતા પડછંદાના અવાજથી આકાશ ભરાઇ

ત્યાં જઈને પોતાના રાજવૈભવમાં પેઠો, રાજસભામાં બેઠો. પછી મંત્રીઓ અને સામંતો વગેરે તેની પાસે આવ્યા ત્યારે તેણે તેમની સાથે રાજ્યનાં અનેક કાર્યો વિશે વિચાર કર્યો. ત્યારબાદ સભાના બધા લોકોને વિસર્જન કર્યાં અને પછી રાજા એકલો પોતે મંત્રીઓ સાથે એકાંતમાં બેઠો. તે વખતે તેણે મંત્રીઓને પૂછયું. ભો ! તમે મને શા માટે બોલાવ્યો ? મંત્રીઓ બોલ્યા : હે દેવ ! સાંભળો. તમારા પુત્ર મહીચંદ્રને કોપણુઈ દુર્દૈવને લીધે પિશાચનો વળગાડ વળગ્યો છે, અમે તેનું ખાસ કારણ જાણતા નથી છતાં તે પુત્ર વળગાડને લીધે જ્યારે એલફેલ બોલવા લાગ્યો ત્યારે અમે મહાકષ્ટે તેને પૂરી રાખ્યો છે અને તુરત જ તમને બોલાવવા ગુપ્તચરોને તમારી પાસે મોકલ્યા હતા. આ હકીકત સાંભળીને અરે આ વળી શું થયું ? એમ કરતો અને પુત્રની અસ્વસ્થતાને લીધે ગભરાયેલો રાજા તેની પાસે ગયો. પોતાના પિતાને આવતા જોઈને રાજપુત્રે ઊભા થઈને પિતાને આદર આપ્યો અને રાજાને પગે પડ્યો તથા પિતાનું બહુમાન કર્યું. ત્યાર પછી રાજાએ તેને કહ્યું: હે વત્સ ! આ શું થયું ? રાજપુત્ર બોલ્યોઃ હે પિતાજી ! ક્યાં શું થયું છે ? પછી રાજપુત્ર કાંઈ બોલી ન શક્યો, આથી રાજાએ તેને માથાથી પકડ્યો એ વખતે ભય અને ચમત્કાર સહિત રાજપુત્ર બોલ્યોઃ–હે દેવ ! તું પોતાના મિત્રને પણ આ રીતે શા માટે પીડે છે ? રાજા બોલ્યો : તું કોણ છે ? પુત્ર બોલ્યો : હું ગંગાધર છું. રાજાએ કહ્યું. તું આવી અવસ્થાને કેમ પામ્યો છે ? ગંગાધર બોલ્યો : હે મહારાજ ! તે વખતે જ્યારે મહાભયાનક યુદ્ધ ચાલતું હતું અને તમે તેમાં વિશેષ રોકાયેલા હતા ત્યારે હું મજબૂત બખ્તરવાળા અને શોભાયમાન એવા મોટા હસ્તિરાજ પર બેસીને દુર્મુખ નામના શત્રુપક્ષના સેનાપતિ સામે ઊભો હતો. ભયાનક લડાઈ ખેલાણી હતી. બાણ, નારાચ, પુરુપ્પ, વાવલ્લ, ભાલાં અને સેલ્લ વગેરે વિવિધ પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્રો ખૂટી ગયા હતાં એથી મેં મારા હાથીને હંકારીને શત્રુના સેનાપતિના હાથી સામે કર્યો અને તે વખતે મેં એ સેનાપતિ ઉપર એક તલવારનો ઘા કર્યો અને તેણે મારા ઉપર પણ એક અણીદાર ભાલાનો ઘા કરી મારા બધાં આંતરડાં બહાર કાઢી નાખ્યાં અને મને હાથીની અંબાડીમાંથી નીચે પાડી નાખ્યો. પછી હું ત્યાં જ મરણ પામ્યો અને પિશાચ-દેવોની યોનિમાં જન્મ પામ્યો અને તમારા દર્શન કરવાની પ્રબળ ઉત્કંઠાને લીધે આ રાજપુત્રના શરીરમાં પેઠો છું.

આ બધી હકીકત સાંભળીને રાજાને વિસ્મય થયો, ખેદ થયો અને શોકથી તે ગળગળો થઈને કહેવા લાગ્યો· અહો ! દેવોની રમત કેવી હોય છે. અહો ! કરેલાં કર્મનાં ફળો પણ અચિંત્ય છે, અહો ! મારું ભાગ્ય પણ અવળું થયું લાગે છે, જેથી આવી જાતનાં મારાં મિત્રો પણ આ પ્રકારનાં પિશાચદેવોની યોનિમાં જન્મ પામે છે. અહીં શું

ખાસ વાત એ હતી કે એનો મિત્ર ગંગાધર ત્યાં યુદ્ધમાં મરણ પામ્યો હતો તે દુઃખ તેને વાગેલા કાંટાની પેઠે હૃદયમાં ભારે ખટક્યા કરતું હતું, અને એ મિત્રના મરણથી મિત્રવિયોગનું દુઃખ એક ક્ષણ પણ ભૂલાતું નહોતું એથી એ હસ્તિમલ્લ રાજાને વિવિધ નાચ-કળામાં કુશળ સુંદર સ્ત્રીઓ પણ જોવી ગમતી ન હતી, પરમ આનંદદાયક અને મનોહર સ્થળોમાં તેનું મન લેશમાત્ર પ્રસન્નતા પામતું નહોતું, ગજક્રીડા અને અશ્વક્રીડા તરફ પણ તેની બુદ્ધિ જરાપણ ખેંચાતી નહોતી. એ રીતે તે મહાત્મા પોતાના મિત્રના વિયોગના દુઃખને સહી શકતો ન હતો તેથી વિવિધ દેશો જોવાનો તેનો ઉત્સાહ તદ્દન ઘટી ગયો અને તે ક્યાંય પણ શાંતિ પામી શકતો ન હતો. એટલામાં તેના પૂર્વના પહેલાનાં રાજ્યમાંથી એક ગુપ્તચર સંદેશવાહક તેને મળવા તેની પાસે આવી પહોંચ્યો. દ્વારપાલે તેના આવવાના સમાચાર કહ્યા એટલે તેને મળવા પોતાની પાસે બોલાવ્યો, અને તે ગુપ્તચરે રાજાને પગે પડીને એક લેખ આપ્યો. રાજાએ પોતે એ લેખ વાંચ્યો, અને હવે અહિંથી શીઘ્ર પાછા વળવું જોઇએ એવો તે લેખનો ભાવાર્થ તેના ખ્યાલમાં આવ્યો. આ બધી હકીકત રાજા હસ્તિમલ્લે રાજા અર્જુનદેવને જણાવી. ત્યારપછી હાથી, ઘોડા અને બીજાં અનેક રત્નોથી ભરેલા ભારે ખજાના સાથેના રાજવૈભવ સહિત રાજા અર્જુનદેવ રાજા હસ્તિમલ્લ પાસે આવ્યો, અને આદરપૂર્વક પ્રણામ કર્યાં. ભાલતલમાં બન્ને હાથ જોડી તેને આ પ્રમાણે વિનંતી કરવા લાગ્યો ' હે દેવ! મારો જે આ વૈભવ છે તે બધો તમારા ચરણકમળની કૃપાનું જ ફળ છે, માટે હે દેવ! તમે આ બધું ગ્રહણ કરો. તમે મારા ઉપર જે ઉપકાર કરેલ છે તેની પાસે આ તો શું છે? હે રાજા! હું તો આપનાં દર્શનથી પણ મારી જાતને વૈભવ-ધન્ય સમજું છું. પોતાની જિંદગીને પણ જોખમમાં મૂકીને બીજાનો ઉપકાર કરવાની તીવ્ર વૃત્તિવાળા તમારા જેવા મહાપુરુષને જોઇને પૂર્વે થઇ ગયેલા એવા પરદુઃખભંજન રાજા બલિ અને શિબિ રાજા ઉપર કોણ શ્રદ્ધા ન કરે? આ પ્રમાણે પોતાની પ્રશંસા સાંભળીને શરમનો માર્યો પોતાના શરીરને સંકોડીને રાજા હસ્તિમલ્લ બોલ્યોઃ-હે નરવર! તું આમ કેમ બોલે છે? મારી તે શકિત શી? મારામાં એવું તે જ્ઞાન પણ શું છે? હું એવો કળામાં કુશળ પણ ક્યાં છું? અને મેં એવો તે શું પરોપકાર કરી નાખેલ છે? જેથી તું મારી આવી અપૂર્વ પ્રશંસા કરી રહ્યો છે? સારા મનુષ્યોનો એવો જ સ્વભાવ હોય છે કે તેઓ બીજાના રેતીના કણ જેટલા થોડા પણ ગુણો મોટા પહાડના વિસ્તારની જેમ વર્ણવી બતાવે છે, અને પોતાના મોટા પહાડ જેવા વિસ્તારવાળા ગુણોને પણ ઢાંકી રાખે છે. માટે હવે વધારે કહેવાની જરૂર નથી. હે ભદ્ર! હવે તું જ આ રાજ્યવૈભવને ભોગવ અને હું વળી મારા રાજ્ય તરફ જાઉં છું. એમ રાજા હસ્તિમલ્લ રાજા અર્જુનદેવને સમજાવીને અને કેટલાક પુરુષોને સાથે લઇને તથા બાકી બીજા બધા લોકોને પાછા વાળીને કોઈ ન જાણે તેમ પોતાના નગર ભણી ગયો.

પેલા પિશાચની હકીકત અને વાત સાંભળીને રાજાના મનમાં ધર્મપ્રવૃત્તિ કરવાની અભિલાષા થઇ.

હવે આ તરફ પેલો ભવદેવ રાજા યુદ્ધમાં હારી ગયો તેથી તેને વૈરાગ્ય આવ્યો અને તેને વિચાર થયો કે હું હાર પામેલો હોવાથી મારો અપયશ થયેલો છે; તો હું મારું મોં મારા સ્વજનોને શી રીતે બતાવું ? આવા વિચારને લીધે તેણે પોતાને ઘેર જવાનો વિચાર માંડી વાળ્યો અને અધવચ્ચેથી જ તેણે મતિસાગર નામના આચાર્ય પાસે દીક્ષા સ્વીકારી. દીક્ષિત થયેલો ભવદેવમુનિ સૂત્ર અને અર્થો શિખવા લાગ્યો તથા વિશેષ પ્રકારની તપશ્ચર્યા કરતો કરતો પોતાના ગુરુની સાથે રમ્મપુર નામના નગરમાં આવી પહોંચ્યો. પોતાના નગરમાં આચાર્ય આવેલા હોવાથી તેમના સમાગમ માટે વિશેષ આનંદ પામેલા રાજા વગેરે બધા લોકો તે આચાર્યને વંદન કરવા માટે ગયા. વંદન કરવા આવેલા એ બધા લોકોએ માથે હાથ જોડીને આચાર્યને પ્રણામ કર્યા, અને પોતપોતાની શક્તિ પ્રમાણે અહિંસા વગેરે કેટલાક નિયમો લીધા. એ નગરનો રાજા તો પહેલાથી જ સંસારવાસથી વૈરાગ્ય પામેલો હતો એટલે આચાર્યની દેશના સાંભળતાં જ તત્ક્ષણ રાજાનો વૈરાગ્ય વિશેષ ઉત્તેજિત થયો અને તેનો વૈરાગ્ય ભાવ વધી જવાથી તેને દીક્ષા લેવાનો ભાવ થયો એટલે રાજાએ પોતાના પુત્ર મહીચંદ્રને પોતાની ગાદીએ બેસાડી દીધો, અને પોતે શિરીષના ફૂલ જેવો વિશેષ કોમળ હોવા છતાં અસાધારણ એવો શ્રમણભાવને ગ્રહણ કરવા માટે ગુરુ આશ્રયે ગયો. હવે જેણે કામદેવરૂપ મલ્લને પરાજિત કર્યો છે એ હસ્તિમલ્લ પણ સાધુરૂપે વિહાર કરવા લાગ્યો અને તેને આ ભવદેવ નામના મુનિએ ઓળખી પણ લીધો. ભવદેવને એમ થયું કે હસ્તિમલ્લ મુનિના પ્રતાપને લીધે હું આ દીક્ષા લઈ શક્યો એટલે એ મુનિ મારી દીક્ષામાં હેતુ થયેલો હોવાથી મારો ઉપકારી છે, અને યુદ્ધમાં તેણે મને હરાવી દીધેલો હોવાથી તે મારો અપકારી પણ છે. વખતે એ, યુદ્ધસ્થળ ઉપર આવેલો ત્યારે તેણે મને ભોઠપ આપી એથી ભવદેવ સાધુને એ હસ્તિમલ્લ સાધુ તરફ થોડોક દ્વેષ થયો અને તેનામાં અહંભાવ જાગૃત થયો. ભવદેવમાં ઉપજેલો દ્વેષ કે અહંભાવ હસ્તિમલ્લના જાણવામાં ન આવ્યો તેમ તે હસ્તિમલ્લ ભવદેવને પોતાનો પૂર્વનો પરિચિત છે" એ રીતે ઓળખી પણ શક્યો નહિ અને આ રીતે એ બન્નેનો સમય ચાલ્યો જાય છે.

વખત જતાં ભવદેવ સાધુ "ગીતાર્થ" હોવાથી તેની નિશ્રામાં ગુરુએ હસ્તિમલ્લ વગેરે કેટલાક સાધુઓને સોંપ્યા અને એ સોંપાએલા સહાયક સાધુઓને સાથે લઇને ગુરુની આજ્ઞાને શિરોધાર્ય કરીને અપ્રતિબદ્ધપણે આ ભવદેવ મુનિ ગામોગામ વિહાર કરવા લાગ્યા. આમ ચાલતા ચાલતાં એકલા પેલા હસ્તિમલ્લ મુનિનો શુભભાવ ઓછો થવા લાગ્યો

કરી શકાય? પુરુષાર્થ તો ત્યાં પહોંચી શકતો નથી. યંત્રો અને તંત્રો પણ ત્યાં નકામા છે. એમ કરીને રાજા ભારે શોક કરવા લાગ્યા ત્યારે મંત્રીઓ બોલ્યાઃ હે દેવ! સાંભળો. અહીં આ પ્રસંગે સંતાપ કરવો નકામો છે. જે કરવા યોગ્ય હોય તે જ કરવું જોઈએ. રાજા બોલ્યોઃ હે પરમમિત્ર! તું કહે કે કઇ પ્રકારની વિધિ કરવાથી તેને સુગતિને લાભ થાય. ગમે તેવો દુષ્કર ઉપાય બતાવીશ તે પણ હું કરીશ, માટે અઘરો હોય તોપણ ઉપાય બતાવ. પિશાચ બોલ્યોઃ હે મહારાજ! હવે વિધિ ઉપાય કરવાનો વખત વીતી ગયો છે તેથી મારે મારાં કર્મોનાં ફળ ભોગવી લેવાં જોઈએ એટલે મારે મારું કર્યું ભોગવ્યે જ છૂટકો છેઃ

હે રાજા! દેવોને, નારકોને તેમણે ઘણાં લાંબાં સમય પહેલાં જે કર્મો કરેલાં હોય છે તેનો ઉપભોગ કરવાનો હોય છે, અને પછી જ્યારે એ દેવો ને નારકો કર્મભૂમિમાં અવતાર લે છે ત્યારે સારાં કર્મોનું ઉપાર્જન કરી શકે છે. જે લોકો એમ કહે છે કે પિંડપ્રદાન, શ્રાદ્ધ અને હોમહવન વગેરેથી મરેલા પ્રાણીને સુગતિએ પહોંચાડી શકાય છે, તેમનું કથન મૂઢતાભરેલું છે, કારણ કે જે પ્રાણી મૃત્યુ પામેલો છે તે ક્યાં ગયો છે અને કેટલે દૂર જઈને અવતાર લીધો છે તેની જ આપણને ખબર નથી હોતી. પછી તે મૃત્યુ પામેલાને શ્રાદ્ધ વગેરેથી સુગતિ શી રીતે આપી શકાય? વળી, મૃત્યુ પામેલો પ્રાણી એ રીતે શ્રાદ્ધ વગેરે દ્વારા સુગતિ પામી શકતો હોય તો પછી એ રીતે તો કોઇ પણ પ્રાણીની અસદ્‌ગતિ ન જ થવી જોઈએ. અને વળી શ્રાદ્ધ વગેરે જેવા સરલ ઉપાયોથી સદ્‌ગતિ મળી જ જતી હોય તો પછી તપશ્ચર્યા કે સંન્યાસ વગેરે જેવી દુષ્કર ક્રિયાઓ શા માટે કરવી પડે? માટે ખરી વાત તો એમ છે કે જેમ રોગી પોતે જાતે જ વિરેચન લે, ઔષધ ખાય અને આરોગ્ય માટે બંધન વગેરેના ઉપાયો કરે તો જ તે રોગી પોતે જાતે આરોગ્ય મેળવી શકે છે, અને જાતે કરાએલી એ વિરેચન વગેરે ક્રિયાઓ ચોક્કસ રીતે રોગનો નાશ કરે છે, પરંતુ જેને રોગ હોય તે પોતે વિરેચન ન લે, ઔષધ ન ખાય અને એને બદલે બીજો માણસ વિરેચન લે અને ઔષધ ખાય તો પેલા રોગીને કશો ફાયદો થતો નથી તેમ મરેલા પ્રાણીને બદલે બીજો માણસ શ્રાદ્ધ વગેરે ક્રિયાઓ કરે તો તે મરેલા પ્રાણીને સદ્‌ગતિ મળવાનો સંભવ જ નથી જ, માટે હે રાજા! જાતે જ આચરેલાં તપ, જપ, જ્ઞાન, ધ્યાન વગેરે ઉપાયોદ્વારા અને સદાચરણોદ્વારા અશુભ કર્મ નાશ થઈ શકે છે અને તેથી નિર્મળ ગતિનો લાભ પણ મળી શકે છે.

પેલા ભૂતે એમ કહ્યા પછી રાજાએ એ વાતને સ્વીકારી સ્નેહપૂર્વક આ રીતે વાતચિત કરીને પેલો પિશાચ જ્યાંથી આવ્યો હતો ત્યાં પાછો ચાલ્યો ગયો, અને રાજપુત્ર મહીચંદ્ર પોતાની સ્વાભાવિક દશાને પામ્યો-એટલે તેનો વળગાડ ચાલ્યો ગયો. આ રીતે

જીવોએ જો કે પહેલાં કદી પણ તપ કે બીજા નિયમો નહીં કરેલાં છતાંય એ જ જન્મમાં તેમના શુભ ભાવો અતિશય વધી જવાને લીધે તેમનામાં સમભાવરૂપ સામાયિક આવી ગયું હતું અને તેથી તેમનાં બધા કર્મોનો નાશ થઈ ગયો અને તેઓ નિર્વાણપદ પામ્યા એ વાત ખરી છે પરંતુ એમનો એ બનાવ એક અચ્છેરારૂપ છે માટે ઉદાહરણરૂપે પ્રમાણ તરીકે ન લઈ શકાય. જો એવાં અચ્છેરા જેવાં ઉદાહરણોને પ્રમાણભૂત માનવામાં આવે તો આ બધો વ્યવહાર જ નાશ પામી જાય. વળી, તેં જે કહ્યું કે તથાભવ્યત્વના ભાવને લઈને સિદ્ધિનો લાભ મળે છે માટે ધર્મક્રિયા માટે કોઇ પ્રકારનાં કષ્ટરૂપ અનુષ્ઠાનો કરવાની જરૂર નથી એ પણ બરાબર નથી; કારણ કેઃ—

તીર્થંકર ભગવાન પોતે ચાર જ્ઞાનના ધણી છે. દેવો એમને પૂજે છે. એઓ નિર્વાણપદને ચોક્કસ મેળવવાના જ છે, છતાં તેઓ જાતે પોતાની શક્તિ અને વીર્યને છૂપાવ્યા વિના ધર્મપ્રવૃત્તિઓ માટે ઉદ્યમ કરે છે. એ પ્રમાણે જો કે તે જિનેશ્વર ભગવંતો સંસારસમુદ્રનો પાર પામી ગયા કહેવાય છતાંય તેઓ ધર્મપ્રવૃત્તિ માટે વિશેષ ઉદ્યમ કરે છે તો પછી અમારી કે તમારી જેવા પામર પ્રાણીઓને એ ધર્મપ્રવૃત્તિને માટે વ્યામોહ કેમ હોઇ શકે ?

આ રીતે ભવદેવ મુનિએ હસ્તિમલ્લ મુનિને સમજાવ્યો છતાં ય તે વધારે ચર્ચા કરવા લાગ્યો ત્યારે અભિમાન વા દ્વેષને લીધે ભવદેવ મુનિએ તે હસ્તિમલ્લ મુનિની ઉપેક્ષા કરી અને તેના તરફ વિશેષ ધ્યાન ન આપ્યું. આમ થવાથી તે હસ્તિમલ્લ મુનિ, ધર્મ-કાર્યોમાં વિશેષ અસ્થિર થઈ ગયો છતાં કેવળ લોકલાજને લીધે બહારનો દેખાવ રહે એટલા પૂરતું ધર્મકાર્ય કરવા લાગ્યો. એ રીતે તેણે સાધુ-ધર્મની વિરાધના કરી અને અંતે એ એમ ને એમ કાળધર્મ પામી અસુરગતિ પામ્યો. ભવદેવ મુનિ પણ ધર્મક્રિયામાં શિથિલ એવા હસ્તિમલ્લ મુનિ તરફ બેદરકાર રહેલો એટલે તેણે પણ એ શિથિલ મુનિને ધર્મમાં સ્થિર કરવા તરફ પૂરતું લક્ષ્ય નહીં આપેલું તેથી એના સમકિતમાં કલંક લાગેલ તોપણ એ ભવદેવ મુનિએ દુષ્કર તપશ્ચર્યા આચરેલી હતી તેના પ્રભાવે તે કાળધર્મ પામીને લાંતક નામના સ્વર્ગમાં મધ્યમ આયુષ્યવાળો દેવ થયો, અને ત્યાં લાંતક સ્વર્ગમાં વિધ-વિધ પ્રકારની ક્રીડાઓ કરીને પોતાના દિવસો ગાળવા લાગ્યો. એમ કરતાં કરતાં કોઈ ઈશાન નામના દેવની સાથે તેને ભાઇબંધી થઈ અને તે પોતાના મિત્રની સાથે વિદેહ વગેરે ક્ષેત્રોમાં તીર્થંકરને વંદન કરવા જવા લાગ્યો. હવે જ્યારે એ દેવનું છ મહિનાનું આયુષ્ય બાકી રહ્યું ત્યારે તેણે તીર્થંકરને પૂછ્યુંઃ હે ભગવાન ! શું હું સુલભબોધિ થઇશ કે દુર્લભબોધિ થઇશ. ભગવાન બોલ્યા. હે મહાભાગ ! તું દુર્લભબોધિ છો, અને

મોહના અચિંત્ય સામર્થ્ય તથા ભવિતવ્યતાના પ્રતિકૂળતાને કારણે હસ્તિમલ્લ રાજર્ષિને કેટલાક હલકા વિચારો આવવા લાગ્યા:

મુનિ પડિલેહણા ન કરે, પ્રમાર્જન ન કરે અને એવી બીજી મુનિપણાની ક્રિયા ન કરે છતાંય ભવિતવ્યતાના કારણે જીવ, દેવગતિને મેળવી શકે છે એ નિશ્ચિત છે. એમ ન હોય તો જેણે મુનિધર્મને સ્વીકાર્યો નથી એવો, અને જેનું ચિત્ત મોટા ભયાનક યુદ્ધમાં લાગેલું હતું એવો મારો મિત્ર ગંગાધર શી રીતે દેવગતિને પામ્યો ? વળી, શાસ્ત્રમાં પણ એવી એવી વાતો સંભળાય છે કે તથાપ્રકારના ભવ્યતાના પરિપાકને લીધે જેમના આત્મામાં સામર્થ્ય ઉદ્ભવેલું છે એવા અને કોઈપણ પ્રકારની ધર્મક્રિયાને નહીં કરી શકેલા એવા **મરુદેવી** વગેરે જીવો પણ નિર્વાણ પામ્યા છે. ખરી રીતે તો ભવ્યત્વનો પરિપાક જ કલ્યાણના સમૂહનું કારણ છે, અને એવો તથાભવ્યતાનો પરિપાક ન થયો હોય તો બધી જાતની ક્રિયાઓ નિષ્ફળ જાય છે. કોઈ એમ કહે કે સંયમ, તપ વગેરેની ક્રિયાઓ દ્વારા જ તથાભવ્યત્વનો પરિપાક થાય છે તો એ વાત પણ ખોટી છે, કારણ કે જે મરુદેવી વગેરેના આત્માઓ શિવપદને પામેલા છે તેઓએ તો તપ વગેરે કશુંએ કર્યું ન હતું, છતાં તેમનું તથાભવ્યત્વ શી રીતે પરિપકવ થયું ? એટલે સંયમ અને તપ વગર પણ તેમના તથાભવ્યત્વનો પરિપાક થયેલો હતો એમ જ માનવું રહ્યું. એ રીતે એ હસ્તિમલ્લ મુનિના મનમાં સાધુધર્મ સંબંધી શુભ ક્રિયાઓ વિષે વૈરી જેવો શુદ્ધ ભાવનો વિરોધી પરિણામ પેદા થયો કે પરિણામે એ મુનિ મહાત્મા, તપ અને બીજી મુનિની ક્રિયાઓમાં શિથિલમંદ થઇ ગયો.

હસ્તિમલ્લ સાધુની એ બધી શિથિલતા, પ્રમાદભાવ અને મંદતા ભવદેવ સાધુના જાણવામાં આવી તેથી તેણે એ મુનિને કહ્યું; હે ઉત્તમ રાજર્ષિ ! સ્વીકારેલા સાધુધર્મ પ્રત્યે તું જો કે અસંતોષિ થયો છે એટલે મારે તને કશી પણ શિખામણ આપવા જેવું નથી છતાંય તને થોડુંક કહી દઉં છું: આ સંસારમાં પુરુષો ત્રણ પ્રકારના હોય છેઃ અધમ, મધ્યમ અને ઉત્તમ. તેમાં જે અધમ પુરુષો હોય છે તેઓ પહેલેથી જ વિઘ્નના ભયને લીધે કોઇપણ પ્રકારની ધર્મપ્રવૃત્તિની શરૂઆત જ કરતા નથી. જેઓ મધ્યમ પુરુષો છે તેઓ ધર્મપ્રવૃત્તિનો આરંભ તો કરે છે પણ વચ્ચે વિઘ્ન આવતાં જ તેઓ એ આરંભેલા કામને પણ તજી દે છે. હવે જેઓ ઉત્તમ પુરુષો છે તેઓ તો ગમે તેટલાં વિઘ્નો આવે તોપણ સ્વીકારેલી પ્રવૃત્તિને માટે વિશેષ ને વિશેષ યત્ન કરે છે. હવે તું પણ ઉત્તમ કોટીનો પુરુષ છો છતાં ધર્મપ્રવૃત્તિથી જાણે કે પાછો હઠતો હોય એવા કેમ દેખાય છે ? શું તારે માટે એ યોગ્ય કહેવાય ? પછી હસ્તિમલ્લ મુનિએ ધર્મક્રિયાને લગતા પોતાના બધા વિચારો પેલા ભવદેવ મુનિને જણાવી દીધા. ભવદેવ બોલ્યોઃ હે ભદ્ર ! મરુદેવી વગેરે

૧. જે માનવ ન્યાયના માર્ગમાં છે તેને તો કોણ ન સમજાવી શકે ? પરંતુ જે માનવ ન્યાયમાર્ગથી ચલિત થયેલો છે તેને ફરી પાછો જે સ્થિર કરી શકે એ જ ખરો વિચક્ષણ કહેવાય. ૨. સ્વાર્થ માટે પ્રયત્ન કરવાની વૃત્તિ તો આબાલગોપાળ સુધી જાણીતી છે, પરંતુ જે, પરાર્થ માટે એ પ્રકારે લાગણીથી પ્રયત્ન કરે છે એવા કલ્યાણસમુદ્ર તો કોઇક જ હોય છે. ૩. ખુદ અરિહંત ભગવાન પોતે નિર્મળ કેવળજ્ઞાનની પ્રાપ્તિ થવાને લીધે તદ્દન કૃત્યકૃત્ય છે, છતાંય તેઓ જાતે પ્રાણીઓને ધર્મમાં સ્થિર રાખવા પ્રયત્ન કરે છે, તો પછી જે ડાહ્યા લોકો છે તેઓએ એ કામમાં શા માટે આળસ રાખવું જોઇએ ? એ પ્રમાણે શ્રી કથારત્નકોશમાં સમ્યકત્વનો વિચાર કરતાં તેના છઠ્ઠા અતિચારના પ્રકરણમાં ભવદેવ રાજર્ષિની સાતમી કથા સમાપ્ત થઇ.



હવે પછી કેટલાક બીજા ભવોમાં ભમ્યા વિના તારો અભિલાષ સિદ્ધ થવાનો નથી. આ સાંભળીને એ દેવ મનમાં ખૂબ ખિન્ન થયો અને ભગવાનને વાંદીને તે પોતાને સ્થાને ગયો.

પછી પોતાના કર્મરૂપ વજ્રના ઘાથી હણાયેલો અને દુષ્કૃત્યનાં અગ્નિથી સંતાપ પામેલો એ ઈશાનદેવના જોવામાં આવ્યો. ઈશાને તેને પૂછ્યું: હે ઉત્તમ મિત્ર ! તું શા માટે આ પ્રકારે આમ શોક કરે છે ? પછી એ દેવે પોતાનું શોકનું કારણ કહી બતાવ્યું. ઈશાનદેવ બોલ્યો: હે મહાભાગ ! જો એટલા માત્રથી શોકમાં પડેલો હો તો હવે સંતાપ ન કર, જ્યારે તું અહિંથી મરીને બીજા ભવમાં જન્મ પામીશ ત્યારે હું એવો પ્રયત્ન કરીશ કે જેથી તને બોધિલાભ થશે. પેલા શોકમાં પડેલા દેવે આ વાતને સ્વીકારી. પછી શોકમાં પડેલો દેવ કાલક્રમે મરણ પામીને કૌશામ્બીનગરીમાં એક વાણિયાનો પુત્ર થયો અને જુવાન થયો એટલે તેના મિત્રરૂપ ઈશાનદેવે તેને પ્રતિબોધ પમાડવાનો પ્રયત્ન શરુ કર્યો. શાંતિવાળા કોઈપણ ઉપાયવડે એ જુવાન પ્રતિબોધ ન પામ્યો, ત્યારે તેણે બીજા ઉગ્ર ઉપાયો લેવા શરુ કર્યા. પછી તો તે જુવાનને એક એવા ગાઢ જંગલમાં મૂકી દીધો કે જ્યાં સિંહો, હરણો, રિંછો વગેરે ભયાનક જનાવરો હોય અને એમ કરીને તે જુવાનને ઘણો જ બીવરાવ્યો. વળી તેના તરફ ભયાનક ચક્રો, અણીદાર તલવારો અને ચકચકતા ભાલાંઓ વગેરે ભયાનક શસ્ત્રો તાકવામાં આવ્યા, અને એ રીતે દેવમાયાદ્વારા તેને ડરાવવામાં આવ્યો. પછી વળી તેને લોઢાના ગોળાની પેઠે સમુદ્રમાં ડુબાડવામાં આવ્યો કે જ્યાં ઘણાં માછલાં, ભમતાં મોટાં મોટાં મગરો અને ભયાનક તરંગો ઉછળ્યા કરે છે. પછી વળી જ્યાં કઠણ દાઢવાળા ભોરીંગો રહે છે એવી મોટી મોટી ભયાનક બખોલો, કોતરોમાં નાંખવામાં આવ્યો. તથા સળગતા અગ્નિની ધગધગતી જ્વાળાઓમાં બેસાડવામાં આવ્યો. આટલું આટલું કર્યા થતાં એટલે ઘણા ભયાનક દુઃખોદ્વારા તેના મનને ક્ષોભ પમાડ્યો છતાં પેલો જુવાન થયેલો વાણિયાનો પુત્ર કોઈ રીતે થોડો પણ ધર્મને પામી શક્યો નહિં. તેથી પેલો મિત્રરૂપ દેવ હતાશ થઈ ગયો અને 'એ અયોગ્ય છે'. એમ સમજીને તે દેવ જેવો આવ્યો હતો તેવો પોતાને સ્થાનકે ચાલ્યો ગયો, અને પેલો વાણિયાનો પુત્ર પણ અનેક ભવોમાં ભમતો રહી એ રીતે અનેક ભયાનક કષ્ટોને પામતો રહ્યો, માટે શક્તિ હોય તો ધર્મમાં અસ્થિર થયેલા કોઈપણ પ્રાણીને સર્વ પ્રયત્નોવડે સ્થિર કરવો જ જોઈએ એ પ્રવૃત્તિ સમકિતનું ખાસ અંગ છે. વળી,

મોહજન્ય કુતર્કને લીધે કોનું મન ધર્મના માર્ગથી ચલિત થતું નથી ? ધર્મની જે પ્રવૃત્તિઓ કષ્ટરૂપ લાગે છે તેનાથી કોની બુદ્ધિ પાછી હટતી નથી ? તોપણ એવા ચલિત થયેલા અને કંટાળો પામેલા માનવને પણ જાતજાતનાં દૃષ્ટાન્તો અને તર્કોદ્વારા સમજાવીને શ્રી જિન ભગવાનના પ્રવચનમાં પ્રેમપૂર્વક સ્થિર કરવા પ્રયત્ન કરવો જોઈએ.

છે તે બધાને પહેલેથી બોલાવવા જોઇએ. જેઓ પરાભવ પામેલા છે તેમનું રક્ષણ કરવું જોઇએ અને જેઓ નબળી અવસ્થાને પામેલા છે તેમનો સારી રીતે ઉપચાર કરવો જોઇએ. જેઓ સીદાતા હોય એટલે તકલીફમાં પડેલા હોય તેમને સારી વૃત્તિમાં, સારા ઉદ્યોગમાં જોડવા જોઇએ અને જે સાધર્મિકો પ્રમાદશીલ છે તેમને વારંવાર પ્રેરણા આપીને સાવધાન કરવા જોઇએ. જેઓ આ રીતે સાધર્મિકો તરફ વાત્સલ્ય રાખે છે તેઓ ધન્ય કહેવાય છે. પોતાનાં મિત્રો અને સ્વજનો તરફનો મોહ પૂર્ણ વાત્સલ્યભાવ સંસારનો પ્રબંધ વધારનારો છે ત્યારે જે લોકો જિનશાસનને વરેલા છે તેમના તરફ રખાતો વાત્સલ્યભાવ સંસારના પ્રબંધને દૂર કરનારો છે. જે વાત્સલ્યમાં કોઇ પ્રકારનો સ્વાર્થભાવ નથી તે વાત્સલ્ય અમૂલ્ય છે તેમજ જે વાત્સલ્ય સંસારનાં પ્રપંચોને દૂર કરનારું છે તે વાત્સલ્ય સાધર્મિક લોકમાં પ્રશંસાપાત્ર છે. એ પ્રમાણે જે માનવ પોતપોતાની મર્યાદા સાચવીને પોતાને મળેલી શુદ્ધ બુદ્ધિ પ્રમાણે યોગ્ય વાત્સલ્ય કરે છે તેને બોધિનો લાભ થાય છે અને તે **ધનની** પેઠે નિર્વાણસુખનો લાભ મેળવે છે. એટલે હવે અહીં વાત્સલ્યનો મહિમા બતાવવા કથાકાર ધનની કથા કહે છે.

**કોસંબી** નામે એક નગરી છે. એ નગરીમાં કુબેરની નગરી અલકાપુરી કરતાં વિશેષ અધિક સમૃદ્ધિવાળા અનેક મંદિરોથી સુશોભિત શોભી રહી છે. એ નગરીમાં વસનારા પુરુષોમાં સત્ય, શૌચ, દયા, દાક્ષિણ્ય વગેરે પ્રધાન ગુણો રહેલાં છે. વળી એ નગરી સીતાની મૂર્તિની પેઠે અચ્યુતસાહાથી યુક્ત છે એટલે સીતા અચ્યુત–રામની સાહા–શ્લાઘા–પ્રશંસાથી યુક્ત છે તેમ એ નગરી–અચ્યુત–અખંડ એવી સાહા–સ્વાહા આહુતિઓથી યુક્ત છે. વળી એ નગરી ગજાનનના ગંડસ્થલની મંડલી જેવી અનવરત પ્રવૃત્તઘન વર્ષાવાળી છે. એટલે જેમ ગજાનનના ગંડસ્થલમાંથી નિરંતર ઘન મદજળની, વર્ષા વરસ્યા કરે છે તેમ આ નગરીમાંથી પણ નિરંતર દાનની–જ્ઞાનદાનની, અભયદાનની, ધનદાનની વર્ષા વરસ્યા કરે છે તથા એ નગરીનો ધનધાન્યાદિકનો ભંડાર એવડો મોટો છે કે જે સેંકડો વર્ષો સુધી વપરાયા કરે, ખરચ્યા કરે તો પણ ખૂટી શકે એવો નથી. એ નગરીમાં વિશાહદત્ત નામે એક શેઠ રહે છે, એ શેઠના કારભારને વિશિષ્ટ માણસોનો સારો એવો ટેકો છે અને એ રીતે પોતાનો કારભાર ચલાવતો એ શેઠ કેટલોક સમય વીતાવે છે. કાલાંતરે એ સમય વીતતાં એ શેઠના પૂર્વભવે ઉપાર્જેલાં તથાપ્રકારનાં પુણ્યો પરવાર્યાં એથી તેનો. વૈભવ સમુદાય ધીરે ધીરે ક્ષીણ થવા લાગ્યો. એવે અવસરે તેને ચિંતા થઇ કે હવે આ સમયે શું કરવું ઉચિત છે?

જે ગૃહસ્થ દ્રવ્ય વગરનો છે, નિર્ધન છે, તે કોઇ પ્રકારે દેવ અને ગુરુની પૂજા કરી શકતો નથી, પોતાના બન્ધુજનોનો આદરસત્કાર કરી શકતો નથી તેમ ગુણોને પણ મેળવી

## —⊙ વાત્સલ્ય ગુણ વિષે ધનસાધુનું કથાનક. ⊙—



(કથાનક ૮ મું.)

કોઈ મુમુક્ષુને સમકિતમાં વિધિપૂર્વક સ્થિર કર્યો હોય છતાંય તેના તરફ વાત્સલ્ય-સ્નેહભાવ ન બતાવવામાં આવે તો એ સમકિતવંત માનવ પોતાના ધર્મના ગુણોને નિભાવી શકતો નથી અર્થાત્ એવો સમકિત ગુણ જેના વિના ટકી શકતો નથી એવા વાત્સલ્ય ગુણ વિશે હવે વાત કરવાની છે. શરીરનું સંઘયણ–બંધારણ નબળું હોવાથી, કાળ વિષમ હોવાથી અને તથાપ્રકારનો વીર્યોલ્લાસ–પુરુષાર્થ પ્રકર્ષ- ન હોવાથી જેઓ સુગીત અને સદ્–ઉદ્યમવંત છે તેમનો પણ સંયમ તરફનો ઉદ્યોત એક વાત્સલ્ય વિના વિલય પામે છે અર્થાત્ સુગીત અને સદુદ્યમવંત તરફ વાત્સલ્ય ન રાખવામાં આવે તો કાળાદિકના દોષને લીધે તેમનો પણ સંયમ ઢીલો થતાં થતાં નાશ પામી જાય છે. સુગીતો અને સંયમ માટે સદુદ્યમવંતોનો પણ સંયમ તેમના તરફ સંઘના વાત્સલ્ય વિના ન ટકી શકતો હોય તો જેઓ તાજા જ દીક્ષિત થયેલા છે, અતિથિરૂપ છે, બાળક છે, રોગીઓ છે તેમનો સંયમ તો વાત્સલ્ય વિના ટકી જ ન શકે એ વિશે શું કહેવાનું હોય? પ્રતિકૂળતાઓમાં સંયમ ટકાવી રાખવા માટે મુમુક્ષુમાં વિશુદ્ધ બુદ્ધિનું સામર્થ્ય હોવું જોઈએ અને એવું સામર્થ્ય એ નવા દીક્ષિત થયેલા સાધુઓમાં નથી હોતું એટલે વાત્સલ્ય વિના એમનો સંયમ હાનિ જ પામે. વાત્સલ્ય એટલે સ્નેહપૂર્વક એ નવા તાજા દીક્ષિતો વગેરેને પાન, ભોજન, ઔષધ, પથ્ય અને વસ્ત્ર વગેરેની સહાય કરવી અને જે દીક્ષિતો આકરું તપ કરતા હોય એટલે ચાર ઉપવાસ કે એથી વધારે ઉપવાસ કરી તપશ્ચર્યા કરતા હોય તેમને તથા જે દીક્ષિતો નાની વયના હોય તેમને વિશેષ વાત્સલ્ય સાથે ભોજન, ઔષધ અને વસ્ત્ર વગેરેની સહાય કરવી. વાત્સલ્યભાવને લીધે, જેઓ ધર્મ તરફ અસ્થિર-વૃત્તિવાળા હોય છે તેઓ ધર્મમાં સ્થિરવૃત્તિવાળા થાય છે અને જેઓ ધર્મમાં પહેલેથી જ સ્થિરતાવાળા હોય છે તેઓ વળી વિશેષ સ્થિર થાય છે અને દૃઢપણે ધર્મારાધન માટે ઉદ્યમ કરે છે, પરસ્પર વાત્સલ્ય રાખવાથી લોકો પ્રશંસા કરે છે અને જુદા જુદા દેશના અને જુદી જુદી જાતના જેઓ જિનશાસનના માર્ગને વરેલા છે તેઓ બધા એક જ કુટુંબમાં જન્મેલા હોય તેવા સગાભાઈ જેવા થઈને રહે છે. શ્રી વજસ્વામી વગેરે સુશ્રમણો–મહાપુરુષો–હોવા છતાં તેઓએ સાધર્મિકોનું વાત્સલ્ય કરેલું છે તો પછી બીજાઓ એવા ઉત્તમ કાર્ય માટે શા માટે આળસ કરે છે? આમ છે માટે જ ઉત્સવ વગેરેના પ્રસંગોથી જેઓ પરિચિત

વિચાર યુક્ત નથી. પુરુષોની પ્રવૃત્તિ તો અખંડ પુરુષાર્થથી જ ચાલવી જોઇએ, ભલે ગમે તે થાય, જે કામ શરૂ કરેલું છે તેને જ પાર પાડવું જોઇએ. એમ નિશ્ચય કરીને તે અખંડ પ્રયાણો કરતો કરતો વઇરાગરની નજીક પહોંચ્યો. ત્યાં જઇને બીજાની પેઠે તેણે વઇરાગર-વજ્રની ખાણને ખોદાવવાનું કામ ઉપાડયું અને તે કામ કરતાં તે પોતાનો માત્ર ખાવા પીવાનો ખર્ચ જ કાઢી શકયો, છતા એ પ્રમાણે પણ તેનું મન પોતે શરૂ કરેલા કામમાં લાગ્યું અને એ રીતે દિવસો વીતવા લાગ્યા.

જ્યાં વજ્રની ખાણ હતી ત્યાં ખોદવાની વિદ્યામાં નિપુણ એવો એક દિવાકર નામનો યોગી રહેતો હતો તેની સાથે આ વિસાહદત્ત શેઠની સોબત થઈ. એ યોગીએ માન આદર-સત્કાર અને બોલવાની મધુર છટાથી શેઠના મનને પોતાની તરફ સારી રીતે આકર્ષ્યું. એ રીતે શેઠની સાથે ગાઢ સંબંધ થતાં એક સમયે એ યોગીએ શેઠને આદરપૂર્વક આ વાત કરી. જો વિસાહદત્ત! આ ખાણ ખોદાવવાનું કામ તારે માટે ભારે કષ્ટકર છે, તેથી તારી આજીવિકા પણ મુશ્કેલીથી ચાલે છે, હંમેશા ને હંમેશા ખોદાવવાની કષ્ટ આપનારી પ્રવૃત્તિને તું સર્વ પ્રકારે છોડી દે. મારી પાસે મારા ગુરુના પ્રસાદે મળેલ એવી એક ધરણીકલ્પ નામની વિદ્યા છે, તે વિદ્યાવડે જમીનની અંદર શું શું છે તે બધું હું સારી રીતે જાણી શકું છું અને તેથી જ તને આ તારો દુઃખકર ઉદ્યોગ છોડવાની સલાહ આપું છું. તું ધ્યાનપૂર્વક સાંભળ. મારી એ ધરણીકલ્પની વિદ્યાથી જાણું છું કે આ સ્થળથી પૂર્વ દિશા તરફના ભાગમાં પણ અહીંથી ત્રણ કોશ જેટલું દૂર એક ચંડિકા દેવીનું મંદિર છે. તે મંદિરની આગળ એક મોટું નિધાન દટાયેલું પડયું છે. એ નિધાનમાં પાંચ ક્રોડ સોનૈયા ભરેલા છે. એ નિધાન તારા ઉપયોગમાં આવે તો વધારે ઉચિત છે એમ ધારીને તને આ વાત કહું છું. વિસાહદત્ત શેઠ બોલ્યોઃ એવું મોટું નિધાન ત્યાં હતું તો અત્યાર સુધી તમે કેમ તેને કાઢી લીધું નહિં? દિવાકર યોગી બોલ્યોઃ આ વાત તેં ઠીક પૂછી, તો તું નિધાન નહિં કાઢવાનું કારણ હવે સાંભળ.

હું ગંગાનદીની આસપાસ આવેલા સરવણ નામના નેસડાનો રહેવાસી છું. મારા પિતાનું નામ જલણ બ્રાહ્મણ છે અને મારું નામ દિવાકર છે. જ્યારે હું યુવાવસ્થામાં આવ્યો ત્યારે મને અનેક વ્યસનો વળગ્યાં. એ વ્યસનોને લીધે મેં મારા પિતાના ઘરમાંથી ઘણું ધન છાનુંમાનું ઉપાડી લીધું, તેથી મારા ઉપર મારો પિતા ગુસ્સે થયો અને મને ઘરમાંથી કાઢી મૂકયો· તેથી સ્વચ્છંદપણે ફરતો ફરતો હું સિરિપવ્વય નામના સ્થાને પહોંચ્યો. ત્યાં મેં એક મહામુનિને જોયા. તે ત્યાં એક ઘણી ઊંડી ગુફામાં બેસીને ધ્યાન કરતા હતા અને ધ્યાન કરતાં તેની આંખો તદ્દન નિસ્પંદ રહેતી હતી તથા શરીરની બીજી પ્રવૃત્તિઓ પણ રોકાયેલી રહેતી હતી. એવા એ મહામુનિને મેં આદરપૂર્વક પ્રણામ કર્યો.

શકતો નથી માટે ધનનું ઉપાર્જન કરવાની પ્રવૃત્તિ કરવી ઉચિત છે, એમ વિચારીને તે શેઠે ક્યાંકથી થોડું પણ ધન પેદા કર્યું અને પછી પોતાના કુટુંબની બરાબર ગોઠવણ કરી અને કેટલુંક કરિયાણું લઈ તે વઈરાગર નામના (કે જ્યાં વજ્રની ખાણો છે તે વજ્રકર) દેશ તરફ ધન કમાવા ગયો. કેટલાંક યોજનો આગળ ને આગળ ચાલ્યો ગયો. પછી એક સીમાડાના ગામમાં તેણે પડાવ નાખ્યો, ત્યાં તેનો જમવાનો સમય થતાં તે જેવો જમવા બેસે છે તેવો જ તુરત 'આ ભોજનનો સમય' છે એમ ધારી પોતાના દેવ અને ગુરુને સંભારે છે અને દેવ અને ગુરુના સ્મરણથીતે વૈરાગ્યને પામેલો આ રીતે વિચાર કરવા લાગ્યો.

જે સ્થળે શ્રી જિનેશ્વરનું મંદિર નથી, જ્યાં જિનેશ્વરની અર્ચના થતી નથી, દુષ્કર તપને કરનારા એવા મુનિરાજો જ્યાં વિચરતા નથી, વળી જ્યાં અધિક ગુણવાળા અને પવિત્ર બુદ્ધિવાળા સાધર્મિક જનો વસતા નથી તથા જે સ્થળે ક્યાંય પણ આગમનાં વચનો સાંભળવા મળતાં નથી. મારું મન વિવેક વગરનું થયું છે. તે મન વિરુદ્ધ સ્પૃહા કરતું અને ગુણથી ભ્રષ્ટતા પામતું કેમ રહેવા ઇચ્છે છે? આ જાતની વિપરીત પ્રવૃત્તિથી ધનને પેદા કરવાનો ઉપાય કરવો તે મને લાગે છે કે કોઈ મોટી વિપત્તિને નોતરનારો છે. અહો! જે માનવોનાં મન મહામોહથી ઘેરાયેલાં છે તેઓ જ આ પ્રકારની વિરુદ્ધ પ્રવૃત્તિમાં જોડાય. આ હકીકત હું બરાબર સમજું છું છતાંય ખૂબીની વાત તો એ છે કે તેને છોડી દેવાનું મન થતું નથી કે મને એમ પણ લાગે છે કે આ જાતની ધર્મને પ્રતિકૂળ પાપમય સામગ્રીને લીધે મને મારા સમકિતમાં પણ સંદેહ થવાનો છે અને જેને પરિણામે હું મારો ધર્મ હારી જ બેસવાનો છું. હા ધિક્કાર છે! મારી અવસ્થાનો વિષય-પરિપાક થયો જણાય છે.

આ પ્રમાણે વિચાર કરતો તે શેઠ પોતાની પ્રવૃત્તિથી વિશેષ સંતોષ પામવા લાગ્યો અને પોતાના સહાયક જનોના આગ્રહને લીધે ભોજન કરીને તેણે ત્યાં જ નિવાસ કર્યો. બરાબર મધરાત થતાં જ્યારે એ શેઠ ગાઢ નિદ્રામાં સૂતો હતો તે સમયે તેનું સર્વસ્વ ધનમાલ વગેરે લૂંટી લઈ તેના સહાયકો નાસી ગયા. જ્યારે શિયાળાની ઠંડી હવાથી થરથર કંપતો એ શેઠ સવારે જાગ્યો અને પોતાની આજુબાજુ જોયું તો તેના દીઠામાં કશુંય ન આવ્યું અને વિચારવા લાગ્યો કે મારા દુષ્ટ સહાયકો મને લૂંટીને કેમ નાશી ગયા? અહો! મારું ભાગ્ય વિશેષ અવળું થયું છે, કર્મની પરિણતિ વિશેષ પ્રતિકૂળ થઈ લાગે છે, મારા પાપમય ઉદ્યોગનું વૃક્ષ આમ એકદમ અકાળે જ કેમ ફળવા લાગ્યું? ભાગ્યનું બળ ન હોય તો કોઈ પ્રકારે એકલા પુરુષાર્થથી જ કશુંય સાધી શકાતું નથી, ભાગ્ય વગરનો બધોય ઉદ્યોગ કેવળ કાયકષ્ટકર જ થાય છે માટે હવે શું હું અહીંથી પાછો વળી ઘર ભણી જાઉં? અથવા કેટલાક દિવસો અહીં જ રહી જાઉં? અથવા આ મારો નબળાઈનો

વીતાવી રહ્યો છું, અત્યારે તારામાં અસાધારણ ગુણનો સમૂહ જોઈને હું તારા તરફ પ્રસન્ન થયો છું, અને મારી વિદ્યાને તું યોગ્ય છે એમ સમજી તારા તરફ ઉપકાર કરવાની મારી ભાવના થઇ છે એથી મેં આ નિધાનની ખરેખરી વાત તને કહી સંભળાવી છે, તો હે ભદ્ર! તેં જે પહેલા પૂછેલું કે એ નિધાનને હજી સુધી કેમ ટકાયેલું રહેવા દીધું છે તેનું આ કારણ તને કહી સંભળાવ્યું છે.

ત્યાર પછી બધા વિકલ્પસંકલ્પો તજી દઈને તે વિશાહદત્ત શેઠ આ પ્રમાણે બોલ્યા–હે ભગવન્! તમે કહેલી વાત બરાબર છે માટે હવે તમે તમારી વિદ્યા આપી મારી ઉપર અનુગ્રહ કરો. પછી તે નિધાનની પૂજા કેમ કરવી? અને તે માટે કઈ કઈ વસ્તુઓની જરૂર રહેશે? એ બધી હકીકત તે યોગીએ પેલા શેઠને કહી. શેઠે પણ યોગીની ચિત્તવૃત્તિને બરાબર સમજ્યા વિના એ નિધાનનો બધો પૂજાપો તૈયાર કર્યો. યોગીની ધૂર્તતા વિશે શેઠે પણ વિચાર ન કર્યો અને લોભને લીધે જોગી કે ભોગી શા શા અનર્થો કરે છે એ વિશે પણ લેશમાત્ર વિચાર ન કર્યો. કહ્યું છે કેઃ–

આ કૃત્ય છે કે અકૃત્ય છે એ પ્રકારનો વિવેક સૂઝાડનારી અને કાર્યના સ્વરૂપનો નિશ્ચય બતાવનારી એવી બુદ્ધિ મનમાં ત્યાં સુધી જ ટકી રહે છે કે, જ્યાં સુધી વજ્રના ઘા સરખો ભયાનક અને જેનું પરિણામ ભારે ભયાનક આવવાનું છે તથા સુખનો જે નાશ કરનારો છે એવો લોભરૂપ મહાયોધો મનમાં ઊભો થયો ન હોય. અર્થાત્ માનવના મનમાં જ્યાં સુધી દુષ્ટ લોભવાસના નથી જાગતી ત્યાંસુધી જ તેનામાં સારાસારને પારખવાની બુદ્ધિ ટકી શકે છે અને લોભવાસના આવતાં જ એની બુદ્ધિ નાશ પામે છે.

એ રીતે લોભને વશ થવાથી વિસાહદત્ત શેઠની પણ વિવેકબુદ્ધિ ચાલી ગઈ અને મોટી આપત્તિની નજીકમાં જતો એ શેઠ નિધાનને ખોદવા માટે જે જે પૂજાપો લેવો જોઈતો હતો તે બધો સાથે લઈને જણાવ્યા પ્રમાણે રાતને વખતે એ યોગીની સાથે ચાલી નીકળ્યો અને ચંડિકાના મંદિરની પાસે પહોંચ્યો. જેનું મનનું વાંછિત હમણાં જ સિદ્ધ થવાનું છે એવા યોગીએ એ શેઠને કહ્યુંઃ હે ભદ્ર! બધી સંપત્તિઓ આ કાત્યાયની દેવીની કૃપાથી સિદ્ધ થવાની છે માટે તું એ મંદિરમાંની ભગવતી કાત્યાયનીની પૂજા કર એટલામાં હું આ મંદિરના બારણા પાસે બેસીને મંડળનું પૂજન વગેરે વિધિઓ કરીને આપણે જે કામ હવે તુરતમાં જ કરવાનું છે તે માટે તૈયાર થાઉં છું. જોગીની આ વાત સાંભળીને શેઠને લાગ્યું કે 'જેઓ જૈનમાર્ગ પ્રમાણે વર્તે છે તેમને માટે આ દેવીનું પૂજન ઉચિત નથી.' એમ વિચારીને શેઠ વિસાહદત્તે પેલા યોગીને કહ્યુંઃ 'હે યોગશાસ્ત્રના

પછી તેના મુખકમલ તરફ અનિમિષ નજરે જોઈ રહેલો હું તેની પાસે બેઠો. થોડીક વારમાં જ તેણે પોતાની આંખો થોડીક ઉઘાડી કરી મને કહ્યું: હે વત્સ ! ક્યાંથી આવેલ છે ? પછી મેં તેને મારી બધી હકીકત વિનયપૂર્વક કહી સંભળાવી. તે સાંભળીને મને તે મહામુનિએ નીચે પ્રમાણે જણાવ્યું.

જેની એક પણ ઇંદ્રિય ઉચ્છૃંખલના સ્ખલનની પેઠે સ્ખલિત થાય છે એટલે મર્યાદા છોડીને સ્વચ્છંદે પ્રવર્તે છે તેવો પાવકસમાન તેજસ્વી માનવ પણ લોકોમાં અનાદર-પરાભવ પામે છે. એક ઇંદ્રિયની સ્વચ્છંદ પ્રવૃત્તિથી ભારે અનર્થ ઊભો થાય છે તો પછી જેની પાંચે ઇંદ્રિયો અને છઠ્ઠું મન પોતપોતાના વિષયમાં સ્વચ્છંદપણે સજ્જ થઇને પ્રવૃત્તિ કરે છે તેને તો ભારે ભયાનક આપત્તિ આવે જ એમાં શું કહેવાનું ? જે લોકો ભારે પરાક્રમવાળા છે, વિદ્વાન્ છે, પ્રસિદ્ધિ પામેલા છે અને ભારે સત્વશાલી છે તેઓ પણ દુર્દાંત ઇંદ્રિયોની સ્વચ્છંદ પ્રવૃત્તિથી પરાજય પામીને ચરણને વશ થયેલા છે. આવા લોકો સો બસો નહીં પણ અનંત પ્રાણીઓ છે. જ્યાં ક્ષણે ક્ષણે ભારે સ્વચ્છંદતાથી બધી ઇંદ્રિયોની દુર્વિલાસમાં પ્રવૃત્તિ ચાલતી હોય ત્યાં બીજા કોઈ પ્રતિકૂલતા કરનાર ઉપર કોપ કરવો એ જરાપણ યોગ્ય જણાતું નથી. એટલે ખરી વાત તો એમ છે કે અહીં કોઈ કોઈનો શત્રુ કે મિત્ર નથી પરંતુ પોતાનો આત્મા જો સ્વચ્છંદે રહેનારો છે તે જ પોતાનો શત્રુ છે અને એ જ આપણો આત્મા જો સંયમશીલ પ્રવૃત્તિવાળો હોય છે તો જ આપણો મિત્ર છે. આ રીતે ઉત્તમ સારવાળા મર્યાદિત અને મધુર વચનો બોલનાર મહામુનિની વાણી સાંભળીને મારી વૃત્તિ સંસારના પ્રપંચોથી તત્કાળ વિમુખ થઈ ગઇ અને ત્યાર પછી હું તે મહામુનિનો શિષ્ય થયો. એ રીતે કેટલાંક વર્ષો વીતી ગયાં. મારા વિનયભાવને લીધે હું તે મહામુનિનું હૃદય મારા તરફ સારી રીતે ખેંચી શક્યો અને તે મહામુનિનો મારા તરફ કૃપા બતાવવાનો પણ ભાવ થયો. હવે બીજે દિવસે તે મુનિએ અન્ય વિદ્યાનો ઉપદેશ કર્યો. એટલે જમીનમાં ક્યાં શું દટાયેલું હોય છે તેને કેમ બરાબર કયા નિશાનીથી જાણી લેવું, જમીનની અંદરની વસ્તુઓ જોવા માટે કેવા પ્રકારના અંજનોનો ઉપયોગ કરવો વગેરે અન્ય વિદ્યા સંબંધી સવિસ્તર હકીકત કહી સંભળાવી અને પછી તે મુનિએ મને ઉદ્દેશીને વિશેષ રીતે કહ્યું કે આ વિદ્યાનો ઉપયોગ તારે પોતે ન કરવો અને એ વિદ્યાવડે પોતાની આજીવિકા કે-ભોગો ન કરવા, તેમજ બીજા અધર્મીને પણ આ વિદ્યા ન દેખાડવી. તું આ વિદ્યા તારા પોતાના ઉપયોગમાં લઇશ વા કોઇ અધર્મીને તેનો ઉપયોગ કરવા દેખાડીશ તો આ વિદ્યાનો અભાગિયાની વિદ્યાની પેઠે નાશ થઇ જશે અને છેવટે તું પણ એ વિદ્યાને ખોઈ બેસીશ. ગુરુનું આ વચન મેં 'તહત્તિ' કરીને સ્વીકાર્યું અને એ રીતે મારી પાસે અન્ય વિદ્યા આવી ગઈ. પછી વખત જતાં એ મહામુનિ કાળધર્મ પામ્યા અને પછી હું પણ તેમના ચરણોનું સ્મરણ કરતો કરતો આટલો વખત

તેની બોલવાની પદ્ધતિ પણ કેવી સુંદર અને અભિન્ન સ્વરવાળી છે. આ મહાનુભાવ વિશે વધારે શું કહેવું ? ખેદ તો એ વાતનો છે કે અમે લાંબા સમય સુધી ચારિત્ર પાળેલું છે છતાં ય અમારા ગુણસ્થાનમાંથી અમે ભ્રષ્ટ થઇ ગયા છીએ ત્યારે આ મહાનુભાવ ગૃહસ્થ હોવા છતાં અને અત્યારે ભયંકર કષ્ટવાળી અવસ્થામાં સપડાયેલો હોવા છતાં આ રીતે પોતાના ધર્મમાં દૃઢપણે વર્તીને આ પ્રકારની ભાષા બોલી રહ્યો છે, એટલે ક્યાં આ ધાર્મિક ગૃહસ્થ ! ક્યાં ચારિત્રથી ભ્રષ્ટ થયેલા અમે ?

બરાબર આ વખતે ક્રોધાવેશમાં આવીને લાલચોળ આંખોવાળા પેલા જોગીએ જમરાજની જીભ જેવી લાંબી એવી છરી કાઢીને પેલા શેઠને કહ્યું· રે રે દુરાચારી ! સત્ય વગરનું વ્યર્થ બોલકણા ! અને પરમાર્થ વગરના ! જાણે કે તું જીવનથી નિર્વેદ પામ્યો હોય તેવું બોલી રહ્યો છે. અરે ! તું આ પ્રકારે ધર્મમાં દૃઢ બુદ્ધિવાળો અને નિશ્ચળ સંકલ્પવાળો હતો તો મને શા માટે અનેક વિઘ્નો અને ભયથી વ્યાપ્ત થયેલી તથા ગાઢ અંધકારથી કાળી થયેલી મધરાતે મને તકલીફ આપી ! હવે તો આ તારી પ્રવૃત્તિ સૂતેલા કેસરીસિંહના બચ્ચાને પાટુ મારવા જેવી છે અર્થાત્ આ તારી પ્રવૃત્તિથી તારું મોત પાસે આવેલું હોય તેમ જણાય છે, માટે હવે તું તારા ઇષ્ટદેવને સંભારી લે અને હવે છેલ્લી વાર આ જીવલોક ફરીવાર સારી રીતે જોઈ લે. હવે તો તારે યમના મુખમાં પેસવાનો સમય છે. પછી અનવસરે આવી પડેલા યમદંડ જેવું યોગિનું ભયાનક વચન સાંભળીને તે વિસાહદત્ત શેઠે કહ્યું;–અતિશય લાલન પામેલું અને અતિશય સુરક્ષિત જીવિતને નાશ પામતા જો પુણ્ય પરવારી ગયું હોય તો દેવો પણ બચાવી શકતા નથી. જો પુણ્યની અવધિ આવી ન હોય તો તે જીવિતને તોડી શકાતું નથી તેથી હે ભદ્ર ! કોઈ પણ પ્રકારે નકામો શા માટે બકવાદ કરે છે ? જેની પ્રતિજ્ઞા અખંડિત, પોતાનો કુલાચાર પણ જેનો અવ્યાબાધ રીતે સચવાયેલો છે, એવા માનવનું મરણ પણ મહોદય સમાન છે એમ માનું છું. જે વીતરાગનાં ચરણકમળો માટે મારો આ પ્રકારનો ધર્મનિશ્ચય અડગ છે એટલે હવે જે કાંઇ થવાનું હોય તે ભલે થઇ જાય. એ પ્રકારે પેલો શેઠ હજુ બોલી રહ્યો છે તેટલામાં પોતાની ઘણી લાંબા સમયની નક્કી કરેલી માનતાને પૂરી કરવા પેલો યોગી કાત્યાયની દેવીની સામે એ શેઠને મારી નાખવા તૈયાર થયો.

બરાબર એ જ વખતે જેનું મન કરુણાના પૂરથી ભરાઇ ગયું છે, જેની પાસે ઉત્તમોત્તમ વિદ્યાઓ હોવાથી જેને કોઇ મળી શકતું નથી એવા અને સાધર્મિકો તરફ વત્સલતા દાખવવામા પૂરો પુરુષાર્થ કરનારા એવા પેલા ધને તુરત જ પાસે આવીને પેલા યોગીને કહ્યું· રે અધમ યોગી ! તારો આ પરાક્રમ બતાવવાનો આરંભ અનાર્ય કાર્ય કરવાની ટોચ સમાન છે અર્થાત્ તું આવું અનુચિત કેમ કરી રહ્યો છે ? શું તું એ પણ

જાણકાર વિચક્ષણ યોગી ! મારે તો એવો નિયમ છે કે અઢાર દોષ રહિત એવા નિરંજન જિન ભગવાન સિવાય બીજા કોઇ અન્ય દેવતાઓને સ્વપ્ને પણ વંદન ન કરવું તેમ તેમનું પૂજન વગેરે પણ ન કરવું અર્થાત્ આ કાત્યાયની દેવીને વંદન વગેરે કરવાનું મારે ખપે નહીં. આ નિધાનનો લાભ કાત્યાયની દેવીની પૂજાવડે જ મળવાનો હોય તો એ લાભ ઉપર વજ્ર પડો અર્થાત્ મારે એ રીતે મારો નિયમ ભાંગીને એ લાભ મેળવવો નથી. હવે પ્રયાસ કરવાથી શું ? હવે આપણે પોતાને સ્થાને જ પાછા ફરીએ. આ વિશે બહુ કહેવાની જરૂર નથી. મારો તો એ નિશ્ચય છે કે જીવિત જતું હોય તો ભલે જાય પણ જિનદેવ અને જૈન સાધુઓ સિવાય બીજા કોઈની પૂજા ન કરવી અને બીજા કોઇને વંદન પણ ન કરવું. વળી કહ્યું છે કે-ઉગ્ર-તીક્ષ્ણ પવનના ઝપાટાથી આઘાત પામેલા તાડીના ઝાડના પાંદડા ઉપર લાગેલું પાણીનું ટીપું જેવું ચંચળ હોય છે એટલે પડું પડું થઇ રહ્યું હોય છે તેવું જ માનવનું જીવન ચંચળ હોય છે. વીજળીની રેખાનો ચમકારો જેવો ક્ષણવાર માટે જ હોય છે તેવું જ શરીરસુખ પણ ક્ષણભંગુર છે. શરદૃઋતુનાં વાદળાં જેમ લાંબો સમય ટકી શકતા નથી તેમ માનવીની જુવાની પણ વધારે સમય ટકી શકતી નથી. અસુરક્ષિત સ્થળે એટલે પવનનો સપાટો લાગે એવે સ્થળે રહેલો દીવો જેમ નાશ પામવાની તૈયારીમાં હોય છે તેમ માનવના પ્રયોજનના સંબંધો પણ તેવા જ અસ્થિર છે, અને સંપદાઓ વૈભવો અને યશકીર્તિ એ બધું પણ યુવતી સ્ત્રીના કટાક્ષ જેવું અસ્થિર છે. આ સિવાય બીજું બધું પણ ચાર દહાડાના ચાંદરડા જેવું છે એમ સમજીને એ શેઠ મનમાં વિચારે છે કે મેં જે પ્રતિજ્ઞાને ઘણા લાંબા સમયથી સ્વીકારેલી છે અને જે પ્રતિજ્ઞા મારા આત્માને હિતકર છે તેનો નાશ હું કેમ કરું ? જો જીવન, પ્રિયજનોનો સંબંધ અને વૈભવ લક્ષ્મી કીર્તિ વગેરે હમેશાને માટે સ્થિર હોય તો વળી માનવ પોતાની કુલ પરંપરાને છોડી દે અને ધ્યેયથી વિરુદ્ધની પ્રવૃત્તિ અવશ્ય કરી શકે, પરંતુ એવું નથી એટલે હું આ નાશવંત ધનના લાભ માટે મારી પ્રતિજ્ઞાને કેમ છોડી દઉં ?” એ પ્રમાણે એ શેઠ બોલતો હતો ત્યારે એ બધી હકીકત ત્યાં પાસે જ સૂતેલા એક ધ્યેન નામના મનુષ્યે સાંભળી. એ ધ્યેન નામનો માનવ પહેલા એક જૈન મુનિ હતો પરંતુ જૈનશાસનની તેણે ભારે આશાતના કરી હોવાથી ગુરુએ તેને પારાંચિતક પ્રાયશ્ચિત આપેલું હતું એટલે તે પોતાનો વેશ બદલીને એ પ્રાયશ્ચિતને માટે આ સ્થળે આવેલો હતો. અહીં તેનો વેશ કેવા પ્રકારનો છે તે સ્પષ્ટ કળાતું નહોતું પરંતુ જૈન સાધુનો વેશ તજી દઇને ગૃહસ્થ જેવા વેશમા રહેલો તે પોતાના પૂર્વકૃત્યનો પશ્ચાત્તાપ કરતો હતો. પેલા શેઠની વાત સાંભળીને તે ધ્યેન વિચાર કરવા લાગ્યો કે અહો ! અહીં આવેલા આ કોઈ મહાનુભાવની પોતાના સમકિતમાં કેવી નિશ્ચળતા છે. વળી ભારે વિપત્તિમાં આવી પડેલો હોવા છતાં એ મહાનુભાવ પોતાની પ્રતિજ્ઞામાં અને પોતાના ધર્મમાં કેવો દૃઢ છે ! અહો !

આ લોકમાં ક્યાંય પરમાણું જેવડું નાનું વજરત્ન પણ સ્વચ્છ મળતું હોય, વળી તે વજનમાં હલકું હોય, વર્ણે કરીને ગુણવાળું હોય, એનાં બધાં પાસાં સારી રીતે સરખાં હોય, તેમાં રેખા-લીટા, ટપકા, બીજી કોઈ એબ, કાકપદનું નિશાન અને નારુ વગેરે દોષ ન હોય અને એવા વજરત્નની ધાર-અણી-તીક્ષ્ણ હોય તો નક્કી સમજવું કે એ વજરત્નમાં દેવનો વાસ છે. જે વજરત્નની એક પણ ટોચ વિચલિત હોય, નાની મોટી હોય, ખરી ગયેલી હોય, તે ભલે ગુણવાળું હોય પણ દોષના ઇચ્છુકે તેવા વજરત્નને ઘરમાં ન રાખવું જોઈએ. જે વજરત્ન તેના કોઈ એક ભાગમાં ચોખાના સમૂહ જેવો ભાસ ન કરાવતું હોય અથવા તેના કોઈ એક ભાગમાં રાતાં રાતાં ટપકાં ન હોય કે રાતાં રાતાં ટપકાવાળું ચિહ્ન ન હોય તેને પહેરનારો માનવ મરવા ઇચ્છતો હોય તોપણ શીઘ્ર મરી શકતો નથી. છએ ખૂણામાં શુદ્ધિવાળું, નિર્મળ, તીક્ષ્ણ ધારવાળું, વર્ણવાળું, હલકાં પાસાંવાળું, દોષ વગરનું અને ઇંદ્ર ધનુષ્યની પેઠે પોતાના કિરણોના પ્રસારથી આકાશને ઝળહળતું કરનારૂં એવું વજરત્ન જગતમાં સુલભ નથી. એવું વજરત્ન પાસે હોય તો સર્પ, અગ્નિ, ઝેર, વ્યાધિ, ચોર અને પાણીનાં ભયો દૂરથી જ અટકી જાય છે, તથા એવાં વજરત્નો અર્થને આપનારાં નીવડે છે. જે વજ્રમાં એક પણ દોષ ન હોય અને વજનમાં વીશ ચોખાભાર હોય તો મણિશાસ્ત્રને જાણનારા ઝવેરીઓ કહે છે કે, એવા વજરત્નની પ્રથમ કિંમત જ બે લાખ રૂપિયા ઉપજે છે.

એ પ્રમાણે વજરત્નનું સ્વરૂપ બરાબર સમજી લઇ પછી સૂર્ય ઊગ્યો ત્યારે પેલા ધનનો આચાર વિસાહદત્ત શેઠના જોવામાં આવ્યો એટલે શેઠે પગે પડીને કહ્યું : હે મહાનુભાવ ! કોઇ પણ કોપ ન કરો તો તમે મારા 'પરમોપકારી છો' એમ ધારીને તમને કાંઇક પૂછવાનો અભિલાષ મારા મનમાં થાય છે. ધન બોલ્યો : જે કાંઈ પૂછવું હોય તે તું નિરાંતે પૂછી શકે છે. વિસાહદત્ત બોલ્યો : તમારા શરીરનો ઘાટ કોઈ સારા શ્રમણ જેવો જણાય છે તો તમે મને કૃપા કરીને કહો કે સારા શ્રમણ જેવો તમારો દેખાવ છતાં તમારું રજોહરણ ક્યાં છે ? ઉપધિ વગેરે શ્રમણનાં બીજાં ઉપકરણો તમારી પાસે કેમ નથી ? શ્રમણના વેશ જેવો તમારો વેશ કેમ નથી ? આ સાંભળીને ધન બોલ્યો : તેં ઠીક પૂછ્યું : હું ધન નામનો સાધુ છું. મેં અનુચિત વચનોવડે શ્રી જિનશાસનની આશાતના કરેલી છે અને તેથી મને ગુરુએ પારાચિતક પ્રાયશ્ચિત્ત આપેલું છે, એ પ્રાયશ્ચિત્તવાળો, શુદ્ધ સાધુનો વેશ ન રાખી શકે; માટે હું આ રીતે રહું છું અને એ પ્રાયશ્ચિત્તનો દંડ ભોગવી રહ્યો છું. એમ સાંભળીને વિસ્મય પામેલો વિસાહદત્ત વિચાર કરવા લાગ્યો : અહો ! દરીયો પણ પોતાની શી રીતે માજા મૂકે ? શરદૃઋતુના પ્રચંડ સૂર્યમાંથી પણ કદી અંધકારનો પ્રસાર થાય ? આ સાધુની પરિસ્થિતિ તો આવી જણાય

નથી જાણતો કે જેના મનમાં અશરણને શરણ આપનાર એવા જિનેશ્વર ભગવાન રમી રહ્યા છે તેને કદાપિ આવા પ્રકારની ક્ષુદ્ર બાધાઓ લેશ પણ સતાવી શકતી નથી તો હે અસત્ય પ્રતિજ્ઞાવાળા જોગી! તું વિશ્વાસઘાત કરીને આ મહાનુભાવને અહીં લાવી તેને મારવાને તૈયાર થયો છે પરંતુ તું તારી જાતને તો સુરક્ષિત કર. એમ કહેતાં જ પેલો જોગી થંભી ગયો અને ઉગામેલી છરી પણ તેના હાથમાં એમ ને એમ ઠીઠી રહી અને આ ધને વિદ્યાના પ્રયોગવડે તેના શરીરને નબળું બનાવી દીધું. તે ધને વિસાહદત્ત શેઠની સાથે સંભાષણ કર્યું અને પૂછ્યું: હે ભદ્ર! જે તને દગો દઈને મારવા પણ તૈયાર થઈ ગયો છે એવા આ દુરાચારી તે જોગીની સોબતથી તને શું લાભ થવાનો હતો? વિસાહદત્ત બોલ્યો: હે પરમબંધો! એક તો મારી આજીવિકા તૂટી ગઈ અને તેથી મને ધન પેદા કરવાનો લોભ થયો એ કારણથી મારે આનો મેળો સંગ કરવો પડયો. આમ કહીને શેઠે પોતાને બતાવેલ કાત્યાયનીના મંદિર પાસેના નિધાન અને તેના પૂજાપા વગેરેની જોગીએ કહેલી બધી હકીકત કહી સંભળાવી.

હવે જોગી દિવાકરની અસત્યતા પ્રગટ કરવા માટે તે ધને તેને કહ્યું હે બંધુ! આ તેં શું આરંભ્યું છે? જોગી પણ તેનું અધિક મહાત્મ્ય જાણીને તેનાથી દબાઈ ગયેલા જેવો થઈને ધનને ખરી હકીકત કહેવા લાગ્યો: હે ભગવંત! ખરી વાત તમે સાંભળો. મેં ઘણા લાંબા સમય પહેલાં આ કાત્યાયની દેવીને એક માનવનો ભોગ આપવાની માનતા કરેલી હતી અને લાભ મળતાં મેં છળકપટ કરીને આ મૂઢ વાણિયાને ભોળવી અહીં આણ્યો અને તેનો ભોગ આપવાની તૈયારી કરી અને પછી બાકીની હકીકત તો તારી નજરોનજર જ થઈ છે એટલે તેને તું જાણે છે. એમ કહીને તે જોગીએ આ પોતાના અપરાધની આ વખતે માફી માગી અને કહ્યું કે હું પણ તમારો કૃપાપાત્ર છું એટલે બધી રીતે તમે મારા ઉપર પ્રસાદ કરો અને મને મારે સ્થાને જવાની રજા આપો. પછી 'હવે તું કોઈ દિવસ ફરીને આ રીતે હિંસા ન કરજે' એમ કહીને એ જોગીને તેને સ્થાને જવાની રજા આપી એટલે તે પોતાને સ્થાનકે ગયો.

પછી ધને વિસાહદત્ત શેઠને પૂછ્યું: તું ક્યાંથી આવેલ છે? ક્યાં જવું છે? અને તને જૈનધર્મની પ્રાપ્તિ ક્યાંથી થઈ? વિસાહદત્ત બોલ્યો શ્રી સાગરચંદસૂરિજી પાસેથી મને જૈનધર્મની પ્રાપ્તિ થઈ છે. કૌસંબી નગરીથી હું આવેલ છું અને હવે તો ક્યાંય જવાનું નથી પરંતુ નિર્વાહ ચલાવવા માટે અહીં જ રહીને કેટલાંક વજરત્નો મેળવવા પ્રયાસ કરવાનો છે. પછી ધન બોલ્યો: હે ભદ્ર! તું એ રત્નો મેળવવા ઇચ્છે છે તો વજ્ર રત્નના ગુણદોષ વિશે કશું ય જાણે છે ખરો? વિસાહદત્ત બોલ્યો: કૃપા કરીને તમે એ રત્નોના ગુણદોષનાં સ્વરૂપ વિશે મને જણાવો. ધન બોલ્યો: તું બરાબર સ્વસ્થ થઈને સાંભળ.

વખતે તમે મારી રક્ષા ન કરી હોત તો હું આર્ત્તધ્યાનને લીધે મરણ પામીને કઇ દુર્ગતિમાં જાત ? હે મુનિરાજ ! આજે મારે સોનાનો સૂરજ ઊગ્યો છે અને આજનો આ સમય મારે સારુ વિશેષ સુખરૂપ છે, કારણ કે કલ્પવૃક્ષથી પણ ચડિયાતા એવા તમારું મને દર્શન થયું છે, તો કૃપા કરીને મને આપ જે યોગ્ય લાગે તે આજ્ઞા ફરમાવી શકો છો અને તે પ્રમાણે કરવા હું તૈયાર છું. હું માનું છું કે ખરેખર મારો પુણ્યનો મોટો ઉદય છે જેથી આપ અહીં મારા નગરમાં પધાર્યા છો. મુનિરાજ બોલ્યા : હે ભદ્ર ! તને હું બીજું તો શું કહું ? પરંતુ તું એક વાતનો બરાબર ખ્યાલ કરજે કે આ સંસારમાં જૈન ધર્મ સિવાય બીજું કોઇ એવું ઉત્તમ સાધન નથી કે જે આપણાં મનવાંછિતની સિદ્ધિ કરી શકે, તો હવે આમ ને આમ ઉત્તરોત્તર શુભ કાર્યો કરતો તું હંમેશાં એમાં જ પ્રયત્ન કરતો રહેજે અને જેઓ વિવેકયુક્ત ચિત્તવાળા છે તેઓને તો એવો શુભ પ્રયત્ન જ કરવો ઘટિત છે. તું એમ કરીશ અને વળી સર્વ સંગનો પરિત્યાગ કરી એકાગ્રભાવે શ્રી જિનધર્મની જ નિરંતર સાધના કરતો રહીશ તો હું માનીશ કે મેં તારા તરફ બતાવેલા વાત્સલ્યનો બદલો પણ વળી જશે. 'આપનું અનુશાસન ઇચ્છીએ છીએ' એમ કહીને એ શેઠે મુનિરાજને પોતાના બન્ને હાથ મસ્તક ઉપર મૂકીને વંદન કર્યું અને તેમનું વચન સ્વીકારીને એ વિસાહદત્ત શેઠ પોતાને ઘેર ગયો.

પછી એ શેઠે પોતાના આખા કુટુંબને પોતાની પાસે બોલાવ્યું અને 'પોતે કેવી રીતે મૃત્યુના મોંમાં ફસાઇ પડેલો અને આ મુનિરાજે પોતાને શી રીતે બચાવ્યો ?' વગેરે હકીકત જે ઘણા વખત પહેલાં થઈ ગઇ હતી તે બધી કુટુંબને સંભળાવી અને હવે પોતાને આ મુનિરાજ પાસે સંયમ લેવાનો અભિલાષ થયેલ છે એ વાત પણ નિવેદન કરી. આ હકીકત સાંભળીને અને આપણે બધાને આ આપણા વડિલનો વિયોગ થશે એવા વિચારથી ભારે દુઃખ થયું અને એથી સમસ્ત કુટુંબની આંખો આંસુઓથી ભીંજાઇ ગઈ, અને આંસુ ભર્યે મોઢે એ કુટુંબ આ શેઠને કહેવા લાગ્યું ' હે દેવાનુપ્રિય ! આવી વાત સાંભળવી ગમતી નથી તો પછી એ માટે સંમતિ તો શી રીતે આપી શકાય ? તમારા સિવાય અમારી રક્ષા કોણ કરશે ? અથવા તમારા સિવાય અમારી બીજી કઇ આંખો છે ?

વિસાહદત્ત બોલ્યો ' તમે આવું વિવેકવગરનું શા માટે બોલો છો ? શું તમે એ વાત નથી જાણતા કે હવે મારું મોત ઘણું પાસે આવ્યું છે, મારા આખા શરીર ઉપર જરાએ-અવસ્થાએ-ઘેરો ઘાલ્યો છે, મારી બધી ઇંદ્રિયો એવી શિથિલ થઈ ગઇ છે કે તેઓ હવે પોતપોતાનું કામ પણ કરી શકતી નથી. આવી સ્થિતિમા એટલે જેની પાછળ ઘણા ઘણા શત્રુઓ પડ્યા હોય અને તે આગળ ને આગળ જ્યારે નાસતો હોય તેને રોકી

છે. તે આવો ઉત્તમ પ્રકારનો સાધુ છે છતાં પણ પોતાનાં વચનોવડે શ્રીજિનશાસનની આશાતનાનું કલંક તેમને માથે ચોટેલું છે, અથવા કર્મમલ્લના બળ સાથે કોણ પ્રતિમલ્લ થઇ શકે છે? એમ વિચાર કર્યા પછી શેઠ બોલ્યો: મારે યોગ્ય હોય એવી કોઇપણ પ્રકારની આજ્ઞા ફરમાવો. ધન બોલ્યો ' હે ભદ્ર! મેં જેવો ઉપકાર કર્યો છે તેવા જ પ્રકારનું મારે માટે કોઈ ધર્મકાર્ય તારે માથે આવી પડે તો તે વખતે બરાબર બદલો આપજે. ઠીક એમ કહીને વિસાહદત્ત શેઠ જ્યાંથી આવ્યો હતો ત્યાં પાછો ચાલ્યો ગયો. પહેલાંની જ પેઠે વજ્રની ખાણ ખોદવા તેમજ ખોદાવવા લાગ્યો.

આ તરફ પેલા ધનનું પ્રાયશ્ચિત્ત પૂરું ભોગવાઇ ગયું એટલે તે પોતાના ગુરુ પાસે ગયો અને ત્યાં તેણે ફરીવાર સાધુધર્મને સ્વીકાર્યો. હવે પેલો વિસાહદત્ત શેઠ વજ્રની ખાણ ખણાવે છે ત્યાં તેને તેના પુણ્યના પ્રભાવથી બે એવાં ઉત્તમ વજ્રરત્નો મળ્યાં કે જેનાં ગુણો પૂર્વોક્ત શ્લોકોમાં વર્ણવેલાં છે એવા હતા અને એવાં ઉત્તમ વજ્રરત્નો લઇને તે શેઠ પોતાને નગરે ગયો. પોતાના નગરમાં આવીને એ શેઠે એ બન્ને વજ્રરત્નો વેચી નાખ્યાં અને તેથી તેને ઘણું ધન મળ્યું. ધન મળવાથી તે નવાં નવાં અપૂર્વ જિનમંદિરો ચણાવવા લાગ્યો. તેમાં જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવવા લાગ્યો, જુદાં જુદાં વિશિષ્ટ તીર્થોની યાત્રાએ જવા લાગ્યો તથા તીર્થંકર ભગવાનની પૂજાઓ રચાવવા લાગ્યો અને એવાં બીજાં અનેક ધર્મકાર્યોમાં તે પોતાને મળેલા ધનનો ઉપયોગ કરવા લાગ્યો.

હવે કોઈ એક દિવસે તે ધન નામનો સાધુ મુનિરાજ ઘણા મુનિઓના મોટા પરિવાર સાથે વિહાર કરતો તે નગરમાં આવી પહોંચ્યો. તેને વંદન કરવા નાગરિક લોકો આવ્યા, તે સાધુ મુનિરાજે આવેલા લોકોને ધર્મનો ઉપદેશ કર્યો. તે ઉપદેશ સાંભળીને ઘણા લોકો પ્રતિબોધ પામ્યા. પેલા વિશાહદત્ત શેઠે પોતાના નગરમાં આવેલા તે ધન મુનિને ઓળખ્યા અને તેને વિશેષ હર્ષ થયો તથા એ, તે મુનિને આદર સાથે પ્રણામ કરીને વિનંતિ કરવા લાગ્યો.

હે ભગવંત! તમે મને ઓળખો છો? જેને કરુણારસથી ભરેલા એવા તમે એક વાર મૃત્યુના મુખમાંથી બચાવી લીધો હતો તે જ હું વિશાહદત્ત શેઠ છું. ' આ વાણિયો જૈન ધર્મ પાળે છે ' એટલું જ જાણીને તમે મારી તરફ જે વાત્સલ્યભાવ બતાવેલો છે તેથી તમે તમારો એકલાનો આત્મા ઉદ્ધર્યો છે એમ નથી પણ સાથે આ સંસારરૂપ કૂપમાં પડેલા એવા મારો પણ ઉદ્ધાર કરેલો છે. જે પ્રવચનમાં તમારી જેવા મુનિસિંહો વિહરે છે તેવું પરવાદીઓરૂપ હાથીઓને દબાવવામાં સમર્થ એવું શ્રી જિનશાસન કેમ ન દીપી નીકળે? વળી, હે મુનિરાજ! જે વખતે હું કાળના જડબામાં ફસાયેલો હતો તે

થઇ શકે ? માતા થઈ શકે વા મનવાંછિત સાધી આપનારો થઈ શકે ? કલ્યાણના ભંડારની ઇચ્છા રાખનારો એવો કોણ મહાસત્વશાળી માનવ હોય કે જે વાત્સલ્ય પ્રાપ્ત કરીને જેનાં પરિણામો ઘણાં જ સુંદર છે એવા સદ્ધર્મરૂપ પાણીને મેળવવા ન આદરવંત થાય ? અર્થાત્ બીજા ઉત્તમ સંત માનવ તરફથી વાત્સલ્યભાવ મળતાં જ માનવ માત્ર એ સંતના માર્ગને અનુસરે છે.

એ પ્રમાણે કથારત્નકોષમાં સમ્યક્ત્વના વિચારને પ્રસંગે સાતમા વાત્સલ્ય ગુણ વિષે ધનની કથા સમાપ્ત થઇ.



રાખવો એ શું સારું કહેવાય ? વળી, જે, ભયંકર આગની જ્વાલાઓમાં ભડભડ બળતા ઘરમાંથી બહાર નીકળવા પ્રયત્ન કરતો હોય તેને ઘરમાં જ પૂરી રાખવો એ શું યોગ્ય ગણાય ? એવી જ રીતે જેમને સંયમ લેવાનો અભિલાષ થયેલ છે, તેમાથી મને લપસાવી પાડવો એ સર્વ પ્રકારે અયોગ્ય છે. વળી, એમ કરવાથી તમારું કાંઇ પણ શ્રેય થાય એમ હું માનતો નથી; ઉલટું ધર્મપ્રવૃત્તિમાં વિઘ્ન નાખવાથી તમને કેવળ અધર્મ જ થવાનો, માટે મારું વચન માનો, તમારા આત્માને સમજાવો અને પાછળથી પણ એટલે મારા મર્યા પછી પણ તમારો અને મારો વિયોગ થવાનો છે અને તેનું દુઃખ તમારે માથે પડવાનું જ છે એમાં શંકા નથી. જો તમે વિયોગના દુઃખથી ખરેખર ભયભીત થયા હો તો મારી સાથે જ સંયમનો સ્વીકાર કરો. જ્યાં આરંભમાં તો રસ જણાય છે, પરંતુ પરિણામે ભારે ભયાનક દુઃખનો સમૂહ આવી પડે છે, એવી આ ગૃહસ્થ જેવી પ્રપંચ દશામાં રહેવાથી શો ફાયદો ?

શેઠની વાત સાંભળીને તેનું આખું કુટુંબ હર્ષ પામ્યું અને 'તમે ઠીક કહ્યું છે અને અમે પણ એમ જ કરીએ' એ રીતે આખા કુટુંબે શેઠની વાતને ટેકો આપ્યો. પછી તરતજ એ **વિસાહદત્ત** શેઠ સાથે તેના આખાય કુટુંબે પેલા **ધન** મુનિરાજ પાસે સર્વવિરતિના વ્રતને લીધું અને પરિણામે એ બધા સુગતિના પાત્ર બન્યા.

આ પ્રકારે વાત્સલ્યનો ગુણ કેળવવાથી એ **વિસાહદત્ત** શેઠ ઘણો જ ગુણ પામ્યો અને તેથી તેનું આખુંય કુટુંબ પણ મોટા લાભને પામ્યું, માટે વાત્સલ્યનો ગુણ ભારે અસાધારણ છે, તેની તોલે આવે એવો બીજો કયો ગુણ છે ? વળી, એક વાત્સલ્યના ગુણથી પેલો **ધન** મુનિરાજ પણ સંયમધનને, કીર્તિને, સુગતિના લાભને અને છેવટે ક્ષાયિક સમકિતની ઉત્તમ શ્રેણીએ ચડી ઉત્તમ સ્થિતિને પામ્યો. વળી, આ સંસારમાં વસતો માનવવર્ગ કોઇ પણ સત્કાર્ય કરવા જતાં એ જરાક પણ કલેશ પામે તો તે, એ સત્કાર્યના માર્ગને છોડી દે છે અને હતાશ થઇ જાય છે. અને એને પરિણામે તે, લાંબા સમયથી ચાલી આવતી દાનની પરંપરા, તપનું આચરણ, ધ્યાનનો વિધિ તથા આગમોનું સ્મરણ એ બધાં રુડાં કાર્યોથી વિમુખ થાય છે, અને એને પરિણામે એવો હતાશ થયેલો માનવ જન્મ, આધિ, ઉપાધિ અને મૃત્યુના ચપળ તરંગોવાળા ભવસાગરમાં ભાંગીને વિંટળાઇ ગયેલ વહાણની જેમ લાંબા કાળ સુધી પડ્યો રહે છે અને મિથ્યાત્વરૂપ ભયાનક જળચરો તેવા માનવને ઠોલી ખાય છે. એવી રીતે વિપત્તિમાં ફસાયેલા માનવ ઉપર અનુગ્રહ કરીને અને તેના તરફ સાધર્મિક ભાઇ જેવી એકતામય બુદ્ધિ રાખીને જે કોઇ તેને સમજાવે—સાચો માર્ગ દેખાડે તેના કરતાં બીજો વળી કોણ ચડિયાતો પરોપકારી

શ્રી વિષ્ણુકુમાર નામના મુનિએ પોતાના અચળ ચરણ--પગના એક જ ઝટકાવડે લવણસમુદ્ર-ને કાંઠે ફેંકી દીધો હતો. જેમ કોઇની આંગળીએ સર્પે ડંખ માર્યો હોય તો તેનું જીવન ટકાવી રાખવા એ ડંખેલ આંગળી કાપી નાખવી જરૂરી જ છે તેમ વિશેષ ગુણની સિદ્ધિ માટે થોડો દોષ પણ કરવો પડે તો કરવો એમ કહેલું છે. તેથી જે માનવ, રાગ અને દ્વેષને તજીને શ્રી જિનશાસનની પ્રભાવના કરે છે તે અચલની પેઠે તીર્થંકર નામગોત્રનું ખરેખર ઉપાર્જન કરે છે. એ અચલની વાત આ પ્રમાણે છે—

કેમ જાણે પુરુષરત્નોની ખાણ જેવું હોય, સર્વ વિદ્યાસ્થાનોની ભૂમિ જેવું હોય, લક્ષ્મીના વર જેવું હોય, આશ્ચર્યકારક બનાવોનું 'ઉત્પત્તિસ્થાન'--પેદાશભૂમિ જેવું હોય એવું **નિવ્યયપુર** નામે નગર છે. ત્યાં રાજા **રામચંદ્ર** રાજ્ય કરતો હોવાથી તેના બાહુબળ-વડે એ નગર ઉપર નજર કરનારા બધા શત્રુઓ હણાઈ ગયા તેથી એ નગર નિર્ભય છે. ત્યાં એક **અચલ** નામનો સહસ્રયોધી–હજારો સાથે પણ પોતે એકલો યુદ્ધ કરી શકે તેવો વીર પુરુષ વસે છે. એના ઉપર રાજાના ચારે હાથ છે તેથી તે પોતાના પરાક્રમની પાસે બીજા કોઈ પણ લોકનું પરાક્રમ તુચ્છકારી કાઢતો સ્વચ્છંદપણે વર્તે છે. એક દિવસે જ્યારે રાજા **રામચંદ્ર** સભામા બેઠેલો હતો ત્યારે તેની પાસે આવીને મહાજને નીચે પ્રમાણે વિનંતી કરી· હે દેવ!

ક્યાંય ચોરનું પગલું દેખાતું નથી, તેને જવાનું કે આવવાનું નિશાન પણ ક્યાંય જણાતું નથી, ક્યાંય ખાતર પણ પડતું નથી અને ક્યાંય તેનો અવરજવર થતો હોય એવું કળાતું નથી, તો પણ આખુંય નગર શીઘ્રતાથી લુંટાઇ ગયેલું છે એમ મહાજન કહે છે. અહીં ધન, ઝર, ઝવેરાત વગેરે કોઇ ન લઇ શકે તેમ ગુપ્તતાથી મૂકયું છે, છતાં લૂંટનારો કેમ જાણે પોતાનું મૂકેલું લેતો હોય એ રીતે સહેલાઇથી નગરને લૂંટી રહ્યો છે. પોતે મૂકેલી વસ્તુઓ ઉપરથી ઘરનો સ્વામી તો આજે પણ ખરેખર દેખાડી શકાય એમ છે, પરંતુ હે રાજા! ચોરને તો થોડો પણ દેખાડી શકાતો નથી તેમ શોધી શકાતો પણ નથી. નગરની લૂંટ જોતાં એમ અટકળ થાય છે કે નગરનો લુંટારો કોઈ આકર્ષણવિદ્યામાં વિશેષ કુશળ હોવો જોઈએ અથવા તે કોઇ સિદ્ધપુરુષ હોવો જોઇએ અથવા તે કોઇ અંજનસિદ્ધ હોવો જોઈએ. અંજનસિદ્ધ એટલે વિશેષ પ્રકારનું અંજન આંખમાં નાખવાથી· આખો માણસ જ અદૃશ્ય થઈ જાય એવી શક્તિ ધરાવનાર કોઈ વ્યક્તિ. મહાજન કહે છે કે--એ ચોર બાબત અમને ભારે વિસ્મય થાય છે. એ પ્રમાણે એ ચોરનું ખાસ નામ જાણવું પણ દુર્લભ છે એમ અમે જાણીએ છીએ તો પછી જેનું રૂપ દેખાતું નથી એવા એ ચોર છે તેનો કંઠે પકડવો એ તો બને જ શી રીતે?

## પ્રભાવના સંબંધે અચલનું કથાનક.

### કથાનક ૯ મું



જે દર્શનનું એટલે સમકિતનું સ્વરૂપ આગળ બતાવેલું છે તે દર્શન પણ પ્રભાવના-દ્વારા પ્રભાવિત થાય તો મોક્ષનું સુખ સુગમતાથી સારી રીતે મેળવી શકાય છે માટે અહીં પ્રભાવનાનું સ્વરૂપ કહી બતાવું છું. સમય ખરાબ હોય એટલે સંતાપ આપે એવો હોય અને ધર્મના માર્ગને ઉચ્છૃંખલ એવા લુચ્ચા લોકોએ કલુષિત કર્યો હોય એવી પરિસ્થિતિમાં તીર્થની પ્રભાવના ન કરવામાં આવે તો ધર્મની વાંછા મોળી પડી જાય છે અર્થાત્ ચમત્કાર વિના કોઇ નમસ્કાર કરતું નથી. જે વડે બધા લોકો આકર્ષાય તેમજ ચમત્કાર પામે એવી પ્રબલ પ્રભાવના તો દેવો જ કરી શકે છે; પરંતુ દેવો વિષયાસક્ત હોવાથી મોટે ભાગે પ્રભાવના તરફ પ્રમાદી-કાળજી વિનાના હોય છે અને એવી મોટી પ્રભાવના બીજા કોઇ કરી શકે એવા નથી હોતા માટે પ્રભાવના કરનારાઓના (અતિશય) વગેરે ભેદો કર્યા છે અને તે ભેદોને આ નીચેની ગાથામાં જણાવેલા છે. ૧. અતિશયવાળો પુરુષ. ૨ ઋદ્ધિવાળો પુરુષ. ૩ ધર્મકથા કહેનારા-વ્યાખ્યાતા. ૪ વાદી-વાદકળામાં કુશળ પુરુષ. ૫ આચાર્ય. ૬ ભારે તપસ્વી. ૭ નિમિત્તશાસ્ત્રને નિપુણ રીતે જાણનાર. ૮ વિદ્યાસિદ્ધ પુરુષ-આ આઠ પ્રકારના સમર્થ પુરુષો અને જે બીજા પુરુષો રાજમાન્ય હોય વા સમુદાયમાન્ય હોય તેવા પુરુષો પણ તીર્થનો પ્રભાવ વધારી શકે છે. આ ઉપરાંત જેઓએ આકરું તપ તપીને પોતાના આચાર તથા શીલને પવિત્ર અને નિષ્કલંક રાખેલ છે એવી સતી સુભદ્રા જેવી વ્યક્તિઓ પણ ભગવાનના તીર્થનો પ્રભાવ વધારનારી છે તેમ શાસ્ત્રકારો બોલે છે. જે વડે પ્રભાવના થાય એટલે જે ઉપાયદ્વારા ભગવાનના ધર્મનો મહિમા વધે તે ઉપાય સદોષ છે કે નિર્દોષ છે એ વિશે અહીં વિચાર કરવાનો પણ નથી એમ શાસ્ત્રકારો કહે છે, કારણ કે આ પ્રભાવના કરવાનું કામ સંયમધારી સાધુ, સાધ્વી અને સંયમ-પંચમહાવ્રત-વગરનાં શ્રાવક-શ્રાવિકા એ બધાને માથે એક સરખું મૂકાયેલું છે. તેથી શૃંગ-શિંગડું વગાડીને સૂચવાતા કામ માટે અર્થાત્ જ્યારે પણ ધર્મના કે સંઘના કામની હાકલ પડે ત્યારે સાધુએ પોતાની લબ્ધિ શકિતનો પ્રભાવ બતાવીને ચક્રવર્તી રાજાના પણ ચૂરેચૂરા કરી નાખવા ઘટે અને કોઇ એમ ન કહે તો તે અનંત સંસારી છે એમ જાણવું. વધારે શું કહેવું? સાધુ-સાધ્વીઓનો અને ચૈત્યોનો જે વિરોધી હોય વા તેમનો અવર્ણવાદ કરતો હોય-નિંદા કરતો હોય તથા જે શ્રી જિનપ્રવચનનો વિરોધી હોય વા તેનો અવર્ણવાદ-નિંદા કરતો હોય તેને પોતાની બધી શક્તિ-સત્તા વાપરીને અટકાવવો જોઇએ. શાસ્ત્રદ્વારા એમ સંભળાય છે કે-એક નમુચિ નામનો કોઇ રાજમંત્રી સાધુસંઘનો વિરોધી હતો. તેને

આવી પડે છે, કારણ કે મેં જ મારા મૃત્યુને પાસે આણ્યું છે. મને લાગે છે કે આ ચોરની શોધનું બાનું કરીને હવે મારું મોત નજીક જ આવી પહોંચ્યું છે માટે હું એ વિશે સાવધાનતાથી તપાસ કરી જોઉં કે મારા શરીરના કોઈ અવયવોમાં મરણનાં નિશાનો જણાય છે કે નહિ? એમ વિચારીને તેણે પોતાના નાકનું ટેરવું તપાસી જોયું, કાનથી સંભળાતો અવાજ તપાસી જોયો, બન્ને ભવાના ભાગને નજરે જોયો અને આકાશગંગાને જોઈ. આ બધું તપાસી જોયા પછી તેને જણાયું કે–હજી સુધી તો મરણ પાસે આવ્યું હોય એવું એક પણ નિશાન મારા શરીરમાં જણાતું નથી. આથી તેને આનંદ થયો. 'જ્યાંસુધી જીવનને મરણના ત્રાજવામાં ન ચડાવવામાં આવે ત્યાં સુધી કાર્ય સાધી શકાતું નથી,' એમ વિચારીને તે બરાબર સજ્જ થયો અને મજબૂત રીતે કપડાં પહેરી હાથમાં તમાલના પાંદડાં જેવી કાળી છરી લઈ, તે એકલો રાતનો એક પહોર બાકી રહ્યો ત્યારે ધીમે ધીમે બહાર નીકળ્યો અને નગરની આથમણી દિશાએ આવેલા કુકુંગ નામના મોટા મસાણમાં પહોંચ્યો. તે મસાણ કેવું છે?

ત્યાં શિયાળોનાં ભુંડા નિરંતર કાનને કડવા લાગે એવા કઠોર બરાડા પાડી રહ્યા છે અને એથી એ મસાણ જોવા માત્રથી પણ ભયાનક લાગે છે. ઘૂવડોના ઘૂઘૂ એવા ઘોર અવાજોને લીધે એ મસાણમાં ભારે ભયંકર શબ્દો ફેલાઈ ગયેલા છે. રિંછોએ કરેલા ફેફે એવા અવાજોથી એ મસાણ બીહામણું જણાય છે. ત્યાં ચારે કોરે અનેક ભૂતડાં ભમી રહ્યા છે. એમાં અડધાપડધા બળી રહેલા મુડદાને ખાવા માટે શિયાળોનું ભુંડ ટોળે મળ્યું છે. એ મસાણમાં એક બાજુ જોગણીનું ટોળું કાપણીથી કાપેલા માંસની પેશીઓ ચૂસી રહ્યું છે બીજી બાજુ ભમતાં ભૂતડાઓ 'ખડખડ' કરીને અટ્ટહાસ્ય કરી રહ્યાં છે. વળી, એક બાજુ અનેક ડાકણો કરુણસ્વરે કકળાટ કરીને રુદન કરી રહી છે અને બીજી બાજુ તાડની જેવા લાંબા ટાંગાવાળા રાક્ષસોનું ઝુંડ ઘૂમી રહ્યું છે–એવું મોટું એ મસાણ છે.

એવા એ મસાણમાં પર્વતની પેઠે અચળ રહેતો એવો એ અચળ જરા પણ નહિં ગભરાતો થોડે સુધી આગળ ગયો. એટલામાં એક મહાપિશાચ તેના જોવામાં આવ્યો. એ મહાપિશાચના વાળની જટા ઊંચી બાંધેલી હતી, એની આંખો ચકળવકળ થતી હતી. ફુંફાડા મારતો અને ભારે ઝેરના અગ્નિની જ્વાળાઓને ફેંકતો એવો ભયંકર વિષવાળો સર્પ એની કાંધ પર વીંટળાયેલો પડ્યો છે, એના જમણા હાથમાં ખોપરી છે અને ડાબા હાથમાં યમરાજની ભવાના ખૂણા જેવી છરી રહેલી છે અને 'મહામાંસ ક્યાં મળે? મહા-માંસ ક્યાં મળે?' એમ એ વારંવાર બોલ્યા કરે છે. એને જોઈને અને હૃદયમાં ભારે સાહસ ધરીને અચલે એને કહ્યું: હે ભદ્ર! તું શું માગે છે? પિશાચ બોલ્યો: હું ભૂખને લીધે ભારે પીડા પામું છું અને મહામાંસને માગું છું. મહામાંસ સિવાય બીજાં માંસ મને

મહાજનની આ વાત સાંભળીને રાજાને વિશેષ ક્રોધ ચડ્યો અને તેથી તેની આંખોના ખૂણા લાલચોળ થઈ જવાથી જાણે કે એ ભવનભાગ ઉપર (જ્યાં રાજા બેઠેલો છે તેની આસપાસના ભાગ ઉપર) રાતા કરેણના ફૂલો ન વેરાયાં હોય એવો ભાસ થયો, અને એ રીતે ગુસ્સે થયેલો રાજા **રામચંદ્ર** એમ કહેવા લાગ્યો. અહો! નગરમાં આટલી બધી અવ્યવસ્થા થઇ ગઇ છતાં મને આટલા બધા દિવસો વ્યતીત થઇ ગયા પછી આટલું બધું મોડું શા માટે કહેવામાં આવ્યું? શું મે કદી પણ તમારા મહાજનોનાં વચનથી કશું પ્રતિકૂળ કર્યું છે ખરું? અથવા પ્રજાના કામકાજમાં હું સારી રીતે નથી વર્ત્યો એમ બન્યું છે? અથવા અનીતિ કરનાર માણસ તરફ મેં કદી બેદરકારી બતાવી છે ખરી? જેથી મને નગરની લૂંટની હકિકત કહેવામાં આટલી બધી બેદરકારી થઇ? મહાજને કહ્યું. હે દેવ! તમે શા માટે એવી ખોટી શંકા મનમાં આણો છો? તમારા માટે સ્વપ્નમાં પણ અમારે કશી તેવી ફરિયાદ કરવાનું કશું સ્થાન જ નથી. આ તો અમે ચોર વિશે ઘણી ઘણી શોધ ચલાવી છતાં તેનું સ્વરૂપ જાણવામાં ન આવ્યું ત્યારે અમને થયું કે હવે એ બાબત આપને કહીને કેવળ સંતાપ કરવા જેવું થશે અને એમ કરવાથી લાભ પણ શું? તેથી જ આપની પાસે એ વાત ન પહોંચાડી, પરંતુ એ જ્યારે અસહ્ય પરિસ્થિતિમાં આવી પડી અને હવે તો એ સહી શકાય એવું પણ ન રહ્યું ત્યારે જ આપની પાસે આવીને એ બાબત વિનંતી કરી.'

હવે એ ચોરને કોણ પકડી શકશે? એમ વિચારીને, રાજાએ સભામાં બેઠેલા સુભટો, સામંતો વગેરે તરફ નજર નાખી. સામંતો, દંડનાયકો, સેનાપતિઓ, અંગરક્ષકો અને સુભટો વગેરે સામે રાજાએ નજર કરી છતાં જ્યારે એમાંનાં કોઇએ પણ કશું જ ન કહ્યું ત્યારે ઉભા થઇને પેલા **અચલે** રાજાને વિનંતી કરીઃ હે દેવ! તમે પ્રસન્ન થઇને મને આજ્ઞા કરો, મારે માટે આ કેટલુંક કહેવાય? અર્થાત્ મારે સારૂ આ કામ વિશેષ કઠણ નથી. વળી આવો પ્રસંગ તો પુણ્યને લીધે કોઇક જ વાર સાંપડે છે. તેણે એમ કહ્યા પછી રાજાએ તેને પાનનું બીડું આપ્યું અને કહ્યું કે–હે ભદ્ર! તું એવો પ્રયાસ કર જેથી એ ચોર જલદી જ પકડાઇ જાય. પછી **અચલે** રાજાને જણાવ્યું કે--આજથી પખવાડિયાના છેલ્લા દહાડા સુધીમાં ચોરને ન પકડી શકું તો હું આગમાં પેસીને બળી મરું. એવી પોતાની નિશ્ચલ પ્રતિજ્ઞા જણાવીને તે **અચલ** રાજભવનમાંથી બહાર નીકળ્યો.

પછી ચોરની શોધ કરવા માટે એ, તરભેટાઓમાં, ચોકોમાં, સભાઓમાં, આશ્રમોમાં અને દેવભવનમાં વગેરેમાં ભમવા લાગ્યો, અને તેણે સર્વ સ્થાનોમાં પોતાના વિશ્વાસુ માણસોને છુપી રીતે અને જાહેર રીતે ચોરની શોધ માટે ગોઠવી દીધા. એમ કરતાં કરતાં બાર દિવસ વીતી ગયા છતાં ચોર સંબંધી કંઇ સમાચાર ન મળ્યાં. એમ ખેદ પામીને **અચલ** વિચાર કરવા લાગ્યો. જે માણસો વગર વિચાર્યે વેણ કાઢે છે તેઓ આ રીતે દુઃખજનક હાલતમાં

છે ' એમ જાણીને તે ઘસઘસાટ ઊંઘી ગયો. હવે જ્યારે સવારને વખતે તેની ઊંઘ ઓછી થઈ ત્યારે તેની પાસે આવીને પેલો પિશાચ બોલ્યોઃ હે ભદ્ર ! ઊંઘે છે કે જાગે છે? અચલ બોલ્યો· જાગું છું આજ્ઞા કરો. પિશાચ બોલ્યોઃ મેં જે તારૂં કામ માથે લીધું છે તેની હકીકત હવે સાંભળ.

આ નગરની પૂર્વ દિશામાં પવ્વયઅ નામનો એક ભગવો-ભાગવત આશ્રમમાં રહે છે. તેને કવિલકંખ નામે એક સિદ્ધ શિષ્ય--ચેલો છે. એ ભગવો પોતાના ચેલાને મોકલીને નગરમાં જે કાંઇ ઉત્તમ સારામાં સારૂં વસ્ત્ર, રત્ન કે ઘરેણું છે તે બધું ખેંચાવી લ્યે છે. મધરાતે તે શિષ્ય પોતાની ઇચ્છા પ્રમાણે ચોરી કરીને પછી નિર્ભય રીતે ફર્યા કરે છે અને દિવસે શરીરને સંયમમાં રાખીને ભગવારૂપે બગલાભાઈની પેઠે રહે છે. તે બધું સારું સારું ચોરી લાવે છે તે સઘળું આશ્રમના ઝુંપડાની અંદરના ભાગમાં ભોંયરામાં દાટેલું રાખે છે અને એ ભોંયરામાં જવા માટે ઉપર એક દર જેવું કાણું કરી રાખેલ છે. આ હકીકત તદ્દન ખરી છે, એમાં કશી શંકા કરવા જેવું નથી. એ રીતે ખાત્રીથી કહીને તે પિશાચ જેવો આવ્યો હતો તેવો જ પાછો ચાલ્યો ગયો.

આ સહસયોધી અચળ પણ તુરત જ જાગી ગયો અને પોતાની આસપાસ આંખો ફાડીને જોઇ રહ્યો છતાં તેના જોવામાં કશુંય ન આવ્યું એથી એને એમ લાગ્યું કે ચોરની એ બધી હકીકત તેને પેલો પિશાચ જ જરૂર જણાવી ગયો છે એટલે તેણે પોતાનાં સવારનાં કામો બધાં પતાવી લીધાં. પછી પોતાના કેટલાક નોકરોને સાથે લઇ તે, પેલા પિશાચે જણાવેલ દિશા તરફ આવેલા આશ્રમમાં ગયો. ત્યાં તેણે પિશાચ જેવો કહેતો હતો તેવો જ પોતાના ધર્મશાસ્ત્રનું નિરૂપણ કરતો એવો ભગવો જોયો. એ ભગવો અત્યંત શાંત આકૃતિવાળો, ધર્મસારના ઘર જેવો, જાણે કે સરસ્વતીનો પ્રવાહ વહેતો હોય તેમ અખંડ વચનોની પરંપરાવડે અનેક કથા, ઉપાખ્યાન, ઉદાહરણો કહેતો ત્યાં ઉપદેશ કરતો હતો તેને જોઇને અચળને વિચાર થયો--અહો ! આ આવી શાંત આકૃતિ ક્યાં અને પેલો અકાર્ય કરવાનો પ્રપંચ ક્યાં ? વળી, કાર્ય અને અકાર્યને ખાત્રીથી સમજાવતી આ કુશળ વાણી ક્યાં અને પેલું પોતાની દુષ્ટબુદ્ધિથી કરેલું ચોરીનું અકાર્ય ક્યાં ? કર્મના પરિણામો સર્વથા અચિંતનીય છે. અને તેથી જ તેનાં ફળો, પરિણામો--બુદ્ધિની સમજમાં આવી શકતા નથી. એમ વિચારતા અચળને તે ભગવે બોલાવ્યોઃ હે મહાનુભાવ ! આ આસન શોભાવ, અહીં બેસ. પછી થોડુંક નમીને અચળ આસન ઉપર બેઠો. તેના સામું જોઇને ભગવો બોલ્યો· હે ભદ્ર ! આમ કેમ ઉદ્વેગવાળો જણાય છે? સહસયોધી બોલ્યોઃ હે ભગવન્ ! અમારી જેવા અશુભલક્ષણોની મૂર્તિસમા પગલે પગલે ઉદ્વેગ જ કર્યા કરે છે, એ માટે કેટલુંક કહેવાય ? પછી અચળના અંગને પગથી માથા સુધી બરાબર જોઇને

ગમતા નથી. એ સાંભળી **અચલ** બોલ્યો: તું ખેદ ન પામ, હું તારી ઇચ્છા પાર પાડું છું, પરંતુ તું પણ મારી રુચિને પૂરી કરજે એમ કહેતા તેણે છરીને ખેંચીને પોતાના શરીરમાંથી માંસનો લોચો કાપી તેને આપ્યો 'અહો! આવું તો કોઈ દિવસ ખાવા જ નથી મળ્યું.' એમ કહેતો તે પેલા માંસના લોચાને ખાવા લાગ્યો.

એ રીતે **અચલ** જેમ જેમ પોતાના શરીરમાંથી કાપી કાપીને માંસના ટુકડા આપતો ગયો તેમ તેમ ચમત્કારિક દવાથી જેમ ભૂખ ઉઘડે તેમ તેની ભૂખ ઉઘડતી ગઈ અને વધવા લાગી. એમ કરતાં કરતાં **અચલ**નું આખું શરીર ખાલી થઇ ગયું એટલે હવે તેણે પોતાના જીવનની દરકાર કર્યા વિના છેવટે પોતાનું માથું કાપી આપવાનો વિચાર કર્યો અને એને કાપવા પણ લાગ્યો. એટલામાં એના (**અચલના**) બળથી સંતોષ પામેલા પેલા પિશાચે તેનો જમણો હાથ પકડ્યો અને તે ( પિશાચ ) બોલ્યો' હે મહાયશસ્વી ! હવે આવું સાહસ કરવાની જરૂર નથી. તું વરદાન માગી લે. એ સાંભળીને **અચલે** ઉત્તર આપ્યો: હે દેવ ! મારા ઉપર કૃપા કરો અને આ મારું માથું તમે જરૂર સ્વીકારો, તમારા જેવા અતિથિ મને ફરી ફરીને ક્યાંથી મળશે ? આ શરીર વિનાશ તો પામવાનું જ છે એટલે મારી સમજ પ્રમાણે એનો પરના કાર્યમાં ઉપયોગ થવો એ જ સાર છે એમ હું માનું છું; માટે તમે આ કામમાં મને વિઘ્ન ન કરો. **અચલે** પેલા પિશાચને એ રીતે ઘણું ઘણું જણાવ્યું છતાં ય પિશાચ બોલ્યો કે–હે ભદ્ર ! તારા જેવો ઉત્તમ પુરુષ આ પૃથ્વી ઉપરથી અકાળે નાશ ન પામે માટે તું જીવતો રહે અને વર માગી લે. જ્યારે પેલા પિશાચે ફરી ફરીને વર માગવા માટે આગ્રહ ચાલુ રાખ્યો ત્યારે **અચલ** બોલ્યો' હે દેવ ! મારે શું કામ છે એ બધુંય તું જાણે છે એટલે તને કશું કહેવાનું રહે ખરું ? પછી પિશાચ બોલ્યો: ખરી વાત છે, તારું ધારેલું સવારના પહોરમાં થઇ જશે એટલે તું ચોર વિશે બધી હકીકત જાણીને રાજાને પ્રણામ કરીને જણાવી શકીશ, માટે હમણાં તું લેશમાત્ર ઉચ્ચાટ કર્યા વિના તારે પોતાને ઘરે જા અને બધી ચિંતાનો ભાર ઉતારીને નિરાંતે ઉંઘ. હું ( પિશાચ ) પણ મારે સ્થાનકે જઇને મારું બાકીનું કામકાજ પતાવી દઉં. **અચલે** કહ્યું, 'ભલે.' અને પેલો પિશાચ અલોપ થઇ ગયો.

હવે આ પ્રમાણે વાતચિત થયા પછી **અચલ** પણ પોતાના ઘર ભણી રવાના થયો, એટલે પોતાના શરીરનું અસાધારણ લાવણ્ય અને વર્ણ જોયાં અને તેથી તે ખેદ પામીને વિચારવા લાગ્યો. હા ! હા ! પેલા પિશાચે આ મારું શરીર આવું સુંદર અને આખું કરેલું લાગે છે. આ શરીર તે મહાનુભાવના ખપમાં ન આવ્યું, અરેરે હું કેવો પુણ્યહીન છું. હું આ રીતે પરોપકાર કરી ન શક્યો, એમ સંતાપ કરતો કરતો તે પોતાને ઘેર પહોંચ્યો અને સુખશય્યામાં પોઢી ગયો. 'હવે તો મારું કામ બરાબર સિદ્ધ થઇ ગયું

બધું રાજભવનમાં લાવવામાં આવ્યું. એ વખતે મહાજનને બોલાવવામાં આવ્યું અને બધો ચોરાઉ માલ તેમને દેખાડવામાં આવ્યો. મહાજને એમાં કોનું શું છે? એ બધું ઓળખી કાઢ્યું. પેલો ભગવો વીલો--ભોંઠો--પડી ગયો. રાજાએ તેને પૂછ્યું--રે નીચ પાખંડી! આ બધી શી હકીકત છે? પોતાની દુષ્ટતાભરેલી પ્રવૃત્તિને આ રીતે ખુલ્લી પડેલી જોઈને તે શરમાઈ ગયો અને ચૂપ રહીને તે ભોંય ખોતરતો નીચે મુખ રાખીને બેઠો. તેને એમ લાગ્યું કે--હવે તેમાં બધાં પુણ્ય પરવારી ગયાં છે અને તેના ધ્યાનનો મહિમા પણ તૂટી ગયો છે. તેનો ચેલો જે વિદ્યાસિદ્ધ હતો તે દુર્જનની પેઠે દૂર થઇ ગયો અને હવે એના જીવનની આશા પણ ન રહી. પછી ઉગ્ર શાસનવાળા રાજાએ તેના ઉપર પ્રબલ કોપ કર્યો અને એ કોપના આવેગને લીધે રાજાએ તે ભગવાને ગધેડા ઉપર બેસાડીને નગરની શેરીએ શેરીએ તરભેટાઓમાં, ચોકોમાં અને ચાચરોમાં તેના નામનો ઢોલ વગડાવતા અને તેની ચોરીની હકીકત ખુલ્લી કરીને ફેરવાવ્યો અને ભારે આકરો માર મરાવીને એને મારી નખાવ્યો. ભગવાને મારી નખાવ્યાની વાત સહસ્રયોધી અચલે જાણી તેથી અચળને ઘણો પસ્તાવો થયો· અરે હું આવા મહાપાપનું મૂળ કારણ થયો, મેં તજવીજ ન કરી હોત તો તે ભગવાની આ ચોરીની હકીકત કોણ જાણવાનું હતું? માટે હું જ બધી રીતે આ બધા અનર્થનો કરનાર છું. કેમકે એક તો એ લિંગી એટલે અમુક સંપ્રદાયનો વેષધારી સાધુ હતો, બીજું એણે મારાં બધાં શરીરનાં લક્ષણો મને કહી બતાવ્યાં હતાં, મારા ઉપર એને વિશ્વાસ પણ હતો અને મારા તરફ એ પ્રીતિભાવ બતાવતો હતો. તેવી બધી હકીકત ધ્યાનમાં લીધા વિના નીતિના માર્ગને દૂર રાખીને હું આ શું કરી બેઠો? અને આવું અકૃત્ય કરવાને મેં શા માટે પ્રવૃત્તિ કરી? હાય! હાય! લોકોમાં કહેલું છે કે "જે કામ ઘણા લોકોનું હોય અથવા જે કામને ઘણા લોકો જ ભેગા ભળીને સાધી શકતા હોય એવા કામમાં એક માણસે જાણવા છતાંય પ્રગટપણે ન બોલવું જોઇએ." આ લૌકિક વાત પણ મને મારાં અતિપાપનો ઉદય થવાથી એ સમયે યાદ ન આવી. આ લોકનો તુચ્છ હેતુ સરે માટે લોકો લાખો અપકાર્ય કરવા પણ તૈયાર થાય છે પરંતુ એ અપકાર્યોને લીધે જે અનિષ્ટ પરિણામ આવે છે તે વિશે દરકાર કરતા નથી, માટે મેં આ ચોરની ભાળ મેળવીને ખરેખર અવિચારી કર્યું છે તેથી હવે મારે એનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ અને હું આગમાં પડું કે પાણીમાં બૂડી મરું તો જ એ પ્રાયશ્ચિત્ત થઇ શકે.

એ રીતે પ્રાયશ્ચિત્ત કરવા માટે નિશ્ચય કરીને તે સહસયોધી અચળ કોઇને પણ પોતાની કશી વાત કર્યા સિવાય મધરાતે ઘરમાંથી બહાર નીકળી ગયો અને એકાંતમાં આવેલા કોઇ સીમાડાના નેસમાં ગયો. ત્યાં જઇને તે પોતાને બળી મરવા માટે લાકડાં ભેગા કરવાં લાગ્યો. એણે બરાબર એ વખતે ધ્યાનમાં રહેલા એક તપસ્વીને જોયો. એ તપસ્વી

પેલો ભગવો બોલ્યોઃ હે મહાભાગ્યવાળા! એવું ન બોલ, તારાં શરીરમાં બધા પ્રકારનાં સારાં સામુદ્રિક લક્ષણો જણાય છે તેથી એવું શા માટે કહે છે? સામુદ્રિકશાસ્ત્રમાં કહ્યું છે કે- નાભિ, સ્વર અને સત્ત્વ એ ત્રણે ગંભીર હોય તો શુભકર છે. છાતી, કપાળ અને વદન એ ત્રણે વિશાળ-ભરાવદાર હોય તો શુભ કરે છે. વક્ષઃસ્થળ, કાખ, નખ, નાશિકા, મુખ અને હડિયો એ છએ ઉન્નત--ઊંચા--હોય તો શુભકર છે. જનનેંદ્રિય, પીઠ, ડોક અને બન્ને જાંઘો એ ચારે ટુંકા હોય તો શુભકર છે. આંખના ખૂણા, પગ, હાથ, તાળવું, નીચેનો હોઠ, જીભ અને નખો એ સાતે અંગો રાતાં હોય તો સુખ આપનારાં છે. એ બધાં સામુદ્રિકશાસ્ત્રમાં બતાવેલાં શરીરનાં સુલક્ષણો છે. અને એ બધાં સંપૂર્ણપણે કોઇ પ્રકારના દોષ વિના તમારા શરીરમાં દેખાય છે.

**અચલ** બોલ્યોઃ બાકી બીજું તો ઠીક પરંતુ હે ભગવન્! મારું આયુષ્ય લાંબું છે કે નહિં? એ સાંભળીને પેલા ભાગવતે--ભગવાએ--તેની હથેળી જોઇ અને કહ્યુંઃ હે મહાત્મા! તારું આયુષ્ય ઘણું લાંબું છે. એ વિશે પણ સામુદ્રિશાસ્ત્રમાં કહ્યું છે કે—

ટચલી આંગળીના મૂળ પાસેથી નીકળતી રેખા પ્રદેશિની અને વચલી આંગળીના વચલા ભાગ સુધી ચાલી જાય તો તે વધારે આયુષ્યની સૂચક છે અને તે જેની જેટલી ઓછી હોય તેટલું તેનું આયુષ્ય ઓછું જાણવું.

આ રીતે વાતચીતમાં થોડો સમય ગાળીને અને પેલા પિશાચે જે બધાં નિશાનો બતાવેલાં તે તમામની ખાત્રી કરીને **અચલ** પોતાને સ્થાને ગયો. પછી રાજાએ તેને બોલાવ્યો. તેણે રાજા પાસે જઇ પ્રણામ કર્યાં. રાજાએ તેને આદર આપીને પૂછ્યું હવે પેલો ચોર પકડાયો કે નહિં? તે વિશે વાત કર. ત્યાર પછી રાજાને એકાંતમાં લઈ જઇને **અચલે** ચોર વિશે જે વાત સાંભળી હતી અને પોતે જેની પાકી ખાત્રી કરી હતી તે બધી વાત જેવી બની હતી તેવી કહી સંભળાવી. રાજા બોલ્યોઃ એની ખાત્રી શી છે? **અચળ** બોલ્યો કે--દેવ! તે ભગવાની પથારી નીચે ભોંયરામાં બધી ચોરીનો માલ તેણે રાખેલો છે. ત્યારપછી 'પોતાનું માથું દુઃખે છે' એવું બહાનું બતાવીને રાજાએ સભાને બરખાસ્ત કરી દીધી, અને પોતે જઇને પથારીમાં પોઢ્યો. રાજાની માથાની પીડા મટી જાય એ માટે અનેક ઉપાયો શરુ થયા; કશો ફેર ન પડવાથી મંત્રવાદીઓને બોલાવ્યા, તેઓએ આવીને માંત્રિક ઉપચારો કર્યાં છતાં પીડામાં કશો ફેર ન પડવાથી તેઓ પણ જેવા આવ્યા હતા તેવા જ પાછા ગયા. પછી રાજાએ તે ભગવાને તેડાવ્યો. તે આવતાં આદરપૂર્વક આસન આપ્યું અને તેની સાથે વાતચીત શરુ કરી. આ તરફ માણસોને મોકલીને એના આશ્રમને ખોદાવ્યો. તેમાંથી બધો ચોરાઉ માલ મળી આવ્યો. એ

મરણ સ્વીકાર. જે મનુષ્ય જીવન સુધી સદ્ધ્યાનમાં જ પોતાની જાતને સ્થાપિત કરીને પ્રચંડ તપ કરીને કર્મોને હણી નાંખે છે, ધગધગતા ઉનાળામાં આતાપના લઈને કે સૂર્યના બળતા તેજવાળા કિરણોદ્વારા પોતાની જાતને તપાવીને કર્મોને દૂર કરે છે. વળી, એ જ પ્રકારે કડકડતા શિયાળામાં ચાલતી ઠંડી હવામાં ઠંડીને સહન કરીને કર્મોને દૂર કરે છે તે મનુષ્યનું મરણ સુમરણ કહેવાય.

હે ભદ્ર! એમ છે માટે તને ખરેખર કાંઈ વૈરાગ્ય જ આવ્યો હોય તો તું ઉગ્રપણે ધર્મનું આચરણ કર. એ રીતે મને (પારધીને) મુનિએ સમજાવ્યો એટલે મેં શ્રમણનું વ્રત લીધું અને ત્યારથી આ પ્રમાણે બીજાથી ન આચરી શકાય એવા કઠોરમાં કઠોર કષ્ટો સહીને મારા આત્માને ભાવિત કરતો રહું છું.

આ હકીકતને બરાબર સાંભળીને પેલા અચલને એમ થયું કે—આ પારધીનો અને મારો એમ બન્નેનો રોગ એક સરખો છે, માટે જે ઔષધ એણે (પારધીએ) લીધું છે તે જ મારે માટે (અચલને માટે) પણ પૂરતું છે એમ માનીને અચળે પણ દીક્ષા લીધી. કઠોર તપ, ક્રિયા અને સંયમની આરાધના કરતો હું ગામ, નગર અને ખાણોથી સુશોભિત એવી આ પૃથ્વીના વિશાળ પટ પર વિહાર કરવા લાગ્યો. વળી, એવું કોઈ કઠણમાં કઠણ ખાસ તપ પણ બાકી નથી રહ્યું કે જે તપને આ અચળે કર્યું ન હોય. એવું કોઈ સૂત્ર પણ બાકી નથી રહ્યું કે જે સૂત્રને આ અચળ સારી રીતે સ્પષ્ટપણે સમજ્યો ન હોય? ભારે અટ્ટહાસ કરનારા એટલે ખડખડાટ હસનારા વૈતાલોને લીધે અને ડડ એવા અવાજ કરનારી ડાકણોને લીધે જે જે ભયાનક મસાણો છે તેમાંનું એવું એક પણ બાકી નથી કે જ્યાં અચળ ન રહ્યો હોય અને એવાં જ ભૂતનાં સ્થાનોમાં પણ એવું એકે બાકી નથી કે જેને અચળે પોતાનું રહેઠાણ ન બનાવ્યું હોય.

આ પ્રકારે ઉત્તમોત્તમ તપની આરાધના, સત્ય વ્રતની સાધના, શૌચની એટલે આંતરપવિત્રતાની સાધના, અને એ બધાંને લીધે આત્મવીર્યનો ઉલ્લાસ થવાથી તે અચળને અનેક પ્રકારની મોટી મોટી ખાસ લબ્ધિઓ ઉત્પન્ન થઈ. જેમ સર્પ ફેણ ઉપરના રત્નને લીધે, સિંહ પોતાની યાળના જથ્થાને લીધે, હાથી રૂપા જેવા ધોળા પોતાનાં બે દંતૂશળોને લીધે લોકોને પ્રમોદ અને ડર ઉપજાવે છે તેમ એ અચળ મુનિ મહાનુભાવ પોતાને મળેલી અનેક લબ્ધિઓને લીધે લોકોને પ્રમોદ અને ભય ઉપજાવતો તે વખતે ભારે પ્રસિદ્ધિને પામ્યો.

હવે કોઈ એક દિવસે **નિંભરપુરીથી** કેટલાક તપસ્વીઓ જ્યાં મુનિ અચળ છે તે જગ્યાએ આવ્યા, આવેલા તપસ્વીઓએ અચળને વંદન કર્યું અને તેમની સંયમસાધના

ત્યાં એકાંતમાં રહેતો હતો અને એક જ પગ ઉપર શરીરનો બધો ભાર ટેકવીને ઊભો હતો તથા એનાં હલ્યાચલ્યા વગરનાં નેત્રો સૂર્યમંડળની સામે તેણે તાકી રાખેલાં હતાં. એ તપસ્વીને જોઇને અચળને એમ થયું કે મરવું તો સ્વાયત્ત છે જ; પરંતુ આ મુનિને પૂછી લઉં કે તે આ જાતનું કષ્ટ શા માટે સહી રહ્યો છે? એમ ધારીને અચલ તેની પાસે ગયો અને તેને પગે પડ્યો. પ્રણામ કરીને તે એ મુનિની સેવા કરવા લાગ્યો. થોડીકવાર પછી ધ્યાન પૂરું થયું એટલે તે અચળે પેલા મુનિને પૂછ્યું; "હે ભગવન્! તમે શા માટે આ રીતે તમારા આત્માને સંતાપ આપો છો?" મુનિ બોલ્યા.

મોટા રોગવિના કોઇ મૂઢ માણસ પણ વિરેચન, ઔષધ અને વિશોષણ વગેરે લેવાનું પસંદ ન કરે. તેમ પોતાની જાત ભારે પાપનાં ભારથી ભારે થયેલી ન હોય તો કોઈ પણ માણસ આવી જાતની કષ્ટ ક્રિયા ન સહન કરે. તો હે ભદ્ર! મારી આ કષ્ટક્રિયાનું ઉપર જણાવ્યું તે કારણ છે. અચલ બોલ્યોઃ હે ભગવન્! તમારૂં સાચું વૃત્તાંત સ્પષ્ટ અક્ષરોમાં તમારી પાસેથી સાંભળવા ઈચ્છું છું. મુનિ બોલ્યા–તારી ઇચ્છા છે તો સાંભળ–કાકંદી નગરીમાં વણુસીહ નામનો હું પારધી હતો. એક વાર મારા ઠાકોર (રાજા) સાથે શિકાર કરવા ગયો. ત્યાં જઇને મારા ઠાકોરના કહેવાથી હરણાંને ભેગાં કરવા માટે મેં પંચમસ્વરવાળું ગીત ગાવું શરુ કર્યું. મારું એ ગીત સાંભળતાં હરણાંને આનંદ થયો અને આંખ વીંચીને જાણે ઊંઘતા ન હોય એ રીતે બધાં હરણાં પાસે ને પાસે આવવા લાગ્યાં. બરાબર એ વખતે ઝાડના થડની પાછળ સંતાઇ રહેલા એ ઠાકોરે કાન સુધી ખેંચીને એ હરણાંની સામે બાણ ફેંક્યું. એ બાણથી પ્રસવકાળની પાસે આવેલી એક ગાભણી હરણી વિંધાઇ ગઇ. બાણ વાગતાં ભારે પીડા થવાથી તેનું પેટ ચિરાઇ ગયું, તેનો ગર્ભ દૂર પડીને તરફડવા લાગ્યો અને એ દુઃખભર્યું રડતી 'ધબ' દઇને જમીન ઉપર પડી ગઈ. હવે તે હરણીની આવા પ્રકારની ભારે દુઃખમય વિષમ દશા જોઇને મારા (પારધિના) મનમાં ભારે દયા આવી. મને લાગ્યું કે આ અકાર્યનું–પાપકાર્યનું–ખરું કારણ તો હું જ બન્યો છું એથી મને મારી જાત ઉપર વિશેષ ગુસ્સો આવ્યો. પછી બાણ સહિત ધનુષ્યને મરડી નાંખીને હું ભૃગુપાત કરીને મરવા માટે વેગથી એક પહાડ તરફ દોડ્યો. પેલો ઠાકોર મને રોકી ન શક્યો અને વિલખો થઈને ત્યાંથી પાછો ફર્યો. હું વળી પહાડના શિખર ઉપર ચડીને ત્યાંથી મારી જાતને નીચે પાડતો હતો તેવામાં એ જ પહાડ ઉપર ધ્યાન ધરતા એક ચારણશ્રમણે મને તેમ કરતો અટકાવ્યો અને એ બાબત સમજણ પાડી; જેમકેઃ—

હે ભદ્ર! તું તારી જાતનો આ રીતે અશંકપણે નાશ કરવા ઇચ્છે છે અને તે વિશે બધી તૈયારી પણ કરી લીધી છે તો પછી તું તેનો નાશ એવી રીતે કર કે જે નાશ કોઇ રીતે સફળ થાય, તારું સુમરણ થાય. અર્થાત જન્માંતરમાં તું સુભગ થા, એવી જાતનું

કેવળજ્ઞાનદ્વારા ત્રણુ લોકોને જોનારા એવા દેવને માનતા નથી તેઓમાં પણુ સુગુણો કેમ સંભવી શકે ? આ જાતની ગંભીર તત્ત્વોથી ભરેલી અચળ મુનિની વાણી સાંભળીને લાજને લીધે થોડી આંખો મીંચી ગયેલો અર્થાત્ શરમાઈ ગયેલો એવો રાજા બોલ્યો'

હે ભગવન્! તમે જે પ્રમાણે આદેશ કરો તે પ્રમાણે જ હું અવશ્ય કરવાનો છું એમ મારો મનોભિલાષ છે, ફક્ત વાત એમ છે કે કોઇ પણુ નિમિત્તને લીધે મારા રાજ્યના સારભૂત હાથીઓને અકાળે કોપેલો યમરાજ ચાવી જાય છે અને તે જોઇને હું વિશેષ આકુળવ્યાકુળ થઈ ગયો છું, તેથી મહેલમાં, વનમાં, શયનમાં, આસનમાં, ભૂખ્યો હોઉં કે જમેલો હોઉં, એકાંત જગ્યામાં, અરણ્યમાં, દિવસે કે રાત્રે એ રીતે કોઇ પણુ સ્થળે કાલે મને જરા પણુ શાંતિ નથી વળતી, તેથી હે ભગવન્! મારા ઉપર કૃપા કરીને એ હાથીઓને મરવાનું દુર્નિમિત્ત અને તેને શાંત કરવાનો ઉપાય મને જરૂર બતાવો. એમ કરવાથી મારી બધી આપદાઓનો પાર આવી જશે અને હું ઉદ્વેગ વગરનો થઇને તમારા ચરણુ-કમળની આરાધના કરી શકીશ. સાધુ અચળ બોલ્યા' હે મહારાજ! ઘણા સમય પહેલાં કરેલું દુષ્કૃત હજી સુધી પણુ ભોંકાયેલા શલ્યની પેઠે મને ખટકતું ગયું નથી ત્યાં વળી એવું બીજું દુષ્કૃત કરવા શા માટે તૈયાર થાઉં ? અને ધારો કે એવું દુષ્કૃત હું કરૂં તો તેથી લાભ પણુ શું થવાનો છે ? રાજા બોલ્યોઃ હે ભગવન્! તમે એમ ન બોલો, તમારા ચરણુની છાયામાં આવેલા આ જનની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. વળી, મેં મારું દુઃખ સહવા માટે હરિ, હર, સૂર્ય, બુદ્ધ, ચંડી, ગણેશ વગેરે અનેક પ્રકારના દેવોની લાંબા સમય સુધી આરાધના કરી, સ્તુતિ કરી અને વિવિધ પૂજાઓ પણુ કરી છતાં મારું દુઃખ લેશમાત્ર ઓછું થયું નથી, એથી મને એમ થયું છે કે એ દેવોની આરાધના, સ્તુતિ અને પૂજા કર્યાથી શું સરે ? જે કાર્ય એ દેવોની પૂજા કર્યા છતાં સધાયું નથી તે કાર્ય તમારાથી સિદ્ધ કરી શકાય તો હું જીવું ત્યાં સુધી તમારા જૈન શાસનનો સ્વીકાર કરૂં. જે દેવોની પૂજા-અર્ચના કર્યાથી આ લોકોનું તુચ્છ કાર્ય પણુ સિદ્ધ ન થઇ શકે તે દેવો પરલોકનાં ભારે કાર્યનો નિર્વાહ કરી શકે એટલે પરલોકના કાર્યને પાર પાડી શકે એ બાબત શ્રદ્ધા થવી સંભવિત નથી. આવી મારી માન્યતા સ્થિર થયેલી છે એટલે હે ભગવન્! તમે સંકલ્પ વિકલ્પને તજી દઈને મારું ધાર્યું કરી આપો. આ પ્રમાણે રાજાએ કહ્યું. પછી તેનો નિશ્ચય જાણીને એ અચળ મુનિ બોલ્યા-હે રાજા! જૈન શાસનને જીવતાં સુધી સ્વીકારવાનો તારો અફર નિશ્ચય હોય તો હું તારા હાથીઓ સાજા થઇ જાય એવો આ એક ઉપાય બતાવું છું કે સાચા સાધુનાં ચરણુને પખાળીને તે પખાળનું પાણી તારા માંદા હાથીઓ ઉપર છાંટ અને રોગ-રાક્ષસના પંજામાં સપડાયેલા તારા હાથી-ઓને બચાવ. રાજા બોલ્યા-હે ભગવન્! તમારા કરતાં વળી અહીં બીજો સારો સાધુ મને કોણુ મળી શકશે ? એમ કહીને રાજાએ એ અચળ સાધુના ચરણુની જ પખાળ લઇને

અને વિહારના સમાચાર પૂછ્યા. તે તપસ્વીઓ બોલ્યા : તે નગરમાં રાજા રામચંદ્ર રાજ્ય કરે છે અને એ શાસનનો વિરોધી છે તથા એના મનમાં પરતીર્થિક લોકોએ શાસન પ્રત્યે દ્વેષ ઉપજાવ્યો છે એથી એ શ્રમણસંઘની સાથે સારી રીતે વર્તતો નથી. આ સાંભળીને શાસનની થતી હેલનાને નહીં સહી શકતો એ અચળ મુનિ નિંભરપુરી તરફ ગયો. ત્યાં જઈને એ પુષ્પાવતંસ નામના ઉદ્યાનમાં ઉતર્યો.

એ વખતે તે રામચંદ્ર રાજાના હાથીઓ કોઈ ભારે રોગમાં સપડાયા હતા. એ રોગને મટાડવા રાજાએ અનેક પ્રકારનાં ઓષધોના પ્રયોગો કર્યાં, જાતજાતના દેવોની પૂજાઓ કરી જોઈ, લાખો હોમો પણ કરી જોયા, નવે ગ્રહોને નૈવેદ્ય ધરીને તૃપ્ત પણ કર્યા અને અનેક પુરોહિતો પાસે શાંતિપાઠ કરાવ્યા છતાં હાથીઓનો એ રોગ જરા પણ ન હઠયો અને ઊલટું હંમેશાં બે ચાર પાંચ હાથીઓ મરવા લાગ્યા. આ જોઈને રાજાને ભારે ચિંતા થઇ. એ વખતે કોઇ માણસે અહીં અચળ મુનિ આવ્યાના સમાચાર રાજાને કહ્યા. તે સાંભળીને રાજા ખૂબ સંતોષ પામ્યો અને "જેમ પહેલાં મને ચોરની હકીકત કહી તેને પકડી આપ્યો હતો તેમ આ વખતે પણ આ અચળ મુનિ હાથીઓમાં ચાલતા રોગનું નિદાન પણ જણાવશે અને તેનો ઉપાય બતાવશે." એમ મનમાં ચિંતવતો રાજા એ અચળ મુનિ પાસે ગયો. તેને સ્નેહપૂર્વક વંદન કરીને એ તેની સામે જમીન ઉપર બેઠો. તે અચળ મુનિએ પણ પ્રસાદમય વચનોની યોજનાવાળી અને સુંદર યુક્તિઓથી ગૌરવવાળી ધર્મકથા રાજાને કહેવા માંડી, જેમકે;

જે કામ પુરુષના પૌરુષથી સાધી શકતું નથી, બુદ્ધિબળથી પણ પાર પાડી શકાતું નથી તથા જે વસ્તુ આખા જગતમાં મળવી કઠણ છે તે બધું ય એક ધર્મના પ્રભાવથી સિદ્ધ થઈ શકે છે. વળી, હે નરવર ! તમારી જેવા ઉચિત પ્રવૃત્તિ કરતા હોય અને ચારે આશ્રમો તરફ હમેશાં સમાન દૃષ્ટિ રાખતા હોય તો તેથી તમારો જય થાય છે.

જે રાજા ન્યાયથી પ્રજાઓનું પાલન કરતો હોય અને બધા આશ્રમો તરફ એક સમાન દૃષ્ટિ રાખતો હોય તો તે રાજા તેમણે કરેલ સુકૃતનો છઠ્ઠો ભાગ મેળવે છે. રાજાની નજર કોઈના ગુણ પ્રકર્ષ તરફ હોય તો પણ એવું કોઇ પુણ્ય નથી કે જેને તે ઉપાર્જી ન શકે, એ તદ્દન સાધારણ હકીકત છે. વળી ગમે તે કોઇ સંપ્રદાયના લિંગીઓ-વેષધારી સાધુઓ અને પોતાના નોકરો તરફ તેમના ગુણો અને અવગુણોને અનુસારે રાજા તેમની કદર કરે તો તેઓ ગુણો તરફ જરૂર વધારે અભિમુખતા પામે એ શંકા વિનાની હકીકત છે. હે નરવર ! જ્યાં દયા નથી ત્યાં સુગુણો મજબૂતપણે કેમ સંભવી શકે ? એ જ રીતે જેઓ અઢાર દોષ વગરના, દેવ-દાનવોએ તથા આખા જગતે પૂજેલા અને નિર્મળ

મહાત્માએ અસાધારણ એવા શ્રમણ વ્રતનો સ્વીકાર કર્યો. પછી શુક્લધ્યાનની પાયરીએ ઉપર ચડતા એ મહાત્માએ ધ્યાનાગ્નિવડે ઘાતી કર્મરૂપ વૃક્ષને મૂળમાંથી બાળી નાખ્યું અને ત્રણ લોકનો સમસ્તપણે પ્રકાશ કરતું એવું કેવળજ્ઞાન થયું. પછી તે કેવળજ્ઞાની મહાત્મા સિંહાસન ઉપર બેઠા, તેમનાં ઉપર ત્રણ શ્વેત છત્રો ધરવામાં આવ્યાં અને તેમના શરીર કરતાં બારગણો ઊંચો એવા અશોકતરુ-અમરવૃક્ષ-ની છાયા નીચે એ શોભાયમાન મુનિ કે જેમની આસપાસ ધોળાં ચામરો વીંજાતાં હતાં અને આગળ ફૂલોના પગર પૂર્યાં હતા તથા ગાઢ અંધારાને દૂર કરી નાખે એવું અને જેનાં કિરણો ચારે દિશામાં ફેલાઇ ગયાં છે એવું નિર્મળ ભામંડળ તેના મુખની આસપાસ જગારા મારતું હતું. આ મુનિએ કોઇથી પણ ન જીતી શકાય એવા અંતરંગ દુર્જય શત્રુઓ ઉપર વિજય મેળવ્યો છે એવું સૂચિત કરવાને જાણે તેમની પાસે દેવો દુંદુભિનો નાદ કરતા હતા. એવા અતિશય મહિમા-વાળા એ કેવલી મુનિ સર્વભાષાને અનુસરતી એવી દિવ્ય વાણીવડે લોકોના મોહને દૂર કરતા હતા. એ રીતે એ કેવલી મુનિએ સુમતિના માર્ગને પ્રગટ કર્યો, અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ આપ્યો અને એ રીતે લાંબા વખત સુધી આ ભૂમિપટ ઉપર સ્થળે સ્થળે વિહાર કરીને એ મુનિ શિવસુખરૂપ મોક્ષમાર્ગને પામ્યા. એ પ્રમાણે કલ્પવૃક્ષના કરતાં ય અધિક ઉત્તમ ફળને આપનારી એવી શાસનની પ્રભાવના કરીને એ મુનિ પોતે તરી ગયા અને બીજાને પણ તારી ગયા. વળી બધા લોકો સ્વાર્થ માટે પ્રયત્ન કરે જ છે, એથી પરલોકમાં કયો ગુણ ખેંચી શકાય છે, મેળવી શકાય છે ! માટે ખરી રીતે પરોપકાર જ કરવા લાયક છે અને તે પરોપકાર પણ બીજાને દાન દેવાની અપેક્ષાએ અતિતુચ્છ છે એટલે પરોપકાર કરતાં બીજાને દાન દેવું એ ઉત્તમ છે. અરિહંતોએ કહેલાં સદ્ધર્મનાં રહસ્યોને બીજા પાસે જણાવવા એ વળી વિશેષ ઉત્તમ પરોપકાર છે એમ કહેલું છે અને ધર્મના રહસ્યો પણ પ્રભાવના વિના બીજા મનુષ્યના હૃદયમાં ઠસી શકતાં નથી એટલે ઉત્તમોત્તમ પરોપકાર પણ પ્રભાવના વિના કરી શકાતો નથી માટે શાસનની પ્રભાવના કરનારા સિવાય બીજો કોઇ આ ભૂમંડળમાં ખરો પરોપકારી નથી માટે જ આ કથામાં ચારિત્રધર મુનિરાજે પણ કહેલા સમ્યક્ પ્રયત્નની કથા કહેલી છે. એ પ્રમાણે બધી જાતની માયાથી રહિત, જગતમાં હિતકર એવા મહામૂલા સમ્યક્ત્વ રત્ન વિશે આ પ્રકારે લાંબી લાંબી કથાઓ કહેલી છે જેનાં હૃદયમાં એવું નિષ્પાપ સમ્યક્ત્વ હમેશાં અચળ રહે છે તેને દારિદ્રયના ઉપદ્રવનો ભય ક્યાંથી જ હોય ? અર્થાત્ ન જ હોય.

એ પ્રકારે શ્રી કથારત્ન કોશમાં આઠમા આચાર સંબંધે
નવમા અચળ કથાનક દ્વારા સમ્યક્ત્વ પટલ સમાપ્ત.

---

જેમ સાધુએ કહ્યું હતું તેમ બધું કર્યું. એમ કરવાથી જેમ અમૃતથી હણાયેલું વિષ નાશી જાય, જેમ સૂર્યનાં કિરણોથી રોકાયેલું અંધારું ભાગી જાય તેમ રાજાના હાથીઓના ટોળામાંથી એ રોગ તુરતજ વેગથી નાશી ગયો. પછી સંતોષ પામેલા રાજાએ હાથ જોડીને સાધુને કહ્યું-હે ભગવન્! આ મારા હાથીઓને જે ભયંકર વ્યાધિ લાગુ પડયો હતો તેનું શું કારણ? એ બાબત આપ કૃપા કરીને કહો. મુનિ બોલ્યો: રાજા પહેલાં તમે જે પેલા ભગવા મુનિનો વધ કરાવ્યો તે મરીને રાક્ષસદેવતાની યોનિ પામ્યો છે. તે તારી સાથેનું એ પૂર્વનું વૈર સંભારીને પહેલાં તો તને જ દુઃખી કરવા તત્પર થયો, પરંતુ તારા શરીર ઉપર એ રાક્ષસદેવનું કશુંય ચાલી શકયું નહીં તેથી તેણે તને દુઃખી કરવા તે તારા હાથીઓને મારવા લાગ્યો. રાજાએ મુનિએ કહેલી યથાર્થ હકીકતને જાણીને નગરીમાં બધાં સ્થળોમાં ઢોલ વગડાવીને આ જાતની ઘોષણા કરાવી કે-જૈન શાસન જ ઉત્તમોત્તમ છે, મંગલરૂપ અને વિશાળ મહિમાવાળું છે તથા આ લોક અને પરલોકના બધા વિવિધ વ્યાધિઓનું એ ઉત્તમ ઓસડ છે. આ મારા રાજ્યમાં જે કોઈ માનવી એ જૈન શાસનનો થોડો પણ અવર્ણવાદ બોલશે, તેના તરફ પક્ષપાત નહીં રાખે વા તેનું બહુમાન નહીં જાળવે તે આ લોકમાં અને પરલોકમાં ચોક્કસ સજાને પાત્ર થશે. લોકોને એ રીતે જણાવીને તે મહાત્મા રાજા જૈનધર્મમાં એટલો બધો અનુરક્ત થયો કે જેથી એ રાજા શ્રેણિકની જેવી પ્રતિષ્ઠાને પામ્યો.

**અચળ** મુનિએ પણ જૈન તીર્થની આવી ઉત્તમ પ્રકારની પ્રભાવના કરીને તીર્થંકર નામગોત્ર કર્મને સારી રીતે ઉપાર્જન કર્યું. ત્યાર પછી તે **અચળ** મુનિ મરણ પામીને સૌધર્મ નામના સ્વર્ગમાં દેવ થયો અને ત્યાંથી પણ મરણ પામીને એ, જ્યાં નિરંતર જિનો, બળદેવો, વાસુદેવો અને ચક્રવર્તિઓ અવતાર ધારણ કરે છે એવા **મહાવિદેહ** નામના ક્ષેત્રમાં **વચ્છા** નામના વિજયમાં આવેલી **સિરિજયપુરી** નામની નગરીમાં રાજા **પુરંદરજસને** ત્યાં તેની રાણી **સુદંસણાને** ચૌદ સ્વપ્નો આવ્યાં અને તેથી કોઈ તીર્થંકર થનારો જીવ ગર્ભમાં આવશે એવી સૂચના મળ્યા પછી, એ રાણીની કૂખમાં ગર્ભપણે આવ્યો અને યોગ્ય સમયે એનો જન્મ થયો. જન્મ વખતે એ બાળકને મેરુશિખર ઉપર લઇ જઈને દેવો તથા દાનવોએ તેનો જન્માભિષેક મહોત્સવ કર્યો. સારું મુહૂર્ત આવતાં એનું નામ **જયમિત્ત** પાડયું અને એ રીતે તે મહાત્મા તરુણ અવસ્થા પામ્યા પછી પણ વિવાહ ન કર્યો, મનોહર રાજ્યશ્રીને પણ ન ભોગવી, કિન્તુ જે લોકો દરિદ્ર અને દુઃખી હતા તેમને તેણે વાર્ષિક દાન આપ્યું અને લોકાંતિક દેવોના હિતોપદેશથી એનો ઉત્સાહ સવિશેષ વધતાં તેણે દીક્ષા સ્વીકારવાનો સંકલ્પ કર્યો. એ મહાત્માની દીક્ષા વેલાનો ઉત્તમ મહોત્સવ બત્રીશ ઇંદ્રોએ કર્યો. દીક્ષાના ઉત્સવ સમયે એક જ સ્થળે મનુષ્યો, દેવો અને દાનવો ભેગા થયેલા એથી જાણે કે ત્રણ જગતને એક જગતરૂપ કરતા એ

હોય તો તે હારનું જુમણું જ—હારની વચ્ચેનું લટકણુ અર્થાત્ એ નગરમાં કોઈ એ સિવાય ચંચળ નથી. કોઈ વાંકું હોય તો માત્ર વાળ જ—એ સિવાય ત્યાં કોઈ વક્ર નથી. કોઇ કાણું હોય તો માત્ર સ્તનની ડિંટડીઓ જ—એ સિવાય ત્યાં કોઈ કાણું નથી. એવી એ નગરીની પ્રશંસિત પ્રજા છે.

એ નગરમાં સિરિહરિસ–શ્રીહર્ષ નામે પોતાના સ્વજનોને સારુ ધનનો વરસાદ વરસાવનાર એક રાજા છે. એ રાજાએ પોતે ઉત્કટ પરાક્રમથી શત્રુના દળોને હણી નાખ્યાં છે અને એથી એ બળમાં શ્રીકૃષ્ણથી પણ ચઢિયાતો છે. તેને કુસલસેના નામે એક રાણી છે. એ રાજાના આખા ય અંતઃપુરમાં તિલક સમાન છે. સારાં સ્વપ્નોવડે સૂચિત થયેલો એવો એ રાજાને એ રાણીની કુક્ષીથી એક પુત્ર થયો. પુત્રના જન્મથી રાજી થઇને એ રાજાએ માણસોને ઘણું ધન આપીને રાજી રાજી કરી દીધા. નગરમાં સ્ત્રીઓના ટોળાં આવવા લાગ્યાં, જેલખાનામાં બંદીવાન કરેલાંને છોડી મૂકવામાં આવ્યા, અને દેવળમાં દેવોની, મુકુંદની, કૃષ્ણની અને દાનવ–ભૂતપ્રેતની પૂજાઓ થવા લાગી. પુરોહિતો ઝટ ઝટ શાંતિકર્મ કરવા લાગ્યા. નવા અવતરેલ પુત્રની રક્ષા માટે બાધા–આખડીઓ લેવાવા લાગી, ઘરના બારણા પાસે સાથીઆઓ પૂરાવા લાગ્યા અને સમગ્ર રાજલોકની પ્રાર્થનાઓ પૂરી કરવામાં આવી. સારા વેશવાળા ભટો અને વંઠો રાજભવન પાસે બેઠા હતા અને ગીતના નાદથી તથા વાજાની તર્જનાઓથી આકાશ પૂરાઇ ગયું હતું, એવું એ નગર પુત્રજન્મ વખતે શોભતું હતું ને જાણે કે એ નગર ઉખળેલું નિવૃત્તિનું નિધાન ન હોય અથવા બધી લક્ષ્મીથી ભરપૂર એવું સુંદર ન હોય !

એ પ્રકારે તે રાજાએ પુત્રના જન્મને લીધે નગરવાસીઓનો હર્ષ વધારે એવું સુંદર વધામણું સર્વ પ્રકારના આદર સાથે કરાવ્યું. વખત આવતાં તે પુત્રનું નામ શ્રીદેવ પાડ્યું અને ભણવાની ઉચિત વયમાં આવતાં તે પુત્રને કળાચાર્ય પાસે રાખી પુરુષની બધી કલાઓ શિખડાવી દીધી. એ પુત્રને યુવરાજપદે બેસારી રાજા પોતે ચતુરંગી સેના સાથે મોટો ઘટાટોપ કરીને દિગ્વિજયની યાત્રાએ નિકળ્યો. સૌવીરદેશ, કોસલદેશ, કુશાવર્ત-દેશ, કાશીદેશ અને બંગાળ વગેરે દેશોના રાજાઓના કિલ્લાના માર્ગો ભાંગી નાખીને એ રાજાએ એમના ઉપર પોતાની આણ વર્તાવી અને વિજય મેળવતો એ રાજા અનુક્રમે કામરુ દેશના સીમાડામાં આવી પહોંચ્યો અને તે કામરુ દેશના રાજા પાસે પોતાનો દૂત મોકલી કહેવરાવ્યું કે કાં તો મારી તાબેદારી સ્વીકાર અથવા દેશને છોડીને ચાલ્યો જા અથવા લડવા તૈયાર થા. એ જાતનું દૂતનું કહેણુ સાંભળીને એ કામરુ દેશનો રાજા કુપિત

## — પંચ નમસ્કાર વિશે શ્રી દેવનૃપનું કથાનક —

( કથાનક ૧૦ મું. )



સમ્યકત્વમાં સ્થિર વૃત્તિવાળો પુરુષ હોય છતાં તે, પાંચ નમસ્કાર તરફ વિશેષ ભક્તિ રાખતો હોય તો જ પોતાનું પરમ વાંછિત પામી શકે છે. અરિહંતો, સિદ્ધો, સૂરિઓ, આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ એ પાંચ પરમેષ્ઠિઓ છે અને એમને નમન કરવું તે નમસ્કાર કહેવાય અર્થાત્ ઉક્ત પાંચ પરમેષ્ઠિઓને નમન કરવું તે પંચ નમસ્કાર કહેવાય. એ પાંચ પરમેષ્ઠિઓને આદર–વિનય સહિત નમસ્કાર કરવામાં આવે તો એ નમસ્કાર, નમસ્કાર કરનારા જીવોને સમગ્ર કલ્યાણના કારણભૂત બને છે. જે જીવનાં ઘણાં ઘણાં પાપોનો ક્ષય થઇ ગયો હોય તે જ જીવ, એ પાંચ નમસ્કારમાંના એક એક અક્ષરને સવિનય મેળવી શકે છે અર્થાત્ ઘણું ઘણું પુણ્ય હોય તો જ નમસ્કારનો અક્ષર પણ મેળવી શકાય છે. જેમ સૂરજ અંધારાને હાંકી કાઢે છે, ચિંતામણી રત્ન જેમ દાળદરને ફેડી નાંખે છે તેમ ચિંતવવા માત્રથી જ એ નમસ્કાર સમગ્ર જાતના ભયોને નસાડી મૂકે છે. જેમકે, જે પુરુષ આદરપૂર્વક અને વિનય સહિત પંચ પરમેષ્ઠિઓને નમસ્કાર કરે છે તેને ધગધગતો દાવાનળ દઝાડી શકતો નથી, ઝનૂનમાં આવેલો સિંહ પણ તેને મારી શકતો નથી, સર્પ પણ તેની પાસે આવી શકતો નથી, અને છકેલો હાથી પણ તેને ચાંપી શકતો નથી. શત્રુ પણ તેને પીડી શકતો નથી, ભૂત, શાકિનીઓ કે ડાકણો પણ તેને ડરાવી શકતી નથી, ચોર તેને લૂંટી શકતો નથી, અને પાણીનું ધસમસતું પૂર પણ તેને ડુબાડી શકતું નથી. અથવા આટલું જ બસ નથી, પરંતુ જેનું મન નવકાર તરફ જ છે એવો અર્થાત્ પંચ પરમેષ્ઠિઓને સવિનય નમસ્કાર કરનારો પ્રાણી આ લોક અને પરલોકમાં પોતાનું વાંછિત પામી શકે છે. આ બાબત એક **શ્રીદેવ** નૃપ નામના રાજાની કથા છે. તેનું ઉદાહરણ આ પ્રમાણે છે :

સમગ્ર દેશોમાં સવિશેષ પંકાયેલો **પંચાળ** નામે દેશ છે, જેની રમણિયતા નિહાળીને માણુસોનાં ટોળે ટોળાં પ્રસાદ પામે છે એવું એ દેશમાં **કંપિલ્લપુર** નામે નગર છે. એ નગરમાં આવેલાં ઘરોમાં ઘણું ધન છે, ધન પણ વિદગ્ધ પુરુષોને આનંદ વધારનારું છે અને વિદગ્ધ પુરુષો પણ શ્રી જિનમંદિરની અર્ચા કરનારા, શ્રી જિનબિંબને ન્હવણ કરનારા અને શ્રી જિનમંદિરમાં પૂજા ત્થા ઉત્સવો કરનારા હોય છે. શ્રી જિનમંદિરો પણ એવાં છે કે જ્યાં આવીને મુનિજન ગંભીર ગંભીર શાસ્ત્રોની ચર્ચાઓ–કથાઓ–કરે છે અને એ શાસ્ત્રો પણ પ્રશમ રસથી છલોછલ ભરેલાં એવાં સોહામણાં છે. એ નગરમાં કોઇ ચંચળ

રાજાઓએ પોતપોતાનાં શરીરો ઉપર બખ્તર પહેર્યા, હાથમાં અનેક પ્રકારનાં આયુધો લીધાં અને એ બન્ને એક બીજા સામસામા લડવા લાગ્યા. એ બન્ને રાજાઓ વચ્ચે ચાલતું યુદ્ધ જોવાને માટે આકાશ-મંડળ ઉપર ચડીને અસુરો, કિન્નરો, ભવનવાસી દેવો અને વિદ્યાધર દેવો ખડા થઈ ગયા, તથા શણગાર સજીને અપ્સરાઓનું ટોળું પણ વિસ્મય અને ભયથી વ્યાકુળ થયેલું અને કેલિને લીધે કોલાહલ કરતું એ બે રાજાની લડાઈ જોઈ રહ્યું. અને નાચતું એ ટોળું પરસ્પર એમ બોલવા લાગ્યું કે-જે આ લડાઇને જોતો નથી તે આજે ખરેખર ઠગાયેલો છે અને એનાં સુકૃત કાર્યો પરવારી ગયાં છે. જુઓ તો, આ લડતા રાજાના માથાના વાળનો ઝૂડો વિખેરાઇ ગયેલો હોવાથી હવામાં ફરફરે છે, આ રાજા તો રણક્રીડાની ટોચ સમાન છે, પૂર્વના યુદ્ધને ભૂલવાડી દે એવો છે તથા ભારે કુશળ છે. આ વખતે પરસ્પર લડતા એ બન્ને રાજાઓમાં હર્ષ ફેલાતાં તેમના બખ્તરના બંધ-દોરા તૂટી ગયા અને તેઓ બધી જાતનાં હથિયારો ફેંકવા માટે અનેક પ્રકારનાં જુદાં જુદાં આસનો કરી ચૂકેલા હોઈ તે એક બીજા લડતા લડતા શનિ અને કેતુ જેવા દીપવા લાગ્યા, રાહુ અને ચંદ્ર જેવા દિસવા લાગ્યા તથા તે સુરાસુર સમસ્તની સભાએ તેમને ભય ભરેલી ચપળ આંખે હરિ અને રાવણ જેવા લડતા જોયા. તે બન્ને રાજાઓ તરવાર, ચક્ર, કુંતું, શર્વલ, ક્ષુરપ્ર વગેરે હથિયારોવડે લડતા અને એ શસ્ત્રોને વાપરવા પોતપોતાના હાથોને ફેલાવતા કે નચાવતા બે મલ્લોની પેઠે પરસ્પર ઝૂઝવા લાગ્યા. વિખરાયેલા વાળના જૂડામાંથી જેમના માથાના ફૂલો ખરી-પડી રહ્યાં છે એવા એઓમાંનો કોઈ ઊભો થાય છે તો બીજો પડે છે અને કોઇ પડે છે તો બીજો ઊભો થાય છે. એ રીતે લડતા લડતા તે બન્ને રાજાઓવડે આ પૃથ્વી, અડધી કચરાયેલી-મસળાયેલી મહિલાની પેઠે શોભી રહી છે. બન્ને રાજાઓની આશ્ચર્યભૂત લડાઇને જોતાં માણસોની આંખો થંભી ગઈ છે, મટકું મારતી નથી અને દેવોની આંખો તો મૂળે જ મટકું મારતી નથી. એટલે એ લડાઇને જોનારા દેવો અને માણસો વચ્ચે નિર્નિમેષ આંખને કારણે ભેદ જણાતો નથી, પરંતુ જેઓ જમીન ઉપર રહેલા છે તે મનુષ્યો છે, અદ્ધર આકાશમાં રહેલા છે તે દેવો છે. એ રીતે મનુષ્ય અને દેવની વિશેષતાવાળી ઓળખાણ થઇ શકે છે. હવે, એ પરસ્પર લડતા બન્ને રાજાઓ જમના દંડજેવા ભયાનક ભુજદંડદ્વારા એક બીજાને ઘા કરવા ઘૂમતા જાણે બે જંગલી હાથીઓ હોય એવા લાગે છે અથવા વધેલા ઉત્કર્ષવાળા જાણે બે સિંહો લડતા હોય એવા જણાય છે. પરસ્પર એ બન્નેની પીઠ ઉપર પડતા મૂઠીઓના પ્રહારોના પડછંદાને લીધે જાણે બ્રહ્માંડ ભાંગી જતું હોય એવી શંકા થવા લાગે છે તથા જ્યારે તેઓ નિશ્ચયપણે પગ ઉપાડે છે કે પછાડે છે ત્યારે તેના ભારને લીધે જાણે વન સાથેની ધરણી ધ્રૂજતી હોય એવો ભાસ થાય છે. યુદ્ધને વખતે પડી જવું, ઊભું થવું વા ઉછળવું, ઘટન કરવું કે વિઘટન કરવું એ બધી જાતની પ્રવૃત્તિમાં કુશળ

થયો અને તુરત જ દૂતને અર્ધચંદ્ર દઈને એટલે અર્ધચંદ્ર જેવા હાથે ધક્કો મરાવીને અને એ રીતે દૂતનું સન્માન કરીને તે પોતાના બધા લશ્કર સાથે યુદ્ધ માટે શીઘ્ર તૈયાર થયો.

હવે તે બન્ને રાજાનાં લશ્કરો પરસ્પર મત્સરવાળાં બન્યાં, એક બીજા તરફ ઉછળેલા કોપને લીધે વિશેષ ઝનૂની થયાં અને એવાં એ બન્ને લશ્કરો એક બીજાં સાથે બાખડવા લાગ્યાં. જાણે કે સાગરનાં ફેલાયેલાં નીર જ હોય એમ તે બન્ને લશ્કરો ફેલાઇ ગયાં. બખ્તરવાળા મોખરે રહેતા હાથીઓનું ઝુંડ પરસ્પર બાઝવા લાગ્યું તે જાણે કે ડુંગરો એક બીજા સાથે લડતા ન હોય. ચાલમાં ચપળ અને પાખરેલા એવા ઘોડાનું બન્ને બાજુનું દળ જાણે કે કઠોર જમરાજાઓ ન હોય તેમ પરસ્પર લડવા લાગ્યું. વૈરીઓએ એક બીજા ઉપર કરેલા ઘોર ઘા દેખાવા લાગ્યા. લડતાં બન્ને લશ્કરોને ઉશ્કેરવા માટે બંદીજનો શૂરતાનો પાનો ચડાવનારા તેમની કીર્તિના પવાડા જોરથી બોલવા લાગ્યા. જુદી જુદી જાતનાં શસ્ત્રોવાળાં મહાપ્રચંડ સુભટો જાણે કે યમના બાહુદંડો નાચતા ન હોય એમ રણમાં ઘૂમવા લાગ્યા. છકેલા અને ચીંસો પાડતા મોટા મોટા હાથીઓ ન હણાય તે માટે હાથમાં તરવારને સમણુતા દક્ષ નરો તેમના ઉપર સૂર્યના કિરણો પડવાને લીધે બીહામણા લાગે તેવા તેઓ જાણે કે ચડી આવેલા ગાજતા મેઘમાં વીજળી ન ચમકતી હોય એવા દેખાવા લાગ્યા. રોષે ભરાયેલા એવા દુષ્ટ શત્રુઓએ ફેંકેલાં બાણો, ભાલાંઓ અને સેલાંઓ એવાં દેખાવા લાગ્યાં જાણે કે ઉલ્કાપાત ન થતો હોય અને રણમેદાનમાં સ્વામીનું કાર્ય બરાબર કરીને અમારી પ્રતિજ્ઞા સાચી કરી દેખાડી છે એવું બતાવવા જાણે કે ધડો હરખને લીધે નાચવા લાગ્યા. તરવારથી કપાયેલા સૈન્યના અને હાથીઓના લોહીનું પુર જાણે કે સમર-સમુદ્રમાં ભરતી ન આવી હોય એમ ઉછળવા લાગ્યું તથા લોહીના પુરમાં જેમનો દાંડો ઉપર છે એવા છત્રો જાણે કે કૂપસ્તંભવાળાં વહાણો ન ચાલતાં હોય એ રીતે તણાવા લાગ્યાં. કપાઇ ગયેલા સુભટના મસ્તકના ફાટેલા મુખરૂપ કુહર પાસે, જેનો દાંડો તલવારથી કપાઈ ગયો છે એવું ધોળું છત્ર એવું લાગે છે કે જાણે સહુથી ગ્રસાઇ ગયેલો અને તેજ વગરનો સૂર્ય પોતે ત્યાં ન આવ્યો હોય. ઘોડાનાં, હાથીઓના અને માણસોનાં ધૂળમાં રગદોળાયેલાં અને લોહીથી સિંચાયેલાં ખોડાં ત્યાં રણમેદાનમાં ચારે કોર શોભી રહ્યાં છે, જાણે કે જગતની રચના કરવાની વાંછાવાળા બ્રહ્માએ જમીન ઉપર જગતમાં બીયાં ન વાવ્યાં હોય એવાં એ ખોડાં લાગે છે. આ પ્રકારનું ભયાનક યુદ્ધ અને તેમાં અનેક પ્રકારના માણસોનો ભયંકર સંહાર જોઇ જાણી રાજા શ્રીહર્ષ ઉદાસ થઇ ગયો અને તેણે કામરુદેશના રાજાને કહેવરાવ્યું કે--તું અને હું બન્ને પરસ્પર લડવા તૈયાર થયા છીએ અને વિજયમાળ વરવા સાથેનો સંબંધ પણ આપણા બેઉનો જ છે માટે તું જ એકલો મારી સામે આવીને લડ. આ રીતે બન્ને સૈન્યનો નાશ કરવો યોગ્ય નથી અર્થાત્ આપણે બન્ને જ સામસામા લડીએ. કામરુદેશના રાજાએ પણ આ વાત કબૂલ રાખી અને પછી બન્ને

અસત્ય એ આઠે વાનાં સારી રીતે દૂરથી તજી દેવાં. કોઈ ઉપર કરેલો ઉપકાર, પ્રતિપન્ન સ્વીકારેલું વચન કે કામ, સુભાષિત, મર્મ, શુદ્ધ વિચાર, દેવ, ગુરુ અને ધર્મ એ આઠ વાનાંને હૃદયમાં ધરી રાખવાં. કામીપુરુષ, સર્પ, પાણીનું પુર, આગ, યુવતી, શત્રુ, રોગ અને રાજા, હે પુત્ર! એ આઠ વસ્તુઓનો સ્વપ્નમાં વિશ્વાસ ન કરવો. હે પુત્ર! એ પ્રમાણે હું તને કેટલુંક કહું? તો પણ છેવટે એક વાત કહું છું કે-તું રાજ્યના કારભારને એવી સારી રીતે ચલાવ કે જેથી ખળ લોકો તારી હાંસી ન કરે, ખળલોકોમાં તું હાંસીપાત્ર ન બન.

એ પ્રમાણે પોતાના પુત્રને શિખામણ દઇને અને પોતે તાપસી દીક્ષાને સ્વીકારીને પોતાની રાણી સાથે શ્રી હર્ષ રાજા મહાશૈલ વનમાં રહેવા ચાલ્યો ગયો. સમગ્ર મંત્રીઓને તથા સામંતોને અનુકૂળ કરીને સિરિદેવ રાજા પ્રજાવર્ગને નીતિના માર્ગની પેઠે પાળવા લાગ્યો.

હવે એક વાર પેલા કામરુદેશના રાજાને સિરિદેવ રાજાના પિતા સાથેનો વૈરભાવ સાંભરી આવ્યો અને તેથી તે, પોતાની ચઢાઇની હકીકત અગાઉથી દૂતદ્વારા સૂચિત કરી, પોતાનું બધું લશ્કર લઇ દેશના સીમાડામાં લડાઈ કરવા આવી પહોંચ્યો. એ રાજાને ચડી આવેલો જાણી નિશ્ચિંત ચિત્તવાળો રાજા સિરિદેવ, એકાંતમાં બેસીને મંત્રીઓને બોલાવી તેમની સાથે લડાઈ વગેરેની મંત્રણા કરવા લાગ્યો. કાર્યોની ગતિ વાંકી છે, બુદ્ધિ પણ તુચ્છ છે અને શત્રુ ભારે કુપિત થયેલો છે. આ વાતની પરિસ્થિતિમાં આપણે શું કરવું ઘટે? ખરેખરો પરમાર્થ હોય તે જ કહેવાનો છે.

મંત્રીઓ બોલ્યા' હે દેવ! કાર્યોનો પ્રારંભ કરતાં પહેલા એ બાબતનો સુનિશ્ચિત રીતે વિચાર કરી લેવો જોઇએ. એમ કરવાથી પણ કદાચ્ દૈવવશાત્ કોઇ કાર્ય બગડી જાય, વણસી જાય તો પણ અપકીર્તિ તો ન જ થાય. લડાઇ બાબત વિચાર કરતાં મંત્રીઓએ કહ્યું-હે દેવ! આ આપણા ઉપર ચઢી આવેલો શત્રુ ભારે સમર્થ છે, તમને લડાઇનો અનુભવ નથી, તમે કોઈ દિવસ લડાઇને જોઇ નથી, દૈવ તો વર્તી શકાય એવું નથી અને આપણા સહાયકો આપણને સહાયતા આપશે કે કેમ એ શંકા પડતું છે માટે હે દેવ! સામ, દામ, ભેદ અને દાન એ ઉપાયો સિવાય બીજો કોઈ ઉપાય શત્રુ ઉપર વિજય મેળવવા માટે નથી તેથી બની શકે તેટલી ત્વરાથી તમે એ ઉપાયોને અજમાવવાની નીતિને સ્વીકારો અને અમે પણ આ પ્રસંગે એ નીતિનો જ ઉપયોગ જોઇએ છીએ. સામનો પ્રયોગ કરવાથી શત્રુ પણ મિત્ર થાય છે ભેદનો પ્રયોગ કરવાથી બુદ્ધિમાન્ પુરૂષ ભેદાઈ જાય છે એટલે જોઇતી જાળમાં સપડાઇ જાય છે અને દાનથી તો એટલે પૈસાથી તો પત્થરના બનાવેલા દેવો પણ તાબે થઇ જાય છે. આ પ્રમાણે ઉચિત રીતે સામ, ભેદ અને દાનની નીતિનો

એવા એ બન્ને રાજાઓ સમરમાં સરખી રીતે જય પામનારા હરિ અને બ્રહ્મા જેવા દેખાવા લાગ્યા. વળી, આ શું શ્રીહર્ષ રાજા યુદ્ધકળામાં કુશળ છે કે આ કામરૂદેશનો રાજા યુદ્ધકળામાં પ્રવીણ છે? એ વખતે સારા સારા મહર્ષિઓ પણ એવું ચોક્કસ કળી શકયા નહીં. પરંતુ, વિજયલક્ષ્મી તો એ સમયે એ બન્નેને વરી, કારણ કે યુદ્ધકળામાં એ બન્ને સમાનગુણવાળા હતા એથી એકને તજી બીજાને વરવું એ વિજયલક્ષ્મી માટે શરમરૂપ બન્યું હતું.

આ વખતે તે બન્ને રાજાઓના ભારે પુરુષાર્થને જોઈને દેવો ઘણા રાજી રાજી થઈ ગયા અને "તેમનું બન્નેનું યુદ્ધ સુંદર છે." એમ કહી તેઓ બન્નેની ઉપર દેવોએ ફૂલો વર્ષાવ્યાં. એ બન્ને રાજાઓને જુદા પાડીને એ દેવોએ એમને કહ્યું કે-હે રાજાઓ! તમે રોષને છોડો અને જેમ આવ્યા છો તેમ તમે પાછા વળી જાઓ. ખરેખર તમને કોઇ જિતી શકે એવો જગતમાં કોઇ તમારો સમોવડિયો-પ્રતિમલ્લ નથી. આથમતા ચંદ્ર અને ઊગતા સૂર્યની વચ્ચે રહીને સંધ્યા જેમ પોતાના રાગને ખીલવે છે તેમ આ વિજયલક્ષ્મી પણ તમારા બે વચ્ચે જ રહીને પોતાના રાગને ધારણ કરે છે. દેવોનું યુદ્ધને અટકાવવા બાબતનું એ પ્રમાણેનું આગ્રહભર્યું વચન સાંભળીને તે બન્ને રાજાઓએ લડાઈને અટકાવી દીધી અને બેમાંથી એકેનું વાંછિત સિદ્ધ નથી થયું એવા તે બન્ને રાજા પોતપોતાના સ્થાને પાછા ફરી ગયા. 'કામરૂદેશનો શત્રુ રાજા અંકુશમાં ન આવ્યો અને આખી લડાઈ નિષ્ફળ જવાથી માત્ર ક્લેશ આપનારી બની.' એમ વિચાર કરતો રાજા શ્રીહર્ષ પોતાના આત્માને-પોતાની જાતને પ્રાણવગરની-મુડદાલ માનતો-ચિંતવતો ઘણો ઉદાસ થઇ ગયો. શરમને લીધે ઉદ્વેગ ધારણ કરતા અને કોઈ માણસને મોં ન બતાવી શકતા એવા એ રાજાએ પોતાની ગાદી ઉપર સિરિદેવ-શ્રીદેવને બેસાડયો અને તેને નીચે પ્રમાણે શિખામણ આપવા લાગ્યો.

હે બેટા! શ્રીકૃષ્ણની પાસેની લક્ષ્મી પણ સ્થિર નથી અને રાજ્ય, ઘણા પ્રકારના કોશોથી ભરેલું છે, અપકીર્તિ નરકનું કારણ છે માટે તને કાંઇક બે વચન શિખામણનાં કહું છું. આઠ બાબતો કોઇ દિવસ કરવી નહીં, આઠ બાબતો સદા આચરવી અને આઠ બાબતો તદ્દન છોડી દેવી, આઠ બાબતો મનમાં ધારી રાખવી અને આઠ વસ્તુઓનો કદી પણ વિશ્વાસ ન કરવો. દુર્જનની સોબત, નઠારી સ્ત્રી, ક્રોધ, વ્યસન (ખરાબ આદત) અભિમાન, અનીતિનું ધન, દુરાગ્રહ-કદાગ્રહ-હઠ અને મૂર્ખતા એ આઠ બાબતો કદી ન કરવી. કીર્તિ, સદ્ગુણ મેળવવાનો અભ્યાસ, કળામાં કુશળપણું, સારા મિત્રો, દાક્ષિણ્ય, કરુણા, ઉદ્યમ અને શાંતિ એ આઠ બાબતો માટે નિત્ય ખંતપૂર્વક યત્ન કરવો. બેશરમપણું (નફ્ફટાઇ) અવિનય, અનાચાર, નિષ્ઠુરતા (કઠોરતા) કપટ-લુચ્ચાઇ, અનીતિ, અપકીર્તિ અને

હવે અરધો ક્ષણ થયો એટલી વારમાં તો કામરુદેશના બળવાન શત્રુઓએ લાગ જોઇને સિરિદેવ રાજાના સૈન્યને જેમ અંધારાને દિનાનાથ-સૂર્ય હણી નાંખે તેમ હણી નાખ્યું. આ બધી હકિકત રાજા સિરિદેવ પાસે પહોંચી અને કહેવામાં આવ્યું કે-તમારા પક્ષના જય, વિક્રમ અને ભીમ વગેરે લડાઇમાં ખપી ગયા છે. આ વાત સાંભળીને રાજાના મંત્રીઓ ગભરાયા અને ઉદ્વિગ્ન થઇને કહેવા લાગ્યા કે-હમણાં લડાઇને થોભાવી દેવી જોઇએ. વળી, વખત આવ્યે લડી લેવાશે. હે રાજા! પરાક્રમ હશે તો તેના જોરે લાંબા સમય સુધી ચાલ્યું ગયેલું રાજ્ય પણ પાછું મેળવી શકાશે, પરંતુ જીવિત ચાલ્યું જાય તો એના એ જન્મે એ પાછું મેળવી શકાતું નથી, માટે હમણાં જીવિતને બચાવવા લડાઇ થંભાવી જ દેવી ઘટે. રાહુની આફતમાં ફસાયેલો સૂર્ય તેનાથી છૂટકારો મેળવી અખંડ મંડળવાળો-પરિપૂર્ણ બની પોતાની ગયેલી રાજશ્રી જેમ પાછી મેળવી લ્યે છે અને પરના તેજને-પ્રભાને-હણી નાખે છે તેમ હે રાજા! અમે તમને પહેલાં પણ વિનંતી કરી હતી કે-લડાઇ કરતાં પહેલાં સામ, દામ વગેરે નીતિ અજમાવો અને પછી જ લડાઇનો નિર્ણય કરો. હે રાજા! તમે અમારું કહેવું ન માન્યું અને સ્વચ્છંદપણે વર્તી વિપરીત પ્રવૃત્તિ કરી છે તેથી આ દુષ્ટનીતિ હમણાં ખૂબ ફાલી છે અને ફળી છે અર્થાત્ લડાઇનું પરિણામ ધાર્યા કરતાં વિપરીત આવ્યું છે. જેમ કોઇને નાગણ કરડી હોય અને ત્યાં કોઇ માંત્રિકની બરાબર સમજ ન હોય તથા ડંખ થયેલ મનુષ્યના શરીરને સાચવવાની પણ પૂરી કાળજી ન થઇ શકે તેમ હોય તો એ ડંખ થયેલ માનવ મૃત્યુ જ પામે છે તેમ હે રાજા! જે રાજાએ લડાઇ વિશે નિશ્ચિત મંત્રણા-વિચારણા કર્યા વિના લડાઇ આરંભી હોય તે રાજાની રાજશ્રી છળી જાય છે અર્થાત્ રાજા તરીકે તેનું મૃત્યુ જ થાય છે-તેની રાજલક્ષ્મી બીજે ચાલી જાય છે. હવે ગત વાતનો શોક કરવાથી શું વળે? તોપણ હજુ અમારું કહેવું માન તો હે રાજા! વાયુવેગ નામના ઘોડા ઉપર ચડીને તમે અહીંથી જલદી ભાગવા જ માંડો. પોતાનું સામર્થ્ય બરાબર જાણ્યા વિના લડાઇનો આરંભ કરનારા રાજાઓને ભાગ્યા સિવાય બીજો ઉપાય જ નથી. એ રીતે **બ્રહ્મદત્ત** ચક્રવર્તી નાશી ગયેલો અને **યાદવોનો અધીશ** પણ મથુરામાંથી ભાગી ગયેલો એ પ્રાચીન હકીકત આજે પણ આપણે સાંભળીએ છીએ. આ રીતે મંત્રીઓએ અને બીજા લોકોએ રાજાને સમજાવ્યો અને તેની નાસવાની ઇચ્છા ન છતાં લડાઇના મેદાનમાંથી ઉત્તમ જાતિવંત ઘોડા ઉપર બેસાડીને ભગાડી મૂક્યો. ત્યાંથી ભાગતો ભાગતો રાજા દિગ્મૂઢ થઇને તમાલવૃક્ષો, તાડનાં વૃક્ષો અને કેળનાં વનખંડ-વાળી કોઇ ભયાનક અટવી તરફ ક્રમે કરીને આવી પહોંચ્યો. આ દોડાદોડને લીધે સાથે આવેલો પરિજન-નોકરચાકરનો પરિવાર-પણ 'કોક ક્યાંક, કોક ક્યાંક' એમ જુદો જુદો પડી ગયો અને દોડાવતા ભારે પરિશ્રમને લીધે થાકી ગયેલો રાજાનો ઘોડો પણ તત્કાલ મરણ

પ્રયોગ કરો અને બીજી તરફ દંડનો પણ પ્રયોગ કરો એટલે લડાઈ કરવા માટે તૈયાર થાઓ. આમ કરવાથી આપણે શત્રુનાં મુખ ઉપર મશનો કૂચો ફેરવી શકશું એટલે એમને હરાવી શકીશું, એ નિશ્ચિત વાત છે. ઉપર જણાવ્યા પ્રમાણે પ્રયત્ન કરનારા સાધારણ રાજાઓ પણ વિજય લક્ષ્મીને પામેલા છે અને જેઓ એવો પ્રયત્ન નથી કરતા એવા ભલે તેઓ મોટા રાજાઓ હોય તોપણ શીઘ્ર મૃત્યુને પામેલા છે, માટે હે દેવ ! શત્રુના સામંતો, મંત્રીઓ અને મિત્રોના ચિત્તને બરાબર સમજવા માટે આપણા વિશ્વાસુ લોકોને રોકવા અને તેમના દ્વારા ઉપર કહ્યા પ્રમાણેના સામ, ભેદ અને દાન વગેરે ઉપાયો યોજવા. તેમ કરીને હે દેવ ! તમે વિજયયાત્રાનો આરંભ કરો, શીઘ્ર જય મેળવો અને કીર્તિને પ્રાપ્ત કરો તથા સામ વગેરેના પ્રયોગોનું બખ્તર ધારણ કરી તમે વૈરીઓના મદનો નાશ કરો.

હવે તેમનું વચન સાંભળી-વિચારી રાજાને થોડું હસવું આવ્યું અને પછી તે બોલ્યો-વાણિયાઓની અને બ્રાહ્મણોની બુદ્ધિ આવા પ્રસંગે આવી જ હોય છે. નહીંતર, જેનો કોઈ સમોવડિયો નથી એવા શ્રીહર્ષ દેવના મારા સરખા પુત્ર સામે પણ અધર્મ કરીને લડાઈ જિતવાના આવા અધમ ઉપાયોને તેઓ કેમ સૂચવે ? અર્થાત્ અધર્મ યુદ્ધના કર્મને તેઓ કેમ ઉપદેશે ? તે રાજાએ સારી રીતે વિચાર કર્યા વિના જ પોતાના મંત્રીઓને તણખલાની પેઠે લઘુ-હલકા કરી નાખ્યા એથી તેઓ જેમ તેમ બોલતા પરાભવના સ્થાનને પામ્યા એટલે ભોંઠા પડી ગયા. એથી રાજાએ ધાર્યું કે હવે વિચાર કરવાથી-મંત્રણા કરવાથી કશું વળે એમ નથી માટે હે પડિહાર ! પ્રલયકાળે વરસતા મેઘના જેવા અવાજવાળી અને શત્રુના દળને કંપાવી દે એવી જય ઢક્કાને શીઘ્ર વગાડ. પછી રાજાએ સ્નાન કરી, ઊજળાં વિશુદ્ધ એવાં ઉત્તમ વસ્ત્રો પહેર્યાં અને મંગળના ઉપચારો કર્યા બાદ તે જયકુંજર નામના હાથી ઉપર ચડી, માંડલિક રાજાઓ, દંડનાયક, સેનાપતિ અને સુભટ લોકોને સાથે લઈને તે તૈયાર થયો, અને માથા પર સૂર્યનો તાપ ન લાગે એ માટે શ્વેત ધ્વજની છાયા કરવામાં આવી અને એ રીતે ચતુરંગ સેનાની ભીંસને લીધે પૃથ્વીના પટને ભારે જોરથી દબાવતો તે રાજા વેગપૂર્વક નગરમાંથી નીકળ્યો અને યુદ્ધ માટે પ્રવૃત્ત થયો. ક્યાંય પણ થોભ્યા વિના અખંડ પ્રયાણો કરતો કરતો એ રાજા પોતાના દેશના સીમાડે બરાબર સંધિભાગમાં આવી પહોંચ્યો અને પછી ત્યાં પહોંચી તેણે દૂત મારફતે કામરુદેશના રાજાને કહેવરાવ્યું કે-તું તૈયાર થઈને આવ અને પૂર્વ પરંપરા પ્રમાણે આપણે બે જણાજ પરસ્પર લડાઈ લડી લઈએ; એ માટે બીજાં માણસોને મારવાથી શો લાભ ? કામરુદેશના રાજવીએ જણાવ્યું કે-આપણે જ પરસ્પર લડી લેવાનું હોય તો પછી સૈન્યને રાખવાનું શું કામ છે ? માટે પૂર્વની રૂઢિ પ્રમાણે હમણાં તો આપણાં સૈન્યો જ લડે એ યોગ્ય છે, અને સૈન્યો બધા મરી ખૂટશે ત્યારે જ ઉચિત લાગશે તે કરીશ. રાજા સિરિદેવે કામરુદેશના રાજાની એ વાતને માન્ય રાખી અને બન્ને રાજાનાં સૈન્યો પરસ્પર લડવા લાગ્યાં તથા એ વખતે વાગતાં રણવાજંત્રોનો ભારે કોલાહલભર્યો અવાજ ઉછળ્યો.

આ મુનિ સુરક્ષિત છે, અથવા આ પહાડમાં કાંઇ સારામાં સારું હોય તો તે આ મુનિ જ છે. એમ ન હોય તો આ ભયાનક જંગલવાળા પ્રદેશમાં પણ આ મુનિનાં બધાં અંગો અત્યંત નિશ્ચળ ન રહી શકે-ભય અને ત્રાસવાળા સ્થળમાં આ રીતે એ સ્થિર ન રહી શકે. એ પ્રમાણે વિચાર કરતો અને મુનિના દર્શન થવાથી વિસ્મય ઉપજવાને કારણે જેની આંખો અને મુખ ઉલ્લાસમય થઇ ગયાં છે એવો એ રાજા બીજી બધી પ્રવૃત્તિઓને છોડી એકાગ્ર બની ગયો, અને એવા એને જોઇને પેલો ભિલ્લ કહેવા લાગ્યોઃ હે રાજા! મારી જેવા મતિમંદ મનુષ્ય તો આ મુનિના રૂપ વિશે શું જાણે? પરંતુ હું માનું છું કે જાણે આ મુનિનું રૂપ દિવ્ય ઔષધીના વૃક્ષો કરતાય અધિક તેજવાળું છે. એમ ન હોય તો એના બન્ને કાન નાગદમની લતા જેવા કેમ હોઇ શકે? એના માથાના સુગંધવાળા વાળ સુગંધી વાળા જેવા પાતળા અને સુંવાળા કેમ હોઇ શકે? એના બન્ને હોઠ લાલ છે અને રૂંવાટી કાળી અને ચકચકિત છે. એની શ્યામતા જાણે કે સુવર્ણના વર્ણ માટે કુંચી જેવી હોય તેવી દીપે છે. એ મુનિનું અંગ, જેની છાયા હમેશા અવિચ્છિન્ન રહે છે એવા છાયાદાર વૃક્ષ જેવી છે. એના બન્ને હાથ જાણે કે આસોપાલવના કુમળાં નવાં પાંદડાં ન હોય એવા શોભે છે. બન્ને પગના પહોચા ઉન્નત છે અને એના મણિ સમાન લાલ નખોમાંથી કિરણો ફેલાઈ રહ્યાં છે એવા એના બન્ને ચરણો, સ્થળમાં ઊગેલાં કમળોની સાથે બરાબર બરાબરી કરે એવા છે. એમ એ મુનિ ઉદયાચલ નામના ઊગતા સૂર્યવાળા પહાડની જેવા શોભી રહ્યો છે. હે રાજા! એ પ્રમાણે હું એ મુનિ વિશે તને વધારે કેટલું કહી શકું? હું તો પ્રકૃતિવડે પશુ સમાન છું અને જંગલમાં ઉછરેલો હોવાથી મારે હમેશા ઝાડોનો જ સહવાસ રહેલો છે.

રાજાએ તે ભિલ્લને કહ્યું: હે ભદ્ર! આ મુનિનું તેં જેવું વર્ણન કરેલું છે એવું બીજો કોણ કહી શકે એમ છે? અર્થાત્ મોટાં માણસોનાં હૃદયો હંમેશાં પોતાની બડાઈથી દૂર રહેનારાં હોય છે, એથી જ રાજાએ ભિલ્લની પ્રશંસા કરેલી છે. હવે હમણાં વધારે કહેવાની જરૂર નથી. તું આવ તો જે અનુપમ ધર્મરૂપ છે એવા એ મુનિને પગે પડીને આપણા આત્માને પાવન કરીએ. એ પ્રમાણે વિચારીને તે બન્ને જણા મુનિ પાસે ગયા અને ફરફરતા વાળવાળું માથું છેક ભૂમિ ઉપર નમાવી તેમણે તે મુનિને પ્રણામ કર્યાં. પછી તે બન્ને પ્રસન્ન મનવાળા થઈને મુનિની સામે ઉચિત સ્થાને બેઠા, મુનિ પણ પોતાનું બાકીનું કામ યથોચિત પૂરું કરીને બેઠા બેઠા બોલ્યા' તમે ક્યાંથી આવ્યા છો? તમે કોણ છો? અને અહીં તમારે શુ કામ છે? રાજા બોલ્યોઃ તમને પગે લાગવા જ અમે અહીં આવ્યા છીએ, બાકી અમારી બીજી હકીકત તમારા ચિત્તને સંતાપ આપશે માટે તેને અહીં કહેવી યુક્ત નથી. ત્યાર પછી તે મુનિરાજે પોતાના દિવ્યજ્ઞાનના બળે તે રાજાનો

પામ્યો. રાજા સિરિદેવ પોતે પણ કેટલીક વેળા સુધી કેટલીક ભૂમિ ઉપર આમતેમ રખડીને તરસ્યો થયો, અને શીતળ છાયાવાળા એક વૃક્ષ નીચે આવીને બેઠો.

બરાબર એ જ વખતે હાથમાં કંદમૂળો અને ફળોને લઇને એક ભિલ્લ તે સ્થળ ઉપર આવી પહોંચ્યો અને રાજાએ તેની સાથે સ્નેહભાવે વાત કરી. અને કહ્યું કે-હે મહાયશસ્વી ! તું ક્યાંયથી જલદી પાણી લાવી આપ, મારા દેહમાં તરસને લીધે આગ-દાહ બળે છે તથા જલદી પાણી નહીં મળે તો હમણાં મારું જીવન પૂરું થઇ જાય એવું ભાસે છે અર્થાત્ પાણી વિના હું હમણાં જ મરી જવાનો છું. તેજસ્વી કાંતિવાળા અને તેજસ્વી મુખવાળા તથા સુંદર એવા એ બોલતા મહાસત્ત્વશાળી માણસને જોઇને તથા એનું વચન સાંભળીને પેલા ભિલ્લે તરત જ ક્યાંયથી પણ પાણી લાવી આપ્યું. તે પાણી પી અને ભિલ્લે આણેલાં કંદમૂળો અને વનફળોને આરોગી રાજાને પોતાના દેહમાં કાંઇક સ્વસ્થતા આવતી જણાઇ અને પછી તે ત્યાં પાંદડાંઓની પથારીમાં જ સૂઈ ગયો. થોડી વારમાં જ જાગેલા તે રાજાને જોઇને તે ભિલ્લે કહ્યું. હે મહાભાગ ! તારું શરીર અતિશય કોમળ છે અને તું કોઇ અતિશય સંપત્તિશાળી છે છતાં આવી રીતે જંગલમાં શા માટે ભટકે છે ? પોતાની કથા કહેતાં રાજા શરમાયો છતાં તેણે તેને પોતાનો કાંઇક વૃત્તાંત તો કહી સંભળાવ્યો. જેઓ ભારે ગૌરવવાળા હોય છે તેઓને પોતાની શરમવાળી વાત કહેવી પડે છે ત્યારે બીજા બધાં ય દુઃખો કરતાં ભારે દુઃખ થાય છે. પોતાનો વૃત્તાંત કહ્યાપછી રાજાએ એ ભિલ્લને કહ્યું હે ભદ્રપુરુષ ! તું એવા કોઈ ફરવાના સ્થળને બતાવ કે જેને જોઇને મારું ઉદ્વેગવાળું ચિત્ત પ્રસાદ પામે. ભિલ્લ બોલ્યો-મારી સાથે આવ, તને તું કહે છે એવું સ્થાન બતાવું. પછી કુતુહલથી પ્રેરાયેલો રાજા તેની સાથે જવા લાગ્યો. તે બન્ને જણાએ કેટલોક સમય એક અતિશય ઊંચા પર્વતના પ્રદેશ ઉપર આગળ ને આગળ ચાલ્યા કર્યું, એટલામાં એક ગુફા આવી અને એ ગુફામાં દેહની કાંતિના તેજને લીધે અંધારાને દૂર કરી નાખનાર એવા એક મુનિને જોયા. જાણે કે એ મુનિ 'રાહુ ગળી જશે.' એવી બીકથી એ ગુફામાં સૂર્ય ન બેઠો હોય એવા લાગે છે, અથવા પવનના સપાટાથી બચવા એ ગુફામાં કોઈ દિવ્ય ઔષધીનો ઢગ ન હોય એવા એ મુનિ ભાસે છે. એવા એ મુનિને ધ્યાનમાં સ્થિર રહેલ જોયા. એ મુનિને પ્રણામ કરતા, એની સ્તુતિ કરતાં અને એની પાસે જતા આવતા ખેચરોને અને દેવોને પણ રાજાએ જોયા. એ જોયા પછી હર્ષ પામેલો રાજા વિચાર કરવા લાગ્યો. આ એક મોટું આશ્ચર્ય છે કે આજ લગી પણ આવા પાપ વગરના યોગમાં સજ્જ સંત સાધુ-રત્નો આવી અટવીમાં પણ દેખા દે છે. ખરી રીતે આ જંગલ નથી પરંતુ જે વડે સતયુગના માણસોને સર્જી શકાય એવા સુંદર ગુણસમૂહવાળું ઘર છે કે જ્યાં સાક્ષાત્ વિધિએ જ એવી યોજના કરી છે કે આ ગિરિની ઊંડી ઊંડી ગુફામાં પણ નિધિની પેઠે

મંગલશ્રુતસ્કંધ ” એમ કહીને ગાયેલો છે, વખાણેલો છે. શાસ્ત્રમાં સૌથી પ્રથમ પંચપરમેષ્ઠી નમસ્કારનું માંગલિક ઉચ્ચારણ થાય છે અને દિવ્ય મંત્રોમાં જેમ ઉત્તમ પ્રણવ ૐકાર મંત્ર છે તેમ આ પંચપરમેષ્ઠી નમસ્કાર ઉત્તમ મંત્ર છે. મુનિરાજે રાજાને કહ્યું કે-હે રાજા! હૃદયમાં નિશ્ચલપણે શુદ્ધ સમકિતને ઉત્તમ રીતે ધારણ કરવું જોઇએ. શુદ્ધ સમકિત વિના શેરડીની લતાની પેઠે બધી ધર્મક્રિયા સંબંધી પ્રવૃત્તિઓ કશુંય ફળ આપતી નથી. તાત્પર્ય એ કે-પંચપરમેષ્ઠી નમસ્કાર મંત્ર પણ શુદ્ધ સમકિત વિના કશો લાભ આપી શકતો નથી.

શ્રી જિનમંદિરમાં નંદિની રચના કરીને, પંચપરમેષ્ઠી નમસ્કારની વાચના કરી શકાય છે. તે માટે વાચના લેનારે પ્રથમ એક સાથે પાંચ ઉપવાસ કરવાના હોય છે. ત્યાર-પછી આઠ આંબિલ કરવાના હોય છે. આટલું તપ કર્યા પછી નવકારની વાચના આપી શકાય છે અને ત્રણ ઉપવાસ કર્યા પછી આ નવકાર મંત્રને બીજાને પણ શિખવવાની અનુજ્ઞા આપી શકાય છે તથા આ મંત્રમાં સાધુપદ માટેના વાકયમાં નવ અક્ષરો છે અને સિદ્ધપદ માટે વાકયમા પાચ જ અક્ષરો છે. બાકીનાં 'અરિહંત' વગેરે પદો માટેનાં વાકયોમાં દરેકમાં સાત અક્ષરો છે. જે કોઈ ઉત્તમ મંત્રો છે તે બધાનાં બીજરૂપ આ 'અરિહંત' વગેરે પાંચે પદો છે. અને “एसो पंच नमुक्कारो” વગેરે વાકયો એ પાંચ પદોની ચૂલારૂપ છે. એ ચૂલિકાના તેત્રીશ અક્ષરો છે અને ઉપરનાં પાંચે પદોનાં પાંત્રીશ અક્ષરો છે. એ રીતે આખો પંચપરમેષ્ઠી નમસ્કારમંત્ર અડસઠ અક્ષરોમાં પૂરો થાય છે. એ રીતે કોઇ ભવ્ય માનવ નવકારમંત્રને વિધિપૂર્વક ધોળાં અને સુગંધી ફૂલો સાથે લાખ વાર એકચિત્તે જપે તો તે, સંસારનું મોટામાં મોટું પદ એટલે તીર્થંકરનું પદ કે ચક્રવર્તીનું પદ અથવા ગણધરનું પદ જરૂર મેળવી શકે છે, તો પછી બીજી સાધારણ સુલભ વસ્તુઓની તો તેને પ્રાપ્તિ થાય એમાં શું કહેવાનું હોય? વચ્ચે અરિહંતપદને સ્થાપવું અને જમણી તરફ સિદ્ધ વગેરેનાં પદોને ગોઠવવાં. આ રીતે પરમેષ્ઠીમુદ્રા કરીને એ નવ વાર મંત્રનું નિત્ય ધ્યાન કરવું જોઇએ. વળી જે મનુષ્ય હાથના આવેતી ઉપર એટલે હાથના વેઢા ઉપર પંચપરમેષ્ઠી નમસ્કારનાં પાંચ પદોને બાર બાર એમ કરીને નવવાર ગણે તો તેને કોઇ પિશાચ, ભૂત કે વ્યંતર છળી શકતાં નથી અથવા સર્વજ્ઞ ભગવાન જ આ નવકારમંત્રના પૂરેપૂરા પ્રભાવને જાણી શકે છે. હે રાજા! મેં તો તને તેનો કાંઇક લેશમાત્ર પ્રભાવ જ કહી બતાવ્યો છે.

ત્યાર પછી પોતાના ભાવી અભ્યુદયની સૂચક જમણી આંખ તત્કાળ ફરકતાં રાજા, મુનિને પ્રણામ કરીને આ પ્રમાણે કહેવા લાગ્યો-હે ભગવાન! તમે કૃપા કરો અને મને વિધિ પ્રમાણે એ નવકારમંત્રને આપો. ચિંતામણિરત્ન કરતાં પણ વધારે મહત્વવાળું તમારું દર્શન વિફળ ન થાય. પછી “ આ યોગ્ય છે ” એમ વિચારીને મુનિરાજ તેને તે ગુરૂની પાસે આવેલા શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરમાં તેડી ગયા અને ત્યાં તેની પાસે દેવવંદન

બધોય વૃત્તાંત જાણ્યો અને કહ્યું કે-હે રાજા! તું આવું વિષાદ થાય એવું કેમ બોલે છે? ફૂરસબંધી-છોબંધી ઉપર અફળાયેલો દડો જેમ ઊંચો ઉછળે અને પાછો નીચો પડે એવા પ્રકારનું સંસારમાં ભમતા પ્રાણીઓનું જીવન છે, એ શું તું આ બધું નથી જાણતો? અથવા થડની પોલમાં બળતા અગ્નિને લીધે દાઝતા વૃક્ષ જેવા અથવા હાથીઓના પગવડે ચંપાતી-કચરાતી કમળની માળાની પેઠે કચરાએલા આ શરીરને માટે તું શાને રડે છે? જ્યારે નિશ્ચળ મોટા પહાડો, ભવનો, વનો, નદીઓ અને સમુદ્રો તે પણ સ્થિર નથી તો પછી શરદ ઋતુની પહાડી નદીના જેવી સ્વભાવે જ ચંચળ એવી રાજલક્ષ્મી તો શી રીતે સ્થિર હોઈ શકે? અથવા જાણે કે ચંચળ ઘોડાઓની તીક્ષ્ણ ખરીઓ અને પૂંછડાના વાળનો જૂડો એ બન્નેથી પીડા પામી ન હોય, હાથીના સૂપડા જેવા કાનના વારંવારના તાલીને જાણે કે તાડન પામી ન હોય, અભિમાનવાળા ઉદ્ભટ સુભટોનાં હાથમાં રહેલા શસ્ત્રાસ્ત્રોના સમૂહથી જાણે કે ભયભીત થયેલી ન હોય, વેગથી ઢળાતાં ચામરોના પવનની લહેરીઓથી જાણે કે હરાઇ-ઊડી ગઈ ન હોય એવી, અમુક પુરુષને કે અમુક પ્રકારના વિજ્ઞાનને સ્વીકારવાથી વિમુખ થયેલી તથા કલિકાલના કલહોના પ્રભાવે કરીને દુષ્ટ બનેલા રાજા તરફ જાણે કે વિરક્ત-નાખુશ-ન થઈ હોય અથવા ગુરુજનની શિખામણો સાંભળી સાંભળીને જેણીના કાનમાં જાણે કે વધારે ને વધારે શૂળ ન આવવા માંડ્યું હોય એવી એ ચંચળ રાજલક્ષ્મી હે રાજા! શી રીતે આ લોકમાં હંમેશાને માટે સ્થિરતાને મેળવી શકાય? માટે હે રાજા! એવી અતિશય અસ્થિર રાજલક્ષ્મીને મેળવવામાં વ્યામોહને તદ્દન છોડીને નિશ્ચયવાળા કારણરૂપ જે કોઈ બીજી ક્રિયા હોય તે તરફ પ્રવૃત્તિ કરવી ઉચિત છે; માટે તું એવી નિશ્ચળતાદાયી પ્રવૃત્તિને અનુસર. માત્ર ચિત્તને સંતાપ થતાં જ મનમાં ધાર્યાં સિદ્ધ થતાં હોત તો આ જગતમાં ધ્યાન, દાન અને તપ વગેરે કષ્ટકર પ્રવૃત્તિઓને લોકો શામાટે કરત?

હવે રાજા બોલ્યો: હે ભગવાન્! તમારી વાત તો ખરી છે, પરંતુ અમારી જેવા કલુષ બુદ્ધિવાળા લોકો જ જેમ તેમ કરીને સુખની સિદ્ધિનો અભિલાષ રાખે છે અર્થાત્ સુખના ખરા કારણને શોધતા નથી અને એમ ને એમ સુખ મળી જાય એવું ધારે છે. 'કારણ વિના કાર્ય થઈ શકતું નથી.' એ ખરી હકીકત પણ એ લોકો જાણતા નથી, માટે તમે મને સુખશોધ સંબંધી સારભૂત એવો ઉપદેશ સંક્ષેપમાં આપો. ત્યારપછી એ મુનિરાજે તે રાજાની યોગ્યતા જાણીને જેમ કોઈ મલયપર્વત ઉપરથી લાવીને ચંદન આપે, નંદનવનમાંથી લાવીને કલ્પવૃક્ષ આપે અને દરિયાને મથીને તેમાંથી અમૃત લાવીને આપે તેમ શ્રી તીર્થંકર ભગવાને પ્રણીત કરેલા ઉત્તમ પ્રવચનમાં સારભૂત એવા અને સર્વ પ્રકારે ઈષ્ટસિદ્ધિ મેળવી આપનાર એવા પંચ પરમેષ્ઠી નમસ્કાર મંત્રના મહિમાને ઉપદેશમાં વર્ણવી બતાવ્યો. વળી કહ્યું કે આ પંચપરમેષ્ઠી નમસ્કારને શાસ્ત્રમાં "પંચ-

આવ્યો અને ત્યાં તેણે વિદ્યાધરોને આવેલા જોયા. તે શિલાવાળી જગ્યા ઉપર આ દેવને, પેલા વિદ્યાધરોને માટે અને પોતાના ઉપકાર માટે પણ પોતાના ગજા પ્રમાણે એક મોટું શ્રી શાંતિનાથ ભગવાનનું મંદિર ચણાવવાનું મન થયું. એટલે એ દેવે પહાડોની ઊંચાઇને પણ ટપી જાય એવું, અનેક સુંદર સ્તંભોવડે સુશોભિત અને સ્ફટિક મણિઓવડે બાંધેલી સુંવાળી બનેલી ફરસબંધીવાળું આ શ્રી શાંતિનાથ ભગવાનનું મંદિર કરાવ્યું. અને ઉત્તર દિશામાં એ મંદિરની પાસે જેની ઉપર પાંચ નવકાર કોતરેલા છે, એ શિલા હજી સુધી પણ પડેલી છે. તે જોવાનું. તને મન હોય તો હે રાજા ! તું ત્યાં જઇને જોઇ શકે છે. એટલું જ નહિં પણ ત્યાં શિલા ઉપર શાંતદૃષ્ટિવાળો, અનશન વ્રતમાં રહેલો, કપાળમાં બન્ને હાથ જોડીને બેઠેલો એવો વાનરો પણ કોરેલો છે એટલે તેને પણ તું જોઇ શકે છે. આ બધું સાંભળીને રાજાના મનમાં ભારે વિસ્મય થવાથી તે એ બધું જોવાને ઉતાવળો થયો અને બતાવેલા સ્થાને આવીને તેણે, જેવું મુનિએ કહેલું હતું તેવું બધું બરાબર જોયું પણ ખરું. હવે તો તેને મુનિના કથન ઉપર પ્રબળ પ્રતિતિ થઇ એટલે તે પાછો આવીને મુનિને નમી બન્ને હાથ જોડી આ પ્રમાણે કહેવા લાગ્યો-હે પ્રભો ! જેવું તમે કહ્યું હતું તેવું જ બધું બરાબર મેં નજરે જોયું, એમાં હવે મને કશો શક રહ્યો નથી. કદાચ મેરુ પર્વત પણ ડગી જાય પરંતુ તમારું વચન તો ક્યારેય ડગે એવું નથી. રાજા પહેલા પણ નિશ્ચળ હતો અને વળી આ વખતે વધારે નિશ્ચળ બન્યો છે એમ જાણીને મુનિએ તેને ફરી વાર ઉપદેશ આપ્યો અને પછી મુનિરાજ તેને પૂછીને જેમ આવ્યા હતા તેમ પાછા ચાલ્યા ગયા.

રાજા પણ ત્યાં ભગવાન શાંતિનાથના મંદિરમાં ભગવાનના ચરણો પાસે જ પાંચ નવકારનાં પદોમાં ઉચ્ચારણો સાથે જ્ઞાનમુદ્રા કરીને પ્રયત્નપૂર્વક ધ્યાનમાં રહેવા લાગ્યો. ધ્યાન કરતાં કરતાં જોડે ધોળાં સુગંધી ફૂલોને મૂકવા સાથે જાપ કરતા કરતાં લાખ જાપ લગભગ થવા આવવામાં થોડું જ બાકી હતું ત્યાં તે સ્થાને કોણ જાણે ક્યાંથી ભારેમાં ભારે કોલાહલ થયો અને પોતાના મોટા દેહરૂપ મનવડે જાણે આકાશને માપતો હોય વા જાણે કે જગતમાં દેવપણાની પ્રતિષ્ઠા છે એમ દર્શાવતો હોય એવો ભયંકરોને પણ ભારે ભય ઉપજાવે એવો નિષ્ઠુર પગલાં ભરતો અને તેથી ધરતીને અને તેના પટ્ટ ઉપર રહેલા પર્વતોને કંપાવતો એ સ્થાનનો ક્ષેત્રપાળ હાથમાં તલવાર લઇને ત્યાં ધ્યાન કરતા રાજાની પાસે સામે આવીને ઊભો રહ્યો. આવીને તેણે રાજાને કહ્યું-રે રે અધમપુરુષ ! હવે તું આ મંત્રનો જાપ કરવો મૂકી દે. હે મૂઢ ! આ મંત્ર કયો છે ? અને એનો શીખવનારો મંત્રદાતા પણ કોણ છે ? એ મંત્ર અને એનો દાતા તારો ગુરુ એ બધું આળપંપાળ છે; તું શા માટે હાથે કરીને કલેશ પામે છે ? આ બધું છોડીને તારે ઘરે કેમ જતો નથી ?

કરાવ્યું. પછી તેને ગુરુ, દેવ અને તત્ત્વનું યથાર્થ સ્વરૂપ સમજાવી સમકિત આપી ઉપધાન-પૂર્વક પંચપરમેષ્ઠીમંત્ર આપ્યો અને ત્યારબાદ તારા જેવો બીજો કોઈ આખા જગતમાં ધન્ય નથી, એમ ન હોય તો તને આ ઉત્તમમંત્રની સંપત્તિ કેમ કરીને મળે? વગેરે વગેરે કહીને મુનિરાજે તેને ઉત્સાહિત કર્યો. કદાચ ચક્રવર્તીનું પદ પણ મળી જાય, ઇંદ્રપણું પણ મેળવી શકાય, સુંદર રૂપ અને સૌભાગ્ય પણ પામી શકાય, પરંતુ સર્વ પ્રકારે સર્વ જાતનું કુશળ કરનારો આ પંચપરમેષ્ઠીમંત્ર તો નથી મળી શકતો. જે બાબત આપણે કશુંય કહી શકતા નથી. જે વિશે આપણી બુદ્ધિ પણ ચાલી શકતી નથી, જે આપણા મનોરથમાં પણ આવી શકતું નથી અને મનમાં પણ કદીય સૂઝતું નથી એવું ઇષ્ટકાર્ય અચિંત્ય મહિમાવાળા આ પંચપરમેષ્ઠીમંત્રના પ્રભાવને લીધે તેના જાપમાં સજ્જ બનેલો પુરુષ રમતાં રમતાં પણ અશંકપણે સાધી શકે છે. વળી હે રાજા! તું જે આ શાંતિનાથ ભગવાનનું વિશાળ મંદિર જુએ છે, તે પણ થોડા આરાધેલા પંચનવકારમંત્રના પ્રભાવમાંથી જ થયેલું છે. તેની હકીકત આ પ્રમાણે છે—

**સૌધર્મ**નામના સ્વર્ગમાં **હેમપ્રભ** નામનો એક ઉત્તમ દેવ હતો, તેણે 'પોતાનું આયુષ્ય હવે ફક્ત છ માસ જ બાકી છે.' એમ જાણીને તે કોઈ કેવળી ભગવાનની પાસે ગયો. કેવળીને વંદન કરીને તેણે પૂછ્યું: હે ભગવન્! આ સ્વર્ગમાંથી મર્યા પછી હું ક્યાં અવતાર પામવાનો છું? અને મને સમ્યક્ત્વનો શી રીતે લાભ થવાનો છે? એ સાંભળી કેવળી બોલ્યા' હે ભદ્ર! મરતી વખતે તને આર્ત્તધ્યાન થવાનું છે; અને તેથી તું સ્વર્ગથી મરીને આ અટવીમાં વાનરનો અવતાર પામવાનો છો. એ વાનરના જ અવતારમાં તને મહાકષ્ટે સમ્યક્ત્વનો લાભ મુશ્કેલીથી થવાનો છે. કેવળીનું આ વચન સાંભળીને તે દેવ તરત જ આ અટવીમાં આવ્યો. આવીને પોતાને સમ્યક્ત્વનો લાભ મળે તે માટે પહાડના એક પાષાણમાં નવકારમંત્રને કોર્યો અને વખત જતાં મરણ પામીને તે દેવ, તે અટવીમાં વાનરના અવતારમાં જન્મ્યો. 'હવે અટવીમાં પહાડનાં શિખરો પર ભમતાં ભમતાં પોતાના કોઇ ભાગ્યને લીધે તે વાનરે, કેમે કરીને જેમાં નવકારમંત્ર કોરેલો છે એ શિલા દીઠી. શિલામાં કોરેલા નવકારમંત્રને વાંચીને એ વિશે વિચાર કરતાં કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું તેથી પોતાનો પૂર્વનો ભવ (તેને) સાંભરી આવ્યો એટલે વૈરાગ્ય વૃત્તિ ધારણ કરી તેણે સ્વચ્છભાવે અનશન સ્વીકાર્યું. પેલા કોરેલા નવકારમંત્રને વારંવાર યાદ કરતો તે મરણ પામીને ફરી પાછો **સૌધર્મ**નામના દેવલોકમાં દેવ થયો. દેવ થતાં જ તેને વિચાર થયો કે-મેં એવું શું દાન મારા આગલા જન્મમાં દીધું છે? વા તપ તપ્યું છે? વા યજ્ઞ કર્યો છે-પૂજન કર્યું છે? જેથી હું આ દેવનો અવતાર પામી શક્યો છું. એવો વિચાર વારંવાર આવતા તે દેવને જાતિસ્મરણ જ્ઞાન થયું. એથી તેને પોતાના આગલા ભવની બધી પરિસ્થિતિ સમજાઈ ગઈ. એટલે તે, દેવનાં બધાં કાર્યોને છોડી દઈને પેલી નવકારવાળી શિલા પાસે

મજબૂત બાંધીને અને મંદિરમાંથી તરત જ બહાર નીકળીને પેલા ક્ષેત્રપાળની સાથે લડવા લાગ્યો. આ વખતે રાજાને ડરાવવા માટે અને તેને મુંઝવી નાખવા માટે એ ક્ષેત્રપાળે તેની બધી બાજુએ આઠો દિશાઓમાં ભયાનક દેખાવો ગોઠવી દીધા તેથી રાજાને એક તરફ હાસ્યના કહાકા બોલાવતા અને ભયંકર લાંબા દાંતની અણીઓને બહાર કાઢતા તથા "ડમડમ ડમડમ" એવો અવાજ કરતા ડમરુથી ભય ઉપજાવતી એવી ડાકણોનું મોટું ટોળું દેખાય છે. બીજી તરફ મોઢામાં બળતા ભયાનક ભડકાઓને લીધે જેમની સામે જોઇ શકાતું નથી અને હાથના ટાબોટા પાડીને જે ભયંકર અવાજો કરી રહ્યું છે એવું ભૂતોનું ટોળું રાજાના જોવામાં આવે છે. વળી, એક બાજુ, પંજો મારવાને તૈયાર થઈ રહેલા, તીક્ષ્ણ ધારવાળી દાઢો દેખાય એવી રીતે મોને ફાડી રાખતા, આગની જેમ બળતી આંખોને ફેરવતા અને માનવને ભયંકર લાગે એવા સિંહોનું ટોળું રાજાએ જોયું. બીજી બાજુ, પહોળી કરેલી ફેણોને લીધે ભયંકર દેખાય એવા, બે લાખી જીભ બહાર કાઢીને લલકારા કરતા અને ફુંફાડા મારી મારીને આગને વરસાવતા એવા સર્પોનું ઝુંડ રાજાની નજરે ચડયું. વળી એક તરફ ભયાનક સુંઢોને ઊંચી ઊંચી કરીને ઉછાળતા, જેમના બહારના દાંત મજબૂત, તીક્ષ્ણ અને ભયાનક છે એવા અને અંજનગિરિ જેવા ઊંચા અને કાળા એવા મદમત્ત હાથીઓનું ટોળું રાજાની નજરે આવ્યું. બીજી તરફ, પ્રલયકાળના ભયાનક પવને ઉછળેલાં ઊમાંડિયાને લીધે નક્ષત્રો પણ લોપાઇ જાય એવા ભયંકર અને જાણે પ્રલયકાળે ફેંકાયેલો ન હોય એવા ત્રાસજનક વનદાવાનળને રાજા જોઈ રહ્યો. વળી એક બાજુ બાણ, કુંતાં, તરવાર, શેલ, નારાચ અને ચક્ર વગેરે હાથમાં લઇને સજ્જ બનેલું અને જોતજોતામાં મજબૂત રીતે ચડી આવે એવું તથા ન ખાળી શકાય તેવું એક શત્રુઓનું લશ્કર રાજાના જોવામાં આવ્યું. વળી, એ રીતે બીજી બાજુ, માછલાં અને કાચબાનાં પૂછડાંઓનાં પછાડાને લીધે જેમાં મોટાં મોટાં મોજાં ચડી આવેલાં છે એવો જાણે કે પ્રલયકાળનો ભયંકર તોફાને ચડેલો સમુદ્ર હોય એવો મોટો દરિયો રાજાના જોવામાં આવ્યો. આ રીતે રાજા પોતાની તરફની આઠે દિશાઓમાં રહેલા ભયાનક દેખાવોને જોયા કરે છે છતાં પંચપરમેષ્ઠી મંત્રના પ્રભાવને લીધે લેશ પણ ક્ષોભ પામતો નથી, ભ્રમમાં પડતો નથી, અટકી પાછો હઠતો નથી, સંતાતો નથી, ખેદ કે કંટાળો આણતો નથી તેમ ક્લેશ પણ પામતો નથી. વળી બીજું પેલો ક્ષેત્રપાળ અને રાજા બન્ને એક બીજા પરસ્પર લડવા લાગ્યા તે ઘડીકમાં એક બીજાના માથાના વાળ પકડી ડોકને મરડી રહ્યા છે, ઘડીકમાં આંખો પટપટાવ્યા વિના બન્ને જણા સામસામા ડોળા ફાડી રહ્યા છે, બન્ને જણાને ઘણો જ થાક લાગવાથી ઘડીકમાં તેઓ પરસેવાથી નીતરી જઈ જમીનને પણ ભીંજવી રહ્યા છે, ઘડીકમાં તેઓ સામસામા પોતાના દાતથી હોઠોને કરડી રહ્યા છે, ઘડીકમાં ફરતાં ફરતાં ઢીલું થયેલું તેમનું કટિવસ્ત્ર ગળી પડે છે, ઘડીકમાં તેઓ વિવિધ પ્રકારનાં આસનો-

ઝાંઝવાના જળમાં પાણીની કલ્પના કરવી કદી પણ તેથી શાંત થતી નથી માટે તું આ બધું છોડીને અહીંથી ચાલ્યો જ જા. વળી શ્રી શાંતિનાથ ભગવાનના ચરણકમળનાં દર્શન કરવાની પણ તારામાં યોગ્યતા નથી એટલે તું તારી પોતાની યોગ્યતા જાણ્યા વિના આ નકામી પ્રવૃત્તિ શા માટે કરી રહ્યો છે? તને વધારે કહેવાનું શું? તું જલદી આ જિનમંદિરની હદ છોડીને હવે અહિંથી બહાર ચાલ્યો જા. કદાચ તું કોઇ મોટો લડવૈયો હો અને તારી શૂરવીરતાનું ગુમાન હોય તો તું મારી સાથે લડવા માટે તૈયાર થઇ જા. રોષથી આંખ ફાડીને ક્ષોભ કરતો અને યમની પેઠે ભયંકર રીતે વાંકાં ભવાં કરીને પેલો ક્ષેત્રપાળ ઉપર જણાવ્યા પ્રમાણેનું કેટલુંક જેમ ફાવે તેમ બોલી ગયો અને ક્રોધથી કંપવા લાગ્યો. એટલામાં ગુરુની અને મંત્રની અવજ્ઞાનાં ક્ષેત્રપાળનાં વચન સાંભળીને વિશેષ પ્રફુલ્લિત થયેલો રાજા મંત્રનું ધ્યાન પડતું મૂકી આ પ્રમાણે કહેવા લાગ્યો. હે વ્યંતર! જેમ કોઇ પિત્તના વ્યાધીથી પીડાયેલો માણસ ગમે તેમ બોલી નાખે તેમ તું પણ જેમ ફાવે તેમ આ શું બોલી રહ્યો છે? અને તું જેમ તેમ એલફેલ બોલી પરમેષ્ઠી નમસ્કારની નિંદા કરે છે અને તેનો ઉપદેશ કરનાર ગુરુનું પણ અપમાન કરે છે. હે મૂઢ! તું એટલું પણ વિચારી શકતો નથી કે એ બન્નેનું એટલે મંત્રનું તથા દાતા ગુરુનું મૂલ્ય પણ જગતના દાનવડે પણ કરી શકાય તેમ નથી તેમ એ બન્ને કરતાં આ સંસારમાં બીજું કોઈ સારભૂત નથી. અહો! આ એવા પ્રકારનો મોહનો વિલાપ છે કે જેને તાબે થયેલા મહામૂઢ લોકો ખરી હકીકતને જાણી શકતા નથી. જે લોકો ધતુરાનું પાન કરવામાં રસિયા હોય છે તેઓ શું શુભ છે, શું અશુભ છે વા શું ગ્રાહ્ય છે અને શું અગ્રાહ્ય છે એ બાબત કશું જ જાણી શકતા નથી તેમજ મૂઢ લોકો એ વિશે કશું સમજતા હોતા નથી, અથવા ભૂખ અને તરસની પીડા વિવેક વગર સહવાથી અને અજ્ઞાનપૂર્વક ત્યાગનું વ્રત લેવાથી જેને દેવગતિ મેળવી હોય છે તેનું જ્ઞાન અને બોલવાની ચતુરાઈ આવાં જ પ્રકારનાં હોય છે. તુચ્છ લોકોનાં વચનો તુચ્છ હોય છે, એમનાં મનોરથો, શીલ, ક્ષમા, વિનય અને નીતિ એ પણ બધું જ તુચ્છ હોય છે તેથી હે મૂઢ! તને તારા અભિમાનનું ફળ તો મળ્યું છે છતાં તું હજી સુધી તારા અભિમાનને છોડતો નથી? રાજા બોલ્યો-હે અધમ! એવો તે તું કોણ છે જેથી હું તારાથી ભય પામું અને ક્ષત્રિયકુલમાં જન્મતાં જ મને વારસામાં મળેલું એવું મારું અભિમાન ધન છોડી દઉં. વળી, તારા હાથમાં જે આ છરી છે તે મારા કાનને જરા પણ ઉજરડો સરખો પણ કરી શકે એમ નથી અને બાળકોને ભય પમાડનારો એવો તારો મારી પાસે દેખાડવામાં આવેલો ફટાટોપ પણ તદ્દન નકામો છે. રાજાના આ વચનો સાંભળીને પેલો ક્ષેત્રપાળ કહેવા લાગ્યો કે જો એમ છે તો તું આ જિનમંદિરમાંથી બહાર આવ, કારણ કે જગતને શાંતિ પમાડનારા એવાં શાંતિનાથ ભગવાનની મૂર્તિ સામે લડાઇ કરવી ઉચિત નથી. હવે ક્ષેત્રપાળનું આ વચન સાંભળીને રાજા પોતાનાં કપડાં

ચરણોને વંદન કરે છે એવા અને સમસ્ત વિશ્વને શાંતિ કરનારા એવા શ્રી શાંતિનાથ ભગવાન જયવંતા થાઓ. આ પ્રમાણે શ્રી શાંતિનાથ ભગવાનની સ્તુતિ કરીને પેલો **હેમપ્રભ** નામનો દેવ જિનમંદિરમાંથી બહાર નીકળ્યો અને રાજાને લઇને તેની સાથે ઉત્તમ વિમાનમાં ચડી બેઠો. મનના વેગ કરતા પણ અતિશય વેગવાળા એ વિમાનદ્વારા તેઓ બન્ને ધરતીનાં પર્વતવાળા, વનવાળા અને કાનનવાળા વિસ્તારોને જોતાં જોતાં શીઘ્ર મોટા **કંપિલપુર** નામના નગરે પહોંચ્યા. ત્યા જઇને **હેમપ્રભ** દેવે પ્રથમના રાજાની ગાદી ઉપર આ **સિરિદેવ**રાજાને બેસાડ્યો. જે લોકો દુર્દાંત હતા એટલે તોફાની હોઈ વશમાં નહોતા આવતા તેમને હણી નાખ્યાં. પેલા **કામરુ**દેશના રાજાને પણ તરત જ **સિરિદેવ** રાજાની આજ્ઞા નીચે આણ્યો તથા બીજા **અંગ** તથા **કલિંગ**દેશના રાજાઓને પણ તાબે કરી દીધા. એ પ્રમાણે પ્રથમના રાજા કરતા પણ અધિક રાજશ્રી અપાવીને તે દેવ બોલ્યો-"હે ભદ્ર! બીજું કાંઈ તને જે ઇષ્ટ હોય તે કહે તો તે પણ તને આપી દઉં." દેવનું વચન સાંભળીને રાજા વિશેષ રાજી થયો અને તેથી તેના શરીરની બધી રોમરાજી ઊભી થઇ ગઇ. એમ થવાથી રાજાનું શરીર વિશેષ સુંદર દેખાવા લાગ્યું અર્થાત્ એ રીતે પ્રસન્નતા પામેલો રાજા કમળની કળી જેવા પોતાના બન્ને હાથને જોડી, કપાળમાં સ્થાપી, માથું થોડું નીચું નમાવી આદર સાથે પેલા દેવને કહેવા લાગ્યો "જેમનું દર્શન અતિશય દુર્લભ છે એવા મુનિરાજ મળ્યા, તેમની પાસેથી શુદ્ધ સમકિત મળ્યું, પંચપરમેષ્ઠીનો મહામંત્ર પામ્યો અને શ્રી શાંતિનાથ ભગવાનની સ્તુતિ કરી. વળી, હે દેવ! તારા પ્રભાવને લીધે મારું બધું વાંછિત કાર્ય સિદ્ધ થયું. હવે આના કરતા મને બીજું વળી શું આ આ જગતમાં વિશેષ વહાલું છે કે જેની તારી પાસે યાચના કરું? તોપણ તારી પાસે મારી આ એક માગણી તો છે જ. દારિદ્રના સંકટને દૂર કરનારું, વાછિત સિદ્ધિને આપનારું એવું ચિંતામણિરત્ન જેવું તારું દર્શન મને ફરી ફરીને થવું જોઇએ અર્થાત્ તું મને ફરી ફરીને તારો સમાગમ આપજે, એમ હે દેવ! મારી માગણી છે." રાજા એ પ્રમાણે બોલી રહ્યો કે તરત જ પેલો દેવ અદૃશ્ય થઇ ગયો અને રાજા પણ પોતાનાં રાજના કામો તરફ પૂરતું લક્ષ્ય આપી રાજ કરવા લાગ્યો. પછી ઘણા સમય સુધી રાજાએ રાજ્ય ભોગવ્યું અને પોતાનું મરણ પાસે આવ્યું જાણી પોતાના પુત્રને ગાદી ઉપર બેસાડી તે મહાત્માને વૈરાગ્ય થયો. મનમાં પંચપરમેષ્ઠીને વારંવાર યાદ કરતો તે રાજા ચિત્તની ઉત્તમ સમાધિ સાથે કાળધર્મ પામ્યો. રાજાનું આવું ઉત્તમ સમાધિમરણ થયેલું જાણી. કંપિલ્લ નગરના રહેવાસીઓને એવી જિજ્ઞાસા થઇ કે-આ રાજા મરણ પામીને ક્યાં ઉત્પન્ન થયો હશે? નગરલોક એવી જિજ્ઞાસામાં ને જિજ્ઞાસામાં વ્યામૂઢ બનેલા હતા તેવામાં ત્યાં દૃઢઘોષ નામના કોઈ કેવળજ્ઞાની પુરુષ આવી પહોચ્યા અને લોકોએ વિનય સાથે પ્રણામ કરીને પોતાની

દાવપેચો-કરવાનો દેખાવ કરી રહ્યા છે, એ રીતે ચિત્રવિચિત્ર પ્રવૃત્તિવાળું તેમનું યુદ્ધ જાણે કે રતિક્રીડા હોય એવું જણાય છે, અર્થાત્ રતિક્રીડામાં પણ એક બીજાના વાળ પકડવાની, સામસામા ડોળા ફાડીને જોવાની, પરસેવો આવી જવાની, હોઠ કરડવાની, છાતી ઉપર પ્રહાર કરવાની, કટિવસ્ત્ર ગળી પડવાની અને વિવિધ પ્રકારનાં આસનો કરાવાની ક્રિયાઓ થાય છે. જ્યારે એ બન્ને જણા લડતા હતા, બરાબર તે જ વખતે, પોતે ચણાવેલા મંદિરની સંભાળ કરનાર દેવ પાસેથી આ બન્ને જણાની લડાઈની વાત સાંભળીને પેલો હેમપ્રભ દેવ સ્વર્ગમાંથી ત્યાં ઊતરી આવ્યો. તેણે આવીને તુરત જ પેલા ક્ષેત્રપાળને દૂર કર્યો અને રાજાની સાથે આદરપૂર્વક વાત કરતાં કહ્યું કે-હે મહાભાગ! બેસ, હમણાં યુદ્ધને છોડી દે અને મારી વાત સાંભળ આ તારી સાથે લડે છે તે પુંડરીક નામનો ક્ષેત્રપાળ છે. તેને જ મેં આ મંદિરની સારસંભાળ કરવા માટે અને સાધર્મિક જનોની પણ સારસંભાળ કરવા સારૂ નિમેલો છે, પરંતુ એ દુષ્ટ અને મૂઢ ક્ષેત્રપાળે સ્વધર્મિક જનો તરફ લક્ષ્ય ન આપતાં તારી સાથે લડાઈ ઉભી કરી અથવા જેઓ પોતાની ક્રીડામાં જ મશગૂલ હોય છે એવા આ વ્યંતરોને ગુણ કે દોષનો વિચાર ક્યાંથી આવે? માટે તને મારો વિશેષ પ્રકારનો આગ્રહ છે કે મારા આ નોકરનો અપરાધ તું માફ કર. નોકરની ભૂલો તેના સ્વામીએ જ દૂર કરવાની હોય છે. આ સાંભળીને રાજા બોલ્યોઃ હે મહાકીર્તિવાળા! તું આ પ્રસંગ માટે શા માટે સંતાપ કરે છે? આમાં એનો શું દોષ છે? ખરી રીતે તો આ મારા પુણ્યનો જ વિપર્યય છે એટલે મારા પુણ્ય પાંસરાં નથી. મારાં પુણ્ય પાંસરાં હોત તો મેં નવકારની સાધના માટે મારા મનવડે વચનનો અને શરીરનો પણ વિશેષ સંયમ કેળવેલો તે એક થોડાક માટે જ આમ ન વણસી જાત અર્થાત્ મારો મનોરથ અધૂરો રહ્યો અને મારું મન ચંચળ થઇ ગયું એમ ન જ બનત. શું એટલું પણ હું સમજતો નહોતો કે વાંછિત મનોરથની સિદ્ધિમાં ઘણું કરીને ઘણાં વિઘ્નો આવે છે અને એ વિઘ્નોને લીધે હાથવેંતમાં આવતી જણાતી એ સિદ્ધિ વણસી જતી જણાય છે. દેવ બોલ્યોઃ હે નરેન્દ્ર! તારી વાત સાચી છે અને જે થવાનું હોય છે તે જ થાય છે. ખરી વાત એવી છે કે જે વિદ્યાધર હોય કે ચક્રવર્તી હોય તે જ એ પ્રમાણે લાખ જાપ સાધી શકે છે. વળી, તને કહું છું કે તારા નવકારના લાખ જાપમાં થોડું બાકી રહી ગયું તેથી તને ચોક્કસ નરપતિનું આસન મળશે જ અર્થાત્ નરપતિપણું હવે તારા હાથમાં જ આવી ગયું છે એમ તું સમજ, તો હવે તું મારી સાથે આ મંદિરમાં આવ અને આપણે બન્ને, જેમનાં ચરણોને ત્રણ લોક નમેલા છે એવા શ્રી શાંતિનાથ ભગવાનની સ્તુતિ કરીએ. પછી એ બન્ને જણા ભક્તિથી વંદન કરી તેમની સ્તુતિ કરવા લાગ્યા. સ્વર્ગલોક, પાતાળલોક અને મર્ત્યલોકના સમસ્ત લોકો એક જ સાથે જેમની સ્તુતિ કરવા માંડે તોપણ જેમના ઉજ્જવલ સદ્ગુણો પાર ન પામી શકે એવા ઇંદ્રો જેમનાં

## ચૈત્યાધિકારે વિજયનું કથાનક.

### કથા ૧૧ મી.

### જિનમંદિર બંધાવવાનો વિધિ અને યોગ્યતા.

શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચ પદના નમસ્કારોમાં સૌથી પ્રથમ પદ અરિહંતનું છે માટે અરિહંતપદની વિધિપૂર્વક સવિશેષ ભક્તિ કરવાથી સંસારનો એટલે જન્મમરણ-સ્થિતિનો ઉચ્છેદ કરી શકાય એમ છે. શ્રી જિનનું ભવન કરાવનારમાં તે ભક્તિ સ્પષ્ટ છે અર્થાત્ જિનભવન કરાવવાથી શ્રી જિનની ભક્તિ પ્રદર્શિત કરી શકાય છે. ગમે તેવો માણસ શ્રી જિનનું ભવન કરાવી શકતો નથી. તે કરાવવા માટે પણ માણસે અધિકાર મેળવવો જોઇએ અને અધિકાર મેળવ્યા પછી પણ તેને વિધિપૂર્વક કરાવવું જોઇએ. આમ થાય તો જ શ્રી જિનની ભક્તિ થઈ શકે.

શ્રી જિનભવનને કરાવનારમાં નીચેના ગુણો હોવા જોઇએ. નિર્મળ કુળ, વૈભવ, ગુરુભક્તિ, શુભચિત્ત, ( એટલે સંક્લેશવાળું ચિત્ત ન હોવું જોઇએ ) વધારેમાં વધારે ધર્મભાવમાં સ્થિરતા, બહુમિત્રો અને વિશેષ સ્વજનો અથવા બહુ સુખવાળો પરિવાર, શુશ્રૂષા, શ્રવણ, ધારણ વગેરે ગુણો, નિર્મળ બુદ્ધિ, આજ્ઞાપ્રધાન અને શ્રી જિનની આજ્ઞા પ્રમાણેનું વર્તન-આવા ગુણોવાળો માણસ, શ્રી જિનભવન કરાવવાનો અધિકારી છે.

શ્રી જિનભવનના નિર્માણનો વિધિ આ પ્રમાણે છેઃ ભૂમિ શુદ્ધ હોવી જોઇએ તેમાં શલ્ય વગેરે કોઈપણ પ્રકારના દોષો ન હોવા જોઇએ. ભૂમિ સંબંધે આ બાહ્ય શુદ્ધિ. ભૂમિ મેળવતા કોઇને પણ લેશમાત્ર અપ્રીતિ ન પેદા થાય એ સૌથી પ્રથમ જોવું. ભૂમિ સંબંધે આ અંતરશુદ્ધિ. જે સ્થળે વેશ્યાઓ, મચ્છીમારો, જુગારીઓ અને આવા પ્રકારના બીજા પણ નિંદનીય લોકો ન રહેતા હોય તેવું સ્થળ, શ્રી જિનભવનને માટે પસંદ કરવું. એ સ્થળ એવું મનોહર હોવું જોઇએ કે જેને જોતાં જ ગૃહસ્થોમાં અને સાધુઓમાં સદ્ધર્મની ભાવના પેદા થાય. દળ પણ સ્વયંસિદ્ધ હોવું જોઇએ. દળ એટલે શ્રી જિનભવન-નિર્માણની સામગ્રી, સારી જાતનાં લાકડાં, ઇંટો અને પાષાણ વગેરે પ્રધાનપણે તો સ્વયંસિદ્ધ અને સારી જાતનું દળ સારાં શુકન જોઇને મેળવવું જોઇએ. કદાચ એવું દળ ન મળે તો વિશેષ ગુણના લાભને નજરમાં રાખીને બીજું પણ દળ મેળવવું એવી શાસ્ત્રકારની અનુજ્ઞા છે. ( કોઈ કારણથી સ્વયંસિદ્ધ અને ઉત્તમ દળ ન મળે અને એમ થતાં જિનમંદિર જ બંધાતું અટકી પડતું હોય તો પરિણામે જૈનમાર્ગનો ઉચ્છેદ થઈ જાય તથા સારા ગૃહસ્થોની શ્રદ્ધા પણ ભાંગી જાય. ) માટે વિશેષ લાભ તરફ નજર કરીને જે મળે તેવા દળથી પણ મંદિર તો નિર્માવું જોઇએ. વળી શ્રી જિનમંદિરના નિર્માણ-

જિજ્ઞાસા વિશે તે કેવળીને પૂછયું. કેવળીએ કહ્યું કે-તમારો સિરિદેવ રાજા અહીંથી મરણ પામીને માહેંદ્ર નામના સ્વર્ગમાં દેવ થયો છે અને ત્યાં તેને તેણે જપેલા પંચનવકાર મંત્રના મહિમાને લીધે મોટી દેવશ્રીનો લાભ મળ્યો છે. ત્યાર પછી ત્યાંથી તે, કોઈ સારા કુળમાં જન્મ લેશે અને પછી કેટલાક બીજા અવતારોમાં ભમીને તેને નિર્વાણનો લાભ થશે. એ પ્રમાણે સમગ્રધર્મનો સાર પંચ નમસ્કાર મંત્ર છે. વળી, અરિહંત વગેરે એક એક પદનું ધ્યાન કરવામાં આવે તો પણ પ્રમોદપૂર્વક મનવાંછિત સિદ્ધ થાય છે તો પછી એ પાંચે ઉત્તમોત્તમ પદોનું સાથે જ ધ્યાન કરતાં તો શું કહેવું? તો એવો કોણ હોય કે જે પોતાનો જ વેરી હોય? વળી, સ્વર્ગની ઇચ્છા કોણ નથી રાખતું? મોક્ષની વાંછા કોને નથી? શ્રી પરમેષ્ઠી નમસ્કારના ધ્યાનમાં જે દૃઢ આદરવાળો ન હોય એવો કોણ હોય? અર્થાત્ નમસ્કારના ધ્યાનથી સ્વર્ગ, મોક્ષ વગેરે વાંછિતો મળે છે તો એ નમસ્કારના ધ્યાનમાં કોણ તત્પર ન બને? સંસારરૂપ સમુદ્રમાં વહાણ સમાન એવી શ્રી પંચપરમેષ્ઠી નમસ્કાર તરફ જે માનવોની સકલ કલ્યાણ કરનારી નિશ્ચળ ભક્તિ ન હોય એઓ દાનો દે તોય શું? ઘણાં શાસ્ત્રો ભણે તોય શું? દેવપૂજા કરે તોય શું? ધ્યાનો કરે તોય શું? તપ કરે તોય શું? અને બીજા એવા ખોટા વિવેકો કરે તોય શું? આગથી સળગતા ઘરમાંથી જેમ કોઈ મહામૂલા રત્નોને જ સાથે રાખે, લડાઈમાં અમોઘ અસ્ત્રને જ સાથે રાખે, દરિયામાં બુડતો માણસ જેમ હોડિના પાટિયાંનો જ આશ્રય લે, પડતો માણસ ગમે તે આલંબનને જ પકડી લે તેમ જીવિતનો વિપ્લવ થતાં પણ જે માણસ બીજું બધું છોડી દઈને એક માત્ર પંચનમસ્કારમંત્રનો જ આદરપૂર્વક આશ્રય લ્યે તો તેને કદી પણ આપદાઓ આવવાની જ નહીં. જેમના મનમાંથી ગમે તેવી સ્થિતિમાં, ગતિમાં, સુખમાં, દુઃખમાં, સ્વપ્નમાં, ઉંઘ ઊડી જતાં, ઘરમાં, જંગલમાં, રાત, દિવસ, પડવાની વેળાએ કે ઉત્પાત વેળાએ અર્થાત ગમે તે પ્રસંગે પરમેષ્ઠીમહામંત્રનું ધ્યાન કરે છે-જપે છે. તે વ્યક્તિ આ સંસારસમુદ્રમાંથી શીઘ્ર બહાર થાય છે અર્થાત નિર્વાણ મેળવે છે.

આ પ્રમાણે કથારત્ન કોશમાં પંચનમસ્કાર સંબંધે શ્રી દેવનૃપનું દશમું કથાનક સમાપ્ત.



તેણે પોતાના ભુજબળથી બળવાન શત્રુઓનાં બળોને હાંકી કાઢ્યાં છે. એ રાજાએ પોતામાં ઘણાં ગુણો વધારેલાં છે. તેણે બંધાવેલા ભવનોમાં લક્ષ્મી ભરેલી છે અને ચારે દિશામાં કીર્તિને ફેલાવેલી છે. શત્રુઓને ભારે ભય પમાડ્યો છે તથા અનીતિની વાતને મૂળથી જ છેદી નાંખી છે. વિદ્વાનોનો મહિમા વધાર્યો છે. આ પ્રમાણે તે રાજાનું જગતને આશ્ચર્યકારી ચરિત છે. તેનું વિશેષ વર્ણન શી રીતે થાય.? તે રાજાને શ્રીગુપ્ત નામે એક મિત્ર છે. એ રાજાનો બાળમિત્ર છે. રાજા અને એ બન્ને સાથે ધૂળમાં રમેલા હોવાથી રાજા તરફ એનો દૃઢ-ગાઢ સ્નેહ પણ છે. તે મિત્રે દરિયો ખેડીને, ખેડ કરીને અને અનેક પ્રકારના વેપારો કરીને એમ અનેક રીતે ઘણું ધન પેદા કરેલ છે. અને કુબેર ભંડારી કરતાં પણ વિશેષ ધન મેળવેલું છે. એટલો બધો ધનનો વૈભવ છતાં એ શ્રીગુપ્ત પોતાના મિત્રો, સ્વજનો અને બાંધવોને તે ધન માટે થોડો પણ અવકાશ આપતો નથી. તેઓ ધન ઉપાર્જન કરે એ માટે તેમને થોડી પણ સગવડ કરી આપતો નથી, અને ધનના મોહને લીધે તે બીજા વેપારીઓની ગોષ્ઠિમાં-મંડળીમાં પણ બેસવા જતો નથી. માત્ર પોતાના પૂર્વજોથી ઉતરી આવેલા શ્રાવક ધર્મના ઉત્સવને યથાવસરે કરે છે, અને શ્રી જિનપૂજનાદિ વગેરેની ચાલતી આવેલી પ્રવૃત્તિને પણ કાંઇક કાંઇક કરે છે. પોતાનું જમીનમાં દાટેલું ધન લઇ જશે એવી શંકાને લીધે તે પોતાના ધનને એક જગ્યાએથી ખોદી બીજી જગ્યાએ દાટે છે. અને બીજી જગ્યાએથી કાઢી વળી ત્રીજે સ્થાને સંતાડે છે. એ રીતે તેના પર મમત્વને લીધે ધનની જગ્યા વારંવાર બદલ્યા કરે છે, અને ચરુ ઉપરના પોતે ચોડેલા સીલોને 'તે બરાબર છે કે નહિ' એ રીતે વારંવાર જોયા કરે છે. વખત જતાં તેને એક પુત્ર થયો. તેનું નામ વિજય પાડયું. એ વિજય, પુરુષોની બહોંતેર કળાને શિખ્યો અને યુવાવસ્થા પામ્યા પછી તેના અનેક સમાન મિત્રો તેની સાથે ફર્યા કરતા. પહેરવેશ ભભકાદાર રાખતો અને સ્વચ્છંદે વિહરતો તથા તેના હોઠ પાન ખાવાથી રાતા ચોળ રહેતા. માથું ફૂલોથી ઢંકાયેલું રહેતું એવો એ શોખિન હતો.

પોતાના પુત્રને આવો ઉડાઉ જોઇને એના પિતાને ચિંતા થવા લાગી કે-મેં લાંબા સમયે જે આટલું બધું ધન ભેગું કર્યું છે તેને આ છોકરો ખરેખર વગર વખતે જ વાપરી નાંખશે એમ જણાય છે. એમ ન હોય તો એનો આવો ઠાઠમાઠ શી રીતે ચાલે? જે ધન મેં ઘણા પ્રયત્ને સાચવી રાખેલું છે તેનું આ છોકરો શુંય કરી નાંખશે? માટે હું આ છોકરાને કાંઈ થોડું ઘણું સમજાવું, એમ વિચારીને તેણે પોતાના છોકરાને બોલાવીને કહ્યું કેઃ-"હે પુત્ર! તું આમ શા માટે નકામો ધનનો ખર્ચ કરે છે? તને આ વાતની ખબર નથી લાગતી કે લક્ષ્મી મહાકષ્ટે પામી શકાય છે. હે વત્સ! શું તું જોઇ શકતો નથી કે સમુદ્રે, શ્રીકૃષ્ણે અને કુબેર ભંડારીએ બધાએ લક્ષ્મીને કેવી કેવી રીતે સાચવેલી છે. જો; સમુદ્રે પોતાના તળીઆમાં રાખીને લક્ષ્મીને સાચવી છે. તેની

માં પાણી ગળીને વાપરવું, ખોદતી વખતે જમીન બરાબર જોવી, પ્રમાદને લીધે ત્રસ-જીવોનો વધ ન થાય એવી કાળજી રાખવી અને બધી પ્રવૃત્તિઓમાં યતના રાખવી, કારણ કે યતના એ જ ધર્મનો સાર છે, માટે તેનો ભંગ ન થવા દેવો. વળી, મંદિરનિર્માણનું જેઓ કામ કરનારા હોય એટલે મજૂરો વગેરે હોય તેની સાથે થોડું પણ છેતરામણ ન કરવું, ઊલટું તેમનો સદ્ભાવ વધે એ માટે તેમની મજૂરી કરતાં સવિશેષ આપવું. આ રીતે નવીન જિનમંદિર નિર્માણનો આ વિધિ કહેલો છે, અને જીર્ણ જિનમંદિરનો પુનરુદ્ધાર કરવો હોય તો પણ લગભગ એ જ વિધિ સમજવાનો છે, પરંતુ જ્યાં જે જિનભવન જીર્ણ થઈ ગયું, ભીંતોમાં ફાટો પડી ગઇ હોય, ધજા ફાટી કે તૂટી ગઈ હોય ત્યાં એવા જિનભવનને જોઈને તેની દરકાર કર્યા વિના કુશળ પુરુષે નવું બીજું જિનમંદિર બંધાવવું ન ઘટે અર્થાત્ સૌથી પ્રથમ જીર્ણ જિનભવનનો ઉદ્ધાર કરવો એ કર્તવ્ય છે. જીર્ણ જિનભવનનો ઉદ્ધાર ન થાય તો શ્રી જિનમાર્ગનો ઉચ્છેદ થાય, જૈનોનું તેજ હીણું થાય અને શ્રી જિન તરફની ભક્તિ પણ ઘટે; માટે સામર્થ્ય હોય તો પ્રથમ જીર્ણ જિન-ભવનનો ઉદ્ધાર કરવો એ જ ઉત્તમ પ્રવૃત્તિ છે. આ પ્રમાણે પૂર્વે કહ્યા પ્રમાણે જે ગૃહસ્થ પુરુષ મનોહર એવા જિનભવનને કરાવે તે વિજયની પેઠે પોતાનાં કઠણ-દુઃખ-દળદર વગેરેનો નાશ કરે છે.

## વિજયની કથા.

માળવા દેશમાં વિખ્યાત એવી ચક્કપુરી( ચક્રપુરી ) નામે ઉત્તમ નગરી છે. એ નગરીની આસપાસ પર્વતો, સરોવરો, નદીઓ, આરામો, બગીચા, પરબો, સભાસ્થાનો અને કૂવા વગેરે હોવાથી એ રમણીય છે. એ નગરીમાં "वइर" શબ્દનો પ્રયોગ કેવળ રત્નો માટે જ થાય છે અર્થાત્ "वइर" ના બે અર્થો છે. એક વજરત્ન અને બીજું વૈર-વિરોધ-દુશ્મનાવટ. આ બે અર્થોમાંથી ફક્ત 'વજ્રરત્ન' માટે જ 'वइर' નો પ્રયોગ છે, વિરોધ અર્થ માટે નહીં. હવે એ નગરીમાં વસનારાં પ્રજાજનો તેમ રાજા પ્રજા વચ્ચે ક્યાંય વૈર-વિરોધ નથી. વળી, અહિં 'विग्गह' શબ્દના બે અર્થો છે. એક શરીર અને બીજું યુદ્ધ-લડાઇ-ઝગડા. એ બે અર્થોમાંથી કેવળ "શરીર" અર્થ માટે જ એ નગરીમાં 'विग्गह' શબ્દનો ઉપયોગ છે, લડાઈ ઝગડા. અર્થ માટે નહીં, જેથી એ નગરીમાં ક્યાંય લડાઇ-ઝગડા નથી. તથા 'चक्कचलण' શબ્દના બે અર્થો છેઃ એક કુંભારને ત્યાં ચાકડો ચાલે તે અને બીજું પરચક્રની-દુશ્મન સેનાની ચઢાઇ. એ બે અર્થોમાંથી કેવળ કુંભારને ત્યાં ચાકડો ફરે એ અર્થમાં એ નગરીમાં 'चक्कचलण' શબ્દનો વ્યવહાર છે. અને નગરી અજેય હોવાથી તેના ઉપર કોઇ શત્રુ ચડી શકે તેમ નથી તેથી 'चक्कचलण' શબ્દનો ઉપયોગ તેના બીજા અર્થમાં નથી. એવી એ નગરી રુડા રત્નોવાળી અને પરચક્રના ભયથી રહિત છે. એ નગરીમાં બળભદ્ર નામે પ્રસિદ્ધ રાજા રાજ્ય કરે છે. એ રાજા મહાત્મા છે અને

મીઠું મીઠું બોલે છે. રે છોકરા ! મારે તને વધારે શું કહેવું ? પરંતુ છેવટનું આ કહી રાખું છું કે તું જીવતર ચાહતો હો તો આવી કશી ગડબડ કર્યા વિના જ અહીં રહી શકીશ. જો તારી ઇચ્છા છેલબટાઉની પેઠે પૈસાને ઉડાડી વિલાસો માણવાની જ હોય તો મારા ઘરમાંથી બહાર નીકળ.

પિતાનાં આવાં કઠોર વચનો સાંભળતાં જ વિજય એવો તો વિંધાઈ ગયો, તેને ઉચ્છ્વાસ મૂકવો પણ મહાકષ્ટ થઈ ગયું અને તેનો દમ જ બેસી ગયો. પિતાએ પોતાના છોકરાને ઘરથી નીકળી જવાની ધમકી આપી અપમાનિત કર્યો છતાં તેણે પિતા તરફ કોઈ પ્રકારનો દુર્ભાવ નહીં જ કર્યો. ‘ જે પુરુષો કુલિન હોય છે તેઓની રીત જ એવી હોય છે કે તેઓ કષ્ટ પ્રસંગે પણ સ્થિરતા ગુમાવતા નથી.’ છોકરાના વચન સાંભળીને પિતાને તો એવડો બધો તીવ્ર ગુસ્સો ચડી આવ્યો કે તેણે પોતાનું બધું ધન એવી રીતે સંતાડીને રાખવા માંડયું કે કોઇ પણ તેને જાણી ન શકે.

જીવમાત્રનું જીવન મેઘધનુષ્ય જેવું ચંચળ છે એ ન્યાયે વખત જતા, ધનમાં મહામૂર્છા રાખતો એ શ્રીગુપ્ત પણ મરણ પામ્યો. પિતાના મરણને લીધે વિજયને વિશેષ શોક થયો કે તેની આંખોમાંથી પડતાં આસુઓથી તેનું મુખ ધોવાવા લાગ્યું, અને એ રીતે તેણે ભારે ખેદ સાથે છેવટે પિતાનાં મૃત્યુકૃત્યો પૂરાં કર્યાં. શ્રી જિનવચનને સાંભળતા અને ગુરુજનો તરફથી નિરંતર અનુશાસન પામતા તે મહાન આત્મા વિજયે વખત જતાં શોક મૂકી દીધો. અને ચાલી આવેલી પૂર્વની રીત પેઠે જ ઘરનાં કામકાજમાં મન પરોવ્યું. પછી, તપાસ કરતા તેને ઘરમાં ક્યાંય ચારે પ્રકારમાંથી એક પણ પ્રકારનું ધન મળ્યું નહીં. ઘરમાં ચોપડા વગેરે જોયા તો તેમાંથી ધનનો પત્તો ન લાગ્યો, તેમ ચોપડા વગેરે તપાસતાં તેમાંથી ક્યાય ભૂમિમાં દાટેલા ધનની લખેલ હકીકત પણ ન મળી. સંગ્રહ કરેલું ધન પણ ન મળ્યું અને સોનું રૂપું દર દાગીના ઘરેણું ગાંઠું વગેરે પણ કાંઇ ક્યાંય જડયું નહીં. આ દશા જોઈને વિજય વ્યાકુળ થયો અને તેને એમ થયું કે હવે ઘરનો કારભાર કેમ ચલાવવો ? ધન વગરના લોકો એક પણ કામ પાર પાડી શકતા નથી. સંગ–આસક્તિ વગરના રહેવું અને ધન વિના ચલાવવું એ તો સારા એવા તપસ્વીને જ હોજો, પરંતુ ગૃહસ્થ પાસે ધન ન હોય તો તે દુઃખી જ થાય અને લોકોમાં નિંદાપાત્ર પણ બને. હવે આવી આવી કલ્પનાઓ કરવાથી શું ? જે ભાવી છે તે મટવાનું નથી અને જે થનારું નથી તે થવાનું નથી; માટે હમણાં આવી નકામી ચિંતાઓ કરીને શું કરવું ? આ પ્રમાણે વિચાર કરીને તે વિજયે પોતાના સત્ત્વભાવને--સામર્થ્યને આરાધ્યો અને ચિત્તની જીવનનિર્વાહની વૃત્તિઓને સ્થિરતામાં આણી. પછી તો તે, સાધારણ માણસોની પેઠે હંમેશાનાં કામકાજમાં લાગી પડયો. એક વાર વિજયની માતાએ વિજયને કહ્યું કે–હે પુત્ર ! મારા પ્રત્યે ખુશી

ઉપર પાણી, માછલાં અને મગરો રાખેલા છે જેથી લક્ષ્મી પાસે કોઇ પહોંચી શકે નહીં-
લઇ જઈ શકે નહીં. કૃષ્ણે તો પોતાની કપાટ જેવી પહોળી છાતી ઉપર જ લક્ષ્મીને
બેસાડી-જાણે સુવરાવી છે, અને પોતાની બન્ને ભુજાઓ તેના ઉપર ભીડી રાખી તેને
સંતાડી રાખી છે. વળી, કુબેરભંડારીએ તો શ્રમણની જેમ ભોગોની ઇચ્છા ન રાખતાં
લક્ષ્મીને પાતાળમાં મૂકી છાંડી છે અને એની ફરતા સર્પોની મોટી મોટી ફણાઓ
રાખી તેને સંતાડી રાખી છે. આવા તને કેટલાક દાખલા આપું? એવા પણ લોકો થઈ
ગયા છે કે જેઓ પોતાના પ્રાણને પણ છોડી દઇ તથા પોતાના મિત્રોનો, સ્વજનોનો,
અરે! પોતાના શરીરનો પણ દ્રોહ કરી લક્ષ્મીને સાચવતા હતા."

આ સાંભળીને વિજય બોલ્યો:-"હે પિતાજી! જો લક્ષ્મીને પેદા કરીને આ રીતે જ
સાચવવાની હોય તો એ લક્ષ્મીથી આપણને શો લાભ? લક્ષ્મીનાં બે ફળો છે. એક તો
દાનમાં વાપરવી અને બીજું પોતાના ભોગમાં ખરચવી. આ સિવાય તેનું કોઇ ત્રીજું
પ્રયોજન નથી એમ અનુભવી લોકો કહી ગયા છે. વળી, હે પિતાજી! લક્ષ્મીને સાચવી
રાખવા વિશે તમે જે સમુદ્ર વગેરેનાં દૃષ્ટાંતો કહ્યાં છે તે પણ બધાં નકામાં છે. દૃષ્ટાંતો
તો એથી વિરુદ્ધ પણ મળે છે. દાનવીર બલિરાજા અને હરિશ્ચંદ્ર વગેરેનાં દૃષ્ટાંતો ઉપર
જણાવેલાં દૃષ્ટાંતો કરતાં બરાબર વિરુદ્ધ જ છે. એથી એવાં દૃષ્ટાંતો આપવાથી એમ નક્કી
થતું નથી કે લક્ષ્મીને વાપરવી જ નહીં અને સાચવી જ રાખવી. કૂવાનું પાણી વપરાયા
કરે તો જ તેમાં નવું નવું પાણી આવ્યા કરે છે. એ જ રીતે હે પિતાજી! ધન પણ વપ-
રાયા કરે તો જ નવું નવું વધ્યા કરે છે. એથી ઊલટું જે કૂવાનું પાણી ન વપરાય
તેની આવ બંધ થઇ જાય છે અને છેવટે તેનું પાણી ખૂટી જઈ નાશ પામે છે. એ જ
રીતે ધનનો ઉપયોગ દાન કે ભોગમાં ન થાય તો તે, આવતું બંધ થઇ છેવટે, નાશ
પામે છે. હે પિતાજી! એવા તો અનેક માણસો થઇ ગયા છે જેમણે લક્ષ્મીને સર્વ પ્રકારે
કેવળ વધાર્યા જ કરી અને એક પાઇ પણ દાન કે ભોગમાં ન ખર્ચી, ત્યારે એવા કોઇક
વિરલા માણસો થયા છે કે જેમણે જગતમાં લક્ષ્મી ભોગવી હોય અને દાનમાં વાપરી
હોય. વળી, હે પિતાજી! કમનશીબ માણસ લક્ષ્મીને ગમે તે રીતે સાચવે તો પણ તે,
તેના તાબામાં દુષ્ટ સ્ત્રીની પેઠે રહેતી જ નથી, છેવટ તે ચાલી જાય છે. નંદ રાજાએ લક્ષ્મીને
સાચવવા ઘણાં પ્રયત્નો કરેલા પરંતુ છેવટે તે તેની ન જ થઈ, માટે હે પિતાજી, લક્ષ્મીનો
આવો ચંચળ સ્વભાવ સમજી તેના ઉપરનો મોહ દૂર કરો."

પેલા શ્રીગુપ્તને પોતાના પુત્રનાં આ જાતનાં ઉપદેશ વચનો સાંભળીને ક્રોધ ઉત્પન્ન
થયો અને બડબડવા લાગ્યો કે-"હે દુષ્ટ છોકરા! તું મારો બાળક હોઇને મને વળી શિખા-
મણ દેવા તૈયાર થયો છે? અને બાળકોના બહુ બોલવાથી શું વળ્યું? છેવટે તેઓ જ પાછું

જમીનમાં નિધાનરૂપે દટાયેલું પડ્યું છે. ખોદવા જતાં વ્યંતરો તે ધનને લેવા દેતા નથી, માટે એ માટે તું કાંઈ પ્રયત્ન કર અને તે નિધાન મળે તો અડધું તારું અને અડધું મારું, માટે તું જરૂર પ્રયત્ન કર. પછી ભૂયલે એ વાત સ્વીકારી અને મંડળ કરી દેવતાઓનું આહ્‌વાહન કર્યું, તેમની પૂજા કરી અને વિશેષ પ્રયત્નપૂર્વક પૂરી કાળજીથી સારી રીતે મંત્રો ભણવા લાગ્યો. એ રીતે એ ભૂયલ, ફક્ત થોડી જ વાર ધ્યાનમાં રહ્યો એટલી વારમાં પેલાં વ્યંતરો જેમના ઉપર તેઓનો કાબૂ હતો તે મંત્રના પ્રભાવને લીધે તે ભૂતો મંડળમાં પકડાઈ ગયાં. મંડળમાં પકડી પાડેલાં ભૂતોને ચસકાવીને થંભાવી રાખ્યાં અને પછી પેલા વિજયની નજરોનજર જ મહેન્દ્રની નિધાનવાળી જમીન શીઘ્ર ખોદાવા લાગી. થોડી જ વારમાં કોઈપણ જાતના વિઘ્ન વગર જમીનમાં દાટેલાં નિધિઓ મળી આવ્યાં, અને તેમાંથી પોતાનો અડધો અડધ ભાગ લઈને પેલો ભૂયલ બ્રાહ્મણ પોતાને ઘેર ગયો. આ હકીકત જોઈને પેલો વિજય તો વિસ્મય પામ્યો અને વિચાર કરવા કરવા લાગ્યો કે 'હું નિધાનો ખોદવાની વિદ્યામાં કુશળ થયો હોઉં તો મને પણ આ પ્રકારે નિધાનોનો લાભ જરૂર મળે.' એ માટે હું નિધાનો ખોદવાના મંત્રોને ઝટ શીખી લઉં. પછી વિજયે વિશેષ વિનય અને સેવાભક્તિ કરીને પેલા ભૂયલ બ્રાહ્મણને એવો તો ખુશ કરી નાખ્યો કે તેણે જ પોતાની મેળે વિજયને નિધાન ખોદવાની વિદ્યામાં નિપુણ બનાવી દીધો. પછી આ વિજય પોતાના વિદ્યાગુરુ ભૂયલને પગે પડ્યો અને પોતાના દટાયેલા નિધાન વગેરેની બધી હકીકત કહી બતાવી. ત્યાર બાદ જલદી તે પોતાના નગર તરફ પાછો વળ્યો. વિના વિલંબે તે પોતાને ઘેર પહોંચ્યો, ત્યાં જઈને તે, જ્યાં નિધાનો દટાયેલાં છે તે જગ્યા ઉપર ગયો અને પેલાં ભૂતડાં ધનને ન ઉઠાવી જાય માટે તેણે જતાંવેંત તે જગ્યાને મંત્રી લીધી. હવે વિજયે જપેલા મંત્રના પ્રભાવથી એ નિધાનો પર અધિકાર ધરાવતો વ્યંતરેશ એવો તો ગભરાઇ ગયો કે એ નિધાનવાળી જમીનની તરફ નજર પણ નાખી શકતો નથી, આથી તે વ્યંતરને ભારે ઉદ્વેગ થયો અને તેને પોતાના વિભંગજ્ઞાનદ્વારા (વિ=વધારે જુદા જુદા. ભંગ=વિકલ્પો અર્થાત્ જે જ્ઞાન ચોક્કસ ન હોય પણ અનેક વિકલ્પોવાળું હોય તે વિભંગ) આમ થવાનું કારણ તે વ્યંતર સમજી ગયો. તેનો જ પુત્ર, એ નિધાનોને જમીનમાંથી ખોદી કાઢવા ઇચ્છે છે. અને એ માટે જ તેણે મને (વ્યંતરને) થંભાવી રાખ્યો છે. આવી વિષમ સ્થિતિમાં મૂકાઈ જવાથી તે વ્યંતર પોતાના બચાવ માટે પોતાના પુરાણા મિત્ર બળભદ્રને એકાંતમાં જઈ મળ્યો, અને તેણે કહ્યું કે-'હે રાજા! હું શ્રીગુપ્ત નામનો તારો મિત્ર છું, મરીને વ્યંતર થયેલો છું અને મેં જ્યાં મારા નિધાનો દાટયાં છે તે જમીન ઉપર રહું છું. હવે, મારાં નિધાનોવાળી મારી એ જમીનને મારા દિકરાએ મંત્રી લીધી છે. મને લાગે છે કે-તે મારો પુત્ર જમીન-

થયેલા એવા તારા પિતાએ મને એક વાર કેમે કરીને એમ કહેલું કે ઘરની પાસે જ જમીનમાં આઠ ક્રોડ સોનૈયા દાટી રાખ્યા છે, માટે હે પુત્ર ! તું હમણાં એ સોનૈયાવાળા કુંભને કેમ ખોદતો નથી ? અને ઘરમાં છતે ધને આમ તું શા માટે ક્લેશ પામે છે, અને જે કામ તારે કરવા ઉચિત નથી એવાં કામો કરીને નકામો દેહને કેવળ ક્ષીણ કરે છે ? માતાનું વચન સાંભળીને વિજયે જમીન ખોદવા માટે સારું મુહૂર્ત જોવરાવ્યું, ભૂમિદેવતાઓને નિવેદ ધરી હાથમાં કોદાળો લઇ તે, દાટેલા ધનનો સંભવ હતો તે જગ્યા જ્યાં ખોદવા માટે તૈયાર થયો કે તુરતજ તે જગ્યા ઉપરથી પત્થરનો વરસાદ પડવા લાગ્યો અને અકાળે બ્રહ્માંડ તૂટતું હોય એવો પૃથ્વી ફાટવાનો ભયાનક અવાજ થવા લાગ્યો. ' અરે ! આ શું ? ' એમ વિચારતા તે વિજયનાં રૂંવાડા ભયને લીધે ઊંચા થઇ ગયાં અને તે, ખોદવાનું પડતું મૂકી વેગથી પોતાના ઘરમાં પાછો ફર્યો. તે વિચારવા લાગ્યો કે-મારા કમનસીબને લીધે ઘરમાં છતું ધન પણ હું મેળવી શકતો નથી. એમ જણાય છે કે એ ધન, કોઇ દેવોએ પોતાને તાબે કર્યું લાગે છે. એમ ન હોય તો મને ખોદતાં ખોદતાં વિઘ્ન શા માટે નડે ?

વળી તેને એમ થયું કે આ બાબત કોઇને પૂછી જોઉં એટલે તેણે હરિસેન નામના કેવળી પાસે જઇ તેમને વાંદીને પૂછવાનો વિચાર કર્યો અને એમ વિચારી તે કેવળી પાસે ગયો પણ ખરો. તે વખતે એ કેવળી મુનિ, રાજા બલભદ્રને ઉપદેશ આપતા હતા કે-ચૈત્ય કરાવવાથી શુભ એવાં ઉદાર ફળો મળે છે, વિશેષ પ્રકારના સુખ લાભો મળે છે, અને છેવટે નિર્વાણનો પણ લાભ મળે છે. આ સાંભળીને પેલો વિજય વિચાર કરવા લાગ્યો કે-હું પિતાના ધનને કોઇપણ રીતે મેળવી શકું તો ઊંચામાં ઊંચું અને મનોહર એવું શ્રી જિનભવન જરૂર કરાવું. હવે પ્રસંગ મળતાં વિજય, કેવળી મુનિને નમન કરીને બોલ્યો કે-હે ભગવાન ! મારી પાસે જે નિધાનો પડેલાં છે તે, મને મળતાં નથી તેનું કારણ શું ? અર્થાત્ મારાં પોતાના નિધાનો છતાં તેને મેળવવામાં કોણ વિઘ્ન કરી રહ્યું છે ? કેવળી મુનિ બોલ્યા-હે ભદ્ર ! તારો પિતા ધનમાં તીવ્ર આસક્તિ રાખતો હતો તેથી કરીને તે મર્યા પછી વ્યંતર થયો છે, અને તેણે એ ધન ઉપર પોતાનો કાબૂ કરેલો છે તેથી તે તારો જ પિતા તને નિધાનો મેળવવામાં નડતરરૂપ છે. પછી એ વિજય કેવળી મુનિને નમસ્કાર કરીને અને કોઇ પોતાના સ્વજનને ઘરની ભલામણ કરીને ઉત્તરદેશમાં આવેલી જયંતી નગરીમાં ગયો. એ નગરીના બહારના ભાગમાં ઉતર્યો, એ નગરીમાં ભૂયલ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. એ બ્રાહ્મણ જ્ઞેયજ્ઞ હતો એટલે વાસ્તુ-વિદ્યામાં વિશેષ કુશળ સુપ્રસિદ્ધ હતો. પેલા વિજયે એ બ્રાહ્મણની સાથે મિત્રતા બાંધી. કેટલાક દિવસો ગયા પછી જયંતી નગરીના નિવાસી અને ધનવાન એવા મહેન્દ્ર નામના વહેવારીઆએ એ ભૂયલને બોલાવીને જણાવ્યું કે-મારા વડિલોએ જાતે કમાયેલું ધન

વચનોને સમજનારો એવો હું તે વિજયને ધર્મનાં કામમાં કેમ વિઘ્ન કરી શકું ? તું તો ધનની મૂર્છા નકામી રાખી રહ્યો છે. વ્યામોહને છોડી દે. ઉંદર વ્યવહાર એટલે ઉંદરડો જેમ મોહને લીધે પૈસાને આમથી તેમ ફેરવ્યા કરે તે કરવા સિવાય તારે ધનનું બીજું કશું પણ કામ નથી. જો એવો ઉંદર જેવો વ્યવહાર કર્યા વિના તને ખેદ જ થતો હોય તો તું મારી પાસેથી નિધિઓ લઇ જા અને ધન ઉપર સત્તા રાખવાથી તને ચેન પડતું હોય તો તેમ કર.' રાજાની વાત સાંભળી પેલો ભૂત હસ્યો અને બોલ્યો: 'હે રાજા ! તારા ઉપર વ્યંતર દેવોની મોટી કૃપા છે. એટલે વ્યંતર દેવો તારા નિધિઓની કાળજીપૂર્વક સાચવણ કરે છે, એથી કરીને તારા નિધિઓને હું જોઇ શકતો પણ નથી તો લેવાની તો વાત જ શી ? શું તેં આ નીચેની વાત સાંભળી નથી ? ગમે તેવા સાધારણ રાજાના પણ પાંચસો રખેવાળો હોય છે અને જે રાજા મોટો હોય તેના તો રખેવાળો ભૂત કેટલાં હોય છે તે જાણી શકાતું નથી.' આ સાંભળીને રાજા બોલ્યો-'તો મેં જે ઉપર કહ્યું છે તે સિવાય તારા માટે હું બીજું શું કરી શકું ? મને કોઇ એવો ઉપાય જડતો નથી કે આ લોકમાં અને પરલોકમાં અવિરોધી હોય.' આ પ્રમાણે સાંભળીને પેલો વ્યંતરદેવ ખેદ પામ્યો અને જલદી નાશી ગયો. પછી મંત્રના જોરવડે વિજયે એ બધાં નિધાનો ખોદાવી કાઢયાં.

જ્યાં વિજય પોતે રહે છે તે જ નગરીમા પૂર્વ દિશામાં આવેલ ચંપક નામના ઉદ્યાનમાં ભાગ્યુંતૂટયું, ભીંતો તૂટી ગઇ છે અને શિખર પડી ગયું છે એવું-શ્રી શાંતિનાથ ભગવાનનું એક જીર્ણશીર્ણ મંદિર છે. એ મંદિરની પાસે જ આવેલી પટ્ટશાળાઓ ભાંગી ગઇ છે, અર્થાત્ જૈન મુનિઓને ઉતરવાનાં સ્થાનો જીર્ણ થઈ ગયાં છે. એ મંદિરની ચિંતા કરનારું કોઈ રહ્યું નથી એટલે જ એની આવી અવદશા થઇ છે એમ જાણીને વિજયને એવો વિચાર થયો કે મારે આ જીર્ણ થયેલા મંદિરને સમરાવવું જોઇએ-આ મંદિરનો ઉદ્ધાર કરાવવો જોઇએ. આવું તદ્દન ક્ષીણ થયેલ-પડી ભાંગેલ-મંદિર સમું ન કરાવું અને એ તરફ ઉપેક્ષા-બેદરકારી રાખું તો ખરી રીતે તો જિનેશ્વરની ભક્તિ થઇ શકતી નથી, તેથી તેવા જીર્ણ મંદિરને નવેસરથી જ ચણાવવાનો વિચાર કરી, વિજયે દેવગુરુ નામના સૂત્રધારને-સલાટને બોલાવ્યો. એ દેવગુરુ સલાટ પેઢી દરપેઢીથી ઉતરી આવેલી અને એ રીતે વરસામાં મળેલી એવી વાસ્તુવિદ્યામાં પ્રવીણ હતો તથા એના હાથ એ કામમાં વિશેષ ચપળ હતા એટલે એ એવું ઝપાટાબંધ ચણતો કે તેનો ચણવાનો ક્રમ કલ્પી શકાતો ન હતો. વિજયે એ સલાટને તંબોળ, વસ્ત્ર અને આભરણ વગેરે આપી પ્રથમ તો ખૂબ જ સંતુષ્ટ કર્યો અને પછી હાથ જોડીને સલાટને વિજય આ પ્રમાણે કહેવા લાગ્યો: 'હે સૂત્રધાર ! અમે આ સંસારરૂપી કૂવામાં વારેવારે પડ્યા કરીએ છીએ, તો તું જો અમને તારા હાથ-નો ટેકો આપ તો અમે તે ભવના કૂવામાંથી બહાર નીકળી શકીએ. તો હે સદ્ધર્મના સચિવ ! તું જરૂર અમારો ઉદ્ધાર કર. ભીંતના પત્થરો તૂટી ગયા છે; અને શિખરો પડી

માંથી નિધાનો ખોદી કઢાવશે. એના મંત્રના પ્રભાવને લીધે હવે તો હું (વ્યંતર) એ જમીનને જોઇ પણ શકતો નથી. એથી, હે રાજા! મારા ઉપર પૂર્વના સ્નેહને ધારણ કરતો હો અને તને, પૂર્વે કરેલી મારી સેવાઓ યાદ આવતી હોય તો મારાં દાટેલાં નિધાનોને જમીનમાંથી ખોદાવી કાઢવા માટે તૈયાર થયેલા આ વિજયને ખાસ હુકમથી અટકાવ.' એમ કહીને એ વ્યંતર અદૃશ્ય થઇ ગયો, અને રાજાએ પણ એ હકીકત બધી-એટલે વ્યંતરે કહેલી બધી-વાત વિજયને કહી સંભળાવી. એ સાંભળી વિજય બોલ્યોઃ- 'હે દેવ! મારો બાપ ધન ઉપરની મૂર્છાને લીધે વ્યંતર દેવની હલકી ગતિનો પામ્યો છે. વળી, હું જે નિધાનોને ખોદાવું છું તે કાંઇ મારે પોતાને ભોગવવા-વાપરવા સારુ નહીં કિન્તુ હે રાજા! શ્રી વીતરાગ દેવનું ભવન બનાવવા માટે મારો સંકલ્પ છે. મારા બાપે જમીનમાં દાટેલો પૈસો જમીનમાં પડયો પડયો નકામો ન થઇ જાય અને તે, કોઈ પુણ્ય કામમાં વપરાય એવી મારી વૃત્તિ છે. વળી હે દેવ! જ્યાં સુધી બાપ, એ પૈસો આપે નહીં ત્યાં સુધી એને ભોગવવો યોગ્ય નથી. પેઢી દર પેઢીથી વારસામાં મળેલી લક્ષ્મી હોય તો જ તેને ભોગવી શકાય અથવા પોતાના બાહુબળથી લક્ષ્મી મેળવેલી હોય તો તેને પણ ભોગવી શકાય અર્થાત્ 'મારા બાપે પૈસો મને ન આપતાં દાટી રાખ્યો છે તેથી તેને મારા ભોગ માટે વાપરવાનો નથી પરંતુ તેનો કોઇ પુણ્ય કાર્યમાં ખર્ચ થાય તો ઠીક' એમ માનીને આ જમીનમાંનાં નિધાનોને ખોદાવવા ચાહું છું. વળી, લાખો દુઃખો વેઠીને બાપાએ પેદા કરેલો આ પૈસો શ્રી જિનભવન ચણાવવાના પુણ્ય કામમાં ખર્ચવા યોગ્ય છે. એ સિવાય પૈસો ખર્ચવાનું બીજું કોઈ પવિત્ર કાર્ય જણાતું નથી. આમ નક્કી કરીને જ હે રાજા! મેં એ નિધાનોને ખોદાવવા માંડયાં છે. યુક્ત ન હોય તો આપ મને હુકમ કરો જેથી હે પ્રભો! જમીન ખોદાવવાનું કામ બંધ પણ રાખી શકું એમ છું.' રાજાએ વિચાર કર્યો કે-વિજય ધર્મનું કામ કરી રહ્યો છે. ધર્મના કાર્યમાં વિઘ્ન કરવું એ પાપ છે માટે રાજાએ વિજયને કહ્યું· 'હે વિજય! તને ધન્ય છે કે ચૈત્યને માટે આ જાતનો ઉદ્યમ કરી રહ્યો છે. વળી, રાજાએ જણાવ્યું કે-અમારી જેવા પાપીઓ તો દુર્ગંત આપે એવા આ રાજકાજમાં ખૂબ ખૂંચી ગયેલા છે, અને એ કામની આડે ખાવાપીવામા પણ નવરા પડી શકતા નથી, માટે હે વિજય! તારું આ કાર્ય વિના વિઘ્ને સિદ્ધ થાઓ એવો મારો આશીર્વાદ છે.' આ પ્રમાણે રાજાની સંમતિ પામેલો વિજય વિશેષ ખુશ થઈ પોતાને ઘેર પહોંચ્યો. રાજા પણ સંધ્યાકર્મ કરીને હજુ જ્યાં પથારી ઉપર બેસવા જાય છે ત્યાં પેલો વ્યંતરદેવ ખેદપૂર્વક રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ 'હે મહારાજ! તું જાણે છે કે બીજા કોઇને પ્રાર્થના કરવી એ મોટામાં મોટું પાપ છે, અને એ કરેલી પ્રાર્થનાને વિફળ કરી દેવી એ તો વળી એ કરતા વિશેષ પાપ છે.' આ સાંભળીને થોડોક વિલખો થયેલો રાજા પેલા ભૂત સાથે વાત કરવા લાગ્યો· 'હે ભદ્ર! તું એમ ન બોલ. શ્રી જિન-

અધિવાસન થયું. પછી, ચારે બાજુ જવારા વાવ્યા, વાંસની આગળ ફૂળોના ઢગલા કર્યા, આરતી ઉતારી અને વિધિપૂર્વક દેવવંદન કરવામાં આવ્યું. વળી પાછું બલિ બાકળા, સાત પ્રકારનું અનાજ, ફૂળો, વાસક્ષેપ, ફૂલો અને કપાયેલી વસ્તુઓ બધાના જથ્થાવડે વાંસનું અધિવાસન કર્યું અને પછી શિખર ઉપર પ્રદક્ષિણા કરવામાં આવી. ત્યાર બાદ મૂળ કલશમાં કુસુમની અંજલિઓ નાખવા સાથે ન્હવણ કરવામાં આવ્યું. પછી ઇષ્ટ સમય આવી લાગતાં, નિર્મળ પાંચ રત્નો જડેલાં છે એવા ધ્વજગૃહમાં પ્રતિષ્ઠાના મંત્રો ભણીને વાંસડા ઉપર ઉત્તમ વાસક્ષેપ નાખી તેને યથાસ્થાને બરાબર સ્થાપિત કરવામાં આવ્યો, અને પછી તેના ઉપર ફૂળોના ઢગલા અને ઘણાં પકવાનો ઢોકવામાં આવ્યાં. પછી સરળ ગતિથી, જય જય શબ્દ સાથે ધ્વજને મૂકવામાં—ફરકાવવામાં આવ્યો અને પ્રતિમાના જમણા હાથ સાથે મહાધ્વજને પણ બાંધવામાં આવ્યો. સારા એવા બેકી દિવસો આવતાં પ્રતિમાના જમણા હાથથી મહાધ્વજને છૂટો કરવામાં આવ્યો. તે વખતે યથાશક્તિ સંઘને દાન આપ્યું અને એ પ્રમાણે શાસ્ત્રોક્ત વિધિવડે એ વિજયે ધ્વજનું આરોપણ કર્યું. ઉપર જણાવ્યા પ્રમાણે દુઃસાધ્ય મંદિરનું બધું ચણતર કામ સિદ્ધ થઈ ગયા પછી અને મંદિરની પ્રતિષ્ઠાનું બધું કામ પૂરું થઈ ગયા પછી એ વિજયને ત્રણ જગતનું રાજ્ય મળે એ કરતાં પણ અધિક સંતોષ થયો.

પૂર્વોક્ત રીતે વિશેષ હર્ષ પામેલો એ વિજય પોતે નિર્મેલા એ ચૈત્યનું અવલોકન કરે છે ત્યાં એ જ જિનભવનની આગળથી લઈ જવામા આવતો અને જીવનની આશા ખોઈ બેઠેલો એવો એક માણસ તેના જોવામાં આવ્યો. એ માણસ એક બુચા ગધેડાની પીઠ પર બેઠેલો હતો, શરીરે આખે મસ લગાડેલી હતી, રાતી કરેણના ફૂમકાવાળી સંકોશની માળા ગળામાં પહેરેલી હતી, અને અનેક પ્રેક્ષકો એ માણસને જોવા તેની આજુબાજુ ભારે ભીડ કરી રહ્યા હતા. એ માણસની આગળ ઢોલ વાગી રહ્યો હતો, એવા એને કાંધ મારવા રાજપુરુષો ફાંસી દેવાની જગ્યાએ લઈ જતા હતા. વિજયે વિચાર કર્યો કે—શ્રી જિન શાંતિનાથ ભગવાનની નજરે પડેલો આ ફાંસીએ ચડી મરણ પામે તો મને ધિક્કાર છે. અરે! એવું બને તો પછી મારે જીવીને પણ શું કામ છે? આમ વિચારી એ વિજય ચોરને લઈ જતા રાજપુરુષોને ત્યાં થોડીવાર માટે ઊભા રાખી રાજા પાસે ગયો અને હાથ જોડીને તેણે રાજાને આ પ્રમાણે કહ્યું 'હે દેવ! આખા જગતમાં શાંતિ કરનાર એવા શ્રી શાંતિનાથ ભગવાનની નજર આગળ આવેલો ચોર પણ ફાંસીએ દેવાય તો એ અત્યંત અનુચિત ગણાય, તો આપ મારા પર કૃપા કરો અને એ બિચારા અતિકરુણ એવા ચોરને મુક્ત કરી નાખો. એના બદલામાં આપ જોઈએ તેટલું ધન લ્યો અથવા મને પણ ફાંસીએ ચડાવી દો.'

ગયાં છે એવા આ જિનભવનના મંદિરનો જીર્ણોદ્ધાર કરીને હે સૂત્રધાર ! તું ચંદ્ર અને સૂર્ય સુધી ટકે એવી નિર્મળ કીર્તિને મેળવ.' આ સાંભળીને પેલો સૂત્રધાર બોલ્યો-'હે વિજય ! એ માટે બહુ શા માટે ભલામણ કરે છે? હું એ મંદિરને એવું કરી દઇશ કે ફરીને કોઈ કાળે એ તૂટે જ નહીં. એ મંદિરનું કામ તો એવું છે કે તેથી તારો અને અમારો બેઉનો ઉદ્ધાર થાય એમ છે એટલે આપણુ બન્ને માટે એ કામ સંસારસમુદ્રનો પાર પાડવા માટે વહાણુ જેવું છે, માટે એ કામ માટે તારે કોઈ રીતે વારેવારે મને ભલામણુ કરવાની જરૂર નથી.'

ત્યાર પછી સારો દિવસ જોઇને તે સૂત્રધારે એ જીર્ણ જિનમંદિરનું કામ શરૂ કર્યું અને એ કામ માટે સારા સ્વભાવવાળા, સદ્ભાવ યુક્ત હૃદયવાળા મજૂરોને એ સૂત્રધારે કામે લગાડયા. પછી એ કામ માટે રોજ ને રોજ સવિશેષ ઉત્સાહની છોળો વધવા લાગી અને એ સાથે જ મંદિરની ભૂમિશુદ્ધિ, દૃઢ પીઠબંધ, પાકો પાયો અને પછી એ ભૂમિ ઉપર ચણુતરના થરો વગેરે કામો થવા લાગ્યાં, અને પછી વખત જતાં દેવતાનાં પીઠો બરાબર બંધાઈ ગયાં, ઉપર અનેક શિખરો શોભવા લાગ્યાં, સુવિશાળ આમલસાર ઉપર સોનાના કળશો ચમકવા લાગ્યાં. વિસ્તારવાળાં સ્થૂલ-જાડાં અને મજબૂત થાંભલાઓ, દ્વારો-બારણાં અને મંડપો એવાં બંધાવાં લાગ્યાં કે દિશાઓ બિચારી રૂંધાવા લાગી અને મંદિરમાં યથોચિત સ્થાને મોટી મોટી ઊંચાઇ, પહોળાઈ અને જાડાઇ એ ત્રણે પ્રકારે યુકત એવી મણિની પૂતળીઓની શોભા વધવા લાગી. એ રીતે પેલા દેવગુરુ સૂત્રધારે વિશેષ સુંદર, મંદર પર્વત જેવું ઊંચું અને મનોહર શ્રી શાંતિનાથ ભગવાનનું મંદિર વગર વિલંબે તૈયાર કરી આપ્યું.

હવે સારું એવું લગ્ન-મુહૂર્ત આવ્યા પછી સદ્ગુરુના ઉપદેશથી બરાબર સમજીને એ વિજયે તૈયાર થયેલા મંદિર ઉપર મહાધ્વજના આરોપણુનું વિધાન શરૂ કર્યું. નગરીમાં અમારીની આઘોષણા કરાવી, દીન અને અનાથ જનોને દાન દેવડાવ્યું અને મંદિર ઉપર ચડાવવાને યોગ્ય સરળ અને સુસ્નિગ્ધ એવો વંશ-વાંસડો તૈયાર કર્યો. એ તૈયાર કરેલો વાંસડો સુંદર ગાંઠાવાળો હતો. દૃઢ મજબૂત હતો. પોલો ન હતો. કીડાઓનો ખવાયેલો ન હતો તથા બળેલો ન હતો. સુંદર વર્ણવાળો, ઉપર નહિં સુકાયેલો એ પ્રમાણે યુક્ત એ વાંશ હતો. મૂળનાયકની પ્રતિમાને અંઘોળ કરીને અને મંદિર ફરતી ચારે દિશાઓની જમીનને શુદ્ધ કરીને દિશાદેવતાઓનું આહ્વાહન કર્યું. વળી, વાંસડા ઉપર સુવાસવાળાં ફૂલો ચડાવ્યાં, વાંસડાને અધિવાસિત કર્યો તથા વાંસડા ઉપર મીંઢાળ, ઋદ્ધિ અને વૃદ્ધિદાયક સરસવો ચડાવ્યા. વાંસડા સામે ધૂપ કર્યો, મુદ્રાન્યાસ કર્યો અને ચાર સુંદરીઓએ તેને માળ્યો. એ રીતે ચંદ્ર જેવા ધવલ એ મહાધ્વજ માટેના વાંસનું

તેં આવી વિરુદ્ધ પ્રવૃત્તિ, વ્યભિચારાદિકની સ્વચ્છંદ પ્રવૃત્તિ કેમ આચરી ? અર્થાત્ તારી આકૃતિ અને તારી પ્રવૃત્તિ વચ્ચે મેળ ખાતો નથી તેનું શું કારણ ? આ વાત કહેવા જેવી હોય અને મારાથી કશું છૂપાવવા જેવું ન હોય તો જ તું મને મૂળથી માંડીને બધું સર્વથા સ્પષ્ટ કહે, તને જોઇને મને ભારે કૌતુક થાય છે.' પેલો માણસ બોલ્યો: 'વિજય ! તું મારા જ જીવિત તુલ્ય છે એટલે હું તને મારાથી જુદો માનતો નથી; એટલે તારાથી પણ મને કાંઇ છાનું-છુપાવવા જેવું હોય શકે ખરૂં ? મારી મૂળથી માંડીને જે હકીકત છે તે તને કહું છું અને તું ધ્યાન રાખીને સાંભળ.

કૌશામ્બી નગરીમાં ચંડદત્ત નામનો એક પુરોહિત છે. હું તેનો જ પુત્ર છું, અને મારું નામ સ્વયંભૂદત્ત છે. વખત જતાં અનેક પ્રકારનાં અનર્થોનું સંચાલક એવું જોબન આવ્યું, અને મારામાં ભોગોની લાલસા એવી અમર્યાદિત રીતે વધી ગઇ કે તેથી હું ભારે લંપટ થયો, અને લંપટતાના કારણે મેં મારા બાપનો બધો પૈસો ઉડાવી દીધો. આ કારણને લીધે પિતાજીએ મને ઘરમાથી કાઢી મૂક્યો. પછી હું દેશાંતરોમાં ભમતો ભમતો કામરુદેશમા પહોંચ્યો, અને ત્યાં મેં એક બલ નામના યોગીને જોયો. એ યોગી આકર્ષણ, દષ્ટિમોહન, વશીકરણ, ઉચ્ચાટન વગેરે વિદ્યાઓમાં કુશળ હતો, અને યોગશાસ્ત્રમાં પ્રવીણ હતો. હું એ યોગીનો ચેલો થયો. પછી, ભયંકર રાક્ષસો, પિશાચો અને હજારો શાકિનીઓ રહેતા હોવાથી જ્યાં કોઇ જ જઈ ન શકે એવા દુર્ગમ પર્વતો, ગાઢા જંગલો, મસાણો, આશ્રમો અને મોટા કોતરોવાળાં સ્થાનકોં વગેરેમાં એ યોગીની સાથે ખૂબખૂબ ભમ્યો. એક વાર તે યોગિ મહાત્મા પોતાના કર્મ-દોષને લીધે વિશેષ માંદો પડી ગયો અને તે વખતે મેં તેની બહુ સમય સુધી ઘણી સારી રીતે સેવા કરી. જ્યારે તે સાજો થયો ત્યારે મારી સેવા-ચાકરીને લીધે તે મારા પર ઘણો જ તુષ્ટ થયો, અને તેણે મને આદરપૂર્વક કહ્યું કે હે બચ્ચા ! તું કહે કે તને હું શું આપું ? હું ભોગોમાં લંપટ તો હતો જ તેથી મેં તેને પ્રમોદ સાથે એમ કહ્યું કે-આપની પાસે અદશ્ય થવાની અંજનસિદ્ધિ છે તે મને બતાવો. પછી એ યોગિએ મને જેવી હતી તેવી ખરેખરી અંજનસિદ્ધિ શીખવી દીધી. પછી, મેં તેનો જલદી પ્રયોગ કરી જોયો તો તે ખરેખરી જ નીકળી. તેણે મને શિખામણ આપેલી કે: હે બચ્ચા ! આ અંજનસિદ્ધિ તું કોઇને પણ બતાવીશ નહિ. જો કહીશ તો એ વિદ્યા ચાડીઆની ભાઇબંધીની પેઠે તારી પાસેથી નાશ પામી જશે. હવે વખત જતાં તેના ચરણકમળોનો પ્રસાદ આપીને હું કેટલા દિવસોથી વનના મસ્ત હાથીની પેઠે બધે ઠેકાણે એકલો જ ફરવા લાગ્યો છું. એવુ એક પણ ઊંચું કુળ બાકી નથી, વેશ્યાનું એવું એક પણ ઘર બાકી નથી અને એવું અંતઃપુર પણ એકે બાકી નથી કે ભમતા ભમતાં જ્યા હું સ્વચ્છંદે ન વિલસ્યો હોઉં. આટલા વખત સુધી તો મારી સ્વચ્છંદ પ્રવૃત્તિ ચાલ્યા કરી; પરંતુ હમણાં મારા પરિવારના દુષ્ટ માણસે મને ઓળખી લીધો, અને

વિજયની આ વાત સાંભળીને રાજાએ ખીલેલા કમળ જેવી અને ડોળાઓને હલાવતી એવી પોતાની નજર ઝટ દઈને અમાત્યો તરફ ફેરવી. પછી, હાથ જોડી અમાત્યે રાજાને કહ્યું કે-' હે દેવ! એ પાપી ચોરે પોતાની પાસેના અદ્રશ્ય અંજનના[1] યોગનો પ્રયોગ કરીને તમારા અંતઃપુરની અંદર પેસીને ભારે સ્વચ્છંદી વર્તન ચલાવ્યું છે. પછી તેને પકડી લાવવાની તમારી આજ્ઞા થતાં યોગંધર નામના સિદ્ધે તેને પોતાના યોગબળથી જાણી પકડી પાડ્યો અને તમારી પાસે ખડો કર્યો. પછી તમે એવી શરત મૂકી કે-જો એ, પોતાનો અદ્રશ્ય અંજનનો પ્રયોગ બરાબર બતાવી આપે તો તેને હદપાર કરીને કાઢી મૂકવો અને એમ ન કરે તો તેને ગધેડા પર બેસાડી, આખા નગરમાં ફેરવી અને એ રીતે ઘણે પ્રકારે વિડંબના આપી ફાંસીએ કે શૂળીએ ચઢાવી મારી નાખવો, અથવા એવી જ બીજી કોઇ ખરાબ રીતે એટલે હાથીને પગે કચરાવીને, તેના પર કૂતરા છોડી મૂકીને અથવા જીવતો સળગાવીને કે ચીરી નાખીને તેને મારી નાખવો. તો હે દેવ! એ પ્રકારની તમારી આજ્ઞા થવાથી કોટવાળો તેને વધ્યભૂમિ તરફ લઇ જાય છે. હવે તો ફરીવાર તમે કહો તે થાય.

રાજા બોલ્યોઃ ' હે વિજય ! એ ચોર તો બધી જ રીતે હણવા યોગ્ય છે. તેણે ઘણાં ઘણાં વિરુદ્ધ કામો-અપરાધો-ગુનાઓ કરેલાં છે, છતાં મેં તેના ઉપર ભારે કરુણા લાવીને એમ શરત કરેલી કે જો એ પોતાનો અદ્રશ્ય અંજનનો પ્રયોગ ખરેખરી રીતે બતાવે તો તેને જીવથી ન મારતાં હદપાર જ કરવો અને એ શરત ન માને તો તેને જીવથી જ મારવો જ. વળી હવે હે વિજય ! તું કહે છે તો તેને ફરીવાર કહેવરાવું છું કે શરત પ્રમાણે તેને મુક્ત કરવો, પરંતુ તેને છોડવાનો બીજો કોઈ ઉપાય નથી એમ અમે નક્કી કરેલું છે. આવી બાબતમાં અમારા જેવાની પણ આજ્ઞા ફરી જાય તો પછી સત્ય ગયું જ સમજવું.'

વિજય બોલ્યોઃ-' હે દેવ ! જેમ તમે કહો છો તેવો એ માણસ ભયંકર અપરાધી હોય તો મને એ માણસને ફક્ત ત્રણ રાત સોંપી દ્યો, એટલા સમયમાં હું એની વૃત્તિ, અને ધારણા બધું જાણી કરીને પછી તમને જે કહેવા યોગ્ય હશે તે બાબત વિનંતિ કરીશ.' રાજાએ વિજયે કરેલી વિનંતી માન્ય રાખી અને વિજય, તે ચોરને પોતાને ઘેર લઈ ગયો. વિજયે અદ્રશ્ય થવાના અંજનયોગને જાણનાર એ માણસને નવરાવી, તેના શરીરે સુગંધી વિલેપન કરી, તેને ઉત્તમ વસ્ત્રાભૂષણો પહેરાવી, અને સારાં ભોજનો જમાડી તથા બીજી એવી રીતે તેની સેવાશુશ્રૂષા કરી બહુ ખુશ કરી દીધો. અવસર જોઇને વિજયે એ માણસને પૂછ્યું: ' હે ભદ્ર ! તારી આકૃતિ તો બધા સારા એવા લક્ષણોથી યુક્ત છે, છતાં

૧. અંજન-આંખમાં આંજવાથી અદ્રશ્ય થઇ જવાનો પ્રયોગ તેનું નામ અંજનયોગ

એક વખતે હું ચારુદત્ત મુનિરાજને વાંદવા ગયો, અને ત્યાં વંદન કરીને તેમની સામે જમીન પર બેઠો. પછી ગુરુએ મને પૂછયું કે-તારું ધર્મકૃત્ય નિત્ય બરાબર નિર્વિઘ્ને ચાલે છે? તારું શરીર સ્વાધ્યાય અને ધ્યાનની પ્રવૃત્તિઓમાં બરાબર વર્તે છે? તારી બધી ઇંદ્રિયો દૃઢ રીતે ઉપશમમાં રમે છે, અને તારું મન શુભ એવા ધન તરફ થોડું પણ ચંચળ થતું નથી? આ સાંભળીને હું બોલ્યોઃ હે ભગવન્? જિનમંદિરનું કામ ઠીક ઠીક ચાલે છે, એમ તમે પૂછો છો તો એના ઉત્તરમાં મારે આપને કહેવું જોઈએ કે પૈસા વગર કડીઆ વગેરે લોકો શ્રી જિનમંદિરનું કશું કામ કરતાં નથી.

બરાબર આ જ વખતે મારું આવું અસંબદ્ધ વાક્ય સાંભળીને એ મુનિરાજ પાસે બેઠેલો ચક્રધર નામનો ધાતુસિદ્ધ કિમિયાગર પુરુષ હસી પડયો. મુનિરાજ શ્રી ચારુદત્તજી પોતાની જ્ઞાનશક્તિથી મારા કહેવાનું કારણ સમજી ગયા, અને તેમણે પેલા ચક્રધર ધાતુવાદીને કહ્યું: તું એની હાંસી ન કર; એવો એ હસી કાઢવા જેવો માણસ નથી. તેણે ભગવાનનું મંદિર ચણાવવું શરૂ કર્યું છે, પરંતુ એની પાસે પૈસા ખૂટી ગયા તેથી તે મંદિરનું કામ અટકી પડયું છે. એ કામની વિશેષ ચિંતાને લીધે આનું મન ઠેકાણે નથી, તેથી જ આ આમ અસંબદ્ધ બોલી રહ્યો છે. આ સાંભળીને પેલા ચક્રધરે પોતાની થયેલી ભૂલની તેની પાસે માફી માગી, અને મેં શરૂ કરેલાં શ્રી જિન-ભવનના કામને આગળ ચલાવવા અને તેને પૂરું કરવા પોતા પાસેનો ધાતુવાદનો કિમિયો અજમાવવા ઇચ્છા બતાવી અને તે માટે એ કિમિયાગરે (ચક્રધરે) કોટિવેધ એવા પારાને વિધિપૂર્વક સિદ્ધ કર્યો. પછી રસવેધ કરીને તેણે પેલા પુરોહિત-પુત્રને ઘણું ઘણું સોનું આપ્યું અને એ સોનું પેલા મંદિર ચણનારા સલાટો, કડિઆઓ વગેરેને આપ-વામાં આવ્યું, તેથી તે કારીગરો વિશેષ રાજી રાજી થઈ ગયા અને તેઓએ શ્રી શાંતિનાથ ભગવાનના મંદિરને જલદી પૂરું કરી તૈયાર કરી દીધું. મંદિરની પ્રતિષ્ઠાને પ્રસંગે રાજાને નોતરવામા આવ્યો, અને મોટી ધામધુમથી મંદિર ઉપર ધ્વજ ચડાવ્યો. રાજાએ મંદિર માટે દસ ગામની પહેલવહેલી ઉપજ મળે એ માટે દસ ગામના દાનપત્રોના પટા કરી આપ્યા. શ્રી જિન ભગવાનના મંદિરના નિર્માણ અને નિર્વાહ માટે રાજાએ જે દસે ગામના પોતાની આજ્ઞા સાથેનાં દાનપત્રો લખી આપ્યાં હતાં તે બધાં આજે પણ વિદ્યમાન છે અને એ બધા શાસનદેવીની બેઠક નીચે માત્ર ત્રણ હાથ જમીનમાં રાખેલાં છે. આ પ્રમાણે સમ્યગ્દર્શનનાં કામો મોટા પ્રબંધપૂર્વક કરીને પછી હું શ્રમણ થયો અને શ્રમણદશામાં મેં લાંબા વખત સુધી સિદ્ધ તપ તપ્યું. પરંતુ એક વખત ભીંત પાછળ વિલાસ કરતાં કોઈ જોડલાનો રતિક્રીડાનો અવાજ મારા સાંભળવામાં આવ્યો. હું કામાક્રાન્ત થયો અને એ રીતે કામરાગવાળો થયેલો હું મરણ પામી શ્રમણ હોવા છતાં

આવી માઠી દશાએ મને પહોંચાડ્યો, છતાં કોઈ પૂણ્યના યોગને લીધે તારી અમૃત કરતાં વધારે મીઠી એવી નજરે હું પડ્યો, અને તેં મને જીવાડ્યો. આ સાંભળીને વિજય બોલ્યો: 'હે ભદ્ર! તને જીવાડ્યા વિશેની એક ખરી હકીકત તું જાણતો નથી. ખરી વાત તો એમ છે કે તું એ ત્રણ જગતના નાથ એવા જિનેશ્વરની દૃષ્ટિએ પડ્યો હતો એટલે જ તું જીવી ગયો છે. અર્થાત્ તને જીવાડનાર હું નથી કિન્તુ બીજો ત્રિલોક પ્રભુ છે. આ સાંભળીને પેલો ચોર બોલ્યો: 'જો એમ છે તો તું મને જીવાડનાર એવા એ વિશેષ મહાત્મ્ય ધરાવનારને જ દેખાડ કે તેનાં દર્શન કરીને હું કૃતકૃત્ય થાઉ.' પછી હિમાલયના શિખરોનીય હાંસી કરનાર અર્થાત્ એથીય ઊંચા એવા ચૈત્યમાં વિજય એને લઇ ગયો; અને તેને શ્રી શાંતિનાથ ભગવાનનું દર્શન કરાવ્યું. એ ચોરે એ મંદિરને અને શ્રી જિન-ભગવાનની પ્રતિમાને એકી ટસે મટકું માર્યા વિના જોયા કર્યું, અને એ રીતે જોતાં જોતા તેને એવું લાગ્યું કે 'આવું તો મેં કાંઇક જોએલું છે' આ રીતે વિચાર કરતા કરતાં તો એ ચોરને જાતિસ્મરણ જ્ઞાન થયું. એટલે તેને પોતાને પોતાના પૂર્વજન્મની વાતો યાદ આવી. એ રીતે પૂર્વજન્મને સંભારતાં વેંત જ તે ચોર છેદાયેલા વૃક્ષની પેઠે જમીન પર પડી ગયો. મૂર્છાને લીધે તેની આંખો મીંચાઇ ગઇ અને આ બધું જોઇ 'આ શું? આ શું?' કરતોક વિજય પણ જલદી દોડ્યો. મૂર્છિત થયેલા ચોરના શરીર ઉપર થંડા થંડા ઉપચારો કર્યા. સારી રીતે ચંપી કરી તેથી એને મૂર્છા વળી અને પાછો તે જાગૃત થયો, ત્યારે વિજયે તેને પૂછ્યું કે 'આમ કેમ થયું?' પછી, તેણે કહ્યું કે-મને મૂર્છા આવવાનું કારણ તને કહી સંભળાવું છું તો ધ્યાન દઇને સાંભળ.

આ જન્મથી આગળ ત્રીજા ભવમાં હું આ જ નગરીમાં રામદત્ત નામના શેઠનો રામ નામે પુત્ર હતો, અને એ જન્મમાં હું શ્રી જિન ભગવાનનો ભક્ત હતો. એ વખતે શ્રી ચારુદત્ત નામના મુનિરાજ પાસે મારી ઇચ્છા દીક્ષા લેવાની હતી, પરંતુ પિતાજીએ મને અટકાવ્યો, અને કહ્યું કે-હે બેટા! તુ હજી તો જુવાન છે માટે જિનમંદિરોને બંધાવીને, સાધુ જનોની સેવા કરીને અને છોકરાંઓને જન્મ આપીને તથા સ્વધર્મી ભાઇઓનું સન્માન કરીને પછી શ્રમણ થજે. પિતાજીની એ વાત મેં સ્વીકારી અને શ્રી શાંતિનાથ ભગવાનના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવો શરૂ કર્યો, અને એ માટે સૂત્રધારો, સલાટો અને બીજાં કડીઆઓ તથા મજૂરો રોક્યાં, પરંતુ મંદિરનું અડધું કામ પૂરૂં થયું ત્યાં મારો બધો પૈસો ખૂટી ગયો, અને મને એવી ભારે ચિંતા થવા લાગી કે હવે આ કામ શી રીતે પૂરૂં થશે? અર્થાત્ હું કામની ચિંતાના દરિયામાં ડૂબી ગયો. એ ચિંતામા ને ચિંતામાં હું ભૂખ, તરસ, ભૂખદુઃખ રાત્રીદિવસ, ઉનું કે ટાઢું અથવા તાપ કે ઠંડી બધું જ ભૂલી ગયો, અર્થાત્ એ ચિંતામાં મેં એ કશું જ જાણ્યું નહીં.

ઝાડ છે, આત્મા પોતે જ નરકની ઘોર વૈતરણી નદી છે, અને આત્મા પોતે જ નરકનું ભૈરવયંત્ર છે. આત્મા પોતે જ નરકમાં આવેલી તપેલી એવી કલંબ-વેળુ નામની નરકની નદી છે. આત્મા પોતે જ નરકનું અસિવન છે અને આત્મા પોતે જ પ્રલયકાળની ધગધગતી વજ્રના અગ્નિની જ્વાળાઓ છે. આ રીતે કુમાર્ગે ચડેલો આત્મા પોતે જ બધાં દુઃખનું મૂળ છે. ઉત્તમ વિવેક વગર કોઈની તાકાત નથી કે એ કુમાર્ગે ચડેલા આત્માને ખરેખરી રીતે અટકાવી શકે. એ વિવેક શ્રી જિનવચનને જાણવાથી પામી શકાય છે. અરણીથી પ્રગટેલો અગ્નિ જેમ વનને બાળી શકે છે તેમ વીતરાગના વચનોને સમજવાથી પ્રગટેલો વિવેક પેલા-કુસંસ્કારોના પાપોને બાળી મૂકે છે. જેમ આગની આંચમાંથી પસાર થઈને શુદ્ધ થયેલું સોનું સૌ કોઈને બધાં પ્રકારનાં સુખ સંપડાવી શકે છે તેમ એ જાતના વિવેકથી શુદ્ધ થએલો આત્મા પણ સૌ કોઈને પરિણામે દુઃખ વગરનાં બધાં પ્રકારનાં સુખ સંપડાવી શકે છે. વળી, હે રાજા ! શ્રી વીતરાગનાં વચનો પણ કાંઈ જેમ તેમ જાણી લેવાં રેઢાં પડ્યાં નથી, એ વચનોનું જ્ઞાન મેળવવા તો નિરંતર સંયમવાળા ગુરુઓની ઉપાસના કરવી જરૂરી છે. પ્રમાદને તજી દેવો જોઈએ અને ઇંદ્રિયોના વિષય તરફ ભારે વૈરાગ્ય કેળવવો જોઈએ અને ભારે કદાગ્રહોને છોડી દેવા જોઈએ અને શાસ્ત્રોમાં કહેલી હકીકતોને વારંવાર સાંભળવી જોઈએ.

એ મુનિરાજની આવી ઉત્તમ પ્રકારની ધર્મદેશના સાંભળીને લોકોના મનમાં સદ્-ધર્મના આચરણ વિશે રુચિ જાગી અને તેમણે પોતપોતાની શક્તિ પ્રમાણે ધર્મક્રિયાઓનું ગ્રહણ કર્યું. રાજાએ દેશવિરતિવ્રત સ્વીકાર્યું અને પેલાં દશ ગામની પહેલીવહેલી ઉપજ ચૈત્યમાં જ જાય એ બાબતનાં દશ શાસનપટ્ટોને પોતે ફરી તાજાં દાનપત્રોરૂપે કરી આપી, તેમાં પોતાના સહીસિક્કા કરી આપી, શ્રી શાંતિનાથ ભગવાનની પૂજા માટે આપી દીધાં. પછી વિજયે ચણાવેલા એ જિનાયતનને પોતાના કુટુંબને બરાબર ભળાવ્યું અને પોતે મોટા મહોત્સવ સાથે સંયમને સ્વીકારી તેની સાધનામાં ઉદ્યમવંત થયો. આ પ્રમાણે સ્વયંભૂદત્ત નામના મહામુનિએ પોતાની ધર્મદેશનાવડે લોકો ઉપર ઉપકાર કર્યો અને તેમ કરી, રાજાને પૂછીને બહારનાં બીજાં જનપદો તરફ વિહાર માટે નીકળ્યા, અને એ રીતે વિહાર કરતા કરતા તે મુનિ, લાંબા વખત સુધી ભવ્ય જનોને પ્રતિબોધ પમાડી સમ્મેત-શૈલ શિખર નામના પર્વત ઉપર જઈ અનશન કરી અચલ, અનુત્તર એવા શિવને પામ્યો.

આ તરફ સંયમ લીધેલો વિજય પણ ઘણાં શાસ્ત્રોને ભણ્યો. પરમાર્થભાવને બરાબર સમજ્યો, ત્રણ શિષ્યો કર્યા અને તેણે અનેક ભવ્ય જનોને પ્રતિબોધ આપ્યો. નગરો અને આકરો વગેરે તરફ અપ્રતિબદ્ધપણે વિહાર કરતો કરતો તે વિજય, ચક્રપુરીમાં આવી પહોંચ્યો અને એક ઉદ્યાનમા ઉતર્યો. સૂત્રપૌરુષી એટલે સ્વાધ્યાયપૌરુષી કરીને પછી તે

આ ભૂતયોનિમાં જન્મ પામ્યો. પછી ત્યાંથી મરણ પામી અહીં હું પુરોહિતનો પુત્ર થયો અને અંતકાળ વખતે થયેલા પૂર્વના કામરાગની દ્રઢ ભાવનાને લીધે મારી બુદ્ધિ ઘણી જ ઉલટી થઈ ગઈ. હાય !!! હાય !!! હું અધન્ય છું, અકલ્યાણનું ભાજન છું, પાપી છું. મને પૂર્વજન્મમાં ચારિત્રની સાધનાની સરસ સામગ્રી મળી છતાં હું તેનાથી બહિષ્કૃત થયેલો જ રહ્યો, અને ચારિત્રનો ખરો લાભ ન મેળવી શક્યો. એટલું એટલું ભણતર, એટલું એટલું ઘોર પાપ, એ બધું મેં કરેલું છતાંય એ બધું એક પલકમાં જ આકાશના ફૂલની પેઠે કેમ નિષ્ફળ નીવડયું ? આ રીતે શુભ ભાવના આણીને તે ચોર પસ્તાવો કરવા લાગ્યો અને તેના પૂર્વજન્મમાં ભણેલું ભણતર બધું યાદ આવ્યું અને ચારિત્રની બધી વિધિક્રિયાઓ પણ યાદ આવી તેથી તે મોહને શાંત કરી શ્રમણ થયો અને અદ્ધર રહેલા દેવોએ તેને શ્રમણનો વેશ આપ્યો.

હમણાં જ જે ચોર તરીકે પકડાયેલો હતો તે શ્રમણ થયો. આ હકીકત રાજાને કહેવામાં આવી. હકીકત સાંભળી રાજા અચંબો પામ્યો અને ( રાજા ) બોલ્યો કે–પુરુષો વિચિત્ર ચારિત્રવાળા હોય છે, એટલે એનો આ બાબતમાં શો વિશ્વાસ કહેવાય ? પછી પેલા દાનપત્રોવાળી વાત રાજાએ જાણી અને તરત જ ચોક્કસાઈ કરવા માટે એ જગ્યા ખોદાવી તો પેલા ચોરે જેવા દાનપત્રો કહ્યાં હતાં તેવાં જ બરાબર મળી આવ્યાં. પછી તો રાજાને ચોરમાંથી મુનિ થએલા એ પુરોહિત-પુત્ર ઉપર ભારે ભક્તિભાવ થયો અને તેથી એણે પોતાના અંગમાં રોમાંચ અનુભવ્યો. અને પછી રાજા વગેરે બધા લોકોએ જઇને એ મુનિસિંહને નમસ્કાર કર્યા. પોતે કરેલ અપમાન માટે રાજાએ એ મુનિ પાસે માફી માંગી અને પછી એ મુનિરાજ એ લોકો તરફ અમૃતની દૃષ્ટિ જેવી નજર ફેરવતો તેમને ધર્મકથા કહેવા લાગ્યો. જેમ કે-–અનેક પ્રકારની કુકલ્પનાને લીધે આત્મામાં સ્વચ્છંદ ભાવો વધે છે; એમાંથી પાપના સંસ્કારો જન્મે છે. એ પાપ–સંસ્કારોને પરિણામે આત્મા પોતે પોતાને જ એવી હાણ કરે છે કે તે હાણ, સિંહ, હાથી, સર્પ, ઝેર અને શત્રુઓ તરફથી થતી હાણ કરતાં ક્યાંય ચડી જાય એવી હોય છે. સિંહ, હાથી વગેરે હાનિકારક પ્રાણીઓને તો યંત્ર, સ્તંભન, ચારણ વગેરે વિદ્યાઓવડે કરીને થંભાવી પણ શકાય છે, પાછો વાળી શકાય છે ત્યારે પાપમાં રાચી પડેલા આત્માને તો ઇંદ્ર પણ ખાળી શકતો નથી–પાછો વાળી શકતો નથી. અથવા સિંહ વગેરે જ્યારે ક્રોધમાં આવે છે ત્યારે માત્ર એક જન્મનો નાશ કરે છે એટલે કે એક જન્મને બગાડે છે, પણ જ્યારે આત્મા અવળો થાય છે–પોતે જ પોતાનો શત્રુ બને છે અને અનંત દુઃખવાળા આ જન્મમરણના ફેરામાં પાડી દે છે ત્યારે તે એક જન્મને નહીં પણ અનેક જન્મોને બગાડે છે. ખરેખરો વિચાર કરીએ તો આત્મા પોતે જ નરકનુ ઘોર એવું કૂટશાલ્મલિનું

તો શું વાંધો છે ? તો એ વાત પણ યુક્ત નથી. એ રીતે તો જે જે વસ્તુ આકાશમાં ઉપલબ્ધ થાય છે તે બધીને આકાશ ગુણરૂપ માનવી જોઇએ. આકાશમાં શબ્દ ઉપલબ્ધ થાય છે માટે તે, આકાશનો ગુણ થઇ જાય તો પછી, આ ઘડો, પાટલો, ખાટલો, ઝાડ-પાન, માણસ વગેરે બધુંય આકાશમાં જ ઉપલબ્ધ થાય છે, માટે એ બધાંને પણ આકાશ-ના ગુણ લેખવા જોઇએ, શબ્દની પેઠે એ બધાંને નિત્ય પણ માનવાં જોઇએ; પરંતુ ખરી રીતે તમે તેમ માનતા નથી તો પછી શબ્દને પણ આકાશનો ગુણ અને નિત્ય માનવો એ યુક્તિયુક્ત નથી એટલે ન્યાય પ્રાપ્ત વાત એ છે કે-જે કોઈ વચનરૂપ છે તે બધુંય પુરુષ-પ્રણીત છે એમજ સમજવું જોઇએ. તેમા ય જે વચન સર્વજ્ઞપ્રણીત છે તે વચન પ્રત્યક્ષમાં ઇષ્ટ ફળ આપે એવું જ હોય છે એમ માનવું બરાબર છે. વળી, ચંદ્રગ્રહણ, સૂર્યગ્રહણ વગેરે જે બનાવો અતીન્દ્રિય છે તેને જે કહી શકેછે તે સર્વજ્ઞ જ હોઇ શકે-સિવાય સર્વજ્ઞ, એવા અતીન્દ્રિય બનાવોને અગાઉથી બીજું કોણ કહી શકે ? જેમના અગાઉથી કહેલા એવા અતીન્દ્રિય બનાવો ખરા પડે છે તેને સર્વજ્ઞ જ કહેવા ઉચિત છે, એ રીતે પણ સર્વજ્ઞની સાબિતી થઇ શકે છે, અને અનુમાન પ્રમાણથી પણ સર્વજ્ઞ હોવાનું નિશ્ચિત જાણી શકાય છે માટે સર્વજ્ઞને ન માનવો એ મહામૂઢતા છે. વેદનો પ્રણેતા કોઈ સર્વજ્ઞ પુરુષ નથી માટે તે અપ્રમાણરૂપ છે અને તેમ હોવાથી તેમાં જણાવેલાં યજ્ઞયાગો પણ ધર્મકૃત્યરૂપે નથી રહેતાં, તેમ એ અપ્રમાણ વેદવડે જણાવાયેલાં એ યજ્ઞ વગેરે, ઘણાં જીવોના નાશક હોવાથી કલ્યાણના પણ કારક નથી થતા વળી, વેદમાં આવેલાં વચનોમાં પરસ્પર મોટો વિરોધ છે. વેદમાં એક સ્થળે કહેલું છે કે मा हिंस्यात् सर्वभूतानि અર્થાત્ સર્વ ભૂતોની હિંસાને છોડી દેવી અને બીજે સ્થળે કહેલું છે કે-મધ્યાન્હે થાય ત્યારે છસેં બકરાંઓને મારી નાખવાં-આ પ્રમાણે વેદના વાક્યોમાં એક બીજામાં ભારે વિરોધ વર્તે છે. વેદ આ જાતનો વિરુદ્ધ વાક્યોવાળો છે છતાં એ પ્રમાણરૂપ મનાય તો ભારે ખેદની વાત છે. એ પ્રમાણે એ વિજય મુનિએ, વેદવાદી પેલા ભટ્ટ પ્રભાકરને ઘણી શાસ્ત્રીય યુક્તિઓથી સમજાવ્યો ત્યારે તે ખરી હકીકત સમજી શક્યો અને એનામાં સમ્ય-ક્ત્વનો ભાવ જાગ્યો. પછી, તે પ્રભાકરે મિથ્યાત્વનો ત્યાગ કરી એ વિજયમુનિ પાસે દીક્ષા લીધી. એ પ્રભાકર મુનિ પણ બધાં શાસ્ત્રોને ભણ્યો. ઉત્સર્ગ શું કહેવાય ? અપવાદ શું કહેવાય ? એ બધી વિધિનો તેને ખ્યાલ આવ્યો અને એવો મહાજ્ઞાની પ્રભાકર મુનિ, પોતાના ગુરુ સાથે ઘણા લાંબા સમય સુધી આ પૃથ્વી ઉપર વિહર્યો.

હવે, વિજયમુનિએ પોતાનો અંતકાળ પાસે આવ્યો જાણી સંલેખના કરી, આહાર-પાણીનો ત્યાગ કર્યો અને તે, ત્રિકૂટગિરિ ઉપર શુદ્ધ પ્રાસુક સ્થાનમાં અનશન સ્વીકારીને રહ્યો. ત્યાં મરણ પામી, સૌધર્મ નામના સ્વર્ગમાં ચંદ્રાભ નામના વિમાનમાં તે, સોનાના વર્ણ જેવા

પોતાના શિષ્યસમૂહ સાથે શ્રી શાંતિનાથ ભગવાનનાં મંદિરમાં ચૈત્યવંદન માટે ગયો. ત્રણ નિસિહી કરીને, ત્રણ પ્રદક્ષિણા દઇને તથા ત્રણ વાર પ્રણામ કરીને, પગ મૂકવાની ભૂમિને ત્રણ વાર પ્રમાર્જીને તથા ત્રણ અવસ્થાના ચિંતનપૂર્વક આડુંઅવળું ત્રણ દિશામાં જોવાનું તજી દઇને માત્ર શ્રી જિનબિંબ સામે જ દૃષ્ટિને સ્થિર કરીને, ત્રણ મુદ્રાયુક્ત એવું ત્રણ પ્રકારનું ધ્યાન કરીને વર્ણાદિભક્તિભાવના સાથે તે વિજયમુનિએ ચૈત્યવંદન કર્યું. પછી યોગ્ય સ્થાનમાં બેસીને તે મુનિએ ધર્મદેશના આપવી શરુ કરી. જેમ માલતીની ગંધથી આકર્ષાએલા ભમરા દોડ્યા આવે તેમ દેશના સાંભળવા સારુ સભા ભેગી થઈ ગઈ. વિચિત્ર યુક્તિઓ અને ગહન તર્કોના વિચારને લીધે ગૌરવ પામેલા તેને દેશનામાં દૃષ્ટિવાદ નામના બારમા અંગનો સાર કહેવાનો હતો. તે વખતે મીમાંસકમતનો પંડિત પ્રભાકર નામનો ભટ્ટ નીચે પ્રમાણે કહેવા લાગ્યો હે ભગવન્! જે શાસ્ત્ર પુરુષે બનાવેલું હોય તે અપ્રમાણ હોય છે તો તમે એવા અપ્રમાણ શાસ્ત્રમાંની વાત શા માટે કહો છો? કદાચ તમે કહો કે–સર્વજ્ઞ પુરુષે બનાવેલું શાસ્ત્ર પ્રમાણ હોય છે અને હું એવા સર્વજ્ઞ પુરુષે બનાવેલા શાસ્ત્રમાંની વાત કહું છું, તો પણ તમે જે સર્વજ્ઞ પુરુષની વાત કરો છો એ પુરુષ 'સર્વજ્ઞ' છે, એમ શી રીતે જાણી શકાય? 'અમુક પુરુષ સર્વજ્ઞ છે' એવું પ્રત્યક્ષ અનુમાન કે આગમ વિગેરે પ્રમાણોવડે જાણી શકાતું નથી અને જે પુરુષ રાગ–દ્વેષવાળો હોય છે તેનું વચન ધૂર્તના વચનની પેઠે ખોટું હોવાથી પ્રમાણભૂત માની શકાય નહીં માટે ખરી વાત તો એ છે કે–કોઇ પુરુષે નહીં બનાવેલું એટલે અપૌરુષેય એવું વેદવચન જ પ્રમાણભૂત છે એમ માનવું જોઇએ. અને એ વેદવચનદ્વારા કહેવાયેલાં યજ્ઞયાગ વગેરે ધર્મકૃત્યોને જ કૃત્યરૂપે હોવા જોઇએ. પ્રભાકરનું ઉપર પ્રમાણેનું કહેવું સાંભળીને તેને વિજયે કહ્યું કે–ભદ્ર! તું બધું અનુચિત બોલે છે. તું જે કહે છે કે–વેદો વચનરૂપ છે; અને અપૌરુષેય છે એ હકીકત પરસ્પર વિરોધવાળી છે, અર્થાત્ જે વચનરૂપ હોય એટલે કોઈના બોલરૂપ હોય તે અપૌરુષેય શી રીતે હોઇ શકે? તું કહે છે કે–વેદવચન અપૌરુષેય છે, એ વાત સાચી હોય તો એ વેદવચનો અપૌરુષેય હોવાથી હંમેશા કેમ સંભળાતા નથી? જે વચન કોઈનું પણ બોલેલું નથી, તો પછી એ હંમેશા શામાટે ન સંભળાય? જગતમાં આપણે નજરે જોઇએ છીએ કે શંખોને કોઇ પુરુષ વગાડે તો જ એ વાગી શકે છે અર્થાત્ શંખો પુરુષક્રિયાની અપેક્ષા રાખે છે અર્થાત્ જે કાર્ય જેની અપેક્ષા રાખે છે તે કાર્ય, તેમાંથી જ જન્મે છે એમ નક્કી જાણવું જોઇએ; જેમકે ધૂમાડો અગ્નિની અપેક્ષા રાખે છે માટે તે અગ્નિમાં જ જન્મે છે તેમ વચન પણ પછી તે ગમે તે પ્રકારનું હોય તો પુરુષના ઉચ્ચારણની અપેક્ષા રાખે છે, માટે તેનો બનાવનાર પુરુષ છે એમજ સમજવું જોઇએ. વળી પ્રભાકરે કહ્યું કે–શબ્દ એટલે વેદવચન આકાશમા ઉપલબ્ધ થાય છે માટે તે શબ્દને આકાશનો ગુણ માનીએ

એવા ઊંચા ઊંચા જિનમંદિરો હૈયાત ન હોય તો જૈન દર્શન પણ ન જણાય અને એવી પરિસ્થિતિમાં " લોકો મિથ્યાત્વથી ભરેલા છે, આજકાલ સારા સાધુઓ રહ્યા નથી, તેમનો વિચ્છેદ થઈ ગયો છે, અતિંદ્રિયજ્ઞાન પણ લોપ પામ્યું છે, " એવા એવા નિરાશાના (અજ્ઞાન ભરેલાં) વચનો લાબા વખત સુધી-હજારો વર્ષો સુધી સ્થિર રહી શકે અને જડલોકો એવું એવું જ કહ્યા જ કરે. માટે ભાગ્યવાન પુરુષો તો જિનશાસનની ઉન્નતિ માટે ચૈત્યનિર્માણના ઉત્તમ કાર્યના ઉદ્યમવંત થવું ઘટે જ. આ રીતે તે પ્રભાકર સાધુ ઉપદેશ આપતો હતો અને લોકો અચંબાને લીધે આંખો તાકી તાકીને હુંસાતુંસીથી પેલા વિજયદેવ તરફ જોઇ રહ્યા હતા તે વખતે યતિઓના ચરણકમળને વાંદીને એ દેવ, પોતાના સ્વર્ગના માર્ગ ભણી વળી ગયો, અને મોહમૂઢતાને હણી શકેલા લોકો પણ નગરના માર્ગ તરફ ચાલ્યા ગયા.

એ પ્રમાણે શ્રી કથારત્ન કોશમાં ચૈત્યના અધિકારમાં વિજયનું કથાનક સમાપ્ત થયું.



નિર્મળ શરીર વાળો દેવ થયો અને ત્યાં તેનું આયુષ્ય બે સાગરોપમનું હતું. હવે, તે પ્રભાકર અપ્રતિબદ્ધપણે ભૂતળ ઉપર વિહાર કરતાં કરતાં કાલક્રમે ચક્રપુરી નગરીમાં આવી પહોંચ્યો અને ત્યાં ઉચિત સ્થાનમાં ઊતર્યો. પછી, પોતાના તપસ્વી શિષ્યોને સાથે લઈને તે પ્રભાકર મુનિ, પેલા શ્રી શાંતિનાથ ભગવાનના મંદિરમાં ગયો. ત્યાં જઈને દેવદર્શન કરીને તે યોગ્ય સ્થળે બેઠો અને ધર્મકથા કહેવા લાગ્યો. ત્યાં નગરીના લોકો પણ આવી પહોંચ્યા. હવે, પાણીવાળા મેઘની ગર્જના જેવા ગંભીર શબ્દોવડે તે ધર્મકથા કહે છે, એટલામાં બધી દિશાઓને ઊજળી કરતો પેલો સૌધર્મ સ્વર્ગમાં રહેલો વિજયદેવ, તેની પાસે આવ્યો. એ વિજયદેવનો આ પ્રભાકર મુનિ સાથે ગાઢ સંબંધ હતો એટલે જ તે, તેની પાસે ગયો. ઇંદ્રની પેઠે શોભાયમાન એ દેવ, ચૈત્યમાંનાં શ્રી શાંતિનાથ ભગવાનને વાંદીને અને પ્રણામ કરીને જમીન ઉપર મુનિની સામે બેઠો. એ દેવને જોઈને આખી સભા જાણે કે ચિત્રમાં ચિતરેલી ન હોય અથવા ચૂના વગેરેથી જાણે બનાવેલી ન હોય એ રીતે ફાડી આંખે-આંખનું મટકું માર્યા વિના તેના તરફ શીઘ્ર, એક ચિત્તે જોઈ રહી. પ્રભાકર મુનિ શ્રુતજ્ઞાની હતા તેથી તે પોતાની સામે બેઠેલા દેવના ચિત્તની સ્થિરતાનો ભાવ જાણી શક્યા અને એ દેવ, વિજયમુનિના ભવમાં પોતાનો ગુરુ હતો તેથી તેના ઉપરના પક્ષપાતને લીધે કહેવા લાગ્યા. આ સામે બેઠેલા દેવ એ મહાત્મા છે, એણે જ શ્રી શાંતિનાથ ભગવાનનું જીર્ણમંદિર ઉદ્ધરાવ્યું છે અને એ મંદિરનો જીર્ણોદ્ધાર કરીને એણે પોતાનો અને બીજા અનેક ભવ્ય-જીવોનો પણ ઉદ્ધાર કર્યો છે. જો ચૈત્ય ન હોત તો અહીં સાધુ આવી શકે શી રીતે? અને સાધુઓ ન આવે તો અમારી જેવાને પ્રતિબોધ પણ કેમ થાય? ચૈત્યો ન હોત તો ચંદ્ર જેવા ધવળ શ્રી જિનશાસનનો, મોહના પ્રભાવને હઠાવી દે એવો સર્વત્ર અધિક પ્રચાર પણ કેમ કરીને થાય? વધારે કહેવાથી શું?

વિજય! તું ધન્ય છો. તું જ વિજયવંત છો. ગાયના પગલાથી પડેલો ખાડો જેમ જલ્દીથી ટપી જવાય છે તેમ તું સંસારના મહાસાગરને ટપી-તરી ગયો છે. વળી, તેં તારી નિર્મળ કીર્તિને વધારી છે. તું પુણ્યવંત પુરુષો માટે ઉદાહરણરૂપ બનેલો છે. શ્રી તીર્થંકર ભગવાનમાં તારી ખરેખરી સ્વાભાવિક-બનાવટી નહીં એવી ભક્તિ છે અને તેને લીધે જ તેં આ શ્રી શાંતિનાથ ભગવાનનું મંદિર સમરાવ્યું છે. આ જગતમાં અનંત જીવો ભમ્યા કરે છે, તેઓ અનેક પ્રકારે પાપ કરે છે અને હિંસાનાં અનેક સાધનો ઊભા કરી જિંદગી પૂરી કરી મોતને માર્ગે ચાલ્યા જાય છે. તેઓ કોઈ પણ પ્રકારનો સદ્‌ગુણ મેળવી શકતા નથી. તેમાં હે વિજય! તું એક જ ધન્ય છે કે તેં પર્વત જેવું ઊંચું અને જોનારને અચંબો પમાડે તેવું શ્રી જિનમંદિર કરાવીને સ્વાર્થને સાધ્યો તથા પરાર્થ-પરોપકાર પણ કર્યો.

જ્યારે શ્રી જિનબિંબ તૈયાર થઇ જાય ત્યારે દશ દિવસમાં તેની પ્રતિષ્ઠા કરી લેવી જોઇએ. તે પ્રતિષ્ઠાના ત્રણ પ્રકાર બતાવેલ છે. પેલી વ્યક્તિઆખ્યા, બીજી ક્ષેત્રઆખ્યા અને બીજી મહાઆખ્યા. એ ત્રણે પ્રતિષ્ઠાનું સ્વરૂપ આ પ્રમાણે સમજવાનું છે. વ્યક્તિઆખ્યા એટલે કોઈ એક જ શ્રી જિનપ્રતિમાની પ્રતિષ્ઠા અર્થાત્ જે વખતે જે તીર્થંકરને પ્રધાનરૂપે ઠરાવ્યા હોય તેની એકની જ પ્રતિષ્ઠા. ક્ષેત્રઆખ્યા એટલે અમુક એક જ તીર્થંકરને પ્રધાનરૂપે ન ઠરાવતા બધા તીર્થંકરોની-શ્રી ઋષભદેવ વગેરે બધા જિનવરોની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરવી અને મહાઆખ્યા એટલે મોટામાં મોટી પ્રતિષ્ઠા અર્થાત્ એક સાથે ૧૭૦ જિનવરની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરવી તે મહાઆખ્યા મોટી આખ્યાવાળી-મોટી પ્રસિદ્ધિવાળી પ્રતિષ્ઠા. આમાંથી ગમે તે એક પ્રતિષ્ઠા કરી શકાય છે. જેવો સમય, જેવી શક્તિ અને જેવા પરિણામ. એ બધું નજરમાં રાખી જે, જેવી પ્રતિષ્ઠા કરી શકવા સમર્થ હોય તેને તે યોગ્ય છે. ઘણી પ્રતિમાઓને પધરાવતાં તેમાં પેલી પખાળ-પેલી પૂજા કોની કરવી? તીર્થંકરો તો બધાય સરખા છે છતાં તેમા અમુક જ મૂળનાયક અને બીજા તેવા નહીં. વગેરે પ્રકારની કલ્પનાથી આશાતના થવાનો સંભવ નથી. જે પૂજા કરનાર છે તેના મનમાં શ્રીજિનવરો પ્રત્યે એક સરખો જ આદર છે, એથી અનેક પ્રતિમાઓ હોવા છતાં પખાલ વગેરેને પ્રસંગે કોઈ પ્રકારની આશાતના થવાનો ભય રહેતો નથી. આશાતનાનો સંભવ પરિણામની અશુદ્ધતામાં છે. એથી જ્યાં પરિણામ નિર્મળ હોય ત્યાં આશાતના થતી નથી. આવશ્યક ચૂર્ણિ વગેરે અનેક ગ્રંથોમાં શ્રી જિનબિંબ સ્થાપવાનો વિધિ બતાવ્યો છે ખરો, પરંતુ તે વિધિ તો ચરિતાનુવાદરૂપ છે એટલે તેમાં બતાવ્યા પ્રમાણે અક્ષરશઃ અનુકરણ કરવાનું નથી અર્થાત્ બતાવેલી વિધિ કરતાં વધારે બીજી ધર્મપોષક ક્રિયાઓ કરવામાં તે વિધિ નડતરરૂપ નથી. એ પ્રમાણે મુમુક્ષુ શ્રાવક પોતાની શક્તિ પ્રમાણે શ્રીજિન-પ્રતિમાને ઘડાવે. પછી તે મોટી હોય કે નાની હોય, પાષાણની હોય કે મણિની હોય, શ્રીજિનની પ્રતિમાને કરાવનાર ગૃહસ્થ પદ્મરાજાની પેઠે શિવપદને મેળવે છે. એ પદ્મરાજાની વાત આ પ્રમાણે છે.

સુહંકરા નામે એક મોટી નગરી છે, જેમાં ઘણી સરસ મહેમાનગતિ થતી હોવાથી કાંઇ ભય કે વિપ્લવનું નિશાન પણ દેખાતું નથી. એ નગરીમાં ઘરે ઘરે હંસ, કપિંજલ, પોપટ, મૈનાના મધુર શબ્દો સંભળાતા હોવાથી, જોનારને મનોહર દેખાય છે. એ નગરીમાં વસનારા પુરુષોની કીર્તિ, મહાદેવના અટ્ટહાસ્ય સમાન નિર્મળ-શ્વેત છે, તેથી એ વિશેષ સુશોભિત છે. વળી, અનંતોપભોગ સુંદર એવી એ નગરી લક્ષ્મીની વક્ષસ્થલી સમાન છે. અર્થાત્ જેમ અનંત-શ્રીકૃષ્ણ લક્ષ્મીના હૃદયનો ઉપભોગ કરે છે તેથી તે(લક્ષ્મી) સુંદર દેખાય છે તેમ એ નગરી પણ અનંત-અનેકાનેક

## શ્રીજિનબિંબ પ્રતિષ્ઠાપ્રક્રમે (કરાવવા વિષે) મહારાજ પદ્મનૃપની કથા.

### કથા ૧૨ મી.

### વિધિપૂર્વક શ્રીજિનપ્રતિમાનું વિધાન અને તેની પદ્ધતિ.

શ્રી જિનનું મંદિર કરાવ્યું પરંતુ તેમાં શ્રી જિનવરની પ્રતિમા ન પધરાવી હોય ત્યાં સુધી તે મંદિર સમ્યગ્ધર્મબુદ્ધિનું કારણ થઇ શકતું નથી, માટે શ્રી જિનનું મંદિર કરાવ્યા પછી તેમાં શ્રી જિનની પ્રતિમા પધરાવવી જ જોઇએ, એટલે અહીં ભવ્ય જનોને સમજાવવા શ્રી જિનની પ્રતિમા કેવી રીતે કરાવવી એ વિશેનો વિધિ કહેવાનો છે. સારો વાર જોઇ સૂત્રધાર( સલાટ )ને બોલાવી તેની પૂજા કરવી જોઇએ. અને પછી પોતાના વૈભવની શોભા વધે એ રીતે તે સૂત્રધારને ધન આપવું એટલે શ્રીજિનની પ્રતિમાનું મૂલ્ય આપવું, પરંતુ એ યાદ રાખવું જોઇએ કે–સૂત્રધાર નિર્દોષ હોવો જોઇએ, સૂત્રધાર સરળ પ્રમાણિક અને પવિત્ર હોવો જોઇએ. કદાચ નિર્દોષ સૂત્રધાર ન મળે તો પછી સમા પ્રમાણે જેવો તે મળે તેવાનો પણ આદર કરી સમય પ્રમાણે મૂલ્ય વગેરેનો નિશ્ચય કરવો અને તેનું શ્રી જિનપ્રતિમાનું પૂરેપૂરું મૂલ્ય આપવું–મૂલ્ય આપતાં કોઇ પણ રીતે કંજુસાઇ કે અનીતિ વગેરે કોઇ દોષ ન થાય એ ધ્યાન રાખવું–પૂરો વિવેક કર્યા વગર ગમે તેમ કિંમત ઠરાવતા મહાન દોષ પેદા થાય છે. એ અવશ્ય ધ્યાનમાં રાખવું. ગમે તેમ કિંમત ઠરાવતાં એટલે સસ્તું પડાવી લેવાની બુદ્ધિથી ઠગાઇ કરવાં જતાં પેલો દોષ એ લાગે છે કે–સૂત્રધાર શ્રી જિનપ્રતિમાને સારી રીતે ઘડશે નહીં. વળી સસ્તું પડાવી લેવાની દુર્મતિ જાગતા વધારાનું દેવદ્રવ્ય ખાઇ જવાનું મન થશે અને તેથી શ્રી જિનબિંબ કરાવનાર અને તેના બીજા સહચરો પણ દેવદ્રવ્યના ભક્ષણમાં નિમિત્તરૂપ બને છે એટલે પરિણામે એ બધા સંસારમાં અનંતકાળ સુધી ભમ્યા કરે છે. આવા દોષ ન થાય તે માટે ખાસ કાળજી રાખવી, એથી બન્ને પક્ષોમાં પરસ્પર પ્રીતિ વધે છે અને અવિશ્વાસ નથી રહેતો અને બન્ને પક્ષો–પ્રતિમા ઘડનાર અને પ્રતિમા ઘડાવનાર એ બન્ને પક્ષો–વચ્ચે પરમ સ્નેહવાળો સંબંધ બંધાય છે તથા એ સંબંધ જિંદગી સુધી ટકી પણ રહે છે. વળી શ્રી જિનપ્રતિમાને ઘડાવનારે એમ સમજવું જોઇએ કે આ શ્રીજિન-પ્રતિમા સદ્ધર્મની બુદ્ધિનું નિમિત્ત છે માટે તેનો ઘડનાર ઘણો મોટો ઉપકારી છે, એના જેવો જગતમાં બીજો કોઇ ઉપકાર નથી; એ જાતનો સુંદર વિચાર કરી તે સૂત્રધાર તરફ બહુમાન રાખવું એ વિશેષ યોગ્ય છે. જે જે પ્રકારે સૂત્રધારના ચિત્તને સંતોષ પહોંચાડી શકાય તે બધા પ્રકારો અજમાવી તેના ચિત્તને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરવો. એમ કરવાથી તે શ્રી જિનપ્રતિમાને ઘણી સરસ ભાવનાથી સુંદર રીતે ઘડી આપી શકે છે.

અનુગામી આચાર્યોએ આવીને કહ્યું કે-સ્નાન, શૌચ વગેરે પાળવાથી ધર્મ થાય છે. પછી છેલ્લે કપિલમતને માનનારા આચાર્યો આવ્યા અને તેમણે સ્થાપિત કર્યું કે-તત્ત્વજ્ઞાનથી જ ધર્મ નીપજે છે. એ પ્રમાણે તે તે જુદા જુદા ધર્મગુરુઓએ આવીને પોતપોતાના શાસ્ત્રને અનુસારે ધર્મનું જુદું જુદું સ્વરૂપ કહી બતાવ્યું.

રાણીએ એ બધી ધર્મના સ્વરૂપની જુદી જુદી હકીકતો સાંભળી છતાં તેને પ્રસન્નતા ન ઉપજી અર્થાત્ ધર્મની મીમાંસા વિશે રાણીને જે મોહ થયો હતો તે લેશ પણ પૂરો ન થયો. એમ થવાથી તે ઘણી દુબળી પડવા લાગી. રાણીને દુબળી પડતી જોઈને રાજાને ભારે ઉદ્વેગ થયો, અને તેણે પોતાના પ્રધાન પુરુષોને આ બધી વાત કહી. પ્રધાનોએ કહ્યું કે-પહેલા આવેલા હતા તે કરતાં જુદા બીજા એક ધર્માચાર્ય છે, તેઓ હજુ અહીં આવ્યા નથી. તે બાબતની કાળજીથી તપાસ કરતા નંદનવનના એકાન્ત પ્રદેશમાં રહેલા, સ્વાધ્યાય તથા ધ્યાનમાં નિરંતર તત્પર રહી મનને નિગ્રહમાં રાખતા એવા એક **ધર્મસિંહ** નામના આચાર્ય હજી રાણી પાસે નહીં આવેલા મળી આવ્યાં. પ્રધાનોએ એમને વિશે રાજાને નિવેદન કર્યું, અને રાજાએ તેમને ભારે માનપૂર્વક બોલાવ્યા. તે આચાર્ય પોતાના કેટલાક શિષ્યો સાથે રાજકુલમાં આવ્યાં, અને યોગ્ય આસન પર બેઠા. રાણીએ ભક્તિભાવથી તેમને વંદન કર્યું અને અગાઉ આવી ગયેલા તે તે ધર્માચાર્યોએ ધર્મનું જે સ્વરૂપ જુદું જુદું જણાવેલું હતું તે બધું તેમને નિવેદિત કર્યું. આચાર્યે એ વિશે ગંભીર વિચારણા કરીને રાણીને ધર્મ વિશે પોતાના વિચારો જણાવતાં કહ્યું કેઃ—

હે મહાનુભાવ ! બીજા ધર્માચાર્યોએ જણાવેલો ધર્મ વિચાર કેવળ મૂઢ માણસના મનને ગમે તેવો છે, પરંતુ યુક્તિઓથી તેનો વિચાર કરવામાં આવે તો તે ટકી શકે તેવો નથી. તે યુક્તિઓ સાથેની વિચારણા આ પ્રમાણે છે-પેલો વૈદિક આચાર્ય કહી ગયો કે-યજ્ઞમાં બકરાનો હોમ કરવાથી ધર્મ થાય છે એટલે તેના કહેવા પ્રમાણે હિંસા કરવાથી ધર્મ થાય છે એમ થયું, અને એમ થવાથી જે લોકો સુકૃત્ય કરનારા છે અર્થાત્ હિંસા, અસત્ય, વ્યભિચાર વગેરે દોષો ટાળનારા છે તેઓને ધર્મ થતો નથી, અર્થાત્ તેઓ ધર્મથી છંડાયેલા રહે છે એમ તાત્પર્ય નીકળ્યું. કદાચ એ વૈદિક મુનિ એમ કહે કે-મંત્રો બોલીને બકરાનો હોમ કરવામાં દોષ નથી એટલે જેઓ મંત્રો જાણનારા છે તેમને દોષ લાગતો નથી તો પછી શાકિનીઓ પણ મંત્રોની જાણકાર જ છે છતાં તેમનો નિગ્રહ કેમ કરો છો ? અર્થાત્ મંત્રો જાણનાર ધાર્મિક હોય અને તેમને દોષ ન લાગતો હોય તો શાકિનીઓ પણ મંત્રો જાણનારી હોવાથી નિર્દોષ રહી છતા તેમનો નિગ્રહ શા માટે કરવામાં આવે છે ? હવે, બીજો બૌદ્ધ મુનિ એમ કહી ગયો કે-કરુણા કરવાથી ધર્મ થાય છે. તેમનું આ કથન પણ દંભરૂપ જ છે. તે પોતે તો પાત્રમાં પડેલા માંસને ઘણી ખુશીથી આરોગે છે

ઉપભોગથી-વિલાસોથી સુંદર દેખાય છે. વળી, ભૂરિભવ્યપર્વાનુગતશરાસનયષ્ટિ જેવી આ નગરી છે. અર્થાત્ ધનુષ્યની લાકડીમાં જેમ ભૂરિ-ઘણાં, ભવ્ય-સુંદર, પર્વ-ગાંઠાઓ છે તેમ આ નગરીમાં ભૂરિ-ઘણાં, ભવ્ય-સુંદર, પર્વ-ઉત્સવો થયા કરે છે. એવી નામ તેવા ગુણવાળી આ સુહંકરા (સુખ કરનારી કે શુભ કરનારી) નગરી આખા બ્રહ્માંડમાં સુપ્રસિદ્ધ છે. તેવી એ નગરીમાં **સૂરપ્પભ**( શૂરપ્રભ કે સૂર્યપ્રભ ) નામે રાજા રાજ્ય કરે છે. એ રાજાનો મહિમા ઈન્દ્ર કરતાં પણ વધારે છે, જેની આજ્ઞા સાંભળતાં જ શત્રુગણ ભયથી થરથરી જાય છે અને નમી પડે છે. સરોવરના મધ્ય ભાગમાં બહુપત્ર અલંકૃત-બહુ પાંખડીવાળું કમલ જેમ શોભે છે તેમ એ રાજાના રાજ્યમાં બહુપાનકમલા અલંકૃત ઘણાં સુપાત્રો વસે છે, અને કમલા-લક્ષ્મીનો પણ નિવાસ છે. વળી એ રાજા કોઈ મોટા વૃક્ષ જેવો છે. જેમ મોટા વૃક્ષો ઉપર અનેક સઉણ-શકુન-પક્ષીઓ આશરો મેળવે છે તેમ આ રાજાના રાજ્યમાં અનેક સઉણ-સગુણ-ગુણી પુરુષોએ આશરો મેળવેલ છે. એવા પ્રકારના ગુણવાળી એ સૂરપ્પભ રાજાની કીર્તિ દશે દિશામાં ફેલાઈ આખા જગતમાં કુમુદિની પેઠે સુવાસ પ્રસરાવી રહી છે. તે રાજાને **લીલાવતી** નામે રાણી છે. એ રાણી તેની બધી રાણીઓમાં પ્રધાન પટ્ટરાણી છે, અને જાણે સાક્ષાત્ રાજલક્ષ્મી ન હોય એવી લાવણ્યવાળી છે. સમય પ્રમાણે એ બન્ને સાંસારિક સુખવિલાસ અનુભવી રહ્યા છે. અને એ રીતે તેમના દિવસો સુખે સુખે વીતી રહ્યાં છે.

બીજે કોઈ વખતે રાત્રે લીલાવતી રાણી સુખશય્યામાં સૂતેલી હતી ત્યારે તેને એવું સ્વપ્નું આવ્યું કે-જાણે તેના મુખમાં વિશેષ સુગંધથી મહેકતું અને તેને લીધે ઉપર ગુંજતા ભ્રમરાઓના અવાજોથી વિશેષ મનોહર લાગતું એવું કમળ પેસતું હોય. એવું સ્વપ્ન જોઇને તે રાણી જાગી ગઈ. પોતાની બુદ્ધિથી એ સ્વપ્નનો અર્થ વિચારતાં રાણીને લાગ્યું કે-તેને એક ઉત્તમ પુત્ર થવો જોઇએ અને એ સ્વપ્નની વાત રાજાને જણાવતાં તેણે પણ કહ્યું કે-તને સારો એવો ઉત્તમ પુત્ર જન્મશે. રાણીને રાજાના વચનની હકીકત નિશ્ચિત જણાઇ અને તેથી તે સુખપૂર્વક રહેવા લાગી. પછી કેટલાક મહિનાઓ ગયા પછી ગર્ભના પ્રભાવને લીધે રાણીને ધર્મની મીમાંસા કરવાનો મોહ જાગ્યો એટલે ધર્મ અને તેનું સ્વરૂપ જાણવાના રાણીને ભારે કોડ થયા. એ કોડ રાજાના જાણવામાં આવ્યા. કોડો(મનોરથ) પૂરા કરવા સારુ રાજાએ અનેક ધર્માચાર્યોને-પાખંડીઓને બોલાવ્યા અનેતેમની સાથે રાણી સમજે તે રીતે ધર્મ વિશે વિચારો કરવા શરુ કર્યા. એ વિચારો સંક્ષેપમાં આ પ્રમાણે છે. પ્રથમ વૈદિક ધર્મના આચાર્યો આવ્યા અને તેમણે કહ્યું કે-યજ્ઞમાં બકરાનું બલિદાન દેવાથી ધર્મ થાય છે. પછી, બૌદ્ધ ધર્મના આચાર્યો આવ્યા, તેમણે જણાવ્યું કે-કરુણા રાખવાથી ધર્મ થાય છે. ત્યારબાદ શિવમાર્ગના પ્રવર્તક યતિ આચાર્યોએ આવીને જણાવ્યું કે-દીક્ષા લેવાથી ધર્મ થાય છે. પછી સ્નાતક પરંપરાના

તો પછી આમાં કરુણા ક્યાં રહી ? શિવમાર્ગના યતિઓએ કહેલું કે-માત્ર દીક્ષા લેવાથી ધર્મ થાય છે એ પણ તદ્દન ખોટું છે. ખરી રીતે તો શુદ્ધ ક્રિયા-સદાચરણની પ્રવૃત્તિ અને શુદ્ધ જ્ઞાન-વિવેક વિના કેવળ દીક્ષા લેવાથી કશો ફાયદો થતો નથી, માટે તે વૈદિક વગેરે આચાર્યોએ બતાવેલ તે બધાય ધર્મવિચારો મૂઢમતિને યોગ્ય છે પરંતુ જેઓ વિચારવિવેકમાં કુશળ છે તેમને માટે તો રત્નત્રયરૂપ ધર્મનો અંગીકાર જ યોગ્ય છે.

રાજાની પટ્ટરાણી બોલી:-એ રત્નત્રય ધર્મ શું છે ? આચાર્ય બોલ્યા:-સાંભળ—

બધા નાનાં મોટાં પ્રાણીઓની રક્ષા કરવી, અને તેમની બધાંની તરફ કરુણા રાખવી તથા ઇન્દ્રિયોનો અને કામ, ક્રોધ, લોભ, મોહ વગેરેનો નિગ્રહ કરવો એનું નામ અવિરુદ્ધ ધર્મ કહેવાય. અઢાર દોષ વગરના, કેવળજ્ઞાનના પ્રકાશવાળા, સર્વથા નિરંજન, જ્ઞાની અને ત્રણ લોકમાં પ્રસિદ્ધ એવા જિન દેવ કહેવાય. ધર્મને આચરનાર, ધર્મનું આચરણ કરાવનાર, વૈરાગ્યવાળો, સંવેગી, ઇંદ્રિયો ઉપર કાબૂ મેળવનાર, બધાં પ્રાણીઓની રક્ષા કરનાર એવો મુનિ તે ધર્મગુરુ કહેવાય. આ રીતે ધર્મ, દેવ અને ગુરુ એ રત્નત્રય-ત્રણ રત્ન કહેવાય. જેમની પાસે આ રત્નત્રય છે તેઓનું દારિદ્રય દૂર થાય છે, અને જેઓ હીનપુણ્ય છે તેઓને આ રત્નત્રય ધર્મ સ્વપ્નમાં પણ સાંપડતો નથી. હે ભદ્ર ! જેમ કોઈ સોનાને કસોટી પર કસીને પછી જ લ્યે તેમ તારી શુદ્ધ બુદ્ધિની કસોટી વડે બરાબર પરખ કરીને આ મહાકલ્યાણકારી એવા રત્નત્રય ધર્મનું ગ્રહણ કર. આચાર્યે આ પ્રમાણે સમજાવ્યા પછી એ પટ્ટરાણીએ પોતાની નિપુણ બુદ્ધિદ્વારા ધર્મતત્ત્વના યથાર્થ સ્વરૂપનો વિચાર કર્યો, અને તેના મનમાં આચાર્યે જણાવેલું દેવ, ગુરુ અને ધર્મનું સ્વરૂપ બરાબર ઠસી ગયું. પછી, જાણે પોતા પર અમૃત છંટાયું ન હોય એ રીતે પોતાની જાતને પ્રસન્ન માનતી રાણીએ શ્રી જિનધર્મનો સ્વીકાર કર્યો, અને મિથ્યાત્વ અસત્યનો ત્યાગ કરી તે જિનધર્મનું યથોચિત આચરણ કરવા લાગી. આચાર્ય તો પછી પોતાના સ્થાને પાછા ચાલ્યા ગયા.

એ રીતે રાણીનો ડોહલો વખત જતાં પરિપૂર્ણ થયો અને સારાં કરણ, નક્ષત્ર અને યોગ આવ્યે રાણીએ પુત્રને પ્રસવ્યો. તેના સંરક્ષણ માટે રાજાએ એક ક્ષીરધાત્રી( દૂધ પાનારી કે ધવરાવનારી ), બીજી મજ્જનધાત્રી( નવરાવનારી ), ત્રીજી મંડનધાત્રી( શણગાર કરનારી ), ચોથી ક્રીડાધાત્રી( રમાડનારી ) પાંચમી અંકધાત્રી( ખોળામાં બેસારનારી કે કેડે બેસારી ફેરવનારી) એમ પાંચ ધાત્રીઓનો( ધાઈમાતાઓનો ) પ્રબંધ કર્યો અને તે પુત્રનું નામ પઉમ( પદ્મ ) પાડયું. ક્રમેક્રમે વધતો તે ગુરુ પાસે પુરુષની બહોંતેર કળાને શીખતો યુવાવસ્થાએ પહોંચ્યો. પછી ' એ હવે યોગ્ય થયો છે ' તેમ જાણી રાજાએ તેને યુવરાજ પદે સ્થાપ્યો. એ પદ્મકુમાર, યુવરાજ પદે આવ્યા પછી યથાવકાશ શત્રુરાજાઓ સાથે લડાઇઓ લડવા લાગ્યો. રાજાને એમ

તેના હાથમાં ત્રિશૂળ વગેરે શસ્ત્રો છે એ વાત પણ એક બીજાથી વિરુદ્ધ જાય છે. અર્થાત્ ત્રિલોચનદેવે કામદેવને બાળી નાખેલ હોય તો પછી એને સ્ત્રીનું શું કામ છે? તેમજ સંગનો ત્યાગી હોય તેને વળી શસ્ત્રધારણનું શું કામ? આ પ્રકારે આરાધ્ય એવા મહાદેવનું સ્વરૂપ પરસ્પર વિરુદ્ધ છે.

આ વખતે ત્યાં આવેલા બ્રહ્માના શિષ્યો બોલ્યાઃ આ બ્રહ્મા નામે દેવ છે. એના ગળામાં રુદ્રાક્ષની માળા છે. એના હાથમાં પાત્ર તરીકે કુંડી છે. એની પાસે એની સ્ત્રી સાવિત્રી છે અને એનું વાહન હંસ છે, તથા એના ચાર મુખમાંથી ચારે વેદો નીકળેલા છે અને એ આ જગતનો કર્તા છે. રાજા બોલ્યો· બ્રહ્મા રુદ્રાક્ષની માળા ફેરવે છે તેથી અજ્ઞાની જણાય છે. જે પૂર્ણજ્ઞાની હોય તેને વળી માળા ફેરવવાનું શું કામ? હાથમાં કુંડી છે અને વેદને ગણ્યા કરે છે એથી એ, સાધારણ જતિ હોઈ શકે, પણ દેવ નહીં. વળી સ્ત્રી ને હંસને પાસે રાખેલાં છે એટલે પરિગ્રહી હોઈ રાગી જણાય છે. જે રાગી કે પરિગ્રહી ન હોય તેને વળી સ્ત્રી કેવી અને વાહન કેવું? જગતની ઉત્પત્તિ તો સ્ત્રી-પુરુષના સંબંધથી થઇ રહી છે, એવું પ્રત્યક્ષ જણાય છે, એટલે બ્રહ્મા જગતનો કર્તા છે એ પણ વિરોધી હકીકત છે. આ પ્રમાણે બ્રહ્માનું પણ અસંગતપણું હોવાથી ખોટું જણાય છે. અત્રાંતરે શ્રી કૃષ્ણના ભક્તો બોલ્યાઃ હે મહારાજ! આ કૃષ્ણ ભગવાન છે. એમણે મહીપીઠને ધરી રાખ્યું છે. મુર, કંસ વગેરે રાક્ષસોનાં દળને કચરી નાખેલ છે, સમુદ્રના પાણીમા સૂતા રહે છે, અને એમની પ્રિયાનું નામ લક્ષ્મી છે. રાજા બોલ્યો -મહીપીઠ તો પોતાના સ્વભાવે કરીને જ અવસ્થિત છે, એટલે શ્રીકૃષ્ણે મહીપીઠને ધરી રાખ્યું છે એ કથન સત્ય નથી, પરંતુ કૃષ્ણનુ કેવળ અતિશયોક્તિભર્યું વર્ણન જ છે. એણે કંસ વગેરે રાક્ષસોનો વધ કરેલો છે તેથી એટલું જ જાણી શકાય છે કે એ કોઇ વિજયપ્રિય ક્ષત્રિય હોવો જોઇએ. સમુદ્રમાં સૂતો રહે છે એટલે એમ જાણી શકાય કે-એ કોઇ કુશળ તરવૈયો હોવો જોઇએ. અને એની લક્ષ્મી પ્રિયા છે એથી તો એ 'કામુક' છે એમ સિદ્ધ થાય છે. આ રીતે કૃષ્ણમાં પણ પારમાર્થિક દેવનું સ્વરૂપ હોય એવું ભાસતું નથી.

અત્રાંતરે કારુણિક-બુદ્ધ-નો શિષ્યસમૂહ બોલી ઊઠ્યો·-મહારાજ! આ બુદ્ધ ભગવાન છે. એમનું હૃદય કરુણાથી ભરેલું છે. એ પોતાના તીર્થનો પરાભવ સહી શકતા નથી તેથી જ. પરમપદે જઇને પણ એ પરાભવને દૂર કરવા ફરી સંસારમાં અવતાર લે છે.

રાજા બોલ્યો· એ કારુણિક છે તો પાત્રમા આવી પડેલા માંસનું ભોજન કરવાની સંમતિ શી રીતે આપી શકે? પરમપદમા સ્થિત છે છતાં તીર્થનો પરાભવ થતાં પાછો સંસારમાં ફરી અવતાર ધરે છે તે પણ ઉચિત નથી કારણ કે જે પરમપદમાં સ્થિત હોય

શ્રમ કરે છે ? તારાથી ડરી જાય એવો આ માણસ ન હોય. હું મારા પિતાનો અને રાજ્યનો સુદ્ધાં ત્યાગ કરતાં ડર્યો નથી. વળી હું મારી છાતી ફાટી જાય એવાં સેંકડો દુઃખો પડતાં પણ ડરું એમ નથી એટલે તને તો તણખલાની તોલે પણ ગણું એમ નથી. કુમારે એમ કહ્યા છતાં પેલો પિશાચ પોતાની લાંબી, મેલી અને પીળી જટાને દિશાઓમાં ફેલાવવા લાગ્યો, શરીરથી આકાશને ભરી દેવા લાગ્યો, અને ભયથી લોકોને આકુળવ્યાકુળ કરવા લાગ્યો. તથા પ્રલયકાળનો વાયરો વાતાં કંપાયમાન થતાં મોટા પહાડ જેવો તે પિશાચ વધારે ને વધારે નાચવા લાગ્યો. તે જોઈને જરાક હસી પડી એ રાજકુમાર બોલ્યોઃ હે પિશાચ ! તારી રાજલક્ષ્મીનો આ થોડો દેખાવ હજુ કેમ અટકતો નથી ? કદાચ આ દેખાવ અટકી પડે તો આવું જોવા જેવું નાટક ક્યાંથી ચાલે ? આ રીતે લેશ પણ ક્ષોભ પામ્યા વિના એ રાજકુમારે હસતાં હસતાં જ્યારે પેલા પિશાચને સંભળાવી દીધું ત્યારે તે પિશાચ શરમાઈ ગયો, અને પોતાનું ખરૂં સ્વરૂપ પ્રગટ કરી તે યક્ષે રાજકુમારને આ પ્રમાણે જણાવ્યું. બહુ નાચવાથી શું ? હે રાજપુત્ર ! હવેથી હું તારો ચાકર બન્યો છું તેથી તું મને જેમ હુકમ આપીશ તેમ હું તારાં કાર્યો કરીશ. હું તારાં અસાધારણ પરાક્રમ અને ચરિત્રોવડે જીવતાં સુધી તારો વેચાણ થયેલ છું. યક્ષના એ વચનોનો “સારુ” કહીને રાજપુત્રે સ્વીકાર કર્યો અને પછી તેણે એ મંત્રનો જાપ કરવો તજી દીધો. ત્યાર પછી, તાપસની સંમતિ મેળવીને તે રાજકુમાર ઉત્તરદિશા તરફ ચાલવા લાગ્યો. રાજકુમાર પદ્મની પાસે પ્રવાસમાં તેને સદા સહાય કરનાર “ વિસ્સસુહ ” નામે યક્ષમંત્ર હતો તેથી એ મંત્રનો અધિષ્ઠાતા યક્ષ જ તે રાજકુમારનાં બધાં મનોવાંછિત કાર્યો પૂરાં કરતો હતો અને તેને ભોજન વગેરેની સામગ્રી પણ પૂરી પાડતો હતો. આ રીતે તે પદ્મકુમાર, નિરંતર પ્રયાણો કરતો કરતો ત્રણ લોકની લક્ષ્મીના નિવાસ **સીહપુર** (સિંહપુર) નામના ગામની પાસે આવી પહોંચ્યો. તે નગરમાં **વઇરસિંઘ** (વૈરસિંહ કે વજસિંહ) નામે રાજા હતો. એ રાજા સ્વભાવે સર્વ ધર્મનો અનુરાગી હતો, સુશીલ હતો, કરુણાવાળો હતો અને પરોપકારી હતો. તેણે પોતાના સર્વ ધર્મ તરફના અનુરાગને લીધે એક દિવસે ઊંચા શિખરવાળાં મંદિરોમાં મહાદેવ, બ્રહ્મા, કૃષ્ણ, જિન અને બુદ્ધ એ બધા દેવોની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી અને બધા ધર્મના આચાર્યોને બોલાવી તેમની સાથે જુદા જુદા દેવોના સ્વરૂપ વિશે ચર્ચા કરવી શરૂ કરી. તે આચાર્યોમાંનાં શિવમતના શિષ્યોએ કહ્યું. મહારાજ ! આ ત્રિલોચન (ત્રણ આંખવાળો) નામે દેવ છે, એના અડધા શરીરમાં એણે પોતાની સ્ત્રી પાર્વતીને ધરી રાખી છે, કામદેવને બાળીને ખાખ કરી નાંખ્યો છે અને હાથમા ત્રિશૂલ અને ધનુષ ધરી રાખ્યાં છે. અને સંગ માત્રને તજી દીધો છે.

રાજા બોલ્યોઃ એના અડધા શરીરમાં સ્ત્રી છે અને એણે કામદેવને બાળી નાખેલ છે. આ બન્ને હકીકત પરસ્પર અસંગત છે. તેમજ એણે સંગ માત્રને તજી દીધેલ છે અને

સમજવાનું કહેવામાં આવે તો તે ખરેખર મહામૂઢતા જ છે. કોઇ મનુષ્યને એવો માલ મળતો હોય કે જેને ખરીદવાથી તેને ઘણો નફો-વિશેષ ધનલાભ થતો હોય તો શું એવા માલને ખરીદવા તે મનુષ્યને તેના ગુરુઓ-વડિલજનો અટકાવે તે શું ઉચિત છે? રાજાએ આમ કહ્યા પછી તે પાખંડીઓ બોલ્યા કે, 'અમુક જ દેવ છે' એ રીતે આ દેવસ્વરૂપનો નિર્ણય કોઇ જ્ઞાની કરી શકે વા કોઈ દેવ કરી શકે; પરંતુ એ વિશેની આપણી જુદા જુદા પ્રકારની કલ્પનાઓને પ્રમાણરૂપ ન માની શકાય.

રાજા બોલ્યો:–'આ સાચું છે.' પછી, રાજાએ પોતાના માણસોને કહ્યું કે, 'અરે! આ નગરમાં બધે ઢોલ વગડાવીને એવી જાહેરાત કરો કે–'જે કોઇ પ્રજાજન કોઇ જ્ઞાની પુરુષને ઓળખતો હોય વા જેણે ખાસ કોઈ દેવને સિદ્ધ કરેલ છે એવા પુરુષને જાણતો હોય તે પ્રજાજને રાજા પાસે આવીને પોતાના ઓળખીતા જ્ઞાનીની કે દેવસિદ્ધ પુરુષની સૂચના આપવાની છે; કારણ કે આ વખતે રાજાને કોઇ જ્ઞાનીનું કે દેવસિદ્ધ પુરુષનું ભારે પ્રયોજન પડયું છે.' રાજાના તે માણસોએ 'तहत्ति' એમ કહીને નગરમાં ચારે કોર ઢોલ વગડાવી રાજા તરફથી ઉપર જણાવ્યા પ્રમાણેની જાહેરાત કરી.

આ જાહેરાતની ઘોષણા રાજપુત્ર પદ્મકુમારે સાંભળી. એ વિશે તેને ભારે કુતૂહલ થવાથી તે જાહેરાત કરનારાઓને તેણે પૂછયું. 'ભો! જ્ઞાનીનું કે દેવસિદ્ધ પુરુષનું રાજાને શું કામ પડયું છે?' રાજાના માણસોએ કહ્યું; 'હે મહાભાગ! અમારો રાજા દેવ, ગુરુ અને ધર્મના સ્વરૂપનો નિશ્ચય કરવા ઇચ્છે છે. બીજા બીજા અનેક ધર્માચાર્યો સાથે તેને એ બાબત વિશેષ વિવાદ થયો છે, માટે એ વિશે નિર્ણય મેળવવા તે, કોઈ જ્ઞાની કે દેવસિદ્ધ પુરુષને મધ્યસ્થ તરીકે શોધે છે. એ મધ્યસ્થ એવો હોવો જોઇએ કે જેના વચનથી રાજાને દેવ, ગુરુ અને ધર્મના સ્વરૂપનો સાચો નિર્ણય થઇ તે દરેકની ખરી પ્રાપ્તિ થઇ જાય. એવા મધ્યસ્થને મેળવવા માટે આ અમારી જાહેરાતની ઘોષણા છે.' પછી કુતૂહલને લીધે એ પદ્મકુમાર, રાજા પાસે ગયો, ત્યાં તેના એક ઓળખીતા ચારણપુત્રે તેને ઓળખી કાઢ્યો અને તે, રાજપુત્ર પદ્મકુમારના ગુણગાન કરવા લાગ્યો. પછી રાજાએ તેને ઓળખ્યો અને પોતાની પાસેના આસન પર બેસાડ્યો. કુશળ સમાચાર પૂછયા.

પ્રસંગ મેળવી રાજકુમાર પદ્મે રાજાને કહ્યું· "હે મહારાજ! આ બધા તીર્થિકોનો–જુદા જુદા સંપ્રદાયના આચાર્યોનો–અહીં શામાટે મેળો ભર્યો છે?" પછી રાજાએ જે હકીકત પહેલાં બનેલી હતી તે બધી વીગતથી કહી બતાવી અને કહ્યુ કે–દેવ, ગુરુ અને ધર્મના સ્વરૂપનો નિર્ણય કરવાનો મારો ઉદ્દેશ છે. એમ કહી રાજાએ, તે રાજકુમારને શિવ વગેરે દેવોની પ્રતિમાઓ દેખાડી. રાજકુમારે પણ તે દરેક પ્રતિમાને પોતાની નિપુણ નજરથી બરાબર

તે ફરી અવતાર કેમ લઇ શકે ? એ પણ વિરુદ્ધ હકીકત છે એટલે બુદ્ધમાં દેવતત્ત્વનું સ્વરૂપ પરસ્પર વિરોધી છે.

અત્રાન્તરે અરિહંતના ભક્ત લોકોએ કહ્યું–મહારાજ ! આ અરિહંત દેવ છે. એણે ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર મોટા દોષોને જીતી લીધા છે. કામદેવને હણી નાખેલ છે. શત્રુ અને મિત્રમાં એમનું મન સમાન છે. સ્ત્રી રહિત છે અને તેમને ક્યાંય મહત્ત્વ નથી.

રાજા બોલ્યો' આ સાચું છે. હમણાં જણાવેલું સ્વરૂપ અરિહંતનું હોય તો એમની દૃષ્ટિ પ્રશાંત કેમ હોઈ શકે ? શરીર સૌમ્ય કેમ હોઈ શકે ! પ્રહરણ શસ્ત્ર એક પણ પાસે નથી, સ્ત્રી પણ નથી એ પણ કેમ સંભવે ? વળી, એમના ઉપર ત્રણ છત્રો છે, એમની આસપાસ ભામંડળ છે, વગેરે જે એમની પૂજા–પ્રતિપત્તિ છે તેવી બીજા કોઇ દેવમાં દેખાતી નથી એથી ચોક્કસ માલૂમ પડે છે કે આ જ પરમાત્મા છે. સંતોવડે સેવવા યોગ્ય છે, અને સંસારનો પાર પામવામાં હેતુ પણ છે. રાજા વિચારે છે કે મને તો આ અરિહંત સાચો પરમાત્મા જણાય છે, પરંતુ બીજા કોઈ મધ્યસ્થ દ્વારા પણ આ નિશ્ચય થઈ શકે તો હું બીજા દેવોનો ત્યાગ કરીને આ જ દેવમાં હું મારા મનને સ્થિર કરું.

અરિહંત તરફ સ્થિર થતું મન જાણીને અને તે વિશે રાજાનું ભક્તિયુક્ત વચન સાંભળીને અન્ય જે જે ધર્માચાર્યો ત્યાં આવેલાં હતાં, તેમને ભારે મત્સર થયો અને તે બધા ભેગા થઇને રાજાને એમ કહેવા લાગ્યા–હે રાજા ! તું આવું અયુક્ત કેમ બોલે છે ? અરિહંતની શ્લાઘા કેમ કરે છે ? એ અરિહંત તો વેદબાહ્ય દેવ છે, અને તારા કોઇ પૂર્વજોએ પણ તેને દેવરૂપે સ્વીકારીને પૂજેલ નથી. તારી કુલપરંપરામા જે દેવ અને ગુરુ ચાલ્યા આવે છે તેમને ત્યજાય નહીં. જેઓ સત્પુરુષો છે તેઓ અપદ્રષ્ટમાં રાગ કરે તે ઉચિત ન ગણાય. હે રાજા ! તારું ચિત્ત ઉન્માર્ગ તરફ ગયું છે એટલે અમે કોઇ પણ રીતે તારા તરફ બેદરકાર રહી શકીએ નહીં અને પૂર્વ પરંપરાને તું છોડી દે તો અમે તારી સામે અમારો જાન પણ કાઢી નાખીએ એટલા બધા અમે તારા તરફ કાળજીવાળા છીએ. રાજા બોલ્યોઃ તમે આવું મર્યાદા વગરનું બોલો તે અયુક્ત છે. તમારી જેવા અનેક સંપ્રદાયો અને શાસ્ત્રોના જાણકારોના મુખમાં આવું વેણ શોભે નહી. જેમ સોનું અને રત્ન વગેરેની પરખ કર્યા વિના જ તેને લેનારા અકુશળ લેખાય છે અને લોકોમાં હાંસીપાત્ર બને છે. તેમ દેવ, ગુરુ અને ધર્મની પારખ કર્યા વગર તેને માનનારા અકુશળ લેખાય છે અને લોકોમાં હાંસીપાત્ર બને છે. પૂર્વથી ચાલી આવેલી પરંપરા જો યુક્તિ-યુક્ત હોય તો જ અનુસરણીય જણાય અને યુક્તિયુક્ત ન હોય છતાં જો તેને અનુસરણીય

પણ તારી શકે છે એ હકીકત યુક્તિવિરુદ્ધ છે અને પ્રત્યક્ષથી પણ વિરુદ્ધ છે, માટે રાગ-દ્વેષ વગરના અને પ્રાણીમાત્રને સુખ આપનારા અરિહંત દેવને યાદ કરો અને કદાગ્રહને તજી દો, એટલે અરિહંત સિવાયના બીજા બધા સાંસારિક દેવોને છોડી દો. તમારી ઇચ્છા આ સંસારસમુદ્રને પાર પામવાની હોય તો જે નિશ્ચય મેં તમને જણાવેલો છે તેને જ અનુસરો ' એમ કહીને પેલો યક્ષ એકદમ અન્તર્ધાન થઈ ગયો.

યક્ષની આ વાત સાંભળીને રાજા, પેલો રાજકુમાર અને ત્યાં બેઠેલા કદાગ્રહ વગરના બધા લોકો ખુશ ખુશ થઈ ગયા અને વિવાદ કરવા આવેલા બધા કુતીર્થિકો-ધર્માચાર્યો-શરમાઈને પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા. રાજા અને પેલો કુમાર એ બન્ને જણા પણ વધારે વખત સુધી શ્રી જિનની પૂજા અને સ્તુતિ કરીને રાજપ્રાસાદે ગયા. ત્યાં રાજાએ કુમાર સાથે ભોજન લીધું. આ રાજકુમારે જ દેવના સ્વરૂપનો નિર્ણય કરવામાં વિશેષ મદદ કરેલી છે તેથી ' આ મારો પરમ ઉપકારી છે ' એમ સમજીને રાજાને કુમાર પ્રતિ ભારે પ્રસન્નતા થઈ અને તેથી રાજાએ પોતાની સુરસુંદરી નામે પુત્રીને એ રાજકુમાર વેરે પરણાવવી એમ નક્કી કર્યું. સારું મુહૂર્ત આવતાં રાજપુત્ર પદ્મકુમાર એ સુરસુંદરીને પરણ્યો, અને એ બન્નેનો વિવાહ મોટી ધામધૂમથી ઉજવવામાં આવ્યો. પછી એ રાજાએ રાજકુમારને ' મહામંડલેશ્વર ' ને પદે સ્થાપ્યો અને પછી તે જાણે પોતાના મહેલમાં રહેતો હોય એ રીતે ત્યાં સુખપૂર્વક રહેવા લાગ્યો.

હવે કોઈ બીજે પ્રસંગે એ રાજકુમાર અને તેનો સાસરો રાજા એ બન્ને એકાંતમાં બેઠા હતા તે વખતે એકાએક આકાશમાં ઊડતો દિવ્યજ્ઞાનદૃષ્ટિવાળો અને જેની પાછળ કેટલાક વિદ્યાધર કુમારો ચાલી રહ્યા છે એવો ક્ષેમંકર નામે ચારણશ્રમણ રાજમહેલના ભાગ તરફ ઊડતા આવતા નજરે જોવામા આવ્યા. આશ્ચર્યકારી રૂપવાળા એવા એ મુનિ-વરને જોતાંવેંત જ વિસ્મય પામેલો રાજા આસન ઉપરથી શીઘ્ર ઊભો થઇ ગયો અને હાથ જોડી, માથું નમાવી તે મુનિને વિનવવા લાગ્યો. " હે ભગવન્ ! પ્રસન્ન થાઓ. તમારા ચરણકમળનું દર્શન આપો. અનુગ્રહ કરો અને અમારું જીવતર સફળ કરો. " રાજાનાં આવાં વચન સાંભળી પેલા ક્ષેમંકર મુનિના હૃદયમાં રાજા ઉપર કરુણા થઇ આવી અને ' નીચે નહીં ઊતરું તો આ રાજાની સ્નેહતાભરી પ્રાર્થનાનો ભંગ કર્યો ગણાશે ' એમ ધારી તે આકાશમાંથી મુનિ રાજભવનમાં ઊતર્યા, અને રાજાએ એને ઉચિત આસન આપતાં તે બેઠા. બરાબર આ જ વખતે રાજા અને તેના જમાઇ પેલો રાજકુમાર બન્ને જણાએ ક્ષેમંકરના ચરણયુગલમાં વિશેષ આદર સાથે પોતાના મસ્તકો ધરતીને અડે એ રીતે નીચે નમાવીને પંચાંગ નમસ્કાર કરીને આ પ્રમાણે કહેવાની શરૂઆત કરી. " હે ભગવન્ ! આજે અમે કૃતાર્થ થયા છીએ, સ્વસ્થ થયા છીએ અને આજે જ તમારું દર્શન થવાથી અમે સંસારસમુદ્રનો

જોઈ-તપાસી. પછી રાજાએ તે કુમારને પૂછયું· "હે કુમાર ! તું કહે કે આમાંથી તને કયો દેવ પસંદ છે ?" કુમાર બોલ્યોઃ "એ તો સ્પષ્ટ જ છે. એ વિશે શું કહેવું ?" રાજા બોલ્યો, "તોપણ જે દેવ તને ગમતો હોય તે વિશે સંક્ષેપથી કહે." કુમાર બોલ્યોઃ "સાંભળો.

જે દેવોના હાથમાં અનેક પ્રકારના અસ્ત્રશસ્ત્રો છે તે દેવો રોષ વગરના છે એમ કેમ કહી શકાય ? જે દેવોની પાસે સ્ત્રીઓ બેઠેલી છે, તેઓ રાગ વગરના છે એમ કેમ કહેવાય ? જે દેવો યજ્ઞમાં પશુને હણવાની વાત કહે છે તેઓ કરુણાવાળા છે એમ કેમ કહેવાય ? જે દેવોની પાસે છત્ર, ચામર, ભામંડલ, અશોકવૃક્ષ, સુરપુષ્પવૃષ્ટિ, દિવ્યદુંદુભિ, આકાશગામી આસન અને દિવ્ય ધ્વનિ એ આઠ મહાવિભૂતિઓ નથી તેઓ 'દેવાધિદેવ છે' એમ કેમ મનાય ? માટે આ બધા દેવોમાં બધા ગુણોની વિભૂતિવાળો આ એક અરિહંત જ દેવ વિજયવંત છે."

રાજા બોલ્યાઃ-"એ એમ જ છે અને અમને પણ એમ જ ભાસે છે, પરંતુ કોઈ દેવના મુખદ્વારા આ જાતનો નિર્ણય જાહેર થાય તો આ બધા જુદા જુદા ધર્માચાર્યોને પણ બોધ મળે." પછી રાજકુમાર પદ્મે રાજાની પાસે જઈ તેના કાનમાં કહ્યું કે-"મેં એક યક્ષને ઘણા લાંબા સમયથી સાધી રાખેલો છે." એ જાણી રાજા બોલ્યો-"હે કુમાર ! મારા ઉપર બહુ પ્રકારે કૃપા કરી, તું એ યક્ષને એવી રીતે સૂચના કર જેથી આ સંશય ભાંગી જાય." કુમાર બોલ્યો-"હે રાજા ! તું કહે છે એમ જ કરું છું." પછી કુમારે યક્ષને સંભાર્યો. એ હાજર થયો એટલે કુમારે તેને કહ્યું-હે "યક્ષ ! તું પ્રત્યક્ષ થઈને દેવના સ્વરૂપ વિશે આ લોકોને તારો નિર્ણય કહી સંભળાવ."

ત્યાર પછી, ઉપર નીચે ચારે બાજુ મોતીઓ લટકી રહ્યાં છે, અને ઘમઘમ કરતી ઘુઘરીઓનો અવાજ પ્રસરી રહ્યો છે એવા વિમાન ઉપર ચડીને કાનમાં મણિમય ઝળહળતા કુંડળોને પહેરેલો જાણે કે ઇંદ્ર ન હોય એવો એ યક્ષ આકાશમાં પ્રગટ થઈને અદ્ધર સ્થિર થયો. તેને જોઈને રાજા અને પેલા બધા ધર્માચાર્યો ઘણા ખુશી ખુશી થઈ ગયા અને એમને એમ લાગ્યું કે-આપણે જેને યાદ કરતા હતા તે જ આ પરમેશ્વર આવી પહોંચ્યો. એને આવેલો જોઈને રાજા વગેરે બધા લોકોએ તેના તરફ સાદરભાવે પૂજાની અંજલિ ઉછાળી અને કહ્યું કે-"હવે એ, આપણને અહીં જે ઉચિત હોય તે કહી સંભળાવે." આ વખતે યક્ષ બોલ્યોઃ-"હે મહાનુભાવો ! તમે નિર્મળ મતિવાળા થઈને પણ દેવ વગેરેના સ્વરૂપ વિશે શા માટે સંશય કરો છો ? 'દેવો રાગદ્વેષ વગરના હોય છે' એ વાત તો એક બાળક પણ સમજે છે. જેઓ રાગદ્વેષવાળા છે તેઓ પણ પૂજાપાત્ર હોય તો પછી, જગતમાં અપૂજનીય એવું કોઈ નથી એમ થયું અર્થાત્ પ્રાણીમાત્ર પૂજાપાત્ર થયાં. અથાગ જળના પ્રવાહમાં પડેલો જે, પોતાની જાતને તારી શકવા સમર્થ નથી તે, બીજાને

પદ્મકુમાર પાસે ગયા ' આ તો મારા પિતાના પ્રધાનો છે ' એમ તેમને ઓળખી દૂરથી જ ઊભા થઇ કુમારે તેમને સન્માન આપ્યું અને તેઓ એક બીજા પ્રેમથી પરસ્પર ભેટી પડ્યા અને પછી પાસેના આસનો ઉપર બેઠા. ત્યારબાદ રાજકુમાર પદ્મે તેમને પોતાના પિતાના કુશળસમાચાર અને દેશની સ્વસ્થતાના સમાચાર પણ પૂછ્યા. તેઓએ બધા સમાચારો ઉચિત રીતે જણાવ્યા. બરાબર આ જ વખતે ભોજનનો સમય થયો. રાજકુમાર પદ્મ, તેમની ( પ્રધાનોની ) સાથે ભોજન કરવા માટે જવાની તૈયારી કરવા લાગ્યો. પહેલાં તેણે દેવોની પૂજા કરી અને પછી ભોજનનો વિધિ પૂરો કર્યો. પછી પ્રસંગ મળતાં તે પ્રધાનપુરુષોએ રાજકુમાર પદ્મને વિનંતિ કરી કે-" હે મહાભાગ ! તમારા પિતાનું શરીર હવે ન મટી શકે એવા રોગથી જીર્ણ થઇ ગયું છે. હવે તેમની ઇચ્છા પરલોકનું ભાતું બાંધી લેવાની છે. એટલે તમને રાજ્યગાદી સોંપી દેવા માટે અમને તેમણે ( મહારાજે ) તમને તેડવા મોકલ્યા છે અને આજ્ઞા કરી છે ( કહેવરાવ્યું છે ) કે-રાજકુમાર, મને જોયા વિના બીજું ભોજન ન રુચે માટે હે રાજપુત્ર ! હવે બાકીનાં બીજાં કાર્યોને જતાં કરો અને પિતાજી પાસે આવવા તૈયાર થાઓ. "

આ બધી હકીકત સાંભળીને અને પોતાના પિતાની રોગગ્રસ્ત સ્થિતિ જાણીને રાજકુમારના મનમા શોક થયો અને ઘડીક તો તે કિંકર્તવ્યમૂઢ જ બની ગયો પણ પછી પોતાની મેળે જ ધીરપણું ધારણ કરી, પોતાના સસરા રાજાને કેમે કરીને પ્રસન્ન કરી, તેની રજા લઈ પોતાની સ્ત્રી સાથે તે, નિરંતર પ્રયાણો કરતો કરતો-પ્રવાસ કરતો સુહંકરા નામની નગરીમાં આવી પહોંચ્યો. તેના માનમાં નગરીમા શોભા કરેલી. કુમાર રાજભુવનમાં ગયો. પંચાંગ પ્રણિપાતપૂર્વક તેણે પોતાનું મસ્તક પિતાના ચરણોમાં નમાવ્યું. પિતા તેને સ્નેહથી ભેટી પડ્યો, ખોળામાં બેસાડ્યો અને કુમારે જુદા જુદા દેશમાં પ્રવાસ કરેલો હોવાથી જે જે અનુભવો થયા હોય તે વિશે પિતાએ તેને પૂછ્યું. પોતાના પિતાની શારીરિક દુર્દશા જોઇને કુમારની આખમાં જળજળીઆં આવી ગયા તેથી ભારે શોક થવાને કારણે ગળગળા થઈ ગયેલા તે કુમારે અસ્પષ્ટ અક્ષરોવાળાં વચનોવડે પોતાનો દેશાંતરભ્રમણનો યથાર્થ અનુભવ કહી સંભળાવ્યો. પછી રાજા પોતાના પુત્રને શોકાકુલ જોઇને તેને સમજાવવા આ પ્રમાણે બોલવા લાગ્યો. " હે વત્સ ! આમ કેમ કાયર થાય છે ? સિદ્ધના આત્માઓને છોડીને બીજા બધાંની આવી જ ( મારી જેવી ) દશા થાય છે, એ સુપ્રસિદ્ધ હકીકત છે. અને આમ છે માટે જ આપણા પૂર્વજોએ સમગ્ર સંગોનો ત્યાગ કરી સંયમ સાધવા માટે ઉદ્યમ કરેલો, અથવા હે વત્સ ! અમારે શોક કરવા જેવું છે પણ શું ? અમે તો ત્રણ વર્ગોને સાધી સંસારના કયા સુખો નથી ભોગવ્યા ? અર્થાત્ સર્વ સુખો ભોગવી લીધા છે. અમારી આજ્ઞા કોણે પોતાને માથે છોગાની જેમ નથી ચઢાવી, અર્થાત્ બધાએ જ અમારી આજ્ઞા માનેલી, અથવા આ રીતે આત્મશ્લાઘાથી પણ સર્યું. સંસારમાં અનંતકાળ સુધી ભ્રમણ કરવાથી

પાર પામ્યા છીએ. હું માનું છું કે દુર્લભ એવું ઋદ્ધિસિદ્ધિથી ભરેલું રાજ્ય મળવું તો સુલભ છે અને અંગસિદ્ધિનું વિજ્ઞાન મળવું પણ સુલભ છે, પરંતુ તમારાં ચરણોની સેવા મળવી સુલભ નથી. હે ભગવન્! અમે વ્યામોહના અંધારાથી અવરાઇ ગયા છીએ અને કુતીર્થિકોથી ગ્રસાઇ ગયેલા છીએ માટે તમે અમારા ઉપર અત્યંત કરુણા કરીને અમને સન્માર્ગમાં જોડો." આ સાંભળીને અને તે બન્નેની પાત્રતા જોઇને તે ક્ષેમંકર-સાધુ, શ્રી જિનનું સ્વરૂપ, અને શ્રી જિનભગવાને કહેલા ધર્મનું સ્વરૂપ વિસ્તારથી કહેવા લાગ્યા, અને બરાબર સમજણ પડે એ માટે સ્પષ્ટ ઉદાહરણો અને યુક્તિઓથી પોતાની વાતને સમજાવવા લાગ્યા. વળી, એ ક્ષેમંકર સાધુએ પોતાના અવધિજ્ઞાનનો ઉપયોગ કરી પોતાના આવ્યા પહેલાં રાજાએ કરેલો દેવ અને ગુરુ વિશેનો વાદવિવાદ પણ જાણી લીધો અને પછી રાજાને જણાવ્યું કે–"હે રાજા! તારી બુદ્ધિનું વર્ણન હું શી રીતે કરું? હે રાજા! તને કોઇ તથાપ્રકારનાં શાસ્ત્રો સાંભળવાનો જોગ મળ્યો નથી, તેમજ તને કોઈ ઉત્તમ મુનિરાજની સેવા કરવાનો જોગ પણ સાંપડ્યો નથી છતાંય તું તારી પ્રતિભાને બળે દેવના સ્વરૂપનો નિશ્ચય કરી શકેલ છે અને પેલા કુતીર્થિક લોકોને હઠાવી શકેલ છે એ જ તારી બુદ્ધિનો મોટો ચમકારો છે." પછી એ ક્ષેમંકરમુનિએ રાજાના જમાઈ પદ્મકુમારની પ્રશંસા કરતાં જણાવ્યું કે–"હે રાજપુત્ર પદ્મ! તેં પણ તારા સાધેલા યક્ષના પ્રભાવથી આ બધા લોકોની મૂઢતા દૂર કરી નાંખી છે અને તેમને દેવના સ્વરૂપ વિશે તેં નિશ્ચળ કરી નાખેલા છે, એ તારું કામ જગતને વિસ્મય પમાડે તેવું છે. જ્યારે તું ગર્ભમાં હતો ત્યારે તારી માતાએ સત્ય તત્ત્વનો નિર્ણય થાય એવી વૃત્તિથી બધા દર્શનોના વિચારોની જિજ્ઞાસા સંબંધી દોહદ કર્યો હતો એથી જ તારી પ્રવૃત્તિ ઉક્ત રીતે વિસ્મયકારી હોય એ સ્વાભાવિક છે. આ આખો લોક મિથ્યાત્વથી ઢંકાઇ ગયેલો છે છતાં તારી જેવા શિવલક્ષ્મીને જોનારા-વરનારા પુરુષોમાં આવી ચમત્કારિક બુદ્ધિ હોય એ ખરેખર વિશેષ ઉચિત છે; માટે જ તમે બધા અરિહંતને દેવરૂપે, સુતપસ્વીઓને ગુરુરૂપે, અને શ્રી જિને જણાવેલા તત્ત્વને ધર્મરૂપે, સદ્ભાવપૂર્વક જરૂર સ્વીકારો. જે લોકો ધર્મથી વિરુદ્ધ રીતે વર્તે છે તેમની સોબત છોડી દો, વિષયોનો વ્યામોહ તજી દો અને નવા નવા ગુણોને મેળવવા માટે આજથી જ ઉદ્યમ શરુ કરી દો." આ રીતે અનેક પ્રકારે તે ક્ષેમંકરમુનિએ તે બધાને સમજાવીને ધર્મમાં નિશ્ચળ કર્યાં અને પછી તેમની રજા લઇને તે મુનિ પોતાને ઇષ્ટ સ્થાને ચાલ્યા ગયા. હવે પહેલેથી ધર્મ વિશે નિશ્ચય પામેલા એવા રાજા અને પેલો રાજપુત્ર એ બન્ને— સાસરો અને જમાઈ પેલા ક્ષેમંકરસાધુના વચનથી વિશેષપણે પરમાર્થ પામ્યા અને ધર્મ-કાર્યોમાં વધારે ને વધારે પ્રવૃત્તિ કરવા લાગ્યા.

હવે વખત જતાં એક દિવસે પેલા રાજપુત્ર પદ્મકુમારને તેડી જવા માટે તેના પિતાએ મોકલેલા પ્રધાનપુરુષો ત્યાં આવી પહોંચ્યા. તેમના આવવાના સમાચાર દ્વારપાળે જણાવ્યા પછી તેઓ

પહોંચ્યા. રાજા પદ્મનૃપે ક્ષેમંકર મુનિના આવવાના સમાચાર જાણ્યા તેથી હર્ષને લીધે તેનાં રોમાંચ પુલકિત થઇ ગયા, અને વિશેષ ભક્તિપૂર્વક તે તેમને વંદન કરવા લાગ્યો. ગુરુએ તેને આશીષ આપી. અને તે ગુરુની સામે કેવળ ભોંયતળ ઉપર બેઠો. મુનિએ તેના ધર્મ વિષયક કુશળ સમાચાર પૂછ્યા, અર્થાત્ તે નિર્બાધ રીતે ધર્મની આરાધના કરે છે કે કેમ? એ વિશે રાજાને પૂછ્યું. રાજાએ પોતે એક સુંદર જિનપ્રતિમા કરાવી છે, તે વિશે મુનિરાજને વાત કરી, અને અવસર જોઇને મુનિને કહ્યું કે-હે ભાગ્યવંત! આ મૂર્તિની પ્રતિષ્ઠા કરો. પછી એ ગુરુ(મુનિરાજ) બોલ્યા· હે નરવર! પ્રતિષ્ઠાની પ્રવૃત્તિમાં જે વિધિ અસાવદ્ય છે એટલે મંત્રોચ્ચારણ અને દેવાહ્વાન વગેરે જે કામો અસાવદ્ય છે તે તો અમે કરી શકીએ અને જે કાર્યો સાવદ્ય છે એટલે પ્રતિમાને નવરાવવું વગેરે જે સાવદ્ય કામો છે તે બધા ગૃહસ્થને કરવાં ઉચિત છે. પછી ગીતાર્થ, ભક્તિવાળા, દક્ષ, ધર્મક્રિયા કરનારા, નિપુણ અને પરમ આસ્તિક એવા વીરભદ્ર વગેરે ગૃહસ્થો, ભક્તિ અને બહુમાન સાથે ઉદ્વેગ વગરના તેઓ(ગૃહસ્થો)એ ક્ષેમંકર ગુરુને દેવપ્રતિષ્ઠાના વિધિ વિશે પૂછવા લાગ્યા અને મુનિ પણ, એ વિશે શાસ્ત્ર પ્રમાણે વા પોતે જે સાંભળ્યું છે તે પ્રમાણે તેમને કહેવા લાગ્યા. પ્રથમ તો અમારી-ઘોષણા કરાવવી એટલે કોઇ, કોઇ જીવોનો વધ ન કરે એવી જાહેરાત કરાવી, લોકો તે પ્રમાણે વર્તે એમ કરવું. પછી રાજાને અને સંઘને બોલાવવા, પછી વૈજ્ઞાનિકનું એટલે મૂર્તિના શિલ્પના જાણકારનું સન્માન કરવું અને ક્ષેત્રની શુદ્ધિ કરવી. તથા દિક્પાલોની સ્થાપના કરવી. તે સંબંધી ક્રિયાનાં સાધનોને તૈયાર કરી રાખવા અને હાજર રાખવા. ઉપવાસ કરવો, બાહ્ય અને આંતર એમ બન્ને પ્રકારે પવિત્ર થવું અને વેદિકામાં શ્રી જિનબિંબની સ્થાપના કરવી. વળી, સારું મુહૂર્ત જોઇને પૂર્વોત્તર દિશાની સન્મુખ અને ઇશાનખૂણાની સામે મુખ રાખી સારાં શકુન થતાં અને ચારે જાતના માંગલિક વાજાંઓ વાગતાં, સર્વ સંઘ સાથે પ્રતિમાજીની સામે સ્થાપનાચાર્યની સ્થાપના કરીને અખંડ અને પવિત્ર વસ્ત્રને પહેરેલો આચાર્ય દેવવંદન કરે. શાંતિના અને શ્રુતના અધિષ્ઠાયક દેવોને નિમિત્તે કાયોત્સર્ગ કરે તથા તેમની સ્તુતિ બોલે. પછી દક્ષિણ હાથમાં સોનું રાખી સકલીકરણ કરે. પછી જેમનો માતૃપક્ષ અને પિતૃપક્ષ વિશુદ્ધ છે એવા અને દક્ષ, ક્ષેત્રજ્ઞ, રક્ષા બંધનવાળા, સ્નાત્રીઓ(ન્હવણ કરનારાઓ) બધી દિશાઓમાં સિદ્ધ-તૈયાર કરેલા બલિને ફેંકે. ત્યારપછી તેઓ ચાર બંધ કલશોવડે જિન ભગવાનની પ્રતિમાઓને ન્હવરાવે અને પછી માણેક, મોતી, પરવાળાં, સોનું અને તાંબું અથવા પરવાળાં મોતી, સોનું, રુપું અને તાંબું એ પાંચ રત્નોવાળા પાણીવડે તે પ્રતિમાઓને ન્હવરાવે. ત્યાર બાદ પીપર, પીંપળો, સરસડો, ઉંબરો અને વડ વગેરેની અંદરની છાલદ્વારા બનાવેલા કષાયેલા પાણીવડે ન્હવણ કરે. ત્યારબાદ, પર્વતની, પદ્મદ્રહની, નદીસંગમની, નદીના બન્ને કાંઠાની, ગાયના શિંગડાથી ખોદાએલી અને રાફડા વગેરેની માટીના પાણીવડે ન્હવણ કરે.

અમે શું જોયું નથી ? શું અનુભવ્યું નથી ? શું કરવું બાકી રાખેલ છે; તો હે પુત્ર ! તું શોકને તજી દે અને મને ધર્મસાધનામાં સહાય કર.” ત્યારપછી કુમારની ઈચ્છા રાજ્યભાર લેવાની લેશ પણ ન થઈ, છતાં મહાકષ્ટે–પરાણે પરાણે રાજ્યલોકોએ તેની પાસે ગાદી સ્વીકારાવી, અને સારું મુહૂર્ત આવતાં તેનો રાજ્યાભિષેક કરી તેને ગાદી ઉપર બેસાડ્યો. પછી, નવા રાજાને યથોચિત શિખામણ દઈને જૂના રાજાએ અનશન કર્યું. સમાધિથી મરણ પામી તે રાજા સુરપ્રભ સૌધર્મ નામના દેવલોકમાં દેવ થયો. હવે નવા રાજા પદ્મરાજાએ પિતાનાં મરણકૃત્યો કર્યાં, અને સંસારનું સ્વરૂપ વિચારી તે પણ શોક રહિત થઈ પોતાનાં રાજ્યકાર્યો સંભાળવા લાગ્યો.

હવે એક દિવસ તે પદ્મનૃપ રાજવાટિકાથી પાછો ફરતો હતો તેવામાં તેને વીરભદ્ર શેઠે કરાવવા માંડેલું ઊંચા ઊંચા શિખરોવડે દિશાઓને રૂંધતું–ભરી દેતું અને હરના હાસ્ય અને હિમ જેવું ઉજ્જવળ એવું એક જિનભવન જોયું. કુતુહલથી તે એ ચણાતા જિન-ભવન પાસે ગયો. વીરભદ્ર વગેરે શેઠોએ રાજાનો આદર કર્યો, અને ચણાતા જિનપ્રાસાદની વિશેષ પ્રકારની કારીગરી વગેરે બતાવ્યાં. રાજાએ વીરભદ્ર શેઠની આ પ્રમાણે પ્રશંસા કરી.

“હે મોટી કીર્તિવાળા વીરભદ્ર શેઠ ! તેં તારા હાથે પેદા કરેલું ધન ખર્ચીને પહાડ જેવું ભારે ઊંચું આવું સુંદર જિનભવન ચણાવ્યું છે, તેથી તને ધન્ય છે. પહાડોમાં આથડી આથડીને, જંગલોમાં રખડી રખડીને, નદીઓ અને સમુદ્રોને ઓળંગી ઓળંગીને અર્થાત્ અનેક કષ્ટો સહીસહીને ધન પેદા થાય છે. એવું ભાગ્યવંતોનું જ ધન ધર્મના કામોમાં ખરચાય છે, અને બીજાઓનું બીજા કામમાં જાય છે. રાજા કહે છે કે–હું મારી જાતને પૂણ્ય વિનાની માનું છું, અને મારા ધનને પણ આપત્તિઓનું સાધન સમજું છું, કારણ કે–એ મારું ધન આવા સરસ સ્થાનમાં ઉપયોગમાં નથી આવતું. રાજા કહે છે કે–મારા રાજ્યને હું દોરડાની જેમ બંધનનું સાધન સમજું છું, કારણ કે રાજ્ય થોડું પણ આવા સદ્ધર્મના કામમાં ખપ નથી લાગતું. ભાવસ્તવમાં અસમર્થ એવો હું–(રાજા) દ્રવ્યસ્તવ માટે પણ યત્ન નહીં કરું તો હું મારી જાતને મારી મેળે જ સંસારના કૂવામાં નાંખું છું. આમ બહુ બોલવાથી શું ? હવે તો આ જિનભવનમાં જ જિનબિંબને કરાવીને હમણાં મારી જાતને શાશ્વત કરી દઉં–અમર કરી દઉં–મુક્તિમાર્ગની સાધના કરી લઉં. હવે સારું મુહૂર્ત જોઈને પૂર્વોક્ત વિધિવડે રાજાએ ઉત્તમ સુવર્ણની જિનપ્રતિમા કરાવવા નાખી. વખત જતાં ચંદ્રના લાંછનવાળી એ ઉત્તમ જિનપ્રતિમા અર્થાત્ શ્રી ચંદ્રપ્રભુની પ્રતિમા તૈયાર પણ થઈ ગઈ, અને તેની પ્રતિષ્ઠા માટે યોગ્ય લગ્ન પણ આવી ગયું.

હવે બરાબર એ જ વખતે પેલા ચારણ મુનિ મહાત્મા કે ગુરુએ જેને મુનિગણ સાથે વિહરવાની અનુમતિ આપેલી છે એવો સૂરિ ક્ષેમંકર પણ સુહંકર નગરીએ આવી

દશાવાળા અને ચંદનના છાંટણાવાળા વસ્ત્રવડે ઢાંકે અને પછી તેના ઉપર પુષ્પોને વેરે. પછી જેમનો પિયરનો પક્ષ અને સાસરાનો પક્ષ જીવંત હોય એવી સૌભાગ્યવતી અને અલંકારોથી સુશોભિત ચાર સ્ત્રીઓ શ્રી જિનબિંબને સાત ધાન્યના પાણીવડે ન્હવડાવે. પછી હિરણ્યના દાનવડે તુષ્ટ થયેલી એ જ સ્ત્રીઓ પાસે સૂતરથી ભરેલી-ત્રાકના સૂતરવડે ચારગણું વીટીંને બિંબનું માપ કરાવે. પછી દેવોનું વંદન કરે અને પ્રતિષ્ઠા દેવીનો કાઉસગ્ગ કરીને તેણીની સ્તુતિ કરે અને તેણીની જ આગળ ઘૃતપાત્ર સ્થાપે. પછી સારા લગ્નમાં મધ અને સાકરથી ભરેલી સોનાની વાટકીમાં બોળેલી કનકશલાકા-સોનાની સળીવડે બિંબમાં નયનોનું ઉન્મીલન કરે. પછી શ્રી જિનબિંબના અંગોની સંધિઓમાં પ્રતિષ્ઠા મંત્રવડે સારી રીતે અક્ષરના ન્યાસને કરતા સ્થિર મનવાળા આચાર્ય વાસક્ષેપ કરે. પછી શ્રી જિનબિંબના સ્થૈર્ય માટે સંઘ સાથે ગુરુએ પુષ્પ અને અક્ષતોની અંજલિપૂર્વક મંગળશબ્દોવડે ઘોષણા કરવી. એ ઘોષણા આ પ્રમાણે છે. સિદ્ધિ, મેરુપર્વત અને કુલપર્વતો તથા જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય. એ પાંચ અસ્તિકાયો અને કાળ એ બધાંની જેમ અહીં શાશ્વત પ્રતિષ્ઠા છે તેમ આ બિંબની પણ આ સુપ્રતિષ્ઠા થાઓ. વળી બધા દ્વીપો, સમુદ્રો, ચંદ્ર, સૂર્ય, સ્વર્ગ અને બીજાં વાસક્ષેત્રોની જેમ અહીં શાશ્વત પ્રતિષ્ઠા છે તેમ આ બિંબની પણ આ સુપ્રતિષ્ઠા થાઓ. આ પ્રસંગે શુભ ભાવ નિમિત્તે ચોખા ઉછાળવા. પછી બિંબની સવિશેષપણે પૂજા કરવી અને ચૈત્યને વંદના કરવી. પછી શ્રી જિનબિંબનું મુખ ઉઘાડતાં વેંત જ પ્રાસુક ઘી, ગોળ, ગોરસ અને વસ્ત્રાદિકવડે શ્રી શ્રમણસંઘની પૂજા કરવી. પછી સારો દિવસ જોઇને સૌભાગ્યમંત્રના વિન્યાસપૂર્વક, શ્રી જિનબિંબના હાથ ઉપરથી મીંઢોળનું કંકણ અવશ્ય ઉપાડી લેવું. ઉપયુક્ત બનેલા ગુરુએ શ્રીજિનબિંબ સંબંધે નિજનિજ સ્થાનોમાં જે નવી મુદ્રાઓ કરવાની છે તે બધીનાં નામો આ છે. ૧ જિનમુદ્રા, ૨ કળશમુદ્રા, ૩ પરમેષ્ઠીમુદ્રા, ૪ અંગમુદ્રા, ૫ અંજલિમુદ્રા, ૬ આસનમુદ્રા, ૭ ચક્રમુદ્રા, ૮ સુરભિમુદ્રા, ૯ પ્રવચનમુદ્રા, ૧૦ ગરુડમુદ્રા, ૧૧ સૌભાગ્યમુદ્રા અને ૧૨ કૃતાંજલિમુદ્રા. ચાર કુંભની સ્થાપના, સ્થિરીકરણ અને અધિવાસ મંત્રન્યાસ એ બધું શ્રી જિનમુદ્રામાં કરવું અને બીજાં વિધાનો આસન-મુદ્રામાં કરવાં. કળશોદ્ધારા ન્હવણનું કામ કળશમુદ્રામાં કરવું. આહ્વાન મંત્રને પરમેષ્ઠીમુદ્રામાં કરવો, અંગમુદ્રામાં સમાલભન કરવું અને પુષ્પારોપણ વગેરે અંજલિમુદ્રામાં કરવું. આસનમુદ્રામાં પટ્ટની પૂજા કરવી. ચક્રમુદ્રામાં અંગસ્પર્શ કરવો, સુરભિમુદ્રામાં અમૃતમુક્તિ અને પ્રવચન મુદ્રામાં પ્રતિબોધ કરવો. ગરુડ મુદ્રામાં દુષ્ટ રક્ષાની વિધિ કરવી, સૌભાગ્યમુદ્રામાં મંત્ર સૌભાગ્યનું કામ કરવું અને કૃતાંજલિ મુદ્રામાં દેશના કરવી. એ રીતે તે તે બધાં કાર્યો તે તે મુદ્રામાં કરવાં. અહીં કોઈ ચર્ચા ઉઠાવે છે કે ગુરુ તો યાવજ્જીવિત સામાયિકને ઉચ્ચરેલા છે અને તેમાં જ સ્થિત રહેલાં છે તો પછી એમને આ બધો સાવદ્ય સમારંભ કરવો કેમ કરીને યોગ્ય

પછી આઠ વર્ગના પાણીવડે એટલે કુઠ, પ્રિયંગુ, વચાવજ, લોદ્દર, ઉશીર-સુગંધી વાળો, દેવદાર, ધરો અને જેઠીમધ એ બધાંનાં પાણીનું નામ 'પ્રથમ અષ્ટવર્ગજલ' છે. મેદ, મહામેદ, કંકોલ, ક્ષીરકંકોલ, જીવક, ઋષભક, નખલા અને મહાનખલા એ બધાંનાં પાણીનું નામ 'દ્વિતીય અષ્ટવર્ગજળ' છે-એ બન્ને પ્રકારનાં પાણીવડે ન્હવણ કરે. સર્વૌષિધીવાળા પાણીવડે એટલે જે પાણીમાં હળદર, વજ, શોફ, વાળો, મોથ, ગ્રંથિવર્ણ, પ્રિયંગુ, સુરવાસ, કચૂરો, કુઠ, એલચી, તજ, તમાલપત્ર, નાગકેસર અને લવિંગ એ બધી ઔષધીઓ પડેલી છે એવા સર્વૌષધીવાળા પાણીવડે ન્હવણ કરવું. પછી ગંધજલવડે અને પ્રવર વાસ સલિલવડે ન્હવણ કરવું. પછી ચંદનના પાણીવડે, કુંકુમના પાણીના ઘડાઓવડે અને તીર્થના પાણીવડે ન્હવણ કરવું. ત્યાર બાદ ગુરુએ મંત્રી આપેલાં શુદ્ધ પાણીવાળા કળશોદ્વારા ન્હવણ કરવું. છેલ્લો કળશ થાય ત્યાં સુધીનાં બધાં ન્હવણો કરતી વખતે પણ વચ્ચે વચ્ચે જલધારા, પુષ્પ, ગંધ અને ધૂપોનો પણ વિધિ પ્રમાણે ઉપયોગ કરવો. આવી રીતે બિંબ-પ્રતિમા-ને ન્હવરાવ્યા પછી ગુરુ, જ્ઞાનકલાના ન્યાસને આચરે, ત્યાર પછી પ્રતિમા ઉપર સરસ સુગંધવાળા પ્રવાહી ચંદનના લેપથી લેપ કરવો. અને પછી પ્રતિમાની આગળ સુગંધી ફૂલોને ચડાવી નંદ્યાવર્તનો પટ્ટ કાઢી સારાં દ્રવ્યોવડે પ્રતિમાની પૂજા કરવી. પછી એ નંદ્યાવર્તના પટ્ટને ચંદનના છાંટણા છાંટેલા કપડાવડે ઢાંકી દેવો અને પછી જિનબિંબની ઉપર ઋદ્ધિ અને વૃદ્ધિવાળું પડિસર એટલે હસ્તસૂત્ર કે કંકણ ચડાવવું. ત્યાર પછી જિનબિંબની આગળ સરસ-રસદાર સુગંધી ફળો મૂકવાં જેવાં કે જંબીર, લીંબુ અને બીજોરું વગેરે. પછી ગંધો દેવા એટલે સુગંધી ધૂપો વગેરે કરવા. પછી મુદ્રા અને મંત્રન્યાસપૂર્વક જિનબિંબના હાથમાં કંકણ નિવેશવું. ત્યારબાદ બિંબની આગળ મંત્રવડે ધારણાવિધિ કરવો. પછી અનેક પ્રકારનાં પકવાનો મૂકવાં, ઉત્તમ મિશ્રણોવાળી સુગંધી ગંધપુટિકા-ગંધની પડીઓ મૂકવી. ઉત્તમ વ્યંજનો મૂકવાં અને વિશેષે કરીને જામફળ વગેરે ફળો મૂકવાં. પછી શ્રી જિનેન્દ્રની પ્રતિમા આગળ શાક, શેરડી, વરસોલાં, ખાંડ અને ઉત્તમ ઔષધિઓ-ઘઉં વગેરે તથા સંપૂર્ણ રીતે તૈયાર થયેલો બલિ મૂકવો. પછી સુકુમારિકાયુક્ત એટલે તાજી માટી-જેનો કોઇએ પણ ઉપયોગ નથી કર્યો એવી માટી યુક્ત ઘૃતગુડદીપ તથા ચારે દિશામાં ચાર જુવારા, જિનબિંબની આગળ મૂકવા અને પછી ભૂતોને બલિ આપવો. પછી શ્રી જિનનાથની આરતી અને મંગળદીવો ઉતારીને વંદન કરવું. પછી અધિવાસના દેવતાનો કાઉસગ્ગ કરવો અને તેમની સ્તુતિ કરવી. હવે પછી અત્યંત અપ્રમત્ત એવા ગુરુ શ્રી જિનનાં પાંચે અંગોમાં ત્રણ વાર, પાંચ વાર કે સાત વાર સ્થિરીકરણ મંત્રને સ્થાપિત કરે. પછી મદનફળ-મીંઢોળ ચડાવે અને અધિવાસન મંત્રનો ન્યાસ પણ કરે. શ્રી જિનબિંબનું ધ્યાન કરે, એટલે જાણે કે તે, સજીવ ન હોય એમ સ્ફુટપણે ભાસે. આ રીતે અધિવાસિત થયેલા તે શ્રી જિનબિંબને

ઉદ્યત થયા હતા તેમને મહામહેનતે રોકી લીધા અને આ રીતે પ્રતિષ્ઠા મહોત્સવનો આરંભ કરીને એ રાજાએ શ્રી ક્ષેમંકરસૂરિને આ પ્રમાણે કહ્યું કે-" હે ભગવન્ ! તમે અમારા ઉપર કૃપા કરીને આ જિનબિંબની પ્રતિષ્ઠા કરો."

પછી રાજાની વિનંતિને માન આપીને આચાર્યે પ્રતિષ્ઠાનું કાર્ય સ્વીકાર્યું. પ્રથમ તો એમણે આગળ પાછળ એકાશન અને વચ્ચે ઉપવાસ એ રીતે ચતુર્થ ભક્તનો તપ કર્યો, પોતાનો આત્મા સમાહિત કર્યો, પ્રતિષ્ઠાસમયે ઉચિત લાગે તેવો વેષ કર્યો, જેમને પહેલાં શિક્ષણ આપીને તૈયાર કરેલા છે એવા, દક્ષ, દ્રવ્યથી અને ભાવથી શુદ્ધિયુક્ત, સમાલભન કરવામાં કુશળ, ઘરેણાં પહેરેલાં, જેમનો માતૃપક્ષ અને પિતૃપક્ષ શુદ્ધ છે એવાં કેટલાક સ્નાત્રીયાઓને ભેગા કરી પોતાની સાથે રાખ્યા. પછી પૂર્વોક્ત પ્રતિષ્ઠાવિધિ પ્રમાણે સૂરિમંત્રનું અધિવાસન વગેરેનો વિધિ કર્યો. બરાબર ઇષ્ટ ઘડી આવતાં જ વગર વિલંબે બિંબ ઉપર સુગંધી વાસક્ષેપ કર્યો અને એ રીતે શાસ્ત્રથી અવિરુદ્ધ ક્રમ પ્રમાણે શ્રી જિનબિંબની પ્રતિષ્ઠા કરી. એ વખતે રાજા પણ પોતાની જાતને પુણ્યના પ્રકર્ષવાળી માનતો તે તે બધાં તત્કાલોચિત વિધાનો કરવા લાગ્યો એટલે કે પ્રતિષ્ઠા વખતે કરવામાં આવતાં ચૈત્યવંદન, આરતી વગેરે વિધાનો કરવા લાગ્યો તથા સંઘને અને સાધર્મિકોને દાન આપ્યાં, સ્વજન વર્ગનાં અને પ્રધાનો તથા પ્રજાજનોનાં પોતે જાતે ઘણાં ઘણાં સન્માન કર્યાં. હવે આ રીતે પ્રતિષ્ઠાનો વિધિ પૂરો થતાં ક્ષેમંકર ગુરુ રાજા વગેરેની સભા સમક્ષ ધર્મદેશના કરવા લાગ્યાઃ—

" જેઓ શ્રી જિનભવનનું નિર્માણ કરે છે, શ્રી જિનબિંબનું સ્થાપન કરે છે, શ્રી જિનની પૂજા અને યાત્રા વગેરેની પ્રવૃત્તિમાં સવિશેષ ઉદ્યમવંત છે તેઓ ધન્ય છે અને તેવા ધન્ય પુરુષો ગોપદની પેઠે આ ભવસાગરને તરી જાય છે. શ્રી જિનભવનનું નિર્માણ વગેરે પ્રવૃત્તિઓમાંનું સદ્ધર્મનું નિમિત્ત એક એક પણ મેળવી શકાય તો પણ તે ઘણા ગૌરવની વાત છે અર્થાત્ એક નિમિત્ત પણ ભારે હિતકર છે તો પછી જે લોકો શ્રી જિનભવનના નિર્માણથી માંડીને તેની પ્રતિષ્ઠા સુધીના બધાં સુંદર નિમિત્તોને મેળવી શકે છે તેમના લાભની તો શી વાત કરવી ? આ વિશે બહુ શું કહીએ ? પરંતુ શ્રી જિનની પ્રતિષ્ઠાનો વિધિ કરવામાં આવે તો એવું કોઈ મંગળમય કાર્ય નથી જે સિદ્ધ ન થાય ? અર્થાત્ બધાં મંગલમય કાર્યો પાર પડે છે; જેમકે જેઓ પ્રતિષ્ઠાને પ્રસંગે શ્રી જિનબિંબને વિવિધ પ્રકારના પાણીના કળશોથી નવરાવે છે, તે જાણે પોતાની જાતનો ત્રણ લોકના રાજ્યમાં અભિષેક ન કરતાં હોય. વળી, એ પ્રસંગે જેઓ શ્રી જિનબિંબની આગળ વિવિધ પ્રકારનાં ફળો, પાકો અને શાકોનો બલિ-નૈવેદ્ય ધરે છે તેઓ જાણે મોક્ષસુખના ખજાનાને જલદીથી ખોદતા ન હોય. વળી, જેમના તરફથી સ્નિગ્ધ અને લાંબા લાંબા

ગણાય ? પૂર્વોક્ત પ્રતિષ્ઠાની પ્રવૃત્તિમાં તો જીવવધ થાય જ છે એથી સામાયિકને વરેલા ગુરુ પણ એવી પ્રવૃત્તિમાં પડશે તો પછી ગુરુઓના અહિંસાના ઉપદેશમાં શિષ્યોને અવિશ્વાસ થશે. આ ચર્ચાનો ઉત્તર આપતાં ગુરુશ્રી જણાવે છે કે-હે મૂઢ ! જો કે પૂર્વોક્ત પ્રવૃત્તિમાં ક્યાંક જીવવધ થાય છે ખરો તો પણ તે કાયવધને ગુરુનાં વચનનો તથા આચરણનો ટેકો છે તેથી એ જીવવધ દુષ્ટ ન લેખાય અર્થાત્ સામાયિકમાં રહેલા સાધુને પણ એવો જીવવધ કરવાની છૂટ હોવાથી તે નિમિત્તે તેને દોષ ન લાગે. 'શ્રી જિનબિંબની સ્થાપના ગુરુએ કરવી' એવું વિધિવચન છે અને તે સૂત્રોક્ત છે માટે પ્રમાણરૂપ છે. પ્રતિષ્ઠાનો વિધિ કરનાર યતિ તે વચનને સવિષય-સફળ કરે છે એટલે એમાં એને દોષ ન હોય. એ વચન પ્રમાણે ગુરુ, પ્રતિષ્ઠાની વિધિને ન આચરે તો તે વચન નિષ્ફળ થાય માટે પ્રતિષ્ઠાની વિધિનો આચરતો યતિ યોગ્ય જ કરે છે અર્થાત્ ગૌરવ વગેરે ગુણોવાળી એવી શ્રી જિનબિંબની સ્થાપના ગુરુ કરે તે યોગ્ય જ છે. વળી બીજું એ કે,-બને તેટલી યતના રાખીને સૂત્રોક્તવિધિપૂર્વક શ્રી જિનભવન ચણાવવામાં જેમ જીવવધ વગેરે દોષો લાગતા નથી તેમ શ્રી જિનબિંબની સ્થાપના પણ કરવામાં જીવવધ વગેરે દોષો લાગતા નથી. ગુરુ વિના એકલો ગૃહસ્થ શ્રી જિનભવન, શ્રી જિનબિંબ અને શ્રી જિનબિંબની પૂજા વગેરેનાં વિધાનો કરી શકતો નથી માટે તેમાં જીવવધનો દોષ નથી અને ગુરુને એ દોષ લાગતો નથી એમ કહેલું છે. આ વિશે આથી વધારે કહેવાનું કામ નથી. શ્રી ક્ષેમંકર મુનિ કહે છે કે-પૂર્વોક્ત વિધિ પ્રમાણે શ્રી જિનબિંબની સ્થાપના કર્યા પછી પોતાના વિભવને છાજે એ રીતે એકસો ને આઠ કળશોવડે શ્રી જિનબિંબનો અભિષેક કરવો. અને શ્રી જિનની પૂજા વગેરેની પ્રવૃત્તિમાં પ્રતિદિન પરમ પ્રયત્ન કરવો. શ્રી ક્ષેમંકર મુનિ કહે છે કે-હે વીરભદ્ર ! અને અન્ય શ્રાવકો ! પ્રતિષ્ઠાનો વિધિ આ રીતે સંક્ષેપમાં કહેલો છે.

પછી સાવધાન ચિત્તવાળા અને હાથ જોડીને નમસ્કાર કરતા એવા વીરભદ્ર વગેરે શ્રાવકો બોલ્યા કે-હે ભગવન્ ! તમે પ્રતિષ્ઠાનો વિધિ બતાવીને અમારા ઉપર અનુગ્રહ કરેલો છે. આ રીતે તે શ્રાવકોએ ગુરુની વારંવાર પ્રશંસા કરી. પછી તેમને વંદન કર્યું અને ગુરુએ જણાવેલ વિધિની બધી હકીકત પદ્મનૃપતિને કહી સંભળાવી. વીરભદ્ર વગેરે શ્રાવકોનું વચન સાંભળી તે રાજાએ પણ વેગથી પોતાના માણસોને કહીને નગરની શોભા કરાવી, કેદખાનામાંથી બધાય કેદીઓને છોડી દઈ બધાં કેદખાનાં સાફ કરાવી નાખ્યાં, બધાં તીર્થોનાં પાણી મંગાવ્યાં, પ્રતિષ્ઠામાં ઉપયોગી એવાં ફૂલો, બધી ઘઉ વગેરે ઔષધીઓ અને કુંવારી માટી વગેરે સામગ્રી તૈયાર કરી અને આગળ ચોવીશમી ગાથામાં નિયતરીતે ઉપયોગમાં આવનાર વસ્તુવર્ગ જણાવેલ છે તે બધી ભેગી કરી સંઘરી લીધી, દૂર દૂર દેશ-દેશાંતરથી કુશળ સાધર્મિકોને બોલાવી લીધા, જે જે સાધુઓ વિહાર કરવાને

કરેલી. વળી, એ નાનપણથી જ અસાધારણ વિવેકના પ્રકર્ષથી ગૌરવવાળો હતો, ઘણા લોકોની સામે રાજાએ તીર્થની પ્રભાવના પણ દૃઢપણે કરી બતાવેલી, વળી, એ મહાત્મા, ઉપશમ, વિવેક, આસ્તિક્ય વગેરે અનેક ગુણોથી ભૂષિત હતો અર્થાત્ એ પદ્મ નામનો રાજા આવા આવા અનેક ગુણવાળો અને વિશેષ ધાર્મિક હતો; છતાંય તે દુર્ગતિને પામ્યો. હાય !!! હાય !!! જુઓ તો કર્મનું માહાત્મ્ય કેવું છે ? અથવા કર્મના પ્રભાવને લીધે શ્રી મલ્લિજિન સ્ત્રીનો અવતાર પામ્યા અને ભગવાન મહાવીરને એક માતાને છોડીને બીજી માતાના ગર્ભમાં રહેવું પડયું. આ કર્મોનો પ્રતિમલ્લ કોને કરી શકાય ? અર્થાત્ એ કર્મોની સામે કોને કરી શકાય ?

એ પ્રમાણે તે ( રાજા ) માછલું થઈને સમુદ્રમાં આમતેમ હિંડતો, એક વાર શ્રી જિનબિંબની સમાન આકારવાળા એવા એક મહાપદ્મને-મોટા કમળને જુવે છે. શ્રી સર્વજ્ઞ ભગવાને કહ્યું છે કે—સ્વયંભૂરમણ સમુદ્રમાં માછલાં અને કમળો બધા પ્રકારના આકારવાળા મળી આવે છે, તેઓ ફક્ત એક બલોયાના આકારના નથી હોતા. હવે શ્રી જિનબિંબ જેવા આકારવાળું કમળ જોઈને આ માછલાને ભારે સંતોષ-પ્રસન્નતા થયો અને 'આવું રૂપ મેં ક્યાંક જોયું છે.' એ જાતની તેને ઊંડી વિચારણા જાગી. એ વિચારણામાં વધારે ને વધારે વધતાં તેને તેના પૂર્વભવનું સ્મરણ-જાતિસ્મરણ જ્ઞાન થઈ ગયું. હવે તો તેને, પોતે જેની પ્રતિષ્ઠા કરાવી છે એવું શ્રી જગગુરુનું બિંબ સાક્ષાત્ હોય એમ દેખાવા લાગ્યું અને સંભારતાં સંભારતાં પેલા કરુણાઅમૃતના સમુદ્ર એવા ક્ષેમંકરસૂરિ પણ નજરે તરવા લાગ્યા તથા તેના ઉપદેશ વચનો ટાંકણાંથી કોરેલાં હોય એ રીતે તેના હૃદયમાં પ્રકટ રીતે જણાવા લાગ્યાં. જાતિસ્મરણજ્ઞાન થવાથી તેના મનમાં સંવેગના તરંગો ઊઠવા લાગ્યા અને તે મત્સ્ય હોઇને પણ વિચારવા લાગ્યો કે—અહો ! મારું કેવું કમનશીબ છે ! મારાં કેવાં ક્લિષ્ટ કર્મો છે ! અહો ભાવિભાવની પ્રબળતા કેટલી બધી છે કે તે ટાળી ટળી શકતી નથી. મને મારા રાજાના ભવમાં તથાપ્રકારની ઉત્તમ ધર્મની સામગ્રી સાંપડી હતી અને જાણે મારું નાવ સમુદ્રને કાંઠે પહોંચ્યું પહોંચ્યું એમ થઈ રહ્યું હતું, પરંતુ એવી દશામાં પણ મેં અંતસમયે સમ્યક્ત્વને ખોઈ નાખ્યું, આત્મભાનને ગુમાવી દીધું અને પરિણામે આ દુર્દશાને પામ્યો તો હવે શું કરું ? કોને શરણે જાઉં ? ક્યાં જાઉં ? અથવા હવે શું કરું તો સારું થાય ? એ પ્રમાણે વધારે સમય સુધી સંતાપ પામી, પશ્ચાત્તાપ કરી તેણે પોતાના મનના પરિણામોને વિશુદ્ધ કર્યા અને તે છેવટે 'શરદ્‌ના ચંદ્ર જેવા અને જગગુરુ એવા શ્રી ચંદ્રપ્રભ ભગવાનનું શરણ છે ' એમ તેણે નિશ્ચય કર્યો અને પછી તેણે અનાગારી-જેમાં કોઈ પ્રકારની છૂટછાટ નથી એવું-અનશન સ્વીકાર્યું. તે એ રીતે પરમ સમાધિમાં રહેતો અને કેવળ પંચપરમેષ્ઠિ મંત્રને જ નિરંતર યાદ કરતો કરતો મરણ પામી સહસ્રાર નામના સ્વર્ગમાં વધારેમાં વધારે આયુષ્યવાળો દેવ થયો. એ,

તાજા તાજા જવારાઓ મૂકવામાં આવેલા હોય તે જાણે કે તેમના તત્કાળ ઊગેલા સુખ-કલ્પવૃક્ષના અંકુરાઓનો જથ્થો ન હોય. જે ભવ્ય લોકો શ્રી જિનબિંબ નિમિત્તે વેદીની રચના કરે છે તેઓ માનું છું કે તે દ્વારા મોક્ષવધૂનું પાણિગ્રહણ કરે છે કે શું? જે ભવ્યો, ભરેલી-પવિત્ર સુતરથી ભરેલી-ત્રાકના તાંતણાંઓથી શ્રી જિનબિંબનું માપ કરે છે તેઓ તંતુને બહાને જાણે કે પોતાની લક્ષ્મીને દ્રઢ રીતે બાંધી રાખતા ન હોય? જેઓ જગતની આંખ જેવા એવા શ્રી જિનબિંબના બન્ને નયનોનું ઉન્મીલન કરે છે તેઓ પોતાની બન્ને આંખ, જાણે જગતને જોવાને સમર્થ બને એવી બનાવે છે. પ્રતિષ્ઠાને પ્રસંગે વાજાઓનો અવાજ બધે સ્થળે નિર્ભર રીતે ફેલાય છે તે જાણે એમ કહે છે કે જેમ બકરી સમપર્ણના વૃક્ષ પાસે પહોંચે છે તેમ બધા બુધ પુરુષોએ આવાં પવિત્ર કામો કરવા માટે પહોંચી જવું જોઇએ. એ પ્રમાણે જગદ્ગુરુ એવા શ્રી જિનના બિંબ નિમિત્તે ભવ્ય લોકો જે જે કાંઇ મંગલરૂપે કરે છે તે તે બધું તદનુરૂપપણે તેમના સુખ માટે પરિણમે છે તેથી તમે બધા પૂણ્યવાળા છો, કારણ કે તમારી બધાની શ્રીજિનેંદ્રના સંબંધે આવી સારી વિશેષ પ્રયત્નવાળી પ્રવૃત્તિ થઈ છે. જે લોકોએ અંગૂઠા જેવડી નાની પણ શ્રી જિનની પ્રતિમા પ્રતિષ્ઠાપિત નથી કરી તે લોકો, પોતાના આત્માની નિર્વાણ પ્રાપ્તિ માટે કેમ પ્રતિષ્ઠા કરી શકે?"

આવી રીતે ઘણા લાંબા વખત સુધી તે વીરભદ્ર વગેરે શ્રાવકોને તથા રાજાને ઉત્સાહિત કરીને આચાર્યશ્રી ક્ષેમંકરમુનિ બીજી તરફ વિહાર કરી ગયા. રાજા પણ પોતાનાં રાજ્યનાં અને ધર્મનાં કાર્યો તરફ ધ્યાન આપવા લાગ્યો. હવે વખત જતાં રાજા રાજ્યલક્ષ્મીની મોજો માણતો રહે છે, એવામાં તેને પૂર્વે કરેલું કોઇ નિકાચિતકર્મ ઉદયમાં આવ્યું. એના પરિપાકરૂપે એના શરીરમાં ભયંકર દાહજ્વર પેદા થયો. એના પ્રતિકાર માટે અનેક મંત્રો તથા તંત્રોના ઉપચાર કરાવ્યાં. આખું રાજકુટુંબ અને બધા પ્રજાજન વ્યાકુળ થઈ ગયાં. રાજાના અંતઃપુરમાં તો રડારોડ મચી ગઈ. એક ક્ષણ કોઇના આંસું સૂકાતા નથી. એમ બધી રાણીઓ રડવા લાગી. અનેક ઉપાયો કર્યાં છતાં રાજાનો એ વ્યાધિ ન જ મટયો એટલે એ ભયાનક વ્યાધિની અસહ્ય પીડા થતાં રાજા પોતાના આત્મબલને ભૂલ્યો અર્થાત્ એનું સમ્યક્ત્વ ચાલ્યું ગયું અને રાજા આર્ત્તધ્યાનને વશ પડ્યો. એ વખતે તેણે પોતાનું ભવાંતર આયુષ્ય બાંધ્યું અને આર્ત્તધ્યાન દોષમાં વર્તતો રાજા મરણ પામ્યો અને સ્વયંભૂરમણ નામના મહાસમુદ્રમાં ગર્ભજ મત્સ્યરૂપે તેણે જન્મ ધર્યો અર્થાત્ રાજા મરીને માછલાની યોનિમાં જન્મ્યો.

આ રાજાએ પૂર્વોક્ત પ્રકારે શ્રી જિનબિંબની પ્રતિષ્ઠા કરી-કરાવીને વિશિષ્ટ પુણ્ય પેદા કરેલું, વળી, એ રાજાએ શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણેની સત્ક્રિયાઓ પણ નિરંતર રસપૂર્વક

## શ્રી જિનપૂજા અધિકારે પ્રભંકરનું કથાનક.

### કથા તેરમી.

શ્રી જિનેંદ્રની પ્રતિમાની સારી રીતે પ્રતિષ્ઠા કર્યા પછી પણ તેની પૂજા કર્યા વિના કર્મોની નિર્જરાનો લાભ મળતો નથી માટે શ્રી જિનેંદ્રની પૂજાની વિધિ કહીશ. પવિત્ર પહેરવેશવાળો ગૃહસ્થ, પુષ્પ વગેરેની સામગ્રી લઈ સારાં સારાં ભાવવાહી સ્તવનો સાથે યોગ્ય સમયે વિધિપૂર્વક શ્રી જિનેંદ્ર ભગવાનની પૂજા રચે-કરે. યોગ્ય સમય એટલે ત્રણ સંધ્યાઓ-પ્રાતઃકાળ, મધ્યાહ્ન કાળ અને સાયંકાળ, અથવા યોગ્ય સમય એટલે પોતાની આજીવિકાને અનુરૂપ સમય એટલે આજીવિકાની પ્રવૃત્તિમા બાધા ન કરે એવો કાળ. ગૃહસ્થની પવિત્રતા એટલે સ્નાન કરવું તે બાહ્ય પવિત્રતા અને શુભ આશય તે આંતર પવિત્રતા. શુભ આશય એટલે શ્રી જિનો જે માર્ગે સંચરી, રાગદ્વેષનો પરાજય કરી, સમભાવ કેળવી કોઇને પણ લવમાત્ર પણ પીડાકર ન થયા-થવાય તે રીતે હું (ગૃહસ્થ) પણ શ્રી જિનની પૂજા કરતો કરતો એમને માર્ગે સંચરી સર્વત્ર અભયપ્રદ બનું. પવિત્ર પહેરવેશ એટલે દેશ, કાળ, ધર્માચરણ અને પોતાની સ્થિતિની અપેક્ષાએ પ્રશસ્ત ગણાતો, આછટલાઇ વગરનો અને ઉપહાસપાત્ર ન ગણાય એવો પોષાક રંગે શ્વેત-ધોળો, ફાટેલો નહીં અને બીજા દોષો વિનાનો પોષાક-કપડાં વગેરે. બીજા દોષો વિનાનો એટલે જે પોષાકની બનાવટમાં અપેક્ષાએ ઓછામાં ઓછો આરંભ થયો હોય, અને જેને મેળવવામાં અનીતિ ન થઈ હોય તથા જે ત્રસપ્રાણના શરીરોદ્વારા ન નીપજ્યો હોય એવો પોષાક. ફૂલ, અક્ષત, ધૂપ, દીપ, વાસક્ષેપ, બલિ-નિવેદ, જલપાત્ર-પાણીનું પાત્ર કલશ-જલનો કુંભ, સારાં ફળો, કેસર, કપૂર, ચંદન, કસ્તૂરિકાનો લેપ, મણિ જડેલો સોનાનો મુગટ, એવાં જ કડાં, કંદોરો, તિલક વગેરે તથા ઉત્તમ આભૂષણો અને મહામૂલાં વસ્ત્રો-એ બધી વસ્તુઓ ઉપરાંત સિદ્ધાર્થ-સરસવ વગેરે બીજી બીજી સુંદર વસ્તુઓની પણ શ્રી જિનપૂજામાં યોજના કરવાની છે. પૂજા કરવા સિવાય બીજા કામમાં એ વસ્તુઓનો ઉપયોગ કરવો એ ધન્ય ન ગણાય-સારું ન કહેવાય. પૂજાનો વિધિ એટલે શ્રી જિનની પૂજા કરતી વખતે વસ્ત્રવડે મુખ અને નાકને મજબૂત રીતે બાંધી લેવા ઘટે. એમ ન કરે તો શ્રી જિનની ભારે આશાતના થઈ કહેવાય. વળી કહ્યું છે કે-જે લોકો રાજાની સેવામાં બરાબર પ્રયત્નપૂર્વક વર્તે છે તે લોકો સેવાનું ફળ મેળવે છે અને બીજા બાકીના-બરાબર સેવા નહીં કરનાર બિચારા-ક્લેશ પામે છે. ગંભીર અર્થવાળાં ગંભીર પદોનાં મોટાં મોટાં દંડકોની યોજના કરી તે દ્વારા શ્રી જિનેંદ્ર ભગવાનના ગુણોનું કીર્તન કરે. ભગવાનના ગુણોનું સ્મરણ કરવું એ જ શ્રી જિન ભગવાનની પરમપૂજા છે. શ્રી જિનની

સ્વર્ગમાં પરિપૂર્ણપણે બધી પર્યાપ્તિઓ પૂરી કરી આળસ મરડી દેવશય્યામાં બેઠો થયો અને તેણે તત્કાલ ઉચિત એવાં તથાપ્રકારનાં દેવકાર્યો પૂરાં કરી તુરત જ 'કયા કર્મને લીધે હું આ દેવનો અવતાર પામ્યો છું' એ જાણવા માટે પોતાના અવધિજ્ઞાનનો પ્રયોગ કર્યો એટલે (તેણે) પોતાનો મત્સ્યભવ અને રાજાનો ભવ સ્પષ્ટપણે જોઈ લીધો. તે બધું જોતાં જ શીઘ્ર તેને પોતે પ્રતિષ્ઠા કરાવેલા શ્રીચંદ્રપ્રભજિનના બિંબને જોવાની પ્રબળ ઉત્કંઠા થઈ આવી અને પોતે યોગ્ય આભૂષણો પહેરી, કેટલાક પ્રમુખ પ્રમુખ દેવોને સાથે લઈ વિમાનમાં બેસીને શ્રીચંદ્રપ્રભજિનના મંદિર ભણી જવાને ઊપડ્યો. ભક્તિના પરમપ્રકર્ષપૂર્વક તેણે જગગુરુ એવા શ્રીચંદ્રપ્રભ ભગવાનને વંદન કર્યું. પછી ત્યાંથી પાછા ફરતાં તેણે, તાજા જ વિહાર કરીને આવેલા અને ધર્મકથા કહી સંભળાવતા એવા તે ક્ષેમંકર આચાર્યને જોયા. એ દેવે, તે આચાર્યને પણ પરમપ્રેમના પ્રકર્ષપૂર્વક વંદન કર્યું. આચાર્યે તેને આશિષ આપી. તે (દેવ), પાસેની જમીન ઉપર બેઠો. આચાર્યે પણ પોતાના જ્ઞાનના પ્રભાવથી તેને ઓળખી લીધો અને તેને આદરપૂર્વક બોલાવ્યો અને કહ્યું કે-"હે સુરવર! તું પુણ્યવાળો છેઃ જેમકે પોતાના પ્રકાશથી વિશ્વને પ્રકાશિત કરતા મહિમાવાળા અને ચંદ્ર જેવા મનોહર એવા જિનબિંબને શ્રીજિનમંદિરમાં સ્થાપિત કરતો એવો તું પુણ્યવંતોમાં ઈશ સમાન કેમ ન હો! અથવા મારી જેવા તારી પ્રશંસા કેમ ન કરે? તેં પ્રતિષ્ઠા જેવું ઉત્તમોત્તમ આચરણ-કાર્ય કર્યું છતાં તારાં પૂર્વના દુષ્કૃતોને લીધે તને અંતસમયે તારી સુમતિને રોકી રાખનારું એવું, કંટક વાગવા જેવું કલુષતાવાળું જે મહાવિઘ્ન આવી ગયું તેથી તું કોઈ પણ રીતે તારા મનમાં ખેદ ન કરીશ. જેમણે અનેક સુકૃત્યો કર્યાં છે એવા પણ પ્રાણીઓ કુકર્મોના વિપાકને પામતાં દુર્ગતિને ન પામે એવું બને ખરું? અર્થાત્ એ રીતે તારે પણ મત્સ્યયોનિમાં જન્મ લેવો પડ્યો તો પણ હવે તું તેં કરેલી શ્રીજિનબિંબની સ્થાપનાના પુણ્યપ્રભાવને લીધે બીજે મનુષ્યભવ પામી અનુપમ એવું શિવસુખ જરૂર પામીશ." આ પ્રમાણે તે ક્ષેમંકર ગુરુની વાણી સાંભળી તે દેવ હર્ષ પામ્યો અને તેણે ગુરુને પ્રણામ કર્યા. પછી ચાલતાં ચાલતાં ઝગારા મારે એવાં કુંડળવાળો એ દેવ, સ્વર્ગમાં ચાલ્યો ગયો અને ભવ્યો, પ્રીતિપૂર્વક જેમની હમેશાં સેવા કરે છે એવા આચાર્ય પણ પોતાના શિષ્યપરિવાર સાથે પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા.

એ પ્રમાણે શ્રી કથારત્ન કોશમાં શ્રી જિનબિંબ-પ્રતિષ્ઠાના અધિકારે
મહારાજ પદ્મનું કથાનક સમાપ્ત.



ગમ્મત કરવાને ખાતર તેમાંના એક ઘોડા ઉપર રાજા અસ્વાર થયો અને બીજા ઉપર અમાત્યે સ્વારી કરી. તેમણે બન્નેએ તે બન્ને ઘોડાઓને સારી રીતે ચલાવ્યા. ઘોડાઓ પવનવેગી હતા અને તે જેમ જેમ ચોકડું ખેંચે તેમ તેમ તે ઊલટા વધારે વેગમાં આવે એવી ઊંધી ટેવવાળા હતા તેથી "આ રાજા જાય; આ રાજા જાય" એમ કહેતાં લોકો ફાટી આંખે જોતા રહ્યા; એટલામાં જ તો તે ઘોડા ઘણે આગળ નીકળી ગયા અને આંખના પલકારા જેટલા સમયમાં તો તેમણે ઘણો લાંબો માર્ગ કાપી નાખ્યો, તેથી હવે રાજા અને અમાત્ય તે બન્ને દેખાતા પણ બંધ પડ્યા. હવે રાજાના પરિવારે એમ ધાર્યું કે ઘોડાઓએ તો રાજા અને અમાત્યનું અપહરણ કર્યું તેથી તેમની પાછળ જવું જોઈએ. આમ વિચારી હાથી, ઘોડા અને રથો વગેરે લઈ તે રાજપરિવાર, જે માર્ગે એ ઘોડાઓ ગયા તેની પાછળ વેગથી ઊપડ્યો. દુષ્ટ ટેવવાળા એ ઘોડાઓ રાજાને અને અમાત્યને લઈને એક ભયંકર અટવીમાં પહોંચ્યા અને દુષ્ટ કર્મોની સાથે સરખાવી શકાય એવા તે ઘોડાઓએ તેમને પોતા ઉપરથી નીચે પાડી નાખ્યા અને ભારે થાકને લીધે થરથર ધ્રૂજતા બન્ને ઘોડાઓ તે જ વખતે યમના પરોણા થયા–મરણ પામ્યા. રાજા અને અમાત્ય પણ ઘણા થાકી ગયા અને ખૂબ તરસ્યા થયા. તે બન્ને આસપાસ આવેલાં ઘટાદાર વૃક્ષોની છાયામાં વિસામો ખાવા બેઠાં, ત્યાં ઠંડા પવનની લહેરોનો સ્પર્શ થતાં તે બન્નેનો થોડોક થાક ઉતર્યો, થોડીક નિરાંત વળી અને પછી તેઓ બન્ને આ પ્રમાણે વિચારવા લાગ્યા:—

કાર્યોની ગતિ વાંકી હોય છે, આપદાઓ ઓચિંતી આવી પડે છે અને આવેલી સંપદાઓ પણ હા ! જોતજોતામાં કેવી રીતે ઝટ વણસી જાય છે. જુઓ તો ખરા, રાજલક્ષ્મી પણ કુભારજા જેવી પાપણી છે અને મહાદુઃખે રીઝે એવી છે. જ્યારે ભાગ્ય વાંકું થાય છે ત્યારે અમૃત પણ ઝેર થઈ જાય છે. ખરી વાત એ છે કે આ ઘોડાઓ વગેરે રાજ્યાંગોનો પણ ઉપયોગ શ્રમ દૂર કરવા માટે જ છે પણ તે મોજશોખનાં સાધનો નથી. તે ઘોડાઓ વગેરે સાધનોનો ગમે તેમ ગમે તે રીતે ઉપયોગ કરવામાં આવે તો તે પણ આપણને ભારે આકુળવ્યાકુળ કરી નાખે છે. લાંબા પંથના થાકને લીધે તે બન્નેને ભારે ખેદ થયો છે અને તેમનાં મુખો કાળાં પડી જઈ સંકોચાઈ ગયાં છે. એવી સ્થિતિમાં આ રીતે તે બન્ને જણા પરસ્પર પોતે પોતાની ગોઠડી કરતા હતા તેટલામાં જ તેમણે દુંદુભિનો નાદ સાંભળ્યો. તથા સર્વ પ્રકારે આદર અને વિશેષ હરખને લીધે જેમનાં રૂંવાડા ઊભાં થઈ ગયા છે એવાં દેવનાં ટોળેટોળાં જાણે વિજળી ન ઝબકતી હોય એ રીતે પ્રકાશ ફેલાવતાં આકાશમાં દેખાયા. કેટલાક દેવો ઊંચે ઊડે છે, કેટલાક નીચે આવે છે, કેટલાક ટોળે વળ્યા છે તથા કેટલાક બીકને લીધે થંભી ગયા છે અને કેટલાક ચપળતા બતાવતા થાકતા નથી, કેટલાક સુગંધી પાણી વરસાવે છે, ફૂલો વરસાવે છે અને કેટલાક હર્ષમાં આવી જઈ કપડાં

પૂજા, બધી ઇષ્ટ સિદ્ધિઓ મેળવવાનું દ્વાર છે. ગૃહસ્થધર્મનો સાર પણ એ છે. જે લોકો પુણ્ય વગરના છે તેઓ શ્રી જિનની પરમપૂજા કરી શકતા નથી. બધા લોકો સુખને વાંછે છે, એ સુખ, મોક્ષ મળતાં જ પ્રાપ્ત થાય છે. પરંતુ એ મોક્ષનું સાધન ધર્મ છે, ધર્મનું સાધન સમ્યકત્વ છે અને એ સમ્યકત્વ વળી શ્રી જિનની ચરણપૂજા વિના સંભવતું નથી. એમ સમજીને એટલે શ્રી જિનની ચરણપૂજા મોક્ષસુખનું પરમ સાધન છે એમ જાણી એ પરમ સાધનોમાં સર્વ પ્રયત્નપૂર્વક ઉદ્યમવંત માનવ, સંસારનો પાર પામે છે. આ માટે અહીં પ્રભંકરનું દૃષ્ટાંત કહેવાનું છે.

**વસંતપુર** નામે નગર છે. એ નગરમાં નિરંતર મોટા મોટા ઉત્સવો પ્રવર્તી રહ્યા છે એથી એમ લાગે છે કે–જાણે એ નગરમાં નિત્ય ને નિત્ય સત્યુગ જ ન અવતર્યો હોય. વળી એ નગરનું નામ સાંભળતાં જ પણ પ્રવાસી જનો સંતોષ પામે છે એવું એ ઉદાર અને અતિથિ–અભ્યાગતો–ની આગતા–સ્વાગતામાં નિત્ય તત્પર છે. એ નગરમાં કેમ જાણે મોટા મોટા પર્વતો ન હોય એવાં વિશેષ પ્રકારનાં ઉત્તુંગ દેવમંદિરો છે, કેમ જાણે સ્વર્ગનાં વિમાનોની હાર લાગી ન હોય એવી મનોહર મહાલયોની પરંપરા આવી રહી છે, જે નગરમાં સ્ત્રીપુરુષો કેમ જાણે બૃહસ્પતિની જોડી ન હોય એવાં બુદ્ધિવાળાં છે, એ નગરનાં સરોવરો કમળ, કલ્હાર અને કુમુદના પરાગથી સુવાસિત સ્વચ્છ પાણીથી છલોછલ ભરેલાં છે અને એ સરોવરો કેમ જાણે માનસરોવરને હસતાં ન હોય એવાં શોભી રહ્યાં છે. એ નગરનો રાજા નામે **સુદર્શન** છે. એ રાજાએ પોતાના પ્રચંડ બાહુદંડથી ઊભા કરેલા માંડવામા રાજલક્ષ્મીને આણીને રાખેલી છે તેથી એ રાજલક્ષ્મીએ રાજાના મુખ સામે પોતાના નેત્રકટાક્ષો ફેંકતાં રાજાનું મુખ ચકચકિત અદ્‌ભુત કાંતિવાળું દેખાય છે. એવો એ "યથા નામા તથા ગુણાઃ" વાળો રાજા ઇંદ્ર જેવો શોભે છે, અર્થાત્ જેમ ઇંદ્રે પરભૂધરો-મોટા પર્વતોના પક્ષોને હણી નાખેલા છે તેમ એ રાજાએ પર–શત્રુ, ભૂધરો–ભૂપતિઓના–રાજાઓના પક્ષોને હણી નાખેલા છે. તે રાજાને **પ્રભાવતી** નામે ભારજા છે કે જેના રૂપમાં સમસ્ત સ્ત્રીઓના રૂપની હદ આવી ગઇ છે, રાજાના અમાત્યનું નામ **ભવદત્ત** છે કે જેના બુદ્ધિકૌશલ પાસે બૃહસ્પતિ પણ હારી જાય. એ અમાત્ય ઉપર રાજાનો વિશેષ પ્રસાદ–કૃપા છે, તથા સર્વજ્ઞ એવા શ્રી જિન ભગવાનના શાસનમાં દૃઢ અનુરાગ ધરાવે છે એવો એ અમાત્ય પોતાને સોંપેલા રાજ્યકાર્યોને કરતો–વિચારતો પોતાનો સમય વીતાડે છે.

કોઇ બીજે પ્રસંગે તે રાજા અને તેનો અમાત્ય બન્ને જણા બહાર ફરવા માટે નીકળવાને તૈયાર થયા તે વખતે ઘોડાહારના ઉપરીએ, દેશાંતરથી આવેલા વેપારીઓ પાસેથી તાજા જ ખરીદાએલા એવા બે ઉત્તમ–જાતવંત ઘોડા તેમની પાસે હાજર કર્યા.

અવતારોમાં વારંવાર જન્મ પામે છે અને મરણ પામે છે. પહાડના શિખર ઉપરથી અનાયાસે દડી પડેલો ખડબચડો પત્થર નદીમાં પડી અને પૂરના પ્રવાહના પાણીથી થતા ઘસારાને લીધે જેમ એક વખતે ગોળમટોળ અને લીસો બની જાય છે તેમ આ જીવ પણ પૂર્વોક્ત પ્રકારે સંસારમાં આથડતાં આથડતાં એ પત્થરની પેઠે અમુક અવસ્થાએ એ પહોંચે છે અર્થાત્ ઉપર્યુક્ત નદીપાષાણન્યાયે આ જીવ, યથાપ્રવૃત્તકરણદ્વારા એટલે સંસારમાં અથડાતાં અથડાતાં મોહનીયકર્મની ઓગણોસિત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ ખપાવી નાખે છે, અને એ જ રીતે ઓગણત્રીશ કોડાકોડી સાગરોપમની જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય કર્મની સ્થિતિ ખપાવી નાખે છે, એ સાથે ઓગણીશ કોડાકોડી સાગરોપમની નામકર્મની અને તેટલી જ ગોત્રકર્મની પણ સ્થિતિ છેદી નાખે છે એટલે આયુષ્યકર્મ સિવાય બાકી બીજાં પૂર્વોક્ત મોહનીય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, અંતરાય, નામ અને ગોત્રકર્મની એક કોડાકોડી સાગરોપમ જેટલી સ્થિતિ જીવને ખપાવવાની બાકી રહે છે એટલે પૂર્વોક્ત રીતે સંસારને ધક્કે ચડેલો જીવ સાતે કર્મની લાંબી લાંબી સ્થિતિને નદીપાષાણન્યાયે ખપાવતો ખપાવતો વજ્ર જેવી વધારેમાં વધારે કઠણ એવી રાગદ્વેષની ગ્રંથી સુધી પહોંચે છે. કેટલાક જીવો એ ગ્રંથીને ભેદવાને મહાપ્રયાસ કરે છે, પરંતુ મોટા પર્વતની શિલાને ભાંગવા જતાં જેમ હાથીનાં પોતાનાં જ દાંત ભાંગી જાય છે તેમ ગ્રંથીનો ભેદ કરવાને પ્રયાસ કરવા જનારા કેટલાક જીવો એવા હોય છે, જેઓ પોતે જ તૂટી પડે છે–પાછા પડે છે અને વળી ફરીને મોહનીય વગેરે સાતે કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિને ઉપાર્જે છે, એટલે જે લાંબામાં લાંબી સ્થિતિને તેઓ ખપાવી આવ્યા છે તે સ્થિતિ પાછી ફરી પેદા કરે છે. એ ગ્રંથિનો ભેદ કરવાને પ્રયાસ કરવા જનારા એવા પણ કેટલાક જીવો હોય છે કે જેઓ અપૂર્વકરણદ્વારા (જે ક્રિયા આ પહેલાં પૂર્વે કદી કરી શકાઈ નથી તે અપૂર્વ-કરણ–અપૂર્વવીર્યોલ્લાસ) તે વજ્ર જેવી કઠણમાં કઠણ રાગદ્વેષની ગ્રંથિને ભેદવાનો પ્રારંભ કરે છે. જ્યારે તે ઉગ્ર ગ્રંથિ પૂરેપૂરી ભેદાઈ જાય છે ત્યારે તેઓ અનિવૃત્તિકરણ નામનું એક અપૂર્વ અદ્ભુત સામર્થ્ય–બળ મેળવે છે (ગ્રંથિભેદ કર્યા પછી હવે પાછા નિવર્તવાનું–પાછા હઠવાનું નહિં જ પણ આગળ આગળ વધવાનું સામર્થ્ય તે અનિવૃત્તિકરણ). એ બળવડે ગ્રંથિભેદ કરનારા જીવો ગ્રંથિનો પૂરેપૂરો ભેદ થઈ રહેતાં કલ્પવૃક્ષની જેવું આધ્યાત્મિક દૃષ્ટિએ સકલ મનોરથપૂરક ઉપશમ સમ્યક્ત્વ મેળવે છે. ત્યાર પછી વળી એવા ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિવાળા કેટલાક જીવો પોતાના અંતરંગ પ્રબળ પુરુષાર્થવડે ક્ષાયોપ-શમિક સમ્યક્ત્વનો લાભ મેળવે છે અને એ રીતે એવા જીવોના ઉત્તરોત્તર વધતા જતા શુદ્ધ પરિણામને લીધે તેઓ માતા મરુદેવીની પેઠે તત્કાળ જ કૃતકૃત્ય થઇ જાય છે એટલે અજરા-મર દશાને પામે છે. વળી, બીજા એવા પણ જીવો છે કે જેઓ અનંતાનુબંધી કષાયોનો નાશ નથી કરી શક્યા તેથી તેમને તે કષાયોનો ઉદય થતાં તેમના અશુભ ભાવો ઝળક્યા કરે

ફરકાવે છે. વળી કેટલાક નાચે છે, ગાય છે, સ્તુતિ કરે છે. ખરી વાત તો એમ છે કે વિશેષ ભક્તિના આવેશમાં આવેલા તન્મય થયેલા લોકો શું શું નથી કરતા ? એ રીતે રાજા અને અમાત્યે એક તરફ ઉપર વર્ણવેલાં એવાં દેવનાં ટોળાં જોયા, બીજી તરફ જમીન ઉપર, એક બીજાનું સ્વાભાવિક વેર વીસરી ગયેલાં એવાં સિંહો, હરણો, સસલાં, સૂવરો, ઝરખો, રીંછો વગેરે જંગલી પશુઓનાં ટોળેટોળાં એ દુંદુભિના અવાજ તરફ જતાં જોયાં. વળી, સારી રીતે શાંતચિત્તવાળા અને વેલડીઓથી પોતાના વાળના જૂડાને ગુંથી બાંધી રાખનારા એવા જંગલી લોકો–ભિલ્લ–વિગેરે–નાં ટોળાં પણ તે અવાજને અનુસારે ચાલ્યા આવતાં રાજાએ અને અમાત્યે નીહાળ્યાં. તે ટોળામાંનાં એક ઘરડા ભિલ્લને 'આ બધું શું છે?' એમ અમાત્યે પૂછતાં તેણે કહ્યું કે–" આ જગ્યાએ એક મુનિરાજને કેવળજ્ઞાન થયું છે. તે કેવળી ભગવાનનાં ચરણોને પૂજવા માટે દેવોનાં ટોળાં, માણસનાં અને આ પશુઓનાં ટોળાં પણ પોતપોતાનાં બધાં કામ છોડીને તૈયાર થઇને ચાલી નીકળ્યા છે." આ વાત સાંભળીને રાજા અને અમાત્યને કુતૂહળ થયું અને તે બન્ને પણ એ માર્ગ ભણી ચાલવા લાગ્યા. દેવે રચેલા સુવર્ણકમલ ઉપર બેઠેલા અને સૂર્યની પેઠે પ્રકાશ ફેલાવતા એવા કેવળી મુનિરાજને તેમણે જોયા. તે મુનિના ચરણકમળમાં પ્રણામ કરીને બન્ને જણા જમીન ઉપર જ બેસી ગયા. ત્રણે ભુવનોની બધી હકીકતોને જાણનારા કેવળી મુનિરાજે તેમને સંભાષ્યા–બોલાવ્યા અને પછી સર્વસાધારણ ધર્મદેશના દેવી શરુ કરી.

જેમકે–" હે ભવ્ય જનો ! તમે સંસારના સ્વરૂપનો સારી રીતે વિચાર કરો તો તમને જણાશે કે સંસાર અત્યંત વિરસ અને દુર્જનની જેવો મુખમધુર જણાશે–દુર્જન જેમ મુખે મીઠું મીઠું બોલે છે અને અંતરમાં કાતી રાખે છે તેમ સંસાર ઉપર ઉપરથી તો મધુર જણાશે પણ પરિણામે ભયાવહ નીવડશે. વળી, સંસાર, ઇંદ્રિજાળિયાના ઇંદ્રિજાળની પેઠે ઉપર ઉપરથી વિવિધતાવાળો આકર્ષક જણાશે પરંતુ અંદર તો પરમાર્થ વગરનો એટલે પોલો નીકળશે, તથા સંસાર કાયરના પુરુષાર્થની પેઠે મુગ્ધ જનોને ઉપર ઉપરથી તો મોહિત કરી નાખશે, પરંતુ પરિણામે ઉદ્વેગ જ પમાડશે. આવા એ સંસારમાં વ્યામોહ પામેલા માનવો પૌરુષવિનાના જ પ્રયાસોમાં પ્રવર્તે છે, ભવિષ્ય કાળનો વિચાર કરતા નથી, પોતાના હિતાહિતની દરકાર રાખતા નથી, ગુરુના ઉપદેશ પ્રમાણે વર્તતા નથી, શાંતિવર્ધક શાસ્ત્રોને સાંભળવા ચાહતા નથી તેમ વિશિષ્ટ પ્રકારના સત્સંગને પણ અભિલષતા નથી. કેવળ કેમ જાણે ઉન્મત્ત ન થયા હોય વા બેભાન ન થયા હોય એ રીતે માનવો, તોફાની એવી ઇંદ્રિયોને વશ પડ્યા છે અને શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શનાં સુખમાં લુબ્ધ બન્યા છે, તથા એ રીતે લુબ્ધ થયેલ તેઓ અત્યંત મૂઢ થઇ હરણ, પતંગ, માછલું, સર્પ અને હાથીની પેઠે તત્ક્ષણ–લેશ પણ વિલંબ વગર અસંખ્ય અને ભારે ઉગ્ર એવાં દુઃખોના ભાજન બને છે. પુદ્ગલભાવમાં રચીપચી રહેલાં તેઓ અનંત કાળ સુધી તે તે નિંદિત યોનિવાળા

બધા ગુણવંત પ્રત્યે આદર રાખો. જે માનવ વિનય વિનાનો છે, શઠ છે તે તરફ દ્વેષ ન કરતાં ઉપેક્ષાભાવ રાખો, ઉદાસીન રહો, મધ્યસ્થ રહો અને બાકી બધા પ્રાણિયો તરફ મિત્રભાવે વર્તો. દુ:ખીયા પ્રાણિઓ તરફ દયાની નજરે જુઓ, મિથ્યા વિવાદનો ત્યાગ કરો. ઉન્માદ અને માયાને છાંડી જાઓ તથા જેમાં પ્રશમ-સમભાવ પ્રધાન છે એવી ધર્મપ્રવૃત્તિમાં વિશેષ ઉદ્યમ કરો. વળી તમે એમ સમજો કે આજે નવીન યૌવન ફાટફાટ કરતું આવ્યું છે તે, લક્ષ્મી, ફૂલની મૃણાલ જેવી સુંવાળી પથારી, ધન, આયુષ્ય, ભોગો અને સગાંવહાલાંનો સંયોગ આ બધું ઝંઝાવાતને લીધે તોફાને ચડેલા દરિયાના મોજાં જેવું ચંચળ છે અને સ્વપ્નની પેઠે એક જ ક્ષણમાં હતું ન હતું, દીઠું ન દીઠું, થઈ જવાનું છે. હે માનવો ! હું તમને ફરી ફરીને પણ કહું છું કે-આ ધર્મસામગ્રી ભારે દુર્લભ છે તેથી આળસ વગેરે દોષોને છાંડીને તે સામગ્રી મેળવવા અને મળી હોય તો તેનો ઉપયોગ કરી જીવનની શુદ્ધિ કરવા તરફ ઉજમાળ થઈ જાઓ. તમે જાણો છો કે મૂર્ખ માણસ પણ ઉત્તમ રત્નનું નિધાન મેળવી તે તરફ જરા પણ આંખમીંચામણાં કરી શકતો નથી. ”

એ કેવળી ભગવાને આપેલી આ ધર્મદેશનાને સાંભળીને ઘણા માનવો અને બીજા પ્રાણિઓ પ્રતિબોધ પામ્યા અને અપૂર્વ બોધિલાભને પામેલા તેઓ કેવળી ભગવાનને ચરણે સવિનય પ્રણામ કરીને પોતપોતાને સ્થાનકે ગયા. હવે ત્રણે કાળના પદાર્થોને સ્પષ્ટીકરણ સાથે સમજાવનારા શ્રી જિન ભગવાનના પ્રવચનને વિશેષ પ્રકારે જાણવાની ઇચ્છા રાખતાં રાજા અને અમાત્ય એ બન્ને જણાએ કેવળીને પ્રણામ કરીને પૂછયું. “ હે ભગવાન્ ! કૃપા કરીને કહો કે તમને દીક્ષા લેવાનું શું કારણ મળેલું ? ” ભગવાન્ બોલ્યા “ ભાઇઓ ! એની મોટી કથા છે. સાવધાન થઇને સાંભળો. ”

પંચાલ દેશના અલંકાર સમું કમલખંડ નામે એક નગર હતું. તેમાં **સોમપ્રભ** નામે શેઠ અને **સુભદ્રા** નામે તેની શેઠાણી રહેતાં હતાં. તે બન્ને દંપતી પરસ્પર ભારે સ્નેહથી વર્તતાં હતાં. હું તેમનો એકનો એક પુત્ર છું અને મારું નામ **પાલક**. બાળપણું છોડી ક્રમે કરીને હું જુવાન થયો અને ધન કમાવાના વહેવારમાં પડ્યો, અને વેપારમાં જેવો જોઇએ તેવો ફાયદો થયો નહીં તેથી હું વિચારવા લાગ્યો-જે વ્યવહારમાં પ્રયાસ-ક્લેશ ઘણો કરવો પડે છે અને તેના પરિણામે તદ્દન ત્રુજ જેવી જ ધનની પ્રાપ્તિ થાય છે તેવો વહેવાર કરીને શું કરું ? અહો ! હું ભારે કમનશીબ છું. હું જે જાતનો વહેવાર કરું છું તેવો જ વહેવાર બીજાઓ પણ કરે છે પરંતુ તે બીજાઓ ભાગ્યવાન્ હોવાથી ધાર્યા કરતાં વધારે ધનલાભ કરે છે ત્યારે બેનશીબ એવો હું ફાયદો તો દૂર રહ્યો, મારો ખાધા-ખર્ચ પણ મહાકષ્ટે મેળવી શકું છું એથી ખરેખર એમ જણાય છે કે આ સ્થિતિ મારા દુર્ભાગ્યનું ફળ છે. એ દુર્ભાગ્યને ફેડ્યા સિવાય હું ઘણા સમય સુધી ગમે તેટલો પુરુષાર્થ

છે અને તેથી જ તે જીવો દેવ, મનુષ્ય, નરક અને તિર્યંચ એવી ચાર ગતિવાળી આ સંસાર-અટવીમાં-વધારેમાં વધારે દેશોન-થોડું ઓછું અર્ધપુદ્ગલપરિવર્ત જેટલું આથડ્યા કરે છે. (સંસારમાં લોકમાં જેટલાં પુદ્ગલપરમાણુઓ છે તે પરમાણુંઓમાંથી એક પણ અણુનો ઉપભોગ બાકી ન રહે તે રીતે તે બધાંનો ઉપભોગ જીવ જેટલાં-વખતમાં કરી શકે તે વખતનું નામ પુદ્ગલપરિવર્ત છે.) ત્યાર પછી સંસારમાં આથડતો જીવ નવી નવી સેંકડો યોનિઓમાં અવતાર ધારણ કરતો ભારે ભયાનક પાર વિનાનાં દુઃસહ દુઃખોને ક્રમે કરીને ભોગવતો ભોગવતો ભારે પાપોનો ક્ષયોપશમ થતાં તેને માનવનો અવતાર લાભે છે. માનવનો અવતાર પામ્યા પછી પણ હીન જાતિઓમાં, મલિન્ કુલોમાં અને અનાર્યભૂમિમાં જન્મેલો હોય તે જીવ, સદ્ધર્મની સંગતિ પામી શકતો નથી અને તેથી તેનાથી કશું સુકૃત્ય બની શકતું નથી એટલે એમ ને એમ ભારે ગરીબીમાં સપડાએલો, ભયાનક રોગોથી ઘેરાએલો વા એવી બીજી કોઇ આપત્તિથી ચગદાએલો તે જીવ, પોતાનો માનવ જન્મ વૃથા હારી જાય છે-ગુમાવે છે. કોઇ પ્રકારે જીવને કુશળનો યોગ થયો, આરોગ્ય મળ્યું, જ્યાં સુકૃત્ય કરી શકાય એવા ખામી વિનાનાં જાતિ, કુળ અને જન્મભૂમિ પણ મળ્યા છતાં જીવ ઘણાં રૂઢ એવા પ્રમાદના સંસ્કારને લીધે આત્મશોધન તરફ વા જેનાથી માનવજન્મ સફલ કરી શકાય એવાં સત્કાર્યો તરફ સાવ બેદરકાર રહે છે. સુખસંબંધની વિવેકશક્તિ ગુમાવી બેસે છે અને ખરા સુખ વિષેનો વિવેક બતાવનારા સંયમપરાયણ ગુરુજનોએ બતાવેલું પણ દેવ, ગુરુ અને ધર્મનું સાચું સ્વરૂપ જાણવાને વારંવાર ઉજમાળ જ થતો નથી. કદાચ જીવ, ગુરુજનો પાસેથી તત્ત્વોનું ખરું સ્વરૂપ જાણે તોપણ સંયમના બાધકે ગાઢ આવરણોને લીધે એ જાણેલા તત્ત્વોને અનુસારે તે, પોતાનું આચરણ સારી રીતે કરી શકતો નથી. તાત્પર્ય એ છે કે-જીવને તેનાં વધારેમાં વધારે શુભ પુણ્યોનો ઉદય થયો હોય ત્યારે જ ધર્મની સામગ્રીનો યોગ મળે છે. અને એવો મેળવેલો યોગ જ પ્રેક્ષાવંત જનોને શિવશ્રીનું ફળ આપે છે, માટે ધર્મના પ્રશંસક ગુરુજનો, ધર્મસામગ્રીના યોગ સિવાય બીજા કોઇ પદાર્થ વખાણતા નથી. એવો ધર્મસામગ્રીનો સુંદર યોગ મળ્યા પછી બીજું કશું મેળવવાનું બાકી રહેતું નથી. જેમની બુદ્ધિ પરિપકવ છે એવા સુજ્ઞ લોકો તો ધર્મસામગ્રી સિવાય બીજું કશું ય ચાહતા નથી, કારણ કે ધર્મની સામગ્રી મેળવ્યા વિના શિવસુખનો લાભ મળી શકતો જ નથી, માટે આ વિશે અહીં બહુ કહેવાની જરૂર નથી. વાત એમ છે કે-જો તમોને સુગતિનું સુખ ગમતું હોય અને દુર્ગતિનું દુઃખ સહી શકાય એવું ન જણાતું હોય તો પ્રમાદને કોરે કરીને, મિથ્યાબુદ્ધિનો ઉચ્છેદ કરી નાખીને શ્રી જિન ભગવાને પ્રરૂપેલા તત્ત્વવિચારને પામવા માટે અને તદનુસાર આચરણ આચરવા સારુ નિરંતર પ્રયત્ન કરો. પ્રયત્ન કરો એટલે ગુણવાળા બધા માનવો તરફ પ્રમોદભાવ કેળવો એટલે દેશ, કાળ, વય, નાત, જાત, રંગ વગેરેનો ભેદ કોરે મૂકીને

લાગ. હું પણ ગુરુએ કહ્યું તે પ્રમાણે કરવા લાગ્યો. ગુરુજી પણ પદ્માસન લગાડીને, નયનોને નાસાગ્ર તરફ નિશ્ચળ રાખીને શરીરની રક્ષામાં સાવધાન બની મંત્ર ભણવા લાગ્યા. હવે તેઓ (ગુરુજી) મહાપ્રયત્ન કરીને મંત્રાક્ષરને ઉચ્ચારતા કેટલોક સમય ધ્યાનમાં બેઠા રહ્યા તેવામાં જાણે કે જરાથી ખળભળી ગયેલું કોઈ શરીર ન હોય તેમ તે મુડદું કંપવા લાગ્યું અને ઊઠીને અટ્ટહાસપૂર્વક ખડખડ હસવા લાગ્યું. એ જોઈને હું અને મારો ગુરુ જોગંધર બન્ને વિસ્મય પામ્યા. હવે ધ્યાનની પ્રવૃત્તિને રોકીને-ધ્યાન તજી દઈને ગુરુ જોગંધરે તે મુડદાને પૂછ્યું: હં હો ! તું આ રીતે મોટેથી કેમ હસવા લાગ્યું ! જેમનું કાર્ય સિદ્ધ થયું નથી તેમને માટે 'હસવું' એ એક જાતનો પરિભવ જ છે, માટે બીજું જવા દો પણ આપ દેવરૂપ એવા આ હસવાનું જ કારણ જણાવો. આમ કહ્યા પછી તે મુડદું બોલવા લાગ્યું.

મંત્રોની સાધનાઓથી કે તંત્રોની વિધિઓથી વળી અકર્મી-પુણ્ય વગરના લોકોને ધન મળે ખરૂં ? જો એ રીતે પુણ્યના કારણ વિના પણ ધન મળતું હોય તો કુંભાર માટીના પીંડા વગર જ ઘડો પણ બનાવી શકે. ખરી વાત એમ છે કે-જ્યાં ઉપાદાન કારણ સમૂળગું જ નથી ત્યા ભલે વિચારપૂર્વક નિમિત્ત કારણો અને સહકારી કારણોનો પ્રકર્ષ કરાએલો હોય તો પણ એ પ્રકર્ષ, થોડું પણ કાર્ય સાધી શકતો નથી. બધાં સુખસાધક કાર્યોને બરાબર સિદ્ધ કરવા માટે સૌથી પ્રથમ ઉપાદાન કારણ તરીકે પુન્યને જ મેળવવું જોઇએ. પુણ્યરૂપ ઉપાદન કારણની પૂરેપૂરી જોગવાઇ હોય તો જ ત્યા મંત્ર, તંત્ર વગેરે બીજાં સાધનો નિમિત્ત અને સહકારીરૂપે ઉપયોગી થઈ શકે છે, પરંતુ જ્યાં પુણ્ય-ઉપાદાન કારણનું જ ઠેકાણું નથી ત્યા આ મંત્ર-તંત્રો વગેરે નિષ્ફળ જાય છે. અરે ! તમે કેમ આમ મૂઢ થઈ ગયા છો ? શું આ બાબત સોમ નામના અકર્મી માણસનું ઉદાહરણ પણ જાણતા નથી ? પુણ્ય વગરનો કોઇ લાભ મળે તો પણ તે અલાભ બરાબર છે અર્થાત્ પુણ્ય વગર મેળવેલો લાભ પણ કદી ટકી શકતો નથી, કદાચ ટકે તો સુખને બદલે ભારે પીડા નીપજાવે છે. હવે જોગંધર ગુરુ બોલ્યો હે દેવ ! કૃપા કરીને એ અકર્મી સોમની વાત કહો. મને આશ્ચર્ય થાય છે કે-પુણ્ય વિના મેળવેલો લાભ પણ અલાભ બરાબર કેમ થઈ શકતો હશે. હવે પેલું મુડદું બોલ્યું-

પોતાની ઊંચાઇને લીધે આખા ગગનતલના વચલા ભાગને ભરી દેનાર અને મોટી મોટી સલ્લકી વેલોનાં પાંદડાં ખાઈ ખાઇને છકી ગયેલાં હાથીઓનાં ટોળા જ્યાં ફર્યા કરે છે એવો વિંધ્ય નામે મોટો પહાડ છે. તે પહાડની તળેટીમા **અરિષ્ટપુરી** નામે નગરી છે. એ નગરીમાં અનેક કોટીધ્વજો રહે છે. તેમના વૈભવવિલાસ જોઈને લોકો ઘડીભર તો એ નગરીને જોઇને સ્વર્ગ-પુરીને પણ ભૂલી ગયા છે. એવી એ નગરીમા જન્મથી જ ગરીબાઈના સંકટથી પીડાતો અને રોજ ને રોજ નગરીમાં ભમી ભમીને જ જીવનનિર્વાહ

કરું તો પણ મારું વાંછિત ધન મેળવી શકું તેમ નથી, માટે હવે તો એ દુર્ભાગ્યને દૂર કરવા સારુ પ્રબળ પ્રયત્ન કરવો જરૂરી છે. આમ વિચાર કરીને તે, પોતાની પેઢી દરપેઢીથી ચાલ્યા આવતા અને વા'માર્ગમાં નિપુણ એવા જોગંધર ગુરુ પાસે ગયો. તેમને પગે પડીને સામે જમીન ઉપર બેઠો. ગુરુએ તેમને પૂછયું–હે બચ્ચા ! કેમ તારા મુખની કાંતિ ઊડી ગઇ છે અને એટલે લાંબે સુધી તારે મારી પાસે શા માટે આવવું પડયું ? પાલક બોલ્યો–હે ભગવાન્ ! મારી કાંતિ ઊડી જવાનું દારિદ્ર–ગરીબાઇ સિવાય બીજું કશું કારણ નથી. બીજા પણ અનેક દોષોનું કારણ એ ગરીબાઈ છે; જેમકે—

જે માનવ, અર્થ–ધન વગરનો છે તેની બુદ્ધિ ગળી જાય છે–નાશ પામે છે, તેનો જશ અપજશ થાય છે. સ્વજનો પણ તેવા રાંક માણસનો આદર કરતા નથી. રાંકના શરીરમાં આળસ વર્ત્યા કરે છે અને મનમાં ઉદ્વેગ જ રહ્યા કરે છે. ઉત્સાહ બધો ઓસરી જાય છે. અને આખા શરીરે બળતરા જ વળ્યા કરે છે, અથવા જે માણસ, ધન વગરનો છે તેને શું શું દુઃખ નથી થતું ? બધું જ દુઃખ થયા કરે છે. આ સાંભળીને જોગંધર ગુરુ બોલ્યો: બચ્ચા ! એ વાત તો તારી સાચી છે. પાલક બોલ્યો: હે ભગવાન ! એ પરિસ્થિતિને દૂર કરવાના ઉપાયને મેળવવા માટે જ હું તમારા ચરણની છાયાને આશરે આવ્યો છું. ગુરુ જોગંધર બોલ્યો: જે ઉપાય તું શોધવા આવ્યો છે તે ઉપાય ગુરુની કૃપાથી મારા જાણવામાં તો છે, પરંતુ જેનામાં મહાશક્તિ–મોટું પરાક્રમ હોય તે જ માનવ એ ઉપાયને મેળવી શકે તેમ છે. પાલક બોલ્યો–તમે મારા ઉપર તેવા પ્રકારનો પ્રસાદ કરો જેથી હું તમારી સેવા માટે બરાબર સમર્થ અને મહાપરાક્રમી બની જાઉં. જોગંધર બોલ્યો. હે પુત્ર ! અમારા ગુરુ- ઓએ અમને મૃતકસાધક મંત્ર–જે મંત્રને સાધવા માટે મુડદાની સાધનરૂપે જરૂર પડે તેવો મંત્ર–આપેલો છે. તારું મનોબળ બરાબર ચોક્કસ હોય–મન ચલાયમાન વા ભયભીત થાય તેવું ન હોય તો જ તું આવતી કાળી ચૌદશને દિવસે બરાબર તૈયાર થઈને મારી પાસે આવજે. પાલક બોલ્યો· હે ભગવાન ! એમ કરીશ અર્થાત્ તમે કહ્યા પ્રમાણે મનને દૃઢ કરીને બરાબર તૈયાર થઇને આપની પાસે બરાબર કાળી ચૌદશને દિવસે આવીશ. પછી તો ઘડીએ ઘડીએ વારંવાર દિવસો ગણતાં ગણતાં માંડ માંડ કાળી ચૌદશ આવી, અને સાથે સેંકડો મનોરથ લેતી આવી. હું ગુરુ પાસે પહોંચ્યો અને તેમને પૂછયું: કહો, હવે શું કરવાનું છે ? ગુરુએ બધું બરાબર સમજાવીને કહ્યું. પછી હું ગુરુએ જણાવેલા ઉપકરણ અને વિધિવિધાનની સામગ્રી સહિત ગુરુની સાથે મસાણમાં પહોંચ્યો. ત્યાં ગુરુએ એક મંડળ–કુંડાળું આલેખ્યું–દોર્યું. હું પહેલાં દીઠેલું, શરીર બગડયા વગરનું અને મોટા ઝાડની ડાળ ઉપર લટકતું એક મુડદું લઇ આવ્યો. મુડદાને નવરાવ્યું અને તેના ઉપર ચંદનનું વિલેપન કર્યું. પછી તેને હાથમાં ધારદાર તરવાર પકડાવીને, પેલા કુંડાળામાં સુવરાવ્યું. ગુરુને મને આદેશ કર્યો–હે બચ્ચા ! આ મુડદાનાં તળીયા તલાસવા માંડ–ઘસવા

કરવાથી તે તુષ્ટમાન થઇ કામદુધા ગાયની પેઠે આપણાં બધાં મનોવાંછિત પૂરાં કરે છે એવી તેની સુપ્રસિદ્ધિ બધે ઠેકાણે કહેવાય છે, માટે તું ત્યાં જઈ તે દેવીની ઉપાસના કર. સોમે, શંકરે કહેલી એ વાત સ્વીકારી અને ભાતુંપોતું કરી, જોઇતાં બધાં તત્કાળ ઉચિત સાધનો લઇ તે દેવીના સ્થળ તરફ રવાના થયો. વગર વિલંબે ચાલતો ચાલતો તે, એ ભગવતીના મંદિર સુધી પહોંચી ગયો. મંદિરમાં જઇ ભગવતીની પૂજા તથા પર્યુપાસના પણ કરી. દિવસ આથમતાં વિશેષ પ્રકારે પૂજા કરી તેણે ભગવતીને વિનંતિ કરી કે–"હે દેવિ ! આજ પછી જ્યારે તું મારા ઉપર પ્રસન્ન થઇશ ત્યારે જ હું ભોજન લઈશ." એમ કહીને તેણે તે મંદિરમા વીશ લાંઘણો ખેંચી કાઢી. દેવીને લાગ્યું કે–હવે તેની પોતાની અપકીર્તિ થશે તેથી દેવીએ એ સોમને બોલાવ્યો અને કહ્યું કે–"હે ભદ્ર ! તું જે કરતો આવ્યો છે તે જ કામ કર. તું પુણ્ય વગરનો અકર્મી છો માટે તને જે ચપટી ચપટી લોટ મળે છે તે જ મળ્યા કરશે, તેથી વધારે કશું મળવાનું તારા ભાગ્યમાં છે નહીં અને તેથી ખુદ ઇંદ્ર પોતે પણ તને કશું વધારે આપી શકે તેમ નથી." પછી બન્ને હાથ જોડીને સોમ બોલ્યો· "હે દેવિ ! હું અકર્મી છું તેથી તો તારા ચરણની ઉપાસના માટે આવ્યો છું. જો હું ભાગ્યશાળી હોત તો મારાં ભાગ્યથી જ મને ધનવૈભવ વગેરે મારું વાંછિત મળી જાત અને તારી ઉપાસનાની જરૂર ન રહેત. જે રાજા વગેરે લોકો સુકર્મી છે તેઓ કાંઇ તારી આરાધનાને લીધે આવો અપૂર્વ વૈભવ વિલાસ–સમૃદ્ધિ માણતા નથી." આ સાંભળી પેલી દેવી બોલી· "જાતનો બ્રાહ્મણ છો તેથી જ તું આટલું બધું બબડી જાણે છે." એમ બોલીને એ દેવી અલોપ થઈ ગઈ.

તે સોમ બ્રાહ્મણ તો એમ ને એમ લાંઘણો ખેંચતો રહ્યો અને એમ કરતાં કરતા બત્રીશમી લાંઘણ સુધી પહોંચ્યો ત્યાં તેની વાચા બંધ થઈ ગઇ, નજર ઝાંખી પડવા લાગી, શરીરનું હલનચલન વગેરે પણ બંધ થવા લાગ્યું અને ઊભો શ્વાસ ઊપડ્યો. બ્રાહ્મણની આ પરિસ્થિતિ જોઇ પેલી દેવીને લાગ્યું કે–હવે તો બ્રહ્મહત્યા લાગશે, આથી ગભરાયેલી તે દેવી મહામૂલાં પાંચ રત્નોને લઇને તે બ્રાહ્મણની સન્મુખ આવી કહેવા લાગી:. "હે બ્રાહ્મણ ! આ તારો બળાત્કાર છે. એથી પણ જો કાંઇક થવાનું હોય તો થાય. એક એક કરોડ સોનૈયાની કીંમતવાળા એવાં આ પાંચ રત્નો તું લે અને મારો છેડો મૂક. બ્રાહ્મણને રત્નો સોંપીને એ ભગવતી દેવી જેવી આવી હતી તેવી ચાલી ગઈ. સોમ બ્રાહ્મણે એ રત્નો લીધાં અને તેથી જાણે દિવ્ય ઔષધ મળ્યું હોય તે રીતે વિશેષ પ્રકારે નવા શરીરને પામેલો તે, ધીરે ધીરે ઊઠી પોતાની પાસેનું ભાતું ખાવા લાગ્યો. શરીરમાં શક્તિ આવતાં તે, દેવી ભગવતીને નમીને પોતાના નગર ભણી જવાને ઉપડ્યો. જતાં જતાં વચ્ચે તેને ચોરો આંખી મળ્યા, અને એ બ્રાહ્મણને લાકડી, મુક્કા વગેરેવડે ખૂબ માર મારીને અને

માટે લોટની ચપટીઓ માગતો એવો **સોમ** નામે બ્રાહ્મણ છે. એક તો એ માંગી માંગીને માંડ માંડ પૂરું કરે છે ત્યાં તેને ઘરે વરસે વરસે એક એક છોકરી જન્મવાને લીધે તેના ઉપરનો કુટુંબનો ભાર વધ્યે જાય છે અને એ રીતે એ દુખીયો રાંક બ્રાહ્મણ પોતાનો વખત ચલાવ્યે જાય છે.

બીજે કોઇ વખતે એ બ્રાહ્મણ પોતાની સ્થિતિનો વિચાર કરતાં અને નગરીના બીજા માણસોના મનગમતાં ભોગવિલાસો જોતાં ભારે ખેદ પામી આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો: ' હું જન્મથી જ ગરીબાઇના ચક્રમાં પિસાઈ પિસાઇને કંટાળી ગયો છું, તો હવે શું હું આગમાં પડીને બળી મરું ? વા પર્વતના શિખર ઉપરથી કૂદકો મારી મારો પ્રાણ કાઢી નાખું ? વા ઝાડની ડાળે ટિંગાઈ આકાશમાં અદ્ધર લટકી રહી જીવ છોડી દઉં ?' આ પ્રમાણે વિચાર કરતો તે બ્રાહ્મણ શૂન્ય ચિત્તે, ફાટી આંખે બેઠો છે એટલામાં ત્યાં તેનો મિત્ર શંકર આવ્યો અને તેણે એ સોમ બ્રાહ્મણને બોલાવ્યો:-ભો ! ભો ! તું આમ કેમ ચિંતાતુર-ઉદાસ દેખાય છે ? જે હોય તે ખરી વાત કહેજે. સોમ વિપ્ર બોલ્યો' હે ભદ્ર ! કહેવાથી શું વળે ? મારી ચિંતાનો કોઇ ઉપાય જ નથી કળાતો. કદાચ મારી કુશીબતની વાત કરું તો ઉલટું તમારી જેવાને પણ સંતાપ થાય માટે એ વાતને જવા દે. શંકર બોલ્યો: હે મિત્ર ! તું કશી એવી આ શંકા ન રાખ. જેમનાં હૈયાં ચિંતાના પ્રસરેલા ભયંકર દાવાનળથી સંતાપ પામેલાં છે તેઓ પોતાની એ ચિંતા સુખી મિત્રો પાસે ઉઘાડી કરી ઘડીભર માટે જરૂર શીતળતા અનુભવે છે-હળવા થાય છે. કોઇ નાના બાળકને પણ આપણે કોઈ હકીકત કહીએ તો તેમાં પણ વિશેષ પ્રકારની બુદ્ધિનું સ્ફુરણ થાય છે માટે માણસે પોતાના સંકટને કેવળ હૈયામાં જ ન સંઘરી રાખવું કિંતુ પોતાના હિતૈષી પાસે પ્રકટ પણ કરવું જોઇએ.

હવે સોમ બોલ્યો: જો તારો સાંભળવાનો આગ્રહ છે તો તે સાંભળ-હમણાં હું વિચારતો હતો કે આ ગરીબાઇના ચક્રમાં ભીંસાઇ ગયેલી મારી જાતને શું આગમાં પતંગની પેઠે ઝંપલાવી ખાખ કરી દઉં કે બીજી રીતે આપઘાત કરીને મરી જાઉં ? અને એમ કરીને હવે તો આ ગરીબાઇથી છૂટી જઈ નિરાંત મળે એવું કરું. મારી ચિંતાની આ ખરી હકીકત તને કહી. શંકર બોલ્યો: તારી આ ચિંતાની જાળ તદ્દન અયોગ્ય છે. ગરીબાઇ ટાળવા માટે ધન સાંપડે એમ કરવું જોઇએ, અને ધન મેળવવા માટે વિશ્વાસુ અને ડાહ્યા માણસોએ ઘણા ઉપાયો બતાવેલા છે તો તે ઉપાયોને તું અજમાવી જો, જેથી વગર-વિકલ્પે તારી ધારણા સફળ થાય. સોમ બોલ્યો: એ શી રીતે ? શંકર બોલ્યો:-વિંધ્યાચળ પર્વતથી પૂર્વ દિશામાં વડના ઝાડની બખોલમાં રહેનારી વડવાસિની નામની એક ભગવતી દેવી છે. તેની પાસે જઈ તપ કરવાથી વા બીજે બીજે પ્રકારે તેની વિનયપૂર્વક સેવા

પેલો પાલક, પોતાની મહેનત ઉપર પાણી ફરેલું જાણી પેલા મુડદાને પગે પડી વિનવવા લાગ્યો કે–હે સ્વામિ ! પ્રસન્ન થાઓ, હવે મારે ધન મેળવવા સારુ બીજો કયો ઉપાય કરવો તે બતાવો. ત્યારપછી પેલું મુડદું બોલ્યું કે–દેવોની પૂજા કરવાથી બધી સંપત્તિઓ મળે છે, અર્થાત્ દેવપૂજા. સર્વ સંપત્તિનું ખરેખરું મૂળ સાધન છે. આટલું બોલી તે મુડદામાથી જીવતાની જેવો આવેશ નીકળી ગયો અને એ, જમીન ઉપર ઢળી પડયું. પછી પેલો જોગંધર અને પાલક એ બન્ને ખેદ પામી પોતાને સ્થાનકે ચાલ્યા ગયા. તેમાં પેલો પાલક તો પેલા મુડદાના વચનને અનુસારે વર્તવા લાગ્યો એટલે નગરના દરવાજામાં વસતા સુંદર નામના એક દેવની રોજ ને રોજ પૂજા કરવા લાગ્યો અને તેમ કરી લક્ષ્મીની પ્રાપ્તિ માટે તેને રીજવવા પ્રબળ પ્રયત્ન કરવા લાગ્યો. કેટલાક દિવસો વહી ગયા પછી પેલો સુંદર દેવ, પાલકની ભક્તિ, પોતા તરફનું બહુમાન વગેરે જોઇને રાજી થયો અને તેને સ્વપ્નમાં આવીને કહેવા લાગ્યો' હે મહાનુભાવ ! કોઈ માનવ લીંબડાને લાંબા સમય સુધી પાણી પાયા કરે તો પણ તે શું આંબાના ફળને આપે ખરો ? નોકરને ગમે તેટલો ખુશ કરે તો પણ તે, ધણી આપે એટલું સન્માન આપી શકે ખરો ? રોહણાચલમાં પાકતાં રતનો શું ગામડાનાં ખાડા ટેકરાઓમાં નીપજે ખરા ? એટલે અમારી જેવો ક્ષુદ્ર અને થોડી સંપત્તિવાળો તને કેટલુંક આપી શકે ? માટે ભાઇ, અમોને રાજી કરવાથી તારો દહાડો વળશે નહિં, તેથી તું અહિંથી છેટે આવેલા એવા જિનભવન તરફ જા અને ત્યાં જઇ ત્રણ ભુવનના સ્વામી એવા **શ્રીશાંતિનાથ** ભગવાનની પ્રયત્નપૂર્વક પૂજા કર. હે ભદ્ર ! એમનાં દર્શનથી પણ પૂર્વનાં પાપો નાશ પામે છે તો પૂજા કરવાથી વળી તારું વાંછિત સિદ્ધ થાય એમા શી નવાઇ ? એ શ્રીશાંતિનાથ ભગવાન દેવોના પણ દેવ છે, સુર, અસુર, માનવ, વગેરે આખો સંસાર તેમની પૂજા કરે છે. એના સિવાય બીજો કોઇ દેવ, વંદનીય નથી તેમ પૂજાય પણ નથી.

સ્વપ્નમાં બનેલી વાત સાંભળીને પાલક તો જાગ્યો. તેને લાગ્યું કે–આ શું કોઈ ઇંદ્રજાળ છે ? કે મને ઠગવાનો કોઈ બીજો લાલચુ ઉપાય છે ? વા મારો પોતાનો વહેમ માત્ર છે. આ રીતે તેને સંશયમાં પડેલો જોઇ ત્યાં આકાશવાણી થઇ અને તેનો સંશય ટાળી દીધો. હવે તેને પોતાના સ્વપ્નની હકીકતનો નિશ્ચય થતાં તે, શ્રીશાંતિનાથ ભગવાનના મંદિર તરફ ગયો. દૂરથી જ ભગવંતના બિંબને સાદર પ્રણામ કરી તે 'આ દેવોના પણ દેવ છે' એમ જાણી હરખના ઊભરાને લીધે તેનાં રોમરોમ ખડાં થઇ ગયાં, તેની આંખો-માંથી આનંદના આંસુઓ ઝરવા લાગ્યાં અને એ રીતે, ઉત્સાહ, ભક્તિ, આદર અને સદ્ભાવ સાથે શ્રી જિનની રોજ ને રોજ પૂજા કરવા લાગ્યો.

હવે કોઇ એક દિવસે દેવાનંદ નામના સાધુ પોતાના ગુરુની અનુજ્ઞાથી એકલા વિહાર

છાતી ઉપર ચઢી બેસીને એ ચોરોએ એ રત્નો ખુંચવી લીધાં, અને બ્રાહ્મણ રાડો પાડતો રહ્યો. ચોરો તો પોતાને ધારેલા સ્થાને પહોંચી ગયા. પ્રચંડ ક્રોધે ભરાયેલો આ બ્રાહ્મણ પણ ચોરોની ભૂલથી પડી રહેલી એક છરીને લઇ પાછો ફરીને પાછે પગલે તે વડવાસિની દેવીની આગળ જઈ પહોંચ્યો. લાલ આંખોને લીધે ભયાનક મુખ કરીને તે, ભગવતીને કહેવા લાગ્યો. હે કટપૂતને ! હે પાપે ! હે મડાના હાડકાં ઉપર રહેનારી ! હે અદીઠ ! આંખોવડે જોવા લાયક નહીં એવી ! હે વિશ્વાસી ભક્તોનો ઘાત કરનારી ! હે ડાકણ ! હવે તું ક્યાં જવાની છો ? હવે તો હું તારા ગળામાં, વધ્યને જેમ રાતાં કણેરની માળા પહેરાવે છે તેમ, મારાં આંતરડાંની જ માળા હમણાં પહેરાવું છું. હવે એમાં વિકલ્પ રહ્યો નથી. મને રત્નો આપતાં જ ભવાં ચડાવી ભયાનક મોરો કરીને કહ્યું હતું કે-તને બળાત્કારે મેળવેલાં આ રત્નોથી લાંબા વખત સુધી સ્થિર રહે એવો લાભ મળવાનો નથી. એમ કહેતોક બ્રાહ્મણ જમની જીભ જેવી ભયંકર છરીને હાથમાં લઈ સર્વથા એકચિત્ત બની પોતાનું પેટ ચીરે તે પહેલાં જ એ ભગવતી બ્રાહ્મણનો પાકો નિશ્ચય જાણી જઈ, દયા લાવી, છરીવાળા બ્રાહ્મણના હાથને અટકાવી ફરી વાર પાછાં અમૂલખ એવાં દશ રત્નો એ ભટ્ટને આપીને અલોપ થઇ ગઈ. બ્રાહ્મણ તો ખુશ થતો પોતાના નગરને માર્ગે પડ્યો. માર્ગે ચાલતાં વચ્ચે કોઈ પહાડી નદી આવી. તેમાં વળી વધારે પૂર આવેલું. પેલો બ્રાહ્મણ એ નદીને પાર કરવા સારુ તેમાં ઉતર્યો તો ખરો; પરંતુ પૂરના ધસતા પ્રવાહથી તે પડી ગયો અને તણાયો, અને તેથી બનવા કાળે-યોગાનુયોગે તેની પાસેથી પેલાં રત્નની ચીંથડી નદીમાં પડી ગઇ. તેને લાગ્યું કે-આ બધું પેલી ભગવતી દેવી જ કરે છે તેથી તેને પેલી વટવાસિની દેવી ઉપર વિશેષ પ્રચંડ ક્રોધ આવ્યો અને એમ થયું કે "હવે તો એ દેવીની જ સામે શીઘ્ર ચિતા ખડકીને તેમાં બળી મરું." એવો પાકો નિશ્ચય કરી તે સોમ બ્રાહ્મણ પાછો વળી પાછે પગલે એ દેવીના નિવાસ તરફ મુઠીઓ વાળીને દોડ્યો. પેલી દેવી પણ તેનો સંકલ્પ-નિશ્ચય જાણી ગઈ તે પોતાના વાસસ્થાન વડને તજી દઇ બીજા વડ ઉપર જઇને વસી. બ્રાહ્મણ તો અસલ વડ પાસે ગયો અને ત્યાં પહોંચી તેણે દેવી ભગવતીને ન દીઠી. છેવટે પરમાર્થ-ખરી વાતને જાણી તે શરમાઇ ગયો અને આ બનાવ ઉપરથી 'તે પોતે અકર્મી છે.' એવો બોધ તેણે હવે લીધો અને પછી જ્યાંથી જે રીતે તે આવ્યો હતો તે રીતે ત્યાં પાછો ચાલ્યો ગયો. આ રીતે આ બધી સોમ બ્રાહ્મણની વાત પેલા મુડદાએ પાલકના ગુરુ જોગંધરને કહી સંભળાવી અને છેવટે વાતને પૂરી કરતાં તે મુડદાએ પેલા જોગંધરને કહ્યું કે-હે જોગંધર! સોમવિપ્રની પેઠે અકર્મી હોવા છતાં તું મંત્રતંત્ર વગેરે દ્વારા શામાટે તારી પોતાની જાતને નકામી હેરાન કરે છે ?

આ સાંભળીને જોગંધર સમજી ગયો અને મંત્રસાધનની પ્રક્રિયા સંકેલી લીધી તથા પેલા મુડદા પાસે આમ કરવા બદલ ક્ષમા માંગી. અત્રાંતરે સોમપ્રભ શેઠનો પુત્ર

વાળો પુરુષ, ત્રણ જગતના પ્રભુનાં બિંબના ચરણો આગળ અખંડ અને અસ્ફુટિત એવા અક્ષતોને-ચોખાને ધરે છે તે, વગર વિલંબે, અક્ષત એવી નિર્વાણશ્રીને પામે છે. જેમાંથી અનેક શિખાની જ્યોતો ઊછળી રહી છે એવા પ્રદીપ-દીપક-દીવાવડે શ્રી જિનની પૂજા કરનાર એટલે શ્રી જિનના બોધમય સ્વરૂપને પ્રકટ કરનાર-સંભારી આપનાર એવા દીપકને શ્રી જિનની મૂર્તિ પાસે ચેતવનાર મનુષ્ય જેનો કોઇ પ્રતિપક્ષી નથી એવા જગતના પતિ-પણાને પેદા કરે છે-એવો પૂજક, જગત્પતિ થાય છે. શ્રી જિનેન્દ્ર ભગવાનની સંમુખ અખંડ-આખાં ખાજાં વગેરેનું નિવેદ ધરતાં આશ્ચર્ય તો એ છે કે-તેવું નિવેદ ધરવાથી તૃપ્તિ તો ભગ્યો જ અનુભવે છે.

અહો ! શ્રી જિન ભગવાનનું માહાત્મ્ય કેવું છે ? પાકેલાં હોવાથી પીળાં થઇ ગયેલાં અને મઘમઘતી સુગંધવાળાં ફલો શ્રી જિન ભગવાનની સામે ધરવાં જોઇએ તો આપણને તેથી વિવિધ બીજાં ફળો મળી શકે છે. ઝાડ જ્યારે ફળ આપે છે ત્યારે પેલાં ફૂલો આપે છે અને પછી તે ફળો આપે છે ત્યારે શ્રી જિનભગવાનરૂપ કલ્પવૃક્ષ તો પેલાં ફૂલો ઉઘડયાં વિના જ એમ ને એમ સીધે સીધા વિવિધ ફળો આપી શકે છે એ, એમનો અદ્ભુત મહિમા છે. જગતમાં સૂરજ સમાન એવા શ્રી જિન ભગવાનની સામે જલપૂર્ણ પવિત્ર કુંભ મૂકવામાં આવે તો મૂકનારનો સંસારતાપ શાંત થઇ જાય છે એ મોટું આશ્ચર્ય છે. ખરી રીતે જ્યાં પાણી પડે ત્યાં આગ બુઝાવી જોઇએ ત્યારે આ તો ઊલટું થયું અર્થાત્ જલપૂર્ણ કુંભ શ્રી જિનની સામે મૂકવામાં આવે તેથી મૂકનારના સંસારદાવાનળને ઓલવી શકે છે, એ માટે આશ્ચર્ય કહેવાય. જીવના પ્રદેશો ઉપર સજ્જડ રીતે ચોંટી ગયેલાં દુષ્ટ અને નિષ્ઠુર-ભારે કઠણ એવાં કર્મોની ગાંઠને-કર્મગ્રંથિને તોડી નાખવાને મહાસમર્થ એવા શ્રી જિન, આઠે પ્રકારની કે આઠમાંના ગમે તે એક પ્રકારની પૂજાને અરહે છે-યોગ્ય બનેલા છે માટે તેમને અરહંત કહેવામાં આવ્યા છે. અથવા એટલું જ શા માટે એટલે ઉપર જણાવેલી વસ્તુઓ દ્વારા જ પૂજા કરવી એવું શા માટે ? બીજું પણ જે કાંઇ, દેખા-વમાં મનોહર અને સુપ્રશસ્ત દ્રવ્ય-વસ્તુ હોય તે બધુંય શ્રી જિન ભગવાનની પૂજામાં વાપરી શકાય છે-પૂજા માટે દઇ શકાય છે. વળી, જે ગૃહસ્થ, પુષ્પ વગેરેની પૂજાવડે દ્રવ્યસ્તવ-દૃશ્ય પૂજા-નથી કરતો તે ભાવસ્તવ-આંતરપૂજા-આત્મશોધનરૂપ અભ્યંતર પૂજાનો અધિકારી કેમ બની શકે ? માટે પ્રથમ તો આરંભની ભૂમિકા ઉપર આવવા જ પ્રયત્ન કરવો જોઇએ. પછી, તે ગીતાર્થ એવા દેવાનંદ મુનીશ્વરે શ્રી જિનપૂજા વિશે બીજી પણ કેટલીક શ્રાવકે કરવા જેવી વિધિઓ કહી બતાવી અને પેલા પાલક શ્રાવકે ધર્મમાં એકચિત્ત રાખીને એ બધી વિધિઓ બરાબર સમજી લીધી. આ પ્રમાણે તે મુનિએ, પાલકને શ્રી જિનપૂજનનો સંપૂર્ણ વિધિ સમજાવ્યો અને પછી તમોગુણ-અજ્ઞાન વગરનો તે મુનિ પોતે આરંભેલ કાર્યની સિદ્ધિ માટે બીજે સ્થળે વિહાર કરી ગયા.

ફરતા ફરતા ત્યાં શ્રીશાંતિનાથ ભગવાનના દર્શન-વંદન માટે આવ્યા. જગતના નાથ એવા શ્રી જિનને વંદન કરીને તે સાધુ એ મંદિરમાં યોગ્ય આસને બેઠા. ત્યાં દેવપૂજા કરતાં સરલ સ્વભાવવાળા એ પાલકને તે સાધુએ જોયો. 'આ સરલસ્વભાવી છે' એમ સમજીને મુનિએ તે પાલકને તેની પૂજાવિધિ પૂરી થતાં બોલાવ્યો અને કહ્યું કે-હે ભદ્ર! તારો જન્મ અને જીવતર સફળ છે. તારી કલ્યાણસંપત્તિ અવિકળ છે, તેં તારી જાતને નિર્વાણને યોગ્ય બનાવી છે. તારે ત્યાં સુકૃત-પુણ્યનું કલ્પવૃક્ષ હજારો પ્રકારે ફળ્યું છે. અને ઇંદ્રની શ્રી તારે આધીન બની છે કે તું જે આ પ્રકારે શ્રી જિનની ચરણસેવામાં ઉલ્લાસ રાખે છે; પરંતુ બચ્ચા! એક જ વાત ધ્યાનમાં રાખવાની છે કે વિધિપૂર્વક કરવામાં આવે તો જ બધી ક્રિયાઓ ફળસાધક નીવડે છે અને દોષ રહિત બને છે; માટે તને એ બાબત આ શિખામણ આપું છું. શ્રી જિનપૂજા કરનારે પૂજા કરતી વખતે બહારથી પવિત્ર બનવું જોઇએ. એટલે હાથપગનું પ્રક્ષાલન કરીને પૂજા કરવી જોઇએ અને પણ અંદરથી એટલે ચિત્તે કરીને પણ પવિત્ર બનવું જોઇએ અર્થાત્ કષાયભાવોને-કામ, ક્રોધ, લોભ, મદ, મોહ વગેરે વૃત્તિઓને, શાંત કરી ભાવશુદ્ધિ પ્રાપ્ત કરી શ્રી જિનનું પૂજન કરવું જોઇએ. વળી, કપડાં ધોયેલાં, ધોળાં અને નહીં ફાટેલાં હોય તેવાં પહેરવાં જોઇએ તથા ઉત્તરીય-ખેસ-વડે મુખને એ રીતે બાંધવું જોઇએ કે શ્રી જિનબિંબ ઉપર પોતાનો મલિન શ્વાસોચ્છ્વાસ ન પડે અને જેમ કોઇ હજામ, રાજાની જે રીતે સેવા કરે તે રીતે અત્યંત સાવધાન થઇને શ્રી જિનની કોઇ પણ રીતે આશાતના ન થાય એ માટે પૂરતી કાળજી રાખીને શ્રી દેવાધિદેવ જિનભગવાનની સેવા-પૂજા કરવી ઘટે. 'આશાતના થવાથી કરેલી પૂજા અલેખે જાય છે. એટલું જ નહીં પણ પૂજા કરનારને સંસારભ્રમણ-દંડ ખમવો પડે છે. હવે, એ પૂજા આઠ પ્રકારે થાય છે: ૧ પુષ્પ, ૨ ધૂપ, ૩ ગંધ, ૪ સુગંધી દ્રવ્ય, ૫ અક્ષત-ચોખા, ૬ બલિ-નૈવેદ્ય, ૭ ફલ અને ૮ જલપાત્ર-કળશ-જલનો કુંભ. એ આઠ પદાર્થોદ્વારા શ્રી જિનની દ્રવ્ય પૂજા કરી શકાય છે. આઠ પ્રકારે પૂજા કરવાની શક્તિ ન હોય તો એમાંથી-એ આઠમાંથી ગમે તે એક પદાર્થવડે પણ શ્રી જિનનું પૂજન, પરમાભ્યુદયનું-નિર્વાણનું નિમિત્ત બને છે, એમ ગુરુજનો વર્ણવે છે. કહેલું છે કે:-

જે લોકો, જગતના નાથ એવા શ્રી જિનભગવાનને નીલકમલ, કુમુદ, કેતકી, જાઈ, બેલાનાં ફૂલ અને બકુલશ્રીનાં ફૂલોવડે પૂજે છે, તેઓ સારી રીતે પૂજનીય થાય એમાં શી નવાઇ? શ્રી જિન ભગવાનની મૂર્તિની આગળ ઘનસાર અને અગરુનો ધૂપ ઉખેવાતો હોય-ધૂપને સળગાવતાં એમાંથી અગ્નિની આંચ ઊંચે ચડી બહાર ફેલાતી હોય તો એવો દેખાવ લાગે છે કે જાણે એ, વૃદ્ધિ પામતા કલ્પવૃક્ષનો અંકુરો શોભતો ન હોય. જે માનવ, સુગંધવાળાં ચૂર્ણોવડે-મઘમઘતા વાસક્ષેપોવડે ત્રણ લોકના ગુરુ એવા શ્રી જિનબિંબની પૂજા કરે છે તે, જરૂર સ્વર્ગ અને નિર્વાણનાં સ્થાનોમાં વાસ મેળવી શકે છે. જે સ્થિરચિત્ત-

અમારા ઘરમાં સુખે સુખે રહેતા હતા તેમાંથી અમે આ અટવીમાં આવી પડયા તે દુઃખનું અર્થાત્ અમારા એ ગૃહસુખના વિઘ્નનું એવું કઇ જાતનું કર્મ-કારણ થયું છે, કે જેથી અમે હમણા એક ભિખારી જેવા બની ગયા છીએ. કેવળી બોલ્યા-સાંભળો—

**કોશાંબી** નામે નગર છે, તેમાં રહેનારા હે મહારાજા! તમે એક મોટા ધર્મ નામના વહેવારી-સાર્થવાહ હતા. તમે તે વખતે શ્રી જિનેંદ્ર ભગવાનના ઉપાસક હતા. અર્થાત્ શક્તિ અને વૈભવ પ્રમાણે તમે રોજ શ્રી જિનેંદ્ર ભગવાનના ચરણોની પૂજા કર્યા કરતા હતા અને એ રીતે તમારો સમય ચાલ્યો જતો હતો.

હવે બીજે કોઈ વખતે આ તમારો અમાત્ય, જેનું તે વખતનું નામ અર્જુન હતું અને એ, ધર્મે કરીને શ્રાવક હતો. એ અર્જુન હતો તો શ્રાવક પરંતુ તેનું મન ધર્મ સંબંધે અનેક પ્રકારના ખોટા દુરાગ્રહોને લીધે ખવાઈ ગયુ હતું, તેની બુદ્ધિનું તેજ, એક જ પક્ષ તરફ ઢળેલું હોઈ ક્ષીણ થયેલું હતું અર્થાત્ તે ધર્મ સંબંધી કોઈપણ જાતના વિધિવિધાનો તરફ એકતરફી જ વિચાર કરતો તેથી તે જુદી જુદી જાતનાં ધાર્મિક વિધિ-વિધાનથી નીપજતા શુભ પરિણામોને સમજી શકતો જ નહી એથી કરીને તેને અનેક પ્રકાર-ની કુભાવનાઓ થતી અને તેને લીધે તે પોતાની જાતને અને બીજા લોકોને પણ ભ્રમમાં નાખતો રહેતો. આ કારણથી જ તેના ગામમા રહેનારા બીજા વિશિષ્ટ લોકોએ તેને ગામની હદ બહાર કરેલો-ગામમાંથી કાઢી મૂકેલો. તેથી તે બીજાં બીજાં ગામડામા અને નગરોમાં રખડતો રખડતો તમારી નગરી કૌશાબીમા આવી પહોંચ્યો યોગાનુયોગ એ અર્જુન શ્રાવકને તમારો સમાગમ થયો અને તમારી બેની વચ્ચે સારો મેળ બેસી ગયો. એક વાર એ અર્જુને વિશેષ આદર સાથે તમને કહ્યું કે-હે સાર્થવાહ! રૂપિયાની બરાબર પરીક્ષા કર્યા પછી એટલે તેને બરાબર ખખડાવી તથા તેની બન્ને બાજુની મહોર બરાબર જોઇ-તપાસીને પછી તેને લેવો ઉચિત છે અને તે જ પ્રકારે તે રૂપિયાવડે જે કાંઇ ખરીદ કરવાનું હોય છે તે પણ બરાબર જોઈ તપાસીને લેવાનું હોય છે. એવી જ રીતે કોઇ પણ ધર્મકૃત્યને-ધર્મવિધિને-ધર્મ સબંધી ક્રિયાકાંડને કરતાં પહેલા તેનો બરાબર સુવિનિશ્ચય કરવો જોઇએ એટલે તે ધર્મકૃત્યના ખરાખોટાપણા વિશે, ગુણ અવગુણ વિશે અને લાભહાનિ બાબત બરાબર તપાસ કરવી જોઇએ અને એ પ્રમાણે ખરી પરખ કર્યા પછી જે જે ધર્મકૃત્ય ખરું નીકળે તેને જ આચારમાં લાવવું જોઇએ. ત્યારે તું છો તો ધર્માર્થી પરંતુ મૂઢ જેવો જણાય છે-તેં વસ્તુત્ત્વનો બરાબર વિચાર કર્યો જણાતો નથી અને બધે ઠેકાણે તું ગાડ-રીયા પ્રવાહની પેઠે વર્ત્યે જાય છે એ સ્થિતિ બરાબર નથી એટલે તારે વસ્તુતત્ત્વનો વિશેષ વિચાર કરવો જોઇએ તથા તેના ખરાખોટાપણા વિશે નિશ્ચય કરી આ ગાડરીયા પ્રવાહ પેઠે નહી વર્તવું જોઇએ. આ સાંભળી તમે (સાર્થવાહકે) હમણાના રાજાએ કહ્યું-હે

પછી 'તહત્તિ' (કહ્યા પ્રમાણે કરીશ) આ પ્રમાણે શ્રી દેવાનંદ ગુરુની વાણીને બરાબર અવધારી હું ભાવપૂર્વક શ્રી સર્વજ્ઞજિનભગવાનની પૂજાપ્રવૃત્તિ વગેરે અનેક સવિશેષ ઉદ્યમવાળો થયો. રોજ ને રોજ શ્રી જિનની શુદ્ધ ભાવે પૂજા કરતો હતો તેથી મારાં પુણ્યનો પ્રકર્ષ થયો અને તેમ થવાથી મારાં લાભાંતરાય કર્મોનો પણ તે રીતે ક્ષયોપશમ થયો કે જેથી હું વખત જતાં ધીરે ધીરે ઘણું વિપુલ ધનને મેળવી શક્યો, બધા લોકોમાં માનનીય થયો અને સર્વત્ર-બધે ઠેકાણે મારી પ્રખ્યાતિ પણ સારી રીતે ફેલાઇ. એમ કરતાં કરતાં કાલક્રમે હું (પાલક) મરણ પામ્યો અને સૌધર્મ નામના સ્વર્ગમાં દેવરૂપે જન્મ્યો. ત્યાંથી મરણ પામી અહીં વૈતાઢ્યગિરિની આજુબાજુના પ્રદેશોમાં શોભારૂપ, દેવોને પણ દુર્લભ એવા ગગન-વલ્લભ નામના નગરના **અવંતિવિજય** રાજાનો પુત્ર થયો. મારું નામ **પ્રભંકર** રાખ્યું. તે હું આ, નાનપણથી જ સાધુની ઉપાસનામાં તત્પર બન્યો અને પૂર્વજન્મના અભ્યાસને લીધે શ્રી જિનપૂજનમાં જ મારું બધું લક્ષ્ય પરોવાયું એટલે સંસારના પ્રપંચોની દરકાર રાખ્યા વિના હું શ્રી જિનની પૂજામાં સમય વીતાવતો હતો.

એવામાં એક વાર કોઇ કેવળી ભગવાન્ પાસે ધર્મકથા-ધર્મની દેશના સાંભળી અને મને જાતિસ્મરણ-પૂર્વભવોનું જ્ઞાન-થયું એટલે મને મારા પૂર્વ જન્મો પ્રત્યક્ષવત્ સાંભરી આવ્યા, તેથી મારા ધર્મ-સંસ્કારો વળી સવિશેષ દૃઢ થયા. વળી, તે કેવળી ભગવાને વિલંબ કર્યા વિના ભાવસ્તવ-આત્મશોધનરૂપ આંતર પૂજન-વિશે ઉપદેશ આપ્યો અને કહ્યું કે-ભાવસ્તવરૂપ હોડીનો આશ્રય લેવાથી જ આ અપાર એવા સંસારસમુદ્રના પારને પામી શકાય છે. મને તે ભાવસ્તવ, વિશેષ રુચિકર થયો તેથી મેં ચાલુ અટવીમાં જ એક શૃંગ નામના પર્વત ઉપર શ્રી આદિદેવનું મંદિર કરાવ્યું, યાત્રામહોત્સવ રચાવ્યો, પછી સર્વ પ્રકારના આંતર અને બહારના સંબંધોને છોડી દઇ હું શ્રી શ્રમણધર્મને-સંયમ ધર્મને-વરેલો છું, તો હે મહારાજ! તેં જે મારી દીક્ષાના કારણ વિશે પ્રશ્ન પૂછ્યો હતો તેનો આ ખુલાસો છે કે-ભાવસ્તવના સાધનરૂપ એવો દ્રવ્યસ્તવ મને ગમી જવાથી મારામાં દ્રવ્યસ્તવ કરતાં કરતાં ભાવસ્તવની રુચી વધી અને મેં આ પ્રવ્રજ્યા સ્વીકારી. પ્રવ્રજ્યા લેવાનું બીજું કોઈ કારણ નથી અર્થાત્ મને સંસારમાં કશુંક દુઃખ આવી પડયું કે મારા ઇષ્ટ જનોનો વિયોગ થયો એવું કોઇ પ્રવ્રજ્યાનું નિમિત્ત થયું હોય એવી શંકા ન રાખજો. કેવળ આત્મશોધનના ઉદ્દેશથી જ આ પ્રવ્રજ્યા સ્વીકારેલી છે અને તે આત્મશોધનની વૃત્તિ શ્રી જિનના ચરણોની પૂજા કરતાં કરતાં મારામાં પ્રગટ થઇ આવી છે એ જ મારી પ્રવ્રજ્યાનું કારણ વા રહસ્ય છે.

કેવલીએ કહેલી ઉપલી બધી હકીકત સાંભળીને રાજા તથા અમાત્ય બન્ને તુષ્ટ થયા અને પ્રણામ કરીને વળી એ કેવળીને પૂછવા લાગ્યા· હે ભગવન્! કૃપા કરીને કહો કે અમે

પેલો ધર્મસાર્થવાહ બોલ્યોઃ ભાઇ ! હું આ પ્રકારના વિચાર કે વિવેકને કરી શકતો નથી, હું તો આ સાધુમુનિરાજો જેમ મને સમજાવે છે તેમ કરું છું માટે તું એ સાધુ-મુનિરાજો પાસે ચાલ અને પછી તું તથા એ મુનિરાજો બન્ને મળીને નિશ્ચય કરીને મને જેમ કહેશો તેમ હું કરીશ. પેલો અર્જુન વિશેષ ધીઠો હતો અને અધિક અભિનિવેશી હતો તેથી તેણે સાધુમુનિરાજો સાથે વાદવિવાદ કરવાનું ઠરાવ્યું અને એમ કરી તે બન્ને જણા-પેલો સાર્થવાહ અને અર્જુન-સાધુમુનિરાજ પાસે ગયા. ત્યાં અર્જુને ઉપર પ્રમાણે પોતાની પ્રરૂપણા જણાવી. પછી તેને સાધુમુનિરાજોએ કહ્યું—

હે મૂઢ ! ધર્મની પ્રરૂપણા કરવા માટે-ધર્મનું સ્વરૂપ સમજાવવા માટે-તને કોણે નિમ્યો છે ? શું તેં એ સાંભળ્યું નથી કે શ્રી જિન ભગવાને પ્રરૂપેલા ધર્મના ઉપદેશને પ્રકલ્પયતિ-ગીતાર્થમુનિ-જ કહી શકે-સમજાવી શકે. જે ધર્મમાં હેતુવાદ નખને-નહોરને-પંજાને સ્થાને છે, નયવાદ આંખરૂપ છે, ચાર અનુયોગ-ધર્મકથાનુયોગ, ચરણ-કરણાનુયોગ, ગણિતાનુયોગ અને દ્રવ્યાનુયોગ-ચાર પગ છે એવા આ ધર્મરૂપ સિંહને શિયાળ જેવો તું સમજી જ કેમ શકે ? અને આ ધર્મરૂપ સિંહનું સ્વરૂપ ભાળ્યા-દેખ્યા-સમજ્યા વિના શિયાળ જેવો તું લોકોની સામે કેમ કરીને કહી શકે ? તું ઉત્સર્ગ એટલે સામાન્ય નિયમોને અને અપવાદ એટલે વિશેષ નિયમોને-સામાન્યના બાધક નિયમોને-લેશ પણ સમજતો નથી તથા ક્યા ધર્મનો કોણ અધિકારી છે એ પણ જાણતો નથી અને આમ ને આમ હે મૂઢ ! તું ઉપદેશ કરવા નીકળી પડ્યો છે. તને એ ખબર જ નથી કે જેઓ સર્વ પ્રકારના આરંભ-સમારંભમાં પડેલા છે અને છકાયના વધથી જેઓ નિવૃત્ત થયા નથી તેવા ગૃહસ્થોને માટે તો દ્રવ્યપૂજા-દ્રવ્યસ્તવ જ યોગ્ય છે અર્થાત્ સંસારરૂપી કૂવામાં પડેલા તેવા ગૃહસ્થો માટે એક દ્રવ્યસ્તવ જ આલંબનરૂપ છે. બીજા પ્રકારની એટલે શુદ્ધ અહિંસા-સર્વપ્રકારે અહિંસા, સર્વથા સત્ય, સર્વથા બ્રહ્મચર્ય અને સર્વથા અપરિગ્રહ વગેરે શુદ્ધ ધર્મની પ્રવૃત્તિઓ કરવા માટે જેઓ અસમર્થ છે એવા ગૃહસ્થોને માટે તો શ્રી જિનમંદિરનિર્માણ, શ્રી જિનબિંબસ્થાપન, શ્રી જિનની યાત્રા તથા શ્રી જિનબિંબની પુષ્પ વગેરેવડે પૂજા વગેરે-એવો જે દ્રવ્યસ્તવ છે તે જ યોગ્ય કહ્યો છે. હે મૂઢ ! જેમાં થોડો આરંભ છે એવાં પુષ્પો વગેરેનો પૂજામાં ઉપયોગ કરવાની તું ના પાડે છે તો તારે હિસાબે તો એમ થયું કે જેનાં વધારે આરંભ છે તેવાં મંદિર-નિર્માણ, મૂર્તિનિર્માણ, શ્રી જિનની યાત્રા વગેરે કાર્યો પણ નહીં કરવાં જોઇએ અર્થાત્ તું પુષ્પની તો ના પાડે છે અને મંદિરનિર્માણ વગેરેની ના પાડતો નથી એ કેવું કહેવાય ? તું એમ સમજતો લાગે છે કે—મંદિરનિર્માણ ન કરવામાં આવે, મૂર્તિની સ્થાપના ન કરવામાં આવે તો સમૂળગો તીર્થનો ઉચ્છેદ જ થઇ જાય, ધર્મનો લોપ જ થઇ જાય અને એ રીતે

શ્રાવક ! તને વંદન કરું છું. તું જ કહી બતાવ કે વસ્તુતત્ત્વ શું છે એટલે ખરી હકીકત શી છે ? પછી અર્જુન-(હમણાનો અમાત્ય) બોલ્યો—સાંભળ.

ભાઈ ! આ જૈનધર્મ અહિંસાપ્રધાન છે એટલે જિન ભગવાને જે છકાયના જીવો વિશે કહ્યું છે, તેમાંનો એક પણ જીવ ન હણાય-એ છએ કાયના જીવોનું બરાબર રક્ષણ થાય, એ પ્રવૃત્તિ જૈનધર્મની પ્રધાન પ્રવૃત્તિ છે માટે જૈનધર્મને પાળનારો, દેવપૂજા નિમિત્તે જીવવાળાં પુષ્પ વગેરેનો ઉપયોગ કરે તે બરાબર ન કહેવાય અર્થાત્ જૈનધર્મ પાળનારે, દેવપૂજન માટે જીવવાળાં પુષ્પ વગેરેનો ઉપયોગ તજી દેવો જોઇએ અને એને જીવ વગરના વાસક્ષેપ વગેરે પવિત્ર દ્રવ્યનો ઉપયોગ કરવો જોઇએ. બીજું, અક્ષત-ચોખા, વસ્ત્ર તથા નૈવેદ્યવડે પણ પૂજા ન કરવી જોઇએ. ચોખા, વસ્ત્ર-કપડાં અને નૈવેદ્ય-એ બધું પૂજા કરતી વખતે શ્રી જિન ભગવાન સામે ધરવાનું હોય છે અને પછી એ બધી ચીજો બીજા કોઇને આપી દેવાની હોય છે. જે વસ્તુ શ્રી જિન ભગવાનની સામે ધરી તે બધી દેવદ્રવ્ય કહેવાય અને જે, એ દેવદ્રવ્યરૂપ ચીજોનો પોતાનો અંગત ઉપયોગમાં-ખાવાપીવામાં, પહેરવા-ઓઢવામાં તથા બીજા કોઇ એવા પ્રકારના ઉપયોગમાં-ખર્ચ કરે તેને અનંતકાળ સુધી સંસારમાં રખડવું પડે છે. જો આપણે એ નૈવેદ્ય વિગેરે વસ્તુઓ શ્રી જિનને ચડાવીએ તો જ બીજાઓ તેમનો પોતાના ઉપયોગમાં ખર્ચ કરે અને પરિણામે અનંત સંસારમાં રખડે. એટલે તે દેવદ્રવ્યનો વાપરનારો અધર્મી જે અનંત સંસારમાં રખડે છે તેનું કારણ આપણે શ્રી જિન સામે તે તે ચીજને ધરનારા થયા, માટે હે સાર્થવાહ ! શ્રી જિનની પૂજામાં અક્ષત, વસ્ત્ર કે નૈવેદ્ય વગેરેનો પણ ઉપયોગ ન કરવો જોઇએ. વળી બીજું, જ્યારે આપણે ચૈત્યવંદન કરતા હોઇએ કે આપણું અંગ-હાથ મસ્તક વગેરે જ્યારે શ્રી જિનની પૂજામાં રોકાયેલું હોય ત્યારે એટલે ચૈત્યવંદન કરતી વખતે અને પૂજા કરતી વખતે કોઇ સાધુ મુનિરાજ આપણને મળે તો પણ તેમને નમસ્કાર કરવા ઉચિત નથી, કારણ કે પૂજામાં (ચૈત્યવંદનમાં) વપરાએલાં-રોકાયલા આપણ અંગો તેટલા વખત સુધી દેવનિર્માલ્યરૂપ કહેવાય અને એથી એવા નિર્માલ્ય અંગોદ્વારા સાધુ-મુનિરાજને નમસ્કાર કરવા જતાં, તેમનો વિનય ન થતાં અવિનય જ થયો કહેવાય. વળી, શ્રી જિનને નવરાવવા માટે જે દૂધ, દહીં વગેરેનો ઉપયોગ થાય છે તે પણ ઉચિત નથી, કારણ કે દૂધ વગેરે તિર્યંચયોનિક પ્રાણિઓના શરીરમાંથી આવે છે તેથી બરાબર પવિત્ર નથી હોતાં એટલે દૂધ વગેરેથી નવરાવતાં શ્રી જિનની પૂજા ન થતાં આશાતના જ થાય છે માટે તેને બદલે સુવાસિત પવિત્ર ગંધોદકવડે શ્રી જિનનું ન્હવણ કરવું એ જ નિર્દોષ છે. આ પ્રસંગે આપ, મારી કહેલી આટલી જ વાતો ઉપર બરાબર ધ્યાન આપો અને એ બધીને બરાબર સમજી લ્યો. પછી વળી જે બીજું કહેવાનું છે તે તમને બરાબર સમજાવીશ.

કરવામાં આવે છે છતાં તેઓ લેશમાત્ર રોષ કરતાં નથી. ઊલટું પખાળ કરનારને વરદાન દેવા તૈયાર રહે છે, આથી પણ એમ જણાય છે કે દૂધ વગેરેવડે થતું ન્હવણ અનુચિત નથી. અનુચિત હોત તો દૂધ વગેરે દ્વારા નવરાવતા દુષ્ટ દેવો જરૂર કોપ કરત. વળી, દૂધ વગેરેવડે ન્હવણ કરવાની પ્રથા કાંઇ આજકાલની નથી. એ ઘણા લાંબા સમયથી ચાલી આવે છે. અને તે પ્રમાણે કોઈ એક જ વ્યકિત વર્તે છે એમ પણ નથી કિન્તુ તે પ્રથા પ્રમાણે પરંપરાગત-પેઢીદરપેઢી ઉતરી આવેલી અનેક વ્યકિતઓ પ્રવૃત્તિ કરતી દેખાય છે, તથા એ પ્રથાને ગીતાર્થ પુરુષોનો ટેકો છે. તથા પ્રાચીન કવિઓએ એ પ્રથાને પોતાની કવિતામા વર્ણવેલી છે અને તેઓ તે પ્રથા પ્રમાણે વર્ત્યા પણ છે, માટે દૂધ વગેરેવડે ન્હવણ કરતાં કોઇ પણ દોષ જણાતો નથી. વળી, બગડેલું નહીં એવું વિશેષ ઉત્તમ પ્રકારનું દૂધ, દહીં વગેરે પ્રાસ કરી તેવડે ન્હવણ કરતાં આશાતના દોષ લાગતો નથી. ઊલટું પાપ હોય તે છૂટી જાય છે અને ભાવનો ઉલ્લાસ થાય છે. એ વાત ખરી છે કે જેમની પાસે દૂધ, દહીં વગેરે ઉત્તમ પદાર્થોની જોગવાઇ નથી તેઓ શ્રી જિન ભગવાનનું ન્હવણ ગંધોદકવડે કરે તો પણ વાંધો નથી. એ તો જેવો ભાવ હોય તેવું કાર્ય થઈ શકે છે, પરંતુ મુદ્દાની વાત એ છે કે—દૂધ વગેરે દ્વારા ન્હવણ કરવામાં દોષ બતાવવો એ ઠીક નથી. શ્રી જિનબિંબના પૂજન વગેરેમાં જે જે સાધનોવડે જેના ભાવનો ઉલ્લાસ થાય તેણે તે તે સાધનોનો ઉપયોગ કરવો ઘટે અને એવો ભાવોલ્લાસ જ બંધનનો નાશક છે. ભાવોલ્લાસ એટલે કષાયોની મંદતા, સદાચારપરાયણતા અને મૈત્રીવૃત્તિ વગેરે આત્મધર્મો તરફ પ્રવૃત્તિ અને દિન-દિન એ પ્રવૃત્તિમાં પ્રગતિ, ભાવોલ્લાસનો અર્થ કોઇ એમ ન સમજે કે બાહ્ય આડંબર કે વાહ વાહ આંગી વગેરેને જોઇને આપણા મન કે ઇંદ્રિયોનો સંતોષ. તાત્પર્ય એ કે-આત્માર્થીએ જેમ આંતરભાવનો ઉલ્લાસ થાય અને વધે તેમ નિર્દોષ અને પવિત્ર સાધનોનો ઉપયોગ કરવો રહ્યો, પરંતુ સાધનો માટે એક જ કોઇ પક્ષનો આગ્રહ રાખવો જરૂરી નથી. વળી, આગળ (પૃ. ૧૦૧)માં જે એમ કહેવામાં આવ્યું છે કે-'અક્ષત(ચોખા) તથા વસ્ત્રો શ્રી જિન પાસે ધરીએ તો તે બીજા કોઇના ઉપયોગમાં આવનારાં છે, અને જેનાં ઉપયોગમાં આવશે તે દેવદ્રવ્યનો ખાનારો થયો. જે દેવદ્રવ્યને ખાય તે ભારેકર્મી થઇ અનંત-સંસારી થાય. એટલે શ્રી જિન પાસે ચોખા, બીજું નૈવેદ્ય કે વસ્ત્રો મૂકવાં એ યોગ્ય નથી.' ચોખા વગેરે મૂકીએ તો જ તેનો ઉપયોગ બીજો કોઇ કરે અને ન મૂકીએ તો તેનો ઉપયોગ ક્યાંથી થાય? એ રીતે શ્રી જિન પાસે ચોખા વગેરે ન ધરવાં એ જ યોગ્ય છે, એમ નહિં પરંતુ વિચાર કરતાં જણાય છે કે—શ્રી જિન પાસે ચોખા વગેરે ધરવામાં જે દોષ બતાવેલો છે તે કપોલકલ્પિત હોવાથી બરાબર નથી. જે પૂજક શ્રી જિન પાસે ચોખા વગેરે ધરે છે તેનો આશય તો માત્ર પોતાના લોભ વગેરે દોષનો ત્યાગ કરવાનો છે અને સત્પુરુષનો વિનય કરી ઉદારવૃત્તિ કેળવવાનો છે; નહીં કે કોઇ એનો ઉપયોગ કરી ભારે-

ઘણા દોષો ઊભા થાય. વળી, હે મૂઢ ! તું શરીર માટે, ઘર માટે અને એવાં બીજાં અનેક
કાર્યો માટે નીપજતાં જીવવધ વગેરે આરંભનો નિષેધ તો કરતો નથી અને પૂજા વગેરે
માટે ' જીવવધ 'નો દોષ બતાવી શ્રી જિનની પૂજાનો નિષેધ કરી રહ્યો છે. હે અનાર્ય !
આ તે તારી કેવી મૂઢતા છે. શ્રી જિનચૈત્યની ખરી પૂજા, પ્રભાવના વગેરે પ્રવૃત્તિઓથી
તો તીર્થની, ધર્મની અને શાસનની પ્રભાવના, ઉદ્દ્યોત અને પ્રકર્ષ વગેરે લાભો થાય છે
અને એ દ્વારા કેટલાક સરળ સ્વભાવી વિચારકો બોધિબીજને-શુદ્ધ જ્ઞાનને-પામે છે,
સત્કાર્યની અનુમોદના કરે છે, અને સદ્ધર્મ તરફ આકર્ષાય છે. એવા બીજા પણ અનેક
લાભો થયા કરે છે. ગૃહસ્થોએ પૌષધવ્રત કરેલું હોય અને એ રીતે તેઓ મુનિઓની
પેઠે સચિત્તની હિંસાથી નિવર્તેલા હોય યા સચિત્તના આરંભથી નિવૃત્તિ કરવારૂપ એવી
શ્રાવકોની ઉત્તરપ્રતિમાઓને વહેતા હોય તો ભલે પુષ્પ વગેરે દ્રવ્યોથી થતી દ્રવ્યપૂજાને
વર્જે, પરંતુ જ્યાં સુધી તેઓ મુનિઓની પેઠે સર્વઆરંભના ત્યાગી નથી બન્યા ત્યાં સુધી
દ્રવ્ય પૂજાનો ત્યાગ કરવો તેમને માટે ઉચિત નથી. આગળ જે એમ કહેવામાં આવ્યું
છે કે—પૂજાની પ્રવૃત્તિમાં રોકાયેલા હાથ વા માથાવડે ગૃહસ્થ સાધુને નમસ્કાર ન કરી
શકે તે ઉચિત નથી, કેવળ સ્વબુદ્ધિકલ્પિત હોવાથી પ્રલાપમાત્ર છે. વિનય, ધર્મનું
મૂળ છે અને તેને, સાધુ કે શ્રાવકો તરફ યથોચિતપણે આચરવાનો જ છે તો કદાચ
પૂજાની પ્રવૃત્તિમાં હાથ વગેરે અંગો રોકાયાં હોય તો પણ વાણીથી ' નમસ્કાર ' શબ્દ
કહીને સાધુ કે શ્રાવકનો વિનય કરવાનું શાસ્ત્રમાં ક્યાંય નિષેધેલું નથી. હાથમાં કોઇ જાતનું
પૂજાનું ઉપકરણ હોય વા બીજી રીતે અંગો પૂજાની પ્રવૃત્તિમાં રોકાયાં હોય તો પણ વાણીથી
નમસ્કાર કરી સાધુનો કે શ્રાવકનો વિનય કરવામાં કોઇ પ્રકારનું દૂષણ નથી તેમજ તેમ
કરવાથી શ્રી જિનની આશાતના પણ થતી નથી તથા એ કામ ( વિનય કરવાનું કામ ) લોક-
વિરુદ્ધ પણ નથી. વળી, જે એમ કહેવામાં આવ્યું છે કે ' તિર્યંચ પ્રાણીમાંથી પ્રાપ્ત
થતાં દૂધ કે દહીંવડે શ્રી જિન ભગવાનનું ન્હવણ કરવું એ, તેમની આશાતના કરવા
સમાન છે ' તે પણ યુક્તિયુક્ત જણાતું નથી. ખરી વાત એમ છે કે દૂધ વગેરે-
વડે થતું શ્રી જિનનું ન્હવણ આશાતનારૂપ હોત તો શાસ્ત્રમાં તેનો સ્પષ્ટપણે નિષેધ
કરવામાં આવ્યો હોત પરંતુ શાસ્ત્રમાં તો તે બાબતનો નિષેધ કર્યો હોય એવું ક્યાંય
સંભળાતું નથી અને તે રીતે થતું ન્હવણ લોકવિરુદ્ધ પણ નથી. લોકો તો દેવપૂજામાં
ગોરોચન, કસ્તૂરી અને કુંકુમનો ઉપયોગ કરે જ છે અને તે ગોરોચન વગેરે પદાર્થો,
તિર્યંચ પ્રાણીઓમાંથી જ આવેલાં છે. વળી, એ પદાર્થો તિર્યંચ પ્રાણીઓમાંથી આવેલા
છે એટલા જ માટે તે પૂજામા ન વપરાય એમ ન કહી શકાય, કારણ કે એ પદાર્થો
લોકોમાં " પવિત્ર "રૂપ પ્રસિદ્ધ છે, તેથી એ પદાર્થોને પૂજામાં વાપરતાં નથી શાસ્ત્રનો
નિષેધ, તેમ નથી લોકવાદનો નિષેધ. વળી, જે દેવો દુષ્ટ છે તેમની પખાળ દૂધ વગેરેવડે

પરિણામ અશુદ્ધ થયા એટલું જ નહીં પરંતુ એ રીતે આચરતા તમે બન્નેએ લોકોની બુદ્ધિમાં પણ ભ્રમ પેદા કર્યો એટલે તમે બન્ને, જગદ્ગુરુ શ્રી જિનભગવાનની પૂજાના પવિત્ર કામમાં વિચ્છેદ ઊભો કરનારા થવાથી સુકૃતના અંતરાયના ભાગી થયા. એ દોષથી ગ્રસાયેલા તમે બન્ને મરણ પામી અનેક અશુભ સ્થાનોમાં વારંવાર જન્મ પામ્યા અને એ રીતે લાંબા સમય સુધી દુઃખોને અનુભવતા રહ્યા. પછી તથાપ્રકારના પૂર્વે કરેલા સુકૃતના યોગે તમે બન્ને જણા હમણાં રાજા અને અમાત્યરૂપે અહીં અવતર્યા છો. તમને જે, આ અટવીમાં આવી પડવાનું સંકટ પડ્યું છે તે, તમે આગલા ભવોમાં જે જે દુષ્કૃત કરેલાં તેમાંનાં જે હજુ પરિપાક પામ્યાં નથી અને ભોગવવામાં બાકી છે તેના ફળરૂપે છે, માટે હે મહાનુભાવ! પૂર્વનાં દુશ્ચરિતોને યાદ કરીને હવે વર્તમાનમાં પણ ગમે તે પ્રયત્ને સુચરિતો તરફ લક્ષ્ય કરી પ્રવૃત્તિ કરો જેથી હવે પછી પણ આવી જાતની દુઃખમય વિટંબનાઓ ન ભોગવવી પડે. (આ પ્રમાણે પેલા પ્રભંકર કેવળીએ પેલા રાજા અને અમાત્યને તેમના પૂર્વભવની વાત કહી સંભળાવી.)

આ બધી હકીકત સાંભળીને એ રાજા અને અમાત્યને તેમનો પૂર્વભવ સાંભરી આવ્યો, અને સંસારના પ્રપંચથી ભયભીત થયેલા તે બન્ને ત્યાં કેવળીના ચરણોમાં નમી પડ્યા અને કેવળીને વિનંતિ કરવા લાગ્યા કે-હે ભગવન્! તમે કહેલી હકીકત અક્ષરે અક્ષર સાચી છે, માટે હવે તમે, અમને, જે દોષ અમે આગલા જન્મમાં કરી આવ્યા છીએ તેનું પ્રાયશ્ચિત આપવા કૃપા કરો. કેવળી બોલ્યાઃ શ્રી જિન ભગવાનની પૂજામાં વિશેષ શુદ્ધભાવે પ્રયત્ન કરવો એ જ તેનું પ્રાયશ્ચિત છે. હજુ સુધી તમારા બન્નેમાં વ્રતો લેવાની યોગ્યતા આવી નથી, માટે તમે શ્રી જિન ભગવાનની પૂજામાં જ પ્રયત્ન કરો. કેવલીએ કહેલી વાતને તે બન્ને જણાએ-રાજા અને અમાત્યે સ્વીકારી લીધી અને તે પ્રમાણે વર્તવા લાગ્યા.

પછી તેઓ બન્ને પ્રભંકર કેવલીને પ્રણામ કરીને પૂર્વોક્ત એકશૃંગ પર્વત તરફ જવા ઉપડ્યા. ત્યાં જઈને તે પર્વત ઉપર આવેલા શ્રી આદિનાથના મંદિરમાં, એ પર્વતમાં એની મેળે ઊગેલાં એવાં કમળ, કેતકી, કેસર, સરસબેલીનાં ફૂલોવડે અને માલતિની માળાઓવડે નાભિનરેંદ્રનંદન શ્રી ઋષભદેવની ત્રણે સંધ્યા પૂજા કરવા લાગ્યા. એ રીતે લાંબો વખત પૂજાસુધી કર્યાં પછી તેમનું પૂર્વ કરેલું દુષ્કૃત નાશ પામ્યું.

બરાબર આ વખતે પેલા ઘોડાએ અપહરેલા રાજા અને અમાત્યને શોધતું શોધતું અને તે માટે તેમની પાછળ ભમતું ભમતું તેમનું હય, ગય, રથ અને પાયદળવાળું મોટું લશ્કર તેમની પાસે આવી પહોંચ્યું. રાજા અને અમાત્યને જોઈને ખૂબ ખૂબ રાજી થયેલા

કર્મી થઇ સંસારમાં અનંતકાળ સુધી રખડ્યા કરે. એ રીતે જે ભાવ મનમાં નથી છતાં પરિણામે પૂજકને દંડ લાગતો હોય તો સાધુમુનિરાજને ખાનપાન વગેરેનું દાન કરવામાં પણ દોષ જ લાગવો જોઇએ. કારણ કે ઘણીવાર એ દાનમાં અપાયેલાં ખાનપાનને લીધે જ સાધુઓને અજીર્ણ થઇ જાય છે, બીજા પણ ભારે રોગો થઇ જાય છે. કેટલીક વાર તો મુનિ મરણ પણ પામે છે અને એ રીતે મુનિને માંદા પડવાનું કે મરણ પામવાનું કારણ પેલો દાતા બને છે એટલે તે દોષ, દાતા ઉપર આવવો જોઇએ અને એ રીતે જોતાં મુનિને ખાનપાન દેનાર દાતા પણ ભારેકર્મી થઈ ઋષિઘાતક હોવાને લીધે દુર્ગતિમાં જ જવો જોઈએ, પણ જેમ એમ થતું નથી તેમ જ શ્રી જિન પાસે ચોખા વગેરે ધરનાર પણ દોષવાન બનતો નથી. વળી, એ રીતે જ જો દોષ ગણાતો હોય તો શ્રી જિનભવન, શ્રી જિનબિંબનું સ્થાપન વગેરે પણ ન કરવું જ ઉચિત છે, કારણ કે જગતમાં એવા પણ લોકો હોય છે કે જેઓ શ્રીજિનભવનને તોડી નાખે અને શ્રી જિનબિંબને ભાંગી નાંખે, જ્યારે કોઇ ભક્તિવાન પુરુષે જિનભવન કરાવ્યાં અને જિનબિંબ સ્થપાવ્યાં ત્યારે જ પેલા તોડનારને તોડવાનો પ્રસંગ આવ્યો ને ? એટલે જિનભવન તોડાવવાનું કે જિનબિંબ ભંગાવવાનું કારણ પેલો જિનભવન કરાવનારો અને જિનબિંબ સ્થાપનારો જ થાય છે એમ ગણાય. એ રીતે કોઇએ જિનભવન ન કરાવવાં અને જિનબિંબ પણ ન સ્થપાવવાં એ જ પ્રાપ્ત થયું, પરંતુ ખરી વાત એમ નથી. જેનો જેવો માનસિક પરિણામ હોય છે તે પ્રમાણે તેને કર્મબંધ થાય છે એ જ ખરો સિદ્ધાંત છે, માટે શ્રીજિનભવન કે શ્રીજિનબિંબને કરાવનારો કોઈ રીતે દોષપાત્ર બનતો નથી અને એ જ રીતે નૈવેદ્ય ધરનારો પણ દોષનું કારણ થતો નથી, માટે ખરી વાત તો એ છે કે–હે ભદ્ર લોકો ! મનમાં કોઇ પ્રકારનો કુગ્રહ–કદાગ્રહ--રાખી મનમાન્યાં કલ્પિત ગપ્પાં ન ચલાવવાં એ જ ઉત્તમ માર્ગ છે. જે હકીકતો મોટા મોટા બહુશ્રુત પુરુષોને સંમત હોય તે હકીકતોને પણ કદાગ્રહયુક્ત ચિત્તે ન કહેવી એ જ ઉચિત છે. જે આત્માર્થી લોકો નિર્વાણ માટે પ્રવૃત્ત થયા છે તેઓને માટે આ એક જ માર્ગ ઉત્તમ છે કે–જે માર્ગ, પૂર્વ મુનીશ્વરોએ બતાવેલો હોય, એ સિવાય તેઓ માટે પોતાની સ્વચ્છંદ બુદ્ધિથી કલ્પેલો એવો કોઇ બીજો માર્ગ નથી. તેમ તે સત્ય નથી.

પેલા અર્જુનને આ પ્રકારે પેલા મુનિરાજેએ ઘણું ઘણું સમજાવ્યો છતાં એ, અર્જુનના ઝાડની પેઠે જડ પ્રકૃતિવાળો હોવાથી તે મુનિરાજના સુવચનોને સમજી શક્યો નહીં. તે વચનોની તેણે અવગણના કરી અને પોતાની ભૂલને પણ સ્વીકારી નહીં. હે સાર્થવાહ ! તમે પણ આ અર્જુનનો માર્ગ સ્વીકાર્યો. અર્જુને બતાવેલો માર્ગ વધારે સહેલો હોઇ તમને પણ એ ગમી ગયો. ખરી વાત છે કે–સ્વચ્છંદે ચાલનારી બુદ્ધિ, કોઇ દિવસ શુભ તરફ પ્રવૃત્તિ કરતી જ નથી અર્થાત્ તમે અને આ અર્જુન બન્ને સ્વચ્છંદે ચડી ગયા. એ પ્રકારે તમારા બન્નેના મનમાં શ્રીજિનપૂજાની વિધિ વિશે અમુક પ્રકારનો કુગ્રહ ઠસી ગયો અને તેથી તમારા

## દેવદ્રવ્યની સંભાળ રાખવા વિશે બે ભાઇની કથા.

( કથા ૧૪ મી )

( દેવદ્રવ્યની વૃદ્ધિ, સામાન્ય સ્વરૂપ, સાધારણ દ્રવ્ય, કરૂણ વિલાપ, દેવદ્રવ્ય ભક્ષણે વિપાક અને દેવદ્રવ્ય રક્ષણોપદેશ ઉપર વિવેચન. )

જ્યારે કપરો કાળ હોય અથવા બીજાં એવાં અશાંતિનાં કારણો હોય ત્યારે જો દ્રવ્ય ન હોય તો ચૈત્યો અને બિંબો વગેરેની સંભાળ થઇ શકે નહીં, માટે આ કથામાં દેવદ્રવ્યને શી રીતે વધારવું વા તેને કઇ રીતે સંભાળવું તે બાબત કહેવાની છે.

ગૃહસ્થ જ્યારે જિનભવન વગેરેનું નિર્માણ કરે એટલે તેને ચણાવે ત્યારે જ એ જિનભવન વગેરેના નિભાવ માટે પોતાની શકિત પ્રમાણે દ્રવ્યનું દાન કરે અને એ દાનમાં દેવાયેલા ચૈત્યદ્રવ્યની વિશેષ આદર અને પ્રયત્ન સાથે સંભાળ કરે તથા તેને વધારવાના ઉપાયો પણ કરે. રાજાને કહીને ગામમાં, નગરમાં કે ખેતરમા લાગા નખાવીને વા રાજાને સમજાવીને જગાત વગેરેમાંથી ભાગ મળે એવી વ્યવસ્થા કરાવીને અર્થાત્ જ્યાંથી મળી શકે ત્યાંથી રાજા પાસે દેવ સંબંધી લાગની યોજના કરાવીને જિનદ્રવ્યની વૃદ્ધિ કરવી જોઇએ.

બરાબર પાકે પાયે વધારેલા એ ચૈત્યદ્રવ્યની રક્ષા માટે-સંભાળ માટે-તેના રક્ષણમાં ખંતવાળા, પાપથી ભીરુ-પાપનો ડર રાખતા અને અલુબ્ધ એવા કોઇ એક સારા માણસને નીમવો જોઇએ.

દેશ-કાળ અને પરિસ્થિતિ વગેરેની ખરાબ સ્થિતિ હોય તો પણ ચૈત્ય વગેરેના રક્ષણ માટે બીજું કશું સાધન ન હોવાને લીધે એ ચૈત્યદ્રવ્યની બરાબર સંભાળ કરવી જોઇએ અને કુશળ માણસે તેનો જેમ ફાવે તેમ ખર્ચ નહીં કરી નાખવો જોઇએ.

જે, એ દ્રવ્યને સાચવી રાખે છે તે, પ્રત્યક્ષપણે ધર્મને જ સાચવે છે અર્થાત્ દેવદ્રવ્યની સંભાળ કરનારો, ધર્મનો જ રક્ષક છે. એ દેવદ્રવ્યની રક્ષા કરતાં બીજું કોઇ ઉત્તમ ગુણસ્થાન નથી એમ વર્ણવેલું છે.

( આચાર્ય હરિભદ્રજી પોતાના સંબોધ પ્રકરણમાં કહી ગયા છે કે ) "જિનદ્રવ્ય-દેવદ્રવ્ય, જ્ઞાન અને દર્શન જેવા ઉત્તમ ગુણોનું પ્રભાવક છે અને જિનપ્રવચનની વૃદ્ધિ કરનારું છે અર્થાત્ દેવદ્રવ્યદ્વારા જ્ઞાનનો પ્રભાવ વધારી શકાય છે અને દર્શનનો પણ મહિમા થઈ શકે છે, એ જિનદ્રવ્ય શ્રી જિનના પ્રવચનની વૃદ્ધિ-પ્રસાર-મહિમા-કરનારું છે માટે જે કોઇ એ જિનદ્રવ્યની સંભાળ કરનારો નીકળશે તેનું સંસારભ્રમણ પરિમિત થઈ જશે અર્થાત્ તેનું ભવભ્રમણ ઓછું થઇ જવાથી તે, વહેલો નિર્વાણને મેળવી શકશે."

એવા સેનાધિપતિએ અને સેનાના બીજા લોકોએ રાજાને જોયો અને તેની પાસે પોતાના મુકુટમંડલને પૃથ્વી ઉપર નમાવી દઈ રાજાને વિનંતિ કરી કે-હે દેવ! તમારા વિયોગને કારણે તમારો આખો દેશ ભારે સંતાપ પામ્યો છે અને ચિંતાથી બળીજળી રહ્યો છે તો તમે તેને દર્શન આપી ગામડાંના લોકોને અને નગરનાં લોકોને હવે શાંતિ આપો અને તેમની ચિંતાને દૂર કરો અને આ હાથણી ઉપર બેસી દેશમાં પાછા પધારો. પછી રાજાને પણ પોતાથી ઘણી વખત સુધી વિખૂટાં પડેલાં એવાં પોતાનો દેશ, પોતાનાં સુખી સ્વજન વગેરે સાંભરવાથી તેનું હૃદય ભરાઈ આવ્યું અને તેમને મળવાની ઉત્કંઠા થઈ આવી. પછી તે શ્રી આદિનાથ ભગવાનને ઉત્તમ ચીનાઈ કપડાં વગેરે સારાં સારાં પૂજાનાં ઉપકરણોવડે શુદ્ધ ભાવપૂર્વક પૂજીને અને લાંબા સમય સુધી તેમની સ્તુતિ કરીને તેમને આ પ્રમાણે વિનંતિ કરવા લાગ્યોઃ-

હે દેવાધિદેવ! તારાં ચરણકમળની મારા મનને હર્ષ ઉપજાવનારી ઉપાસનાનું કાંઇ પણ ફળ મળવાનું હોય તો તે માટે હું એટલું જ માગું છું કે-સંસારમાં હોઉં ત્યાં સુધી હમેશાં મારી પ્રવૃત્તિ તારી પૂજામાં જ થયા કરો અને એવી મારી પ્રવૃત્તિથી મારાં પૂર્વે કરેલાં દુષ્કૃતોનો ધ્વંસ થાઓ. જેમ ગમે તેવો ઝંઝાવાત હોય તો પણ પર્વતને તો તેની કશી અસર નથી હોતી તેમ જે લોકો શ્રી જિનપૂજામાં પ્રતિદિન આદરવાળા હોય છે તેઓને દુર્ગતિ, રોગો, ગરીબાઈ, વિપદાઓ અને ભાઈભાંડુંના મરણ વગેરે વ્યથાઓ કશી અસર કરી શકતી નથી. જે લોકો મૂઢ છે તેઓ ભલે ધારેલા મનોરથોને સફળ કરનારાં એવાં કલ્પવૃક્ષ, રત્નચિંતામણિ અને કામદુધા ધેનુ વગેરેની સ્તુતિ કરે; પરંતુ હું તો ધારેલ કરતાં વધારે ફલ આપનારાં અને સંસારસમુદ્રથી પાર ઊતારનારા એવા એક શ્રી જિનપૂજનની જ સ્તુતિ કરું છું અને વાંછા કરું છું. આ રીતે એ રાજાએ શ્રી અરિહંત ભગવાનની પૂજાની પ્રશંસામાં અને તેની વાંછામાં ચિત્ત દઇ અને આદિદેવની ઉપાસના કરી પોતાના નગર ભણી પ્રયાણ કર્યું અને પેલા પ્રભંકર કેવલી પોતાનાં બધાં કર્મોના ઓઘનો નાશ કરી નિર્વાણલક્ષ્મીને પામ્યા.

એ રીતે શ્રી કથારત્નકોશમાં પૂજાના અધિકારમાં પ્રભંકરનું કથાનક સમાપ્ત (૧૩)



દાનમાં અપાયેલાં એ ગામ, સુવર્ણ, પશુ કે બીજું ધન વગેરેને જ્યારે કોઈ હરી જાય-લૂંટી જાય અર્થાત્ એ જિનદ્રવ્યને કોઇ ચોર વા બીજો અપ્રમાણિક ઉચાપત કરી જાય ત્યારે સંઘે પોતાની બધી શક્તિને ખર્ચી નાખીને એને બચાવવા પ્રયત્ન કરવો જ જોઇએ. એ કામ, ચારિત્રને લીધેલા કે ચારિત્ર વગરના બધા લોકોને કરવા જેવું છે જ અર્થાત્ દીક્ષિત કે અદીક્ષિત એવા બધા માનવોએ લૂંટાતું કે ઉચાપત થતું જિનદ્રવ્ય ગમે તે ભોગે બચાવી લેવું જોઇએ એવું શાસ્ત્રવચન છે, માટે મુનિઓ ઉપર પણ લુંટાતા કે ઉચાપત થતા જિનદ્રવ્યને બચાવવાની ફરજ આવી પડે છે. આનો અર્થ એ નથી કે-મુનિએ પોતે જાતે એ જિનદ્રવ્ય એકઠું કરવા આરંભ સમારંભ વગેરેની પ્રવૃત્તિમાં પડવું, પરંતુ જ્યારે આફત આવે તેમ હોય અને જિનદ્રવ્ય ચોરોના હાથમાં કે બીજા અપ્રમાણિક હાથમાં 'એ હવે નહીં જ બચી શકે' એ રીતે આવી પડયું હોય તેવે વખતે સંઘે પોતાનું બધું બળ વાપરીને એ જિનદ્રવ્ય બચાવવું જ જોઇએ. સંઘમાં તો મુનિઓ પણ આવી ગયા. એ રીતે મુનિઓ ઉપર જિનદ્રવ્ય ઉપરની આફતને વખતે તેને બચાવવાની ફરજ આવી પડે છે એટલે 'એ પ્રવૃત્તિ કરતા મુનિને દોષ લાગ્યો' તેમ ન કહેવાય અર્થાત્ જિનદ્રવ્ય ઉપર આફત આવતાં જ્યારે કોઇ કશી વ્યવસ્થા કરતું ન જ દેખાય અને એ લૂંટાઈ જવાનું યા નાશ પામવાનું જ હોય તેવે વખતે ન છૂટકે એને સંભાળી રાખવાની, સંયમપૂર્વક પ્રવૃત્તિ કરવાની મુનિને છૂટ પણ છે એવી વિભાષા ધ્યાનમાં રાખીને મુનિ પ્રવૃત્તિ કરે. એ જ પ્રમાણે બીજું એક સાધારણ દ્રવ્ય પણ સ્થાપિત કરે. વિશેષ એ છે કે-સાધારણ દ્રવ્ય ચૈત્ય, બિંબાર્ચન, સંઘ અને પુસ્તકો[1] વગેરેનાં કામમાં ખર્ચી શકાય છે. (ચૈત્ય સંબંધી દ્રવ્ય) શ્રી જિન સંબંધી-શ્રીજિનના જ કાર્ય માટે વપરાય છે ત્યારે સાધારણ દ્રવ્ય તો બધાં સ્થાનોમાં વાપરી શકાય છે, તેથી કરીને આ સાધારણ દ્રવ્યને પણ સ્થાપિત કરવું, વધારવું અને કાળજીપૂર્વક સાચવવું. વળી, જ્યાંસુધી નિત્ય બીજું ધન મળતું હોય ત્યાં સુધી આ સાધારણ નિધિનો પણ ખર્ચ ન કરવો. દેશભંગ થતો હોય અને દેશ ઉપર એવા પ્રકારની બીજી બીજી આપત્તિ આવી પડેલી હોય ત્યારે તે આપત્તિઓને દૂર કરવા-શમાવવા-મટાડવા, બીજા મતવાળાઓ સાથે કોઈ પ્રકારનો કલહ ઊભો થયો હોય તો તેને શાંત કરવા અને દર્શન પદને લગતા સમ્યગ્ દર્શન સંબંધી ખાસ કાર્યમાં એ સાધારણ દ્રવ્યનો ખર્ચ થઇ શકે છે. અર્થાત્ દેશ વગેરે સામુદાયિક આફતને વખતે સાધારણ દ્રવ્યનો ખર્ચ થઈ શકે છે. તે જ પ્રકારે બીજા મતવાળા સાથેનો ક્લેશ દૂર કરવા અને સમ્યગ્દર્શનને લગતી પ્રવૃત્તિઓમાં—સમ્યગ્દર્શનના પ્રચારકાર્યમાં અથવા સમ્યગ્દર્શનને લગતી એવી જ બીજી પ્રવૃત્તિઓમાં પણ સાધારણ

૧ મુદ્રિત પુસ્તકમા--पोग्गयाईणि પાઠ છે તેનો અર્થ સમજાતો નથી પરંતુ તેને બદલે पोत्थयाईणि પાઠ કલ્પી આ અર્થ યોજેલો છે.

(વળી એમણે (હરિભદ્રે) જ કહ્યું છે કે-) જિનદ્રવ્ય, દેવદ્રવ્ય, જ્ઞાન અને દર્શન જેવા ઉત્તમ ગુણોની પ્રભાવના કરનારું છે અને શ્રી જિનના પ્રવચનની વૃદ્ધિ કરનારું છે અર્થાત્ જિનદ્રવ્યદ્વારા જ્ઞાનનો પ્રચાર અને દર્શનનો ફેલાવો કરી શકાય છે તથા એ દ્વારા શ્રી જિનના પ્રવચનની મહત્તા વધે એવી પ્રવૃત્તિ પણ કરી શકાય છે, તો એવી ઉત્તમમાં ઉત્તમ પ્રવૃત્તિમાં ખપ લાગતા શ્રી જિનદ્રવ્યને વધારનારો માનવપ્રાણી તીર્થંકરનો અવતાર મેળવી શકે છે અર્થાત્ સદુપાયોદ્વારા શ્રી જિનદ્રવ્ય વધ્યા કરે એવી યોજના કરનારો માનવ, તીર્થંકરપદનો લાભ મેળવી શકે છે.

'चोडइ चोइयाणं" એવાં પ્રકારનાં શાસ્ત્રનાં વચનોદ્વારા શાસ્ત્રકારે જિનદ્રવ્યની રક્ષાનો ભાર યતિઓ ઉપર પણ નાખ્યો છે તો પછી ગૃહસ્થો ઉપર તો ભાર જ હોય તેમાં શું કહેવું ? અર્થાત્ સર્વસંગના પરિત્યાગી જતિઓને પણ જિનદ્રવ્યને સંભાળવાની ભલામણ જોખમદારી સાથે સૂચવવામાં આવી છે ત્યારે ગૃહસ્થોએ તો એ જોખમદારી પોતાને માથે સ્વયમેવ ઉઠાવવાની છે એટલે એ વિશે શું કહેવાનું હોય ?

(આ વિશેનું શાસ્ત્રવચન પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ સાથે તર્કપૂર્વક કથાકોશકાર રજૂ કરે છે-) જે મુનિઓ સર્વપ્રકારના આરંભ સમારંભને તજીને કેવળ આત્મપરાયણતા મેળવવા પ્રયત્ન કરી રહ્યા છે, અને 'આરંભ કરવો નહીં, કરાવવો નહીં તેમજ કોઇ પ્રકારે આરંભ કરનાર તરફ સંમતિ પણ દર્શાવવી નહીં.' એ રીતે મન-વચન-કાયાદ્વારા-ત્રિકરણદ્વારા-આરંભને તજનાર મુનિઓ, ચૈત્યનાં એટલે ચૈત્યોને દાનમાં મળેલા ગામો, સુવર્ણ, પશુઓ અને રૂપું વગેરેની સંભાળમાં પોતાનું મન પરોવે તો પછી એમને આરંભ-સમારંભ તો જરૂર કરવો પડે જ અને એ રીતે આરંભ-સમારંભ કરનારા એ મુનિઓ પોતે કરેલી, ત્રિકરણદ્વારા આરંભ ત્યાગની-પ્રતિજ્ઞાને ન જ પાળી શકે અર્થાત્ જિનદ્રવ્યની સંભાળમાં પૂર્વોક્ત આરંભ વગેરે સમાયેલાં જ છે એથી એની સંભાળ કરનાર મુનિને પૂર્વોક્ત ત્રિકરણશુદ્ધિ શી રીતે સંભવે ?

(પૂર્વોક્ત શંકાનું સમાધાન કરતાં ગ્રંથકાર કહે છે—)

તમારો તર્ક ખરો છે અર્થાત્ જિનદ્રવ્યની સંભાળમાં પડતો મુનિ આરંભી થઈ જાય છે અને એ રીતે તે, પોતાની પ્રતિજ્ઞાને ખોઈ બેસે છે પરંતુ, આ બાબત એક વિભાષા-વિકલ્પ-બતાવેલો છે અને તે આ પ્રમાણે છે-જે મુનિ પોતે જાતે જ ઉકત પ્રકારના જિનદ્રવ્યની સાર-સંભાળમાં પડી જાય તે તો પોતાની મુનિપણાની પ્રતિજ્ઞા ખોઈ જ બેસે છે અર્થાત્ તેને પૂર્વોક્ત ત્રિકરણશુદ્ધિ સંભવી શકતી નથી અથવા તેની *સિદ્ધિ થઇ શકતી નથી અર્થાત્ એ નિર્વાણને મેળવી શકતો નથી પરંતુ વાત એમ છે કે-ચૈત્યો માટે

* પ્રતિમા "सिद्धि" એવો પાઠ છે, માટે અહીં 'સિદ્ધ' એવો અર્થ ઘટાવ્યો છે.

તેના કારભારીઓ હતા જેમની ઉપર રાજાએ રાજ્યવ્યવસ્થાનો ભાર મૂક્યો હતો અને પોતે એ રીતે સુખે સુખે વખત વીતાવતો હતો.

હવે વખત જતાં તે રાજાને ઘરે રાણીને સારું સ્વપ્ન આવ્યા પછી એક પુત્રનો જન્મ થયો, વધામણાં થયાં. એ પુત્રનું નામ 'સુગંધર' પાડ્યું. એ રાજકુમાર માટે રાજાનાં મનમાં અનેક પ્રકારના મનોરથો વધતા ચાલ્યા. તેમ એ રાજકુમાર પણ શરીરે વધવા લાગ્યો અને કળાકુશળતામાં પણ એ, ભારે આગળ આવ્યો. સુગંધરને કેટલીક ઉત્તમ રાજકન્યાઓ પરણાવી અને તેમને માટે ભુક્તિ-તેમના ખર્ચનું સાધન પણ બાંધી આપી. આ રીતે ત્યાં તે રાજકુમાર પરમસુખ સાથે રાજ્યશ્રીને ભોગવતો રહે છે.

હવે એક વાર તે રાજકુમાર, જોગાનુજોગ મધરાતે જાગી ગયો. પથારી છોડી ઊભો થતાં તેણે પૂર્વ દિશા તરફ જોયું તો એને એવું જણાયું કે-જાણે કે આકાશમાં ઊંચે ચડતા ઊડતા અને નીચે ઊતરતા તથા અતિશય તેજને લીધે ઝળહળતા દેવોનાં શરીરનાં કાંતિ-તેજકિરણો ચારે બાજુ ફેલાઇ લહેરાતાં ન હોય. એ ચમત્કારિક દેખાવ જોઇને તે વિચારવા લાગ્યો. આ મધરાતનો સમય છે. જે દેખાવ હું જોઇ રહ્યો છું એ બાબત કશી ગમ પડતી નથી. રાતનો સમય હોવાથી સૂર્યનો સારથિ અરુણ સંભવતો નથી. અરુણોદયનો એ દેખાવ નથી. તેમ જ વરસાદનું એકે નિશાન નથી જણાતું તેથી એ દેખાવ વીજળીના ચમકારાનો પણ નથી. જે દેખાવ હું જોઉં છું તે અખંડિત પ્રકાશમય છે. તેથી ઉલ્કાના સ્ફુલિંગનો પણ એ દેખાવ નથી. ત્યારે શું એ બિભીષિકા હોય-કેવળ ભયજનક દેખાવ હોય અથવા હું ત્યાં જઇને જોઈ જ ન લઉં?

આમ વિચારીને તે બહાર જવાનાં કપડાં પહેરીને તૈયાર થયો. પોતાના પરિવારથી જુદો પડી હાથમાં ઉઘાડી તલવાર લઈ કોઇ ન જાણે એ રીતે ધીરે ધીરે તે રાજમહેલ-માંથી બહાર નીકળી પડ્યો અને જે તરફથી એ ઝળહળતો પ્રકાશ દેખાતો હતો તે તરફ ચાલવા લાગ્યો. એ રસ્તે આગળ ચાલતાં રાજકુમારને જણાયું કે ત્યાં ચારે દિશાઓમાં સરસ પારિજાતની મંજરીનો પરિમલ મઘમઘી રહ્યો હતો અને ગુંજતાં ભમરા અને ભમરીઓ એ પરિમલને પીતાં હતાં તથા બકુલ અને માલતીના પરિમલ કરતાં એ પરિમલ ઘણો જ ઉત્તમ સુગંધિત હતો. વળી આગળ ચાલતાં એ રાજકુમારના કાન ઉપર, મનોહર વેણું, બંસી અને વીણામાંથી નીકળતો તથા કોકિલ કંઠમાંથી નીકળતા સંગીત જેવો સુ-મધુર એવો ગીતનો નાદ આવ્યો. આ ગીતના નાદને વનનાં હરણો નિશ્ચળ થઇને સાંભળતાં હતાં. આ પછી રાજકુમારના જોવામાં આવ્યું કે-ત્યાં દેવોનાં ટોળેટોળાં-ભેગા થઇને કપડાં ઉછાળી રહ્યાં છે અને ફૂલો વેરી રહ્યાં છે અને કોઇનો પૂજા-સત્કાર કરી રહ્યાં છે. આ બધો દેખાવ જોઈને રાજકુમારે નક્કી કર્યું કે-આ તો અહીં દેવો આવેલા છે એમ જણાય

દ્રવ્યનો ઉપયોગ કરી શકાય છે. વધારે કહેવાથી શું ? જે મૂઢ મતિવાળો, ચૈત્યદ્રવ્ય અને સાધારણ દ્રવ્ય એ બન્નેનો દ્રોહ કરે છે એટલે તે બન્નેની બરાબર સંભાળ કરતો નથી અને એ તરફ ઉપેક્ષા કરે છે તે-જેનું આયુષ્ય[1] પહેલાં બંધાઇ ચૂકયું છે એવો તે શ્રી જિનના મતને પણ સમજતો નથી. હવે ચૈત્યદ્રવ્ય અને સાધારણ દ્રવ્ય એ બન્નેની સારી રીતે સંભાળ ન રાખતાં જે દોષો ઊભા થાય છે અને એ બન્ને દ્રવ્યોની સારી રીતે સંભાળ રાખતાં જે ફાયદાઓ મળે છે તે બાબત બે ભાઈનાં ઉદાહરણ આ નીચે આપવાનાં છે. તે બે ભાઇઓની કથા આ પ્રમાણે છે-

બંગાળદેશના તિલક સમાન **વિન્ધ્યપુરી** નામની નગરી છે. એ નગરી, સમગ્ર ભુવનમાં લલામભૂત છે, એના ઉપર પરચક્રનો ભય નથી તેમજ બીજા કોઇ ઉપદ્રવો પણ એટલે મારિ વગેરેના ઉપદ્રવો પણ એ નગરીમાં થતાં નથી. જેમ કૃષ્ણનું શરીર લક્ષ્મીથી યુક્ત છે તેમ એ નગરી પણ લક્ષ્મીથી-ધન વગેરેથી અથવા સુંદરતાની શોભાથી યુક્ત છે, બ્રહ્માની મૂર્તિ ચતુર્મુખ-ચાર મુખવાળી-બધી બાજુ મુખવાળી હોય છે તેમ એ નગરી પણ બધી બાજુ મુખવાળી-ચારે બાજુ દરવાજાવાળી-છે. એ નગરી, વિસાલ[2] છે છતાં કોઈ ન ટપી શકે એવા ભારે ઊંચા કિલ્લાવાળી છે. વળી, એ નગરી વિક્ખાય[3] છે છતાં ફરતી ગોળ ખાઈથી સુશોભિત છે. એવી એ નગરીમાં **ક્ષેમંકર** નામે નરપતિ રાજ્ય કરે છે. એ ક્ષેમંકર રાજાએ પોતાના અખંડ બાહુબળ ઉપર સમસ્ત ભૂમંડળને સાચવવાનું શૌર્ય દાખવ્યું છે એવો એ બળવાન છે. વળી યુદ્ધભૂમિના વેદિમંદિરમાં એ રાજાએ ન ચૂકી જાય-ખાલી ન જાય એવાં બાણોને ફેંકી તેમનો માંડવો બાંધી, એ માંડવા ઉપર ચારે દિશાઓથી ધસમસતા મદોન્મત્ત ગજરાજોના વિશાળ કુંભસ્થળોના કળશો હારબંધ આરોપ્યા અને પછી સુભટોના બખ્તરો ઉપર પડતા તરવારના ઘામાંથી જે બળતા તણખાઓ ઊડતા તે તણખાઓની અગ્નિ સમક્ષ, ભટ્ટોની ઠઠ (ભટ્ટ એટલે મોટા યોદ્ધાઓ અથવા ભાટ લોકો) વિવાહમંત્રોને (હોંકારા વગેરે શૂરતાના ધ્વનિઓને) ભણતી હતી ત્યારે વહૂની પેઠે એ રાજા વિજયલક્ષ્મીને પરણી લાવ્યો હતો. તે મહાન આત્મા રાજાનું અંતઃપુર મોટું હતું જેમાં **જયસુંદરી** રાણી પટ્ટરાણી હતી. તેના મંત્રીનું નામ **શિવદત્ત** હતું અને બીજા પણ

(૧) અહિં 'આયુષ્ય પહેલાં બાંધ્યું' કહેવાનો આશય સમજાતો નથી અથવા અહીં કાંઇક અધૂરું રહી જાય છે:

(૨) **विसाल** એટલે (સાલ-કિલ્લો, વિ-વગરની) કિલ્લા વગરની. બીજો અર્થ **विसाल-विशाल-** વિશાળ-મોટી **विसाल**નો **विसाल** અર્થ લેવાથી વિરોધનો પરિહાર સમજવો.

(૩) **विक्खाय**-એટલે (ક્ખાય-ખાઇ, વિ વગરની) ખાઇ વગરની, બીજો અર્થ **विक्खाय-** વિખ્યાત, પ્રસિદ્ધ '**विक्खाय**નો ખાય' 'વિખ્યાત' અર્થ લેવાથી વિરોધનો પરિહાર સમજવો.

પહોંચેલો હતો તે પ્રદેશના કોઇ માનવે આવીને જણાવ્યું કે–' તમે રાજકુમારની શોધાશોધ ન
કરો, તે સલામત છે અને સાધુ થઈ ગયેલ છે.' આ હકીકત સાભળીને રાજકુમારના કુંટુંબીઓ
ભારે અચંબો પામ્યાં અને ખિન્નચિત્તવાળા બની આનંદ વગરનાં બની ગયાં. રાજકુમારનું
આખું અંત:પુર પણ ભારે વિયોગના સંતાપને લીધે વ્યાકુળ બની ગયું અને વિલાસની
બધી સગવડો છોડી દઈ તથા બધા પ્રકારના શારીરિક શૃંગારો તજી દઈ શૂન્ય બની બેઠું.
તથા એ અંત:પુર, નિરંતર શોકને લીધે આંસુ સારતું સારતું ફિક્કું પડી ગયું અને
' હે હતાશ ! હે દુર્વિધિ ! આ તેં શું કર્યું ? ' એમ વિલાપ કરતું કરતું વધારે શોકમાન
થયું. આ રીતે શોક કરતા કરતા એ કુટુંબીઓ–રાજકુમારના પિતા, અંતઃપુર વગેરે જ્યાં
મહાત્મા યુગંધરશ્રમણ બેઠેલા છે ત્યાં જઇ પહોંચ્યા અને રાજા વગેરેને ત્યાં, પોતાના પુત્રને
ખરેખર વેશમાં અને ભાવમા સાધુની ચર્યા આચરતો દીઠો. પોતાના પુત્રને ખરેખર સાધુ
થયેલો જોઈ તેમના ચિત્તમાં ભારે શોકનો આવેગ આવ્યો અને તેથી તેઓ ભારે સંતાપ
પામ્યાં અને એ બધાં રોતાં રોતા આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યા. “ હે વહાલા પુત્ર !
તારો તમાલની જેવી કાંતિવાળો અને ઘણી સરસ શોભાવાળો કેશનો ગુચ્છો તેં તણખલા-
ની પેઠે માથા ઉપરથી ઉખેડી નાખી જમીન ઉપર શા માટે ફેંકી દીધો ? તારું શરીર
શિરીષના ફૂલ કરતા ય વધારે સુકોમળ છે છતા હે વત્સ ! તેં આવાં પ્રકારનાં કષ્ટમય અનુ-
ષ્ઠાનો શા માટે આદર્યાં ? વળી, હે વત્સ ! જ્યારે તું ઘરમાં હતો ત્યારે આ વધૂજનના
વક્ષસ્થળ ઉપર મનોહર હારો પહેરીને ઉલ્લસિત રહેતો હતો તે, હવે તું પ્રવાસી થયે–
સાધુ થયે–શી રીતે ઉલ્લસિત રહેશે–શોભશે ? હે પુત્ર ! તારા વિયોગના તીવ્ર સંતાપને
લીધે અમારા બધાનાં ચિત્તમાં અને શરીરમાં આગનાં એવા ભડકા સળગી ઊઠ્યા છે કે
એના ઉપર બધા સાગર અને નદીઓનાં પાણી છાટીએ તો પણ ઓલવાય એમ નથી.
હે વત્સ ! તારું તે લાવણ્ય, તારી તે વિલાસિતા, તારું તે અનુપમ રૂપ તથા તારો તે બુદ્ધિ-
ચમત્કાર, હવે, અમને કોનામાં જોવા મળશે. ? ” આ રીતે એ આખું રાજકુટુંબ–અંત:પુર-
વાસી લોકો, સમગ્ર વધૂજન, મંત્રિઓ, પ્રધાનો અને રાજા, પોતાના પુત્રને સાધુ થયેલો
જોઇ ન શકતા તેઓ ભારે દુ:ખ પામ્યા અને છેવટે પોતાને ઘરે પાછા ફર્યા.

પોતાના સ્વજનોને આ રીતે વિલાપ કરતાં જોયાં છતાં ' અસમય ' જાણીને સર્વત્ર
સમદર્શી એવા યુગંધર રાજર્ષિએ તેમને કશું સમજાવ્યું નહીં અને તે મહર્ષિ ગામ,
નગર વગેરે સ્થળોએ વિહાર કરવા લાગ્યો. વિહાર કરતાં કરતાં તે મહાત્માએ ઘણા રાજ-
પુત્રોને, મંત્રિપુત્રોને, સામંતપુત્રોને, શેઠના પુત્રોને અને સેનાપતિપુત્રોને પ્રતિબોધ કરી સર્વ-
વિરતિ લેવરાવી. તે બધા શિષ્ય થયેલાઓએ સૂત્રોનું અધ્યયન કર્યું અને સૂત્રના અર્થોનું
પણ પૂરું જ્ઞાન મેળવ્યું. એ બધા શિષ્યોથી પરિવરેલો યુગંધરશ્રમણ, ભદ્રજાતિના હાથી-
ઓના ટોળાથી પરવરેલાં ઐરાવત હાથી જેવો શોભતો હતો. અને એવો તે યુગંધરશ્રમણ,

છે. પણ 'દેવો અહીં શામાટે આવ્યા છે?' એમ વિચારીને એ બાબત નક્કી કરવા માટે તે ત્યાંથી પણ આગળ વધ્યો.

ત્યાં આગળ જતાં તેણે 'કાળધર્મ પામેલા એક સાધુનાં પૂજા-સન્માન સુરો અને અસુરો આદરપૂર્વક કરી રહ્યાં છે તથા તેવી તેની સ્તુતિ પણ કરી રહ્યા છે.' એ દેખાવ જોયો. 'આ શું છે?' એવું જાણવા માટે તેણે ત્યાં એક દેવને પ્રશ્ન પૂછ્યોઃ ભો! ભો! દેવો તો જમીન ઉપર સંચરતા જ નથી છતાં આ મહાનુભાવ દેવો અહીં જમીન ઉપર સંચરતા દેખાય છે, એનું શું કારણ? દેવ બોલ્યોઃ હે રાજપુત્ર! અહીં આ તપસ્વી મુનિએ રાત્રે પ્રતિમાને સ્વીકારી અને શુક્લધ્યાન ધ્યાતાં એ મુનિના બધાં ઘાતી કર્મો નાશ પામી ગયાં અને એ જ વખતે તેનાં બાકીનાં અઘાતી કર્મો પણ નાશ પામતાં તે મુનિએ દેહત્યાગ કર્યો-નિર્વાણ મેળવ્યું. એનો મહિમા કરવા માટે આ સુરો અને અસુરોનાં ટોળાં અહીં આવેલાં છે.

'આવી જ હકીકત મેં ક્યાંય પહેલાં પણ સાંભળેલી છે અને જોયેલી છે' આ પ્રમાણે વિચારમાન થતાં તે રાજકુમારને ત્યાં જ જાતિ સ્મરણજ્ઞાન થયું એટલે તેને પોતાનાં પૂર્વ ભવો સાંભરી આવ્યા અને પોતે પૂર્વભવમાં જે પ્રવ્રજ્યા લીધી હતી તે અને તેને અંગે જે જે અનુષ્ઠાનો કર્યાં હતાં તે બધું તેને સાંભરી આવ્યું. તથા પૂર્વભવમાં જે જે પૂર્વ વગેરે સૂત્રોનું અધ્યયન કરવામાં આવેલું તે બધું જાણે તાજું જ કંઠે કર્યું-ભણાવેલું હોય તેમ સાંભરી આવ્યું. સાધુઓની જે ચક્રવાલસામાચારી આચરી હતી તે પણ યાદ આવી ગઈ અને આ રીતે તે રાજકુમાર સ્વયંબુદ્ધ થઈ, સર્વ સંગોનો પરિત્યાગ કરી સ્વયંબુદ્ધ એવો સાધુ થયો અને સાધુધર્મની વિશુદ્ધ રીતે આરાધના કરતાં તેનો આત્મા વિશેષ વિશુદ્ધ થતાં તેને અવધિજ્ઞાન પણ થઈ ગયું. આ રીતે તે અવધિજ્ઞાનવાળો યુગંધર શ્રમણ દિવ્ય જ્ઞાનદૃષ્ટિવાળો થયો અને જ્યાં કોઈ પણ પ્રાણીને લેશ પણ ક્લેશ ન થાય એવી જગ્યામા એક શિલા ઉપર આસન જમાવી સૂત્રપાઠનું પરાવર્તન કરવા લાગ્યો.

હવે આ તરફ જ્યાંથી તે રાજકુમાર પથારી છોડીને નીકળી આવ્યો છે, ત્યાં શી શી હકીકત બની તે વિશે ગ્રંથકાર જણાવે છે.

સવારના ઊગતા પહોરે શિયાળની ઠંડી હવા ચાલતાં એની શીતતાથી પીડા પામેલા એવા શય્યાપાલકો પથારીમાંથી જાગી ગયા અને તેમણે યુગંધર રાજકુમારને પથારીમા ન દીઠો. એથી કરીને ખેદ અને ભય પામેલા તે શય્યાપાલકોએ ચારે તરફ રાજકુમારને શોધ્યો પણ જ્યારે તેનો સુદ્ધલ પત્તો જ નહીં લાગ્યો ત્યારે તે શય્યાપાલકોએ, મંત્રીઓને, અંતઃપુરની સ્ત્રીઓને અને રાજા વગેરેને રાજકુમાર ગુમ થયાની હકીકત જણાવી. એવામાં તે રાજકુમાર જ્યાં

ઘામાંથી ભારે દુર્ગંધી પરૂ નીકળી રહ્યું છે અને તેના ઉપર માખીઓનું ટોળું બમણી રહ્યું છે છતાં 'કોઇ અતિશય જ્ઞાની પુરુષ આવ્યા છે.' એવું લોકો પાસેથી જાણીને-સાંભળીને એ સભામાં આવ્યો. એકંદર એ કોઢીઓ ભારે રોગપીડિત હતો અને ઘણો જ દીન માનવ હતો. એ કોઢીયાએ સભામાં આવીને યુગંધર મુનિને ત્રણ પ્રદક્ષિણા કરી અને પછી ઊભાં ઊભાં મુનિની સ્તુતિ કરી અને તેમની ઉપાસનામાં પ્રવૃત્ત થયો. જ્યારે એ કોઢીઓ સભામાં આવ્યો કે તુરત જ બધા સભા જનોની ભારે કરુણાભર નજર તેના ઉપર પડી અને અહહ!!! આ માણસે પહેલાં એવું તે શું કર્યું હશે કે જે અત્યારે આવો રોગગ્રસ્ત અને ભયાનક દેખાય છે? એવું જાણવાની તેમની ઇચ્છા થઈ આવી. હવે પેલો કોઢીયો કાંઇ પણ બોલે કે પૂછે તે પહેલાં જ રાજા બોલી ઊઠયો. હે ભગવન્! મારે ઘણુંય પૂછવાનું છે પરંતુ તે ભલે હમણાં પડયું રહે. હમણા તો મારે એ એક જ હકીકત જાણવાની ઇચ્છા છે કે જાણે દુઃખીયોની હદ આવી ગઈ હોઈ એવા આ કોઢીયા મહાનુભાવે પોતાના પૂર્વજન્મમાં શું એવું અકૃત્ય કર્યું છે જેને લીધે તે આવું ભયાનક દુઃખ ભોગવી રહ્યો છે? એ સંબંધે આપ કહો. આ કોઢીયાને જોઇ મને અને આખી સભાને કુતૂહલ પેદા થયું છે, માટે જ હું આપને એના સંબંધમાં કહેવાની અરજ કરું છું. યુગંધર મુનિ બોલ્યા-મહારાજ! તમે જે વાત પહેલાં પૂછવા ઇચ્છતા હતા તેનો પણ સંબંધ આ કોઢીયા પુરુષની પૂર્વ કથા સાથે જ છે અને હું પણ એના તમારા પ્રશ્નના ઉત્તરમાં આ મહાનુભાવની જ કથા કહેવાનો હતો માટે તમે બધા એકચિત્ત થઇને જે વાત હું કહું છું તે સાવધાન થઇને સાંભળો.

પ્રવાસીઓના મનરૂપ ભમરાઓને વિશેષ પ્રમાદ આવે એવું કુસુમ-પુષ્પ જેવું કુસુમપુર નામે નગર હતું. તેમાં સર્વજ્ઞ જિન ભગવાનની પૂજામાં તત્પર અને પરોપકાર, ક્ષમા, ઉદારતા આવા અનેક ગુણોથી યુક્ત એવો **સાગર** નામે એક શેઠ હતો. તેને **સુદર્શના** નામે સ્ત્રી હતી, અને તેમને બે પુત્રો હતા. તેમાં મોટો હું પોતે-જેનું નામ નંદ હતું અને નાનો આ કોઢીયા પુરુષનો જીવ જેનું નામ **નાગદેવ** હતું. અમે બન્ને ભાઇઓ પરસ્પર સ્નેહવાળા હતા અને સર્વ પ્રવૃત્તિઓમાં એ પ્રમાણે સ્નેહભર વર્તતા, અમારાં કેટલાંક વર્ષો વીતી ગયાં. સંસારના બધા પદાર્થો મેઘધનુષ્યની જેવા ક્ષણભંગુર છે આ ન્યાયે કોઇ પ્રકારના શારીરિક વ્યાધિને લીધે અમારા માતાપિતા અણધારી રીતે કાળધર્મને પામ્યા, અમે તેમની પાછળ જે જે કર્તવ્યો-દાનપુણ્ય વગેરે કરવાનાં હતાં તે બધાં કરી વખત જતાં માતાપિતાનો શોક મૂકી દીધો (અને) ઘરનાં કામકાજની ચિંતામાં પરોવાઇ ગયાં. હવે એક વાર નાગદેવની વ્યવહારની અશુદ્ધિ જોઇને મેં તેને એકાન્તમાં બોલાવી આ પ્રમાણે સમજાવ્યું.

હે ભાઇ! તું તો નિપુણ હોઈ યુક્તાયુક્તનો જાણ છો. તને હું શું શિખામણ આપું? પરંતુ તારામાં મને અધિક સ્નેહ છે તેથી કરીને તને કાંઇક કહેવાની ધીઠાઈ કરું છું.

બધે વિહાર કરીને હવે પોતાનાં માતાપિતા વગેરે સ્વજન વર્ગને બોધ પમાડવા સારુ વિશ્વપુરી નગરીએ પહોંચ્યો અને ત્યાં એક ઉદ્યાનમાં રહ્યો. સાધુ યુગંધરશ્રમણ(પોતાના પુત્ર)ને આવેલો જાણી રાજા ક્ષેમંકર અને તેના સમગ્ર પરિવારના ચિત્તમાં એક સાથે બે લાગણીઓ થઇ આવી. શોક પણ થયો અને આનંદ પણ થયો. આ રીતે બન્ને લાગણીઓથી યુક્ત તે આખો રાજપરિવાર અને રાજા ક્ષેમંકર, જ્યાં યુગંધરશ્રમણ ઉતર્યા હતા તે સ્થાનમાં તેમના દર્શન માટે પહોંચ્યો. બધાંએ યુગંધરમુનિને સાદર વંદના કરી અને યુગંધર મુનિએ વિકસિત કમળ જેવાં નેત્રોની નજર તેમનાં ઉપર નાખતાં ' ધર્મલાભ ' દીધો. પરિવાર યુક્ત રાજા અને નગરના બીજા લોકો એ બધા ઉચિત સ્થાન ઉપર બેઠાં.

હવે યુગંધર ભગવંત પણ, કુમુદ અને ચંદ્ર જેવા ધોળા દાંતના કિરણોની ઉજ્જ્વલતાના જળથી જાણે ધોવાયેલી ન હોય એવી ધવળ પવિત્ર વાણીવડે તે રાજકુટુંબને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ હે મહારાજ ! જ્યારે તમે પહેલાં મળ્યાં ત્યારે મને આકસ્મિક રીતે અને તમે ધારી પણ ન શકો એ રીતે સાધુ થયેલો જોયેલો અને તેથી ભારે ખેદ પામેલા તેથી તે વખતે તો મારે સાધુ થવાનું કારણ તમારા ખ્યાલમાં નહીં આવેલું અને જેવા જ તમે આવેલા એવા જ પાછા ઘર તરફ વળી ગયેલા. ' એ વખતે તમને સમજાવવાનો સમય ન હતો. ' એમ જાણીને હું પણ તમારી ઉપેક્ષા કરીને બીજી તરફ વિહાર કરવા ચાલી નીકળેલો. હે મહારાજ ! હવે હમણાં ' એ અવસર આવી ગયો છે. ' એમ સમજી હું તમને, મેં તે વખતે તત્કાળ દીક્ષા શા માટે લઈ લીધી તેના કારણની વાત કહું છું, તે તમે બધા સાવધાન થઇને સાંભળો. હર્ષને લીધે પ્રસન્નમુખવાળો રાજા બોલ્યોઃ હે ભગવન્ ! તમારી વાત ખરી છે માટે તમે હવે અમને પરમાર્થની-ખરી હકીકતની-વાત સંભળાવો. પછી, પોતે મધરાતે જાગી પથારીમાંથી ઊઠીને રાજમહેલમાંથી કેવી રીતે બહાર નીકળ્યો ત્યાંથી માંડીને ' દેવોનું પોતે જોયેલું વર્ણન કર્યું અને દેવોએ મુનિનો સત્કાર કેવી રીતે કર્યો. ' તે હકીકત કહી તથા તે જોઇને ' પોતાને જાતિસ્મરણજ્ઞાન થયું અને તેથી પોતાના પૂર્વભવોને નજરોનજર નિહાળીને પોતે દીક્ષા સ્વીકારી ' એ બધી હકીકત યુગંધર મુનિએ પોતાના પિતા વગેરે લોકોને સવિસ્તર કહી સંભળાવી. એ સાંભળીને દેશના સાંભળવા આવેલો તે રાજા, તેનો પરિવાર અને બધા નાગરિક લોકો-એ બધાંને વિશેષ પ્રમોદ થયો.

હવે રાજા પોતે પોતાના પૂર્વજન્મોની હકીકત જાણવા માટે હાથ જોડીને જેવો એ યુગંધરમુનિને વિનંતી કરવા ઊઠે છે તેવામાં જેનાં હાથ, પગ વગેરે બધાં અંગો ખરી પડયાં છે એવો એક કોઢિયો માણસ તે સભામાં આવ્યો. એ કોઢીઓ જાણે બધા રોગોનો ભંડાર ન હોય, ભારે પાપોની રાશિનું અગર ન હોય, તીવ્ર દુઃખોનું સ્થાન ન હોય, દુર્ગતિની ખાણ ન હોય અને બધા લોકોના અપમાનનું પાત્ર ન હોય એવો એ કોઢીઓ,

રાજાએ એક મોટું ચૈત્યગૃહ બંધાવ્યું અને તેના નિભાવ માટે કેટલાક ગામોના દાનપટ્ટા કરી આપ્યા તથા ધનની આવક થાય એવા બીજા પણ કેટલાક લાગા કરી આપ્યા. 'આનંદ અને નાગદેવ બન્ને ભાઈઓ પવિત્ર આચરણવાળા છે; શુદ્ધ વ્યવહારવાળા અને પ્રમાણિક છે.' એમ વિચારીને પૂર્વોક્ત ચૈત્યગૃહના દ્રવ્યની રક્ષા કરવાનો અને તેને સારા નીતિયુક્ત અને ધર્મબોધક ઉપાયોવડે વધારવાનો બધો ભાર રાજાએ અમારા ઉપર નાખ્યો. જો કે આ કામને માટે યોગ્ય બીજા પણ ગોઠિકો-સભ્યો હતા, છતાં પ્રધાન ભાર અને જવાબદારી અમ બન્ને ભાઈઓ ઉપર જ હતી. આથી કરીને દ્રવ્યનો ભંડાર અને તેની કુંચીઓ એ બધું અમ બન્નેને સોંપવામા આવ્યું. રાજાના વિશેષ આગ્રહને લીધે અમ બન્નેએ તે બધી જવાબદારી સ્વીકારી અને પછી સમય જોઈને અને શાસ્ત્રમાં જણાવેલા ઉપાયોને બરાબર લક્ષ્યમાં રાખીને અને યોગ્ય સ્થાને તે દ્રવ્યનો વિનિયોગ કરી અને બીજા પણ યોગ્ય ઉપાયોદ્વારા તે દ્રવ્યભંડારની સંભાળ, વૃદ્ધિ અને વ્યવસ્થા કરવાની ચિંતામાં પડ્યા.

હવે વખત જતાં કોઈ કિલષ્ટકર્મના ઉદયને લીધે નાગદેવનું ધન ઓછું ઓછું થતું ગયું અને તે રાક જેવો થઈ ગયો. 'પીડાતા પ્રાણિઓ પ્રાયઃ ધર્મરહિત બની જાય છે.' એટલે 'ભૂખ્યો કયું પાપ ન કરે?' એ ન્યાયે નાગદેવ થોડું થોડું દેવદ્રવ્ય પણ પોતાના ઉપયોગમા વાપરવા લાગ્યો. આ હકીકત જાણી મેં તેને આ પ્રમાણે સમજાવ્યું: હે ભદ્ર! એક તરફ બીજાં બધા પાપો અને બીજી તરફ દેવદ્રવ્યને વાપરવાનું પાપ-એ બન્ને સરખાં છે, માટે કલ્યાણવાછુ લોકો દેવદ્રવ્યનો વાવર દૂરથી જ પરહરે છે. ઉગ્ર વિષ ખાવું વધારે સારું, પરંતુ થોડું પણ દેવદ્રવ્ય ખાવું સારું નથી. વિષ તો આપણા એક જ ભવનો નાશ કરે છે ત્યારે દેવદ્રવ્ય તો આપણા અનેક જન્મ-જન્માંતરોનો નાશ કરે છે. બીજાં બીજાં પાપોથી તો કોઈ ને કોઈ રીતે બચી શકાય એમ છે, પરંતુ દેવદ્રવ્યને પોતાના ઉપયોગમાં લેવાના પાપથી કોઈ રીતે બચી શકાતું નથી, એમ શાસ્ત્રકારો કહે છે. જે લોકો દેવદ્રવ્યને પોતાના અંગત ખર્ચમાં વાપરવાની વૃત્તિવાળા છે તેઓ જન્મે જન્મે દળદરી થાય છે અને દીનતાની પીડા પામે છે તથા આ લાંબી ભવાટવીમાં ભારે દુઃખ પામતાં પામતાં તેઓ નરક વગેરે દુર્ગતિઓમા રખડ્યા કરે છે. આ વિશે વધારે શું કહેવું? પરંતુ આ હકીકત નિશ્ચિત છે કે—માણસોને જે જે કષ્ટકર-અનિષ્ટ પ્રસંગો આવે છે તે બધાનું કારણ, દેવદ્રવ્યને અંગત ખર્ચમાં વાપરવાનું પાપ જ છે, એમ તું સમજી રાખ. આ બધું સાંભળીને નાગદેવને કોપ ઉપજ્યો અને પોતે પ્રામાણિક નથી છતાં પોતાની શરાફીનો ડોળ દેખાડવા તે બોલ્યો: હે ભાઈ! તેં તો ભારે કર્યું. તું એમ સમજતો લાગે છે કે 'જે એક તણખલું ચોરે તે ઘાસના પૂળાના પૂળા પણ ચોરી જાય.' તેં તો 'તણખલાનો ચોર તે ગંજીનો પણ ચોર' એવી લોકવાયકા સાચી ઠરાવી. મારી નાની વયમાં

જેમ પહાડ ઉપર ચઢાવી પત્થર સ્થાપિત કરવો ભારે કઠણ-અઘરો-છે તેમ આત્માને સારા ગુણોમાં સ્થિર રાખવાનું કામ ભારે કઠણ છે પરંતુ આત્માને નીચે પાડવાનું કામ તો ઘણું જ સરલ છે, અર્થાત્ નાના એવા ખોટા વ્યવહારથી પણ આત્મા નીચે પડી જાય છે. જે માણસ એક વાર પણ અપકીર્તિના કીચડથી ખરડાયો તે માણસ પછી ભલે ગમે તો હજારો સુકૃત કરે છતાં તેનો અપકીર્તિનો કીચડ ધોઇ શકાતો નથી, માટે હે ભાઈ! તું તારો વ્યવહાર વિશેષ શુદ્ધ રાખ, વચનની પ્રતિષ્ઠાને જાળવ અને તારા લોભનો નિગ્રહ કર, તથા દાક્ષિણ્ય અને દયાવાળું તારું શીલ દૃઢપણે ટકાવી રાખ. તને વધુ શું કહું? તું નાનો છે, તો પણ પાકટ વડિલ જેવું આચરણ રાખ, તેથી કરીને હે ભાઇ! તું મોટો થઈશ-મોટો ગણાઇશ અને ડાહ્યા માણસોની વચ્ચે તું પૂજાપાત્ર બનીશ. ગુણોને લીધે જ ગૌરવ મળે છે, તાબે કરેલી લક્ષ્મી ઘણે દૂર સુધી પહોંચતી નથી એટલે ગુણોને લીધે યશ અને ગૌરવ દૂર દૂર સુધી પહોંચી જાય છે ત્યારે પેદા કરેલું ધન એ કામ કરી શકતું નથી. સેમળાનું ફૂલ કે પાટલનું પાન કદી કમળ જેવું શોભતું નથી. જો તું જેમ તેમ વ્યવહાર ચલાવીશ, સાવધાનપણે વર્તી વ્યવહારની શુદ્ધતા તરફ લક્ષ્ય નહીં રાખીશ તો પેઢીદરપેઢીથી ચાલતું આવતું આપણું ખાનદાનપણું-મોટાઇ તું ગુમાવી બેસીશ એટલે લોકો વચ્ચે હમણાં જે તારી મોટાઈ છે તે પછી નહીં ટકે, માટે તને હું છેવટમાં કહું છું કે જેમ યુક્ત જણાય તેમ વર્તન રાખ.

મોટાભાઈની વાત સાંભળીને નાનો ભાઈ નાગદેવ બોલ્યો: હે વડિલ ભાઈ! મારો આ અપરાધ તમે જતો કરો અર્થાત્ મારા અપરાધ બદલ તમે મને સર્વપ્રકારે ક્ષમા આપો. હવેથી હું આપણી ચાલતી આવતી ખાનદાનીની પરંપરાથી વિરુદ્ધ કશું‌ય નહિં કરું. ઠીક કર્યું કે-તમે મને આ દુષ્ટ પ્રવૃત્તિ કરતાં અટકાવ્યો. આ રીતે મોટાભાઈની શિખામણ માનીને નાનો ભાઈ અને મોટો ભાઈ એ બન્ને પૂર્વની પદ્ધતિથી વ્યવહાર કરવા લાગ્યા. થોડા જ સમયમાં તો તે બન્ને ભાઇઓનો આદર રાજા પ્રધાન વગેરે પણ કરવા લાગ્યા એટલે સુધી તેમની કીર્તિ વધી ગઇ. આમ થયું છતાં 'स्वभावो दुरतिक्रमः' અર્થાત્ 'ખાડા ખસે પણ ઢાળા ન ખસે' એ ન્યાયે નાગદેવ પોતાનો દુષ્ટ સ્વભાવ છોડી શકતો નથી. ત્યારપછી અમે બન્નેએ જુદા રહેવાનું રાખ્યું. ઘરની ઘરવખરી, દરદાગીના વગેરે વહેંચી લઈ તેના ભાગનું તેને આપી દીધું. મારી ઇચ્છા ન હતી છતાં તેના અશુદ્ધ વ્યવહારને લીધે મારે તેને જુદા જ ઘરમાં રાખવો પડ્યો, અને એ રીતે તે હવે પોતાનો જુદો રોજગાર કરવા લાગ્યો.

હવે કોઇ બીજે વખતે અમારા વતનના બલભદ્ર નામના રાજાએ સંભૂત મુનિ પાસે શ્રાવક ધર્મનો સ્વીકાર કર્યો. અને શ્રી જિન ભગવાનના ધર્મનો વિશેષ પક્ષપાત કરતા તે

જયંત નામના વિમાનમાં દેવપણે જન્મી, ત્યાંનું અતિશય સુખ ભોગવી હે મહારાજ! હવે આ તારા પુત્રરૂપે તારે ઘરે જન્મેલો છું, અને પછી એક વખત અકસ્માત્ રીતે જાગ્યો, ઝળહળાટ કરતો પ્રકાશ મારા જોવામાં આવ્યો, તેની શોધમાં હું જ્યાં આગળ ચાલ્યો ત્યાં મને દેવોનો સમાગમ થયો. દેવોએ પોતે અહીં શા માટે આવ્યા છે? એ વિશે વાત કરતાં મુનિના મરણોત્સવનું નિમિત્ત કહ્યું અને એ સાંભળી મને જાતિસ્મરણજ્ઞાન ઊપજ્યું. તેથી પૂર્વ જન્મમા મેં જે શાસ્ત્ર-સૂત્રપૂર્વ વગેરે ભણ્યાં હતાં તે બધાં મને તાજાં જ કંઠસ્થ કરેલાં જેવા યાદ આવી ગયાં અને મેં આરાધેલો સંયમધર્મ પણ મને પ્રત્યક્ષવત્ ભાસ્યો. એથી કરીને હું ત્યા ને ત્યાં જ તે જ વખતે શ્રમણ થઈ ગયો, તો હે મહારાજ! મારે સાધુ થવાનું જે નિમિત્ત ઊભું થયેલું, તે મેં આપને કહી સંભળાવ્યું.

હવે તે મારો પૂર્વ જન્મનો નાનો ભાઈ નાગદેવ કોઈ મહાભયંકર વ્યાધિથી પીડાઈ ચિત્તમાં ભારે વિષાદ પામ્યો, અને દેવદ્રવ્યના દુરુપયોગના દોષને લીધે લોકોએ તેનો ભારે તિરસ્કાર કર્યો-ફિટકાર દીધો અને એથી તે વિચારવા લાગ્યો કે—અહો! મહાનુભાવ એવા તે મારા મોટા ભાઈએ મને દેવદ્રવ્યનો દુરુપયોગ કરતાં વાર્યો છતાં હું પાપી, ક્ષણિક સુખની લાલચમાં પડ્યો અને ભવિષ્યમાં આવી પડનારી અનંત દુઃખની પરંપરાનો મને વિચાર જ ન સૂઝ્યો અને એથી દેવદ્રવ્યને ખાઈ જવાનું મેં મહાપાતક કરી નાખ્યું. મને લાગે છે કે-મને જે આ મહાવ્યાધિ થયો છે તે તો મેં જે એ પાપવૃક્ષ વાવ્યું છે તેનાં હજુ માત્ર ફૂલો આવ્યાં છે અને તે વિષવૃક્ષનાં ફળો આવવાં તો હજુ બાકી છે. વળી, જે વૃક્ષનાં ફૂલો જ આવાં ભયાનક છે ત્યારે તેનાં ફળો તો વળી કેવાંય ભયંકર નીવડશે, માટે એ ફળો આવે તે પહેલાં જ મારે આ મહાપાતકની થનારી વિડંબનાને લક્ષ્યમાં રાખી, મારી જાતની ઉપેક્ષા ન કરવી જોઈએ એટલે કે તેનો પ્રતિકાર થાય એવો ઉપાય કરી લેવો જોઈએ. એ રીતે ઠીક ઠીક વિચાર કરીને મેં, જે દેવદ્રવ્ય મારા અંગત ખર્ચમાં વાપર્યું હતું તેને ભરપાઈ કરવા સારુ મારું ધન, સોનું અને ઘરેણું ગાઠું વગેરે દેવદ્રવ્યના ભંડારમાં આપ્યું છતાં અપાયેલી રકમ થોડી હોવાને લીધે એ દેવદ્રવ્યનું દેવું હું (નાગદેવ) પૂરેપૂરું ભરપાઈ કરી ન શક્યો અને તેથી કરીને એ પાતકમાંથી હું તદ્દન નીકળી ન જ શક્યો એટલે મારી જે સર્વ પ્રકારે શુદ્ધિ થવી જોઈએ તે ન થઈ શકી. હવે મારો પણ અંતકાળ પાસે આવ્યો એટલે મેં મારા પુત્ર વગેરે સ્વજનોને બોલાવીને ભલામણ કરી કે—મારે માથે દેવદ્રવ્યનું દેવું બાકી રહેલું છે તો તે દેવાને ચૂકતે કરવા ઘરમાંથી આટલી રકમ તમે દેવદ્રવ્યના ભંડારમાં ભરી દેજો અને એ બાબત બધાં હિસાબ ચૂકતે કરી બધું ચોકખું કરી નાખજો; એમ કહીએ એ નાગદેવ મરણ પામ્યો. અને તે, એ દેવદ્રવ્ય સંબંધી કરેલા પાતકને પરિણામે અનેક હીન જાતિઓમાં વારંવાર જન્મ પામી લાંબા કાળ સુધી સંસારમાં રખડયા કર્યો.

સરતચૂકને લીધે કોઈ નાનો અપરાધ થઈ ગયેલો એથી શું હું હંમેશાં એવો અનર્થ કરતો હોઈશ એમ તું સમર્થન કરે છે? શું હું દેવદ્રવ્યને ખાઇ જવાનું પાપ કરું એમ તું માને છે? શું હું એ પાપનું પરિણામ નથી જાણતો કે તું મારી સામે આનો બડબડાટ કરી રહ્યો છે? આ સાંભળી મને એમ થયું કે—આ નાનો ભાઇ અયોગ્ય બની ગયો છે માટે હવે ચૂપ રહેવું જ ઠીક છે, એમ માની હું મૌન રહ્યો; પરંતુ મને એ બાબત ચિંતા તો થવા લાગી કે હવે આ પ્રસંગે શું કરવું? રાજાને કાને આ વાત નાખું તો ભારે દંડ કે સજા થવાનો સંભવ છે. રાજાને કાને આ વાત ન નાખું તો દેવદ્રવ્યના વિનાશની ઉપેક્ષા કરવાનું મહાપાપ લાગે તેમ છે. આમ મારી તો એક તરફ નદી અને બીજી તરફ વાઘ જેવી કફોડી સ્થિતિ છે અથવા આ પ્રસંગે મારે મારા નાના ભાઈનું દાક્ષિણ્ય છોડી દઈ ન્યાયને જ પ્રથમ સ્થાન આપવું જોઇએ. ભાઇ તો માત્ર આ જન્મનો સગો છે અને તે મને શું કરી નાખનારો છે? કદાચ તે મારું કાંઇ બગાડનારો થાય તો પણ એક જન્મ પૂરતું જ બગાડી શકશે ત્યારે આ તો દેવદ્રવ્યના વિનાશની ઉપેક્ષાનું મહાપાપ તો મને અનંત જન્મો સુધી વિપાક આપનારું નીવડવાનું છે, માટે જે થવાનું હોય તે ભલે થાય તોપણ હું તો દિવસ ઊગ્યે રાજા પાસે જઇને દેવદ્રવ્યના ભંડારની સોંપણી કરી જ દઈશ. આમ વિચાર કરીને રાત્રે પથારીમાં સૂતો. એવામાં થવા કાળ તે મને શૂળ ઊપડયું, જેનાં ઉપચાર માટે કેટલાંય ઓષધો અજમાવ્યા, મંત્રો જપાવ્યા અને તંત્રો-દોરાધાગા પણ કરાવી જોયા, છતાં શૂળનો પ્રતિકાર ન જ થયો અને ઊલટું તે વિશેષ પ્રકારે વધતું ચાલ્યું. શૂળ વધારે ને વધારે વધતું જવાથી મને હવે ચોક્કસ જણાયું કે—મારો અંતકાળ હવે પાસે આવી રહ્યો છે. આમ સમજી મેં અંત વખતે સંસારના કલેશને ટાળનારા વીતરાગદેવ અને જૈનસાધુનું ભાવપૂર્વક સ્મરણ કરી તેમનું રક્ષણ લીધું અને બધા જીવોની પાસે મારા સર્વ અપરાધોની ક્ષામણા કરી સાગારી અનશનને વારંવાર યાદ કરતો કરતો કાળધર્મ પામી પાંચમા સ્વર્ગમા દેવપણે ઉત્પન્ન થયો. એ દેવગતિનું આયુષ્ય પૂરું થતા ત્યાંથી મરણ પામી હું કુંડિનપુર નગરમાં એક હાથી ઢંકાઈ જાય એટલી બધી લક્ષ્મીવાળા ઇભ્ય-શેઠને ત્યાં પુત્રપણે ઉત્પન્ન થયો. ત્યાં મારું નામ દેવદત્ત હતું. વખત જતાં હું યુવાન થયો અને સારા સાધુઓ સાથે મારી સોબત થઇ. એમ થતાં મને જૈનધર્મ ઉપર અભિરુચિ થઇ અને એ રીતે મારો સમય પસાર થવા લાગ્યો. મારી અવસ્થા વધતાં મેં જૈનદીક્ષા સ્વીકારી અને બધાં સાવદ્ય કાર્યોને તજી દઇને હું જૈનદીક્ષાને બરાબર પાળી, છેવટે અનશન સ્વીકારી, કાળધર્મ પામી પ્રાણત નામના સ્વર્ગમાં ઇંદ્રપણાની પદવી પામી, તે સુખ લાંબા વખત સુધી અનુભવી ત્યાંથી પણ કાળધર્મ પામી સારી મનુષ્યગતિમાં આવી અને ત્યાં સાધુપણું પામી વળી પાછો અચ્યુત નામના સ્વર્ગમાં દેવપણું પામ્યો, અને એ જ ક્રમે સાત જન્મમાં ચારિત્રની આરાધના કરીને કાળધર્મ પામીને

શું કરું ? તમે જે દુષ્કરમાં દુષ્કર કહેશો તે પણ કરીશ, હવે તો હું આ પાપની વિડંબનાઓથી ભારે કંટાળ્યો છું, તમે આદેશ કરો તો હું પાણીમાં બૂડી જવા અને આગમાં પડી બળી જવા કે ગળે ફાંસો ખાવા પણ તૈયાર છું, મારે જીવવાનો હવે કોઇ હેતુ રહ્યો નથી. પેલું મારું ન પચેલું પાપ હવે કેટલુંક બાકી છે ? યુગંધર ભગવાન બોલ્યાઃ હે મહાનુભાવ ! તું તારાં આગલાં નિંદિત દુરાચરણોની નિંદા કરે, ગર્હા કરે એ જ હવે તો યુક્ત છે, માત્ર પાણીમાં બુડી મરવાથી કે આગમાં બળી મરવાથી કશું વળવાનું નથી. જ્યાં સુધી આપણી અંતઃશુદ્ધિ ન થાય, વાસનાઓ ઘટે નહીં અને સત્ એવી શુદ્ધ કે શુભ વૃત્તિ તરફ આપણા સંસ્કારોનો પ્રવાહ ન વળે ત્યાસુધી આત્મહત્યા કે એની જેવા બીજા કાયક્લેશોથી આપણું કશું હિત સધાતું નથી માટે હવે તો તારે વિવેકપૂર્વક અને સંસ્કારોનું શોધન થાય એ લક્ષ્ય કરીને તપશ્ચર્યા, નિયમો અને અનશન દ્વારા જ વર્તન કરવાનું છે અને એ જ પ્રકારે વર્તતાં મરણ આવે તો એ પ્રશસ્ત છે એમ શાસ્ત્રવચન છે અને વળી હવે તો તારું એ અશુભ કર્મ લગભગ નિર્જરિત થઈ ગયેલું છે.

આ બધી હકીકત સાંભળીને એ નાગદેવને સંસારની માયાજાળનો ભય ઉપજ્યો, એનો વૈરાગ્ય વધ્યો તથા તે પ્રકારના બીજા નિર્વેદ વગેરે ગુણો પણ તેનામાં વધ્યા, સમ્યગ્દર્શનને તેણે સ્વીકાર્યું અને ગુરુરાજશ્રી યુગંધર મુનિ પાસે નિરપવાદ ( આગાર વગરનું ) એવું અનશન વ્રત લીધું તથા એ રીતે તે સંથારો સ્વીકારી સાધુની પેઠે નિશ્ચળ ચિત્ત થઇને એક શિલા ઉપર બેઠો અને પોતાના પૂર્વ દુષ્કૃતોનો વારંવાર પશ્ચાત્તાપ કરતો સ્થિરતા સાથે બેઠો. એક મહિનાની સંલેખના કરીને તે કાળધર્મ પામ્યો અને અચ્યુત નામના સ્વર્ગમાં મોટી સમૃદ્ધિવાળો દેવ થયો, ત્યાથી કાળધર્મ પામીને પછી કેટલાક ભવોમાં-જન્મારાઓમાં યથોક્ત રીતે ચારિત્રધર્મની આરાધના કરીને છેવટે તે, અપુનરાગમન એવું નિર્વાણ પદ પામશે.

હવે બીજે વખતે ફરીથી રાજા જેમાં આગેવાન છે એવી તે સભા, શ્રી યુગંધર મુનિને સાદર વંદન કરીને પૂછવા લાગીઃ હે ભગવન્ ! અમે બધા અત્યંત પ્રમાદી છીએ તો અમારે માટે એવો કોઈ તત્ત્વોપદેશ કરો જેથી અમે પણ આ સંસારસાગરનો પાર પામી શકીએ. યુગંધર ભગવાન બોલ્યા-જે હકીકત તમે પૂછો છો એ તો મેં બધી તમારી પાસે સવિસ્તર આગળ કહી દીધેલી જ છે. વળી, વધારે જાણવું હોય તો જે આ કહું છું તેનું બરાબર અવધારણ કરો અને તે પ્રમાણે વર્તવાનું લક્ષ્ય કરો.

તમારો બધાનો એક મતે એવો વિચાર હોય કે આપણે તો સત્પુરુષોના પંથ ઉપર જ ચાલવું છે, રાજા અને દેવનાં પદો મેળવવા છે, અવિનશ્વર લક્ષ્મી પ્રાપ્ત કરવી છે, મનને આનંદ પમાડનારી બધી લીલાઓ હસ્તગત કરવી છે અને દુઃખનો સમૂળગો નાશ થાય એવા મનોરથો સફળ કરવા છે. તથા આ ભયાનક સંસાર-સાગરને પાર કરવો છે, સારા

પાપકર્મી એ નાગદેવ મહાનુભાવ, જે જે કુળમાં જન્મ પામ્યો તે તે કુળનું પણ એણે નખોદ કાઢી નાખ્યું એટલે કે તે કુળનું બધું ધન, તેના પાપના પ્રભાવને લીધે નાશ પામી ગયું. વળી, જે જે કુળમાં તેના પાપમય પગલાં અવતર્યાં તે બધાં કુળોમાં ભારે અનર્થોની પરંપરા ઊતરી પડી, અનેક પ્રકારના વ્યાધિઓ થયા અને કારણ વિના પણ ભાઇ ભાઈઓમાં ભયંકર કલહો ઊભાં થયાં. એ કુળનો અવર્ણવાદ ચારે દિશામાં ફરી વળ્યો. એક ક્ષણ પણ એ કુળોમાં શાંતિ કે ચેન ન ટક્યું તથા જે જે ઉપાયો ધનાર્જન માટે યોજાયા તે બધા ઉપાયો વિફળ નીવડ્યા. વળી, જે કોઇનો ઉપકાર કરવામાં આવે તો તે કૃતજ્ઞ થવાને બદલે કૃતઘ્ની બની ભારે પ્રચંડ કોપ કરે, મિત્રો પણ શત્રુ બન્યા અને એ નાગદેવના જીવનાં જ્યાં જ્યાં પગલાં થયાં ત્યાં ત્યાં બધે કોઇ પણ રીતે એક પળ પણ સુખ ન રહ્યું. આ પ્રકારે એ ભૂખાળવો જ રહ્યો, ક્યાંય માંદો માંદો જ રહ્યા કર્યો, ક્યાંય વળી નિરંતર ભયભીત રહેવાનું થયું, અને ક્યાંય વળી, 'આ સંતાન છપ્પર-પગું છે' એમ સમજીને માતાપિતાએ જનમતાંવેંત જ દૂર તજી દીધું. આવી આવી મહા વિડંબના એ નાગદેવને ભોગવવી પડી છે. દેવદ્રવ્યને ખાઇ જવાના દોષને લીધે આ પ્રકારે એ નાગદેવ ઉક્ત મહાક્લેશોને બહુ કાળ સુધી સહી સહીને વીતાવી ચૂક્યો છે, અને એ જ દોષને કારણે એનું બોધિબીજ વિનષ્ટ થઇ ગયું છે અને હવે દેખાવમાં આવો ભયાનક બની ગયો છે. રોગોની ખાણ જેવો બનેલો છે, એને ડગલે ને પગલે શોક થયા જ કરે છે તથા એ દુઃખોને લીધે તે, કરુણ રીતે રડયા કરતો રિબાઇ રહ્યો છે. 'હે વણસી ગયેલા દેહવાળા! કોઢને લીધે ખરી પડેલા હોઠવાળા! અહીં શા માટે આવેલો છે? તું ભારે ઉદ્વેગ કરે એવો છે માટે દૂર રહે' આ પ્રકારે એ નાગદેવનો લોકો તિરસ્કાર કર્યા કરે છે. એથી કંટાળીને એને એવું થઈ આવે છે કે 'શું હું ગળે ફાંસો દઈ આપઘાત કરીને મરું? આગમાં પડીને જીવ કાઢી નાખું? પાણીમાં બૂડી મરું કે પહાડ ઉપરથી પડતું મૂકી મારો અંત આણું' આ રીતે પોતાનો અંત આણવાના અનેક વિકલ્પો કરતો તે અહીં અમારી પાસે આવેલો છે.

આ પ્રકારે તે નાગદેવ, શ્રી યુગંધર મુનિ પાસેથી પોતાના પૂર્વભવોની સવિસ્તર હકીકત સાંભળીને થરથરી જઇ ભારે ભયભીત થયો અને દેવદ્રવ્યનો અંગત ખર્ચમાં ઉપયોગ કરનારને કેવી ભયંકર આફતો વેઠવી પડે છે એ બરાબર અવધારી તે આખી સભા પણ ભારે ભયભીત બની ગઈ. પેલો કોઢિયો પણ પોતાના પૂર્વજન્મોની યથાસ્થિત હકીકતને સાંભળીને શ્રી યુગંધર મુનિને પગે પડ્યો, તેને પોતાના પૂર્વભવનો ભાઈ યાદ આવ્યો અને તે અત્યંત દુઃખના વિશેષ આઘાતથી પીડા પામતો, આંખમાંથી દડદડ આંસું પાડતો અને તેથી પોતાનું મુખ આંસુભર્યું કરતો કહેવા લાગ્યો. હે ભગવન્! જે કાંઈ તમે કહ્યું છે તે બધુંય ખરૂં છે. અને એ બધું, મેં મહાપાપીએ આ દેહે અનુભવેલું છે; તો હવે હું

## શાસ્ત્રશ્રવણના મહિમા વિશે શ્રીગુપ્તનું કથાનક.

( કથા ૧૫ મી. )


જિન ભગવાનનાં શાસ્ત્રોને બરાબર સાંભળ્યા વિના જે જિનમંદિરો વગેરે ધર્મસાધનો કરાવાય છે તે, અનવ્ઘ-નિર્દોષ નથી હોતાં, માટે શ્રીજિનના આગમોને બરાબર સાંભળી–સમજી–તેમાં કહેલાં અહિંસાદિક તત્ત્વોને બરાબર લક્ષ્યગત કરી જિનમંદિરો વગેરે ધર્મસાધનો બનાવાય તો તે નિર્દોષ કહેવાય. અર્થાત્ કોઈ પણ ધર્મસાધનો કરાવતાં પહેલાં તેનાં કરાવનારે પ્રથમ તો જિનના આગમોને બરાબર સાંભળવા–સમજવાં જરૂરી છે માટે ધર્મવાંછુ લોકોએ શ્રીજિન સિદ્ધાંતને બરાબર સાંભળવા માટે પ્રયત્ન કરવો જરૂરી છે. એટલા માટે જ અહીં શાસ્ત્રશ્રવણનો મહિમા સમજાવવાનો છે તે સમજાવું છું. ધર્મની વાંછાનું પ્રથમ નિશાન શુશ્રૂષા–સાંભળવાની ઇચ્છા જ છે; એમ કુશળ પુરુષો કહે છે. જે લોકો, શુશ્રૂષા વિના જ શાસ્ત્રના અર્થોને સંભળાવે છે અર્થાત્ માત્ર ગાડરિયા પ્રવાહને અનુસરીને જેઓ શાસ્ત્રની વાણી સંભળાવે છે તેઓ કેવળ પોતાના ગળાને સૂકવે છે–કંઠશોષ કરે છે. જેઓ શાસ્ત્રના અર્થોને સાંભળતા નથી તેઓ–તે પુરુષો–પશુની પેઠે કશું પણ જાણતા નથી હોતા અને એવા પોતાનાં હિત વા અહિતને નહીં સમજનારા અજ્ઞાન લોકો પોતાનું અહિત પણ પોતાને જ હાથે કરે છે. પોતાને હાથે જ પોતાનું અહિત કરનારા લોકો, કાચબાની પેઠે આ–જ્યાં દુઃખના મોટા મોટા તરંગોના આંચકા વારંવાર લાગે છે તેના–સંસારસમુદ્રમા ઘડીકમાં સેંકડોવાર ઉપર ડબકાં ખાતા દેખાય છે અને ઘડીકમાં ડુબતા પણ દેખાય છે. વળી, શાસ્ત્રના અર્થોની વિચારણા કરનારા લોકો પણ કદાચ સત્માર્ગને ચૂકી જાય તો પણ તેમની પાસે જ્ઞાનનું અંકુશ હોવાને લીધે તેઓ ફરી પાછા કોક વાર અંકુશને વશ થયેલા હાથીની પેઠે ઠેકાણાસર આવી જાય છે અર્થાત્ શાસ્ત્રને વિચારનારા પણ શાસ્ત્રના માર્ગથી ઊલટે માર્ગે કદાચ ચડી જાય તો પણ તેમની પાસે શાસ્ત્રજ્ઞાન છે તેથી સંભવ છે કે માર્ગ ચૂકી ગયેલા એવા તેઓ ફરીવાર પાછા શાસ્ત્રમાં જણાવેલા માર્ગ ઉપર આવી જાય છે. સંવેગ વગેરે આત્મશુદ્ધિ માટેની વૃત્તિઓ, શ્રીજિનનાં વચનોને સાંભળવાથી જ આવે છે, તેવી વૃત્તિઓ દેહના જ્ઞાનથી, સ્વજનના પરિચયથી વા ધનના ઢગલાઓને લીધે પ્રાપ્ત થતી નથી, અર્થાત્ જે મુમુક્ષુ ભવ્યો સંવેગ વગેરે ગુણોને મેળવવા ઇચ્છે છે તેમણે શ્રીજિનવાણીને અવશ્ય સાંભળવી જ જોઇએ એવું લોકપ્રતીત છે. વળી, વાત તો એમ છે કે, લોકો સૌખ્યને વાંછે છે, સૌખ્ય, ધર્મને લીધે જ મેળવી શકાય છે, અને ધર્મ પણ વિવેક હોય તો જ સમજી શકાય એમ છે એટલે બધાં સુખનું મૂળ એવો વિવેક મેળવવો હોય તો શાસ્ત્રનું શ્રવણ કરવું જ જોઇએ, માટે વિવેક મેળવવા સારુ શાસ્ત્રની વાણીને સમજપૂર્વક સાંભળવા માટે પ્રયત્ન

કુળોમાં જન્મો લેવાના છે અને એવી જ બીજી તમારી શુભ આકાંક્ષાઓ છે. વળી કમળ જેવી શ્વેત કાંતિવાળો યશ પ્રાપ્ત કરી જગતમાં બધે નામના કાઢવી છે અર્થાત્ પોતાની કીર્તિ એવી ફેલાય કે જેથી આખું જગત્ ઉજળું બને એવી ધારણા હોય, તો હે માનવો! જૈનદ્રવ્યની અભિવૃદ્ધિ કરો. જૈનદ્રવ્ય નહીં હોય તો જિનમંદિર વગેરે ધર્મસ્થાનો ક્ષીણતા પામશે અને એમ થતાં યતિઓનો વિહાર પણ અટકી જશે અને એને પરિણામે માનવોને બોધ પમાડવાનું કાર્ય પણ બંધ થઇ જશે અને એ રીતે સંસારમાં શ્રી જિનશાસનનો ફેલાવો પણ નહીં થઇ શકે માટે શ્રી જિનદ્રવ્યને સાચવવાનું તથા તેની અભિવૃદ્ધિ કરવાનું લક્ષ્ય નહિ રખાય તો આ રીતે ઉત્તરોત્તર અનિષ્ટ પરિણામો નીપજવાનાં છે તેથી કરીને શ્રી યુગંધર મુનિએ તે રાજા વગેરે સમસ્ત સભા સમક્ષ એ જ હકીકતને ભારપૂર્વક સમજાવી. પછી રાજા વગેરેએ તે મુનિને વંદન કર્યું અને ત્યારબાદ યુગંધર મુનિરાજે બીજે વિહાર કરવાનું ઠરાવ્યું.

એ પ્રમાણે શ્રી કથારત્ન કોશમાં દેવદ્રવ્યના વિચારના પ્રકરણમાં
એ સંબંધે બે ભાઇઓની કથા પૂરી થઇ.



કેમ જાણે તમે અમારા તરફ પક્ષપાત ન રાખતા હો એવા કેમ દેખાઓ છો ? અને એવું હોવાથી જાણે તમે આજ ઘણા વખતે મળવા આવ્યા છો કેમ ? શું અમારી એવી કોઇ અનુચિત પ્રવૃત્તિયોને લીધે અથવા અહીં તમારું યોગ્ય સન્માન નહીં થાય એવી સંભાવનાને લીધે તમે અમારી પાસે નથી આવતા ? તમારું અહીં ન આવવાનું ખરું કારણ કળી શકાતું નથી. એટલે માથે પોતાના બન્ને હાથ લગાડીને નમ્રતાપૂર્વક તે શેઠ બોલ્યા કે-હે દેવ ! આવી ખોટી વિકલ્પના ન કરો ! સ્વપ્નમાં પણ તમે કદી અનુચિત પ્રવૃત્તિ કરો તેવા નથી, આપ એવા દેવપાદો તરફથી કોઇપણ માનવ, કોઇ પ્રકારની અનુચિત પ્રવૃત્તિની સંભાવના કરે ખરો ? ખરી વાત તો એ છે કે ઘર-સંસારનાં બીજાં બીજાં અનેક કાર્યોને લીધે હમણાં હું ઘણો વ્યાકુળ રહું છું અને તેથી જ નિરન્તર આપના દર્શન કરવાની મારી ઉત્સુકતા હોવા છતાંય આપની પાસે આવી શકાતું નથી. અર્થાત્ અમારી જેવા લોકોએ પૂર્વે કોઈ એવાં દુષ્કર્મો કરેલાં છે, જેને લીધે આપની પાસે આવી શકાતું નથી એટલે આપની પાસે નહીં આવવાનું કારણ અમારાં પાપો સિવાય બીજું કશું જ નથી. રાજા બોલ્યોઃ થયું, હવે તમે આજ મારી પાસે શા માટે આવ્યા છો ? તે વાત કરો. સાર્થવાહ-શેઠ બોલ્યો-હે દેવ ! એ કારણ, કહી શકાતું પણ નથી, સહી શકાતું પણ નથી અને છાનું પણ રાખી શકાય તેમ નથી. જે દુઃખ બીજા દ્વારા નીપજેલું હોય તે તો ગમે તેની પાસે સારી રીતે કહી શકાય, પરંતુ જે આફત પોતાની જાતમાંથી જ પેદા થયેલી હોય—જે આફત પોતે જાતે કરી હોય તેને કહેતાં ભારે કષ્ટ થાય છે. એમ છતાં ય ગમે તેવું કઠણમાં કઠણ દુઃખ પણ આપને-સ્વામીને જણાવ્યા સિવાય ચાલે તેમ નથી, તેથી મારું દુઃખ પણ આપને જણાવીને હું દુઃખરહિત થઇશ. હું સમજું છું કે-દુઃખ ટાળવા માટે આપના સિવાય બીજો કોણ સમર્થ છે ? શેઠનો અભિપ્રાય કોઇ પ્રકારની ખાનગી વાત કરવાનો છે એમ સમજીને રાજાએ પોતાની પાસે બેઠેલા બીજાઓને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું અને બરાબર એકાંત સ્થાન રહે એવી તજવીજ કરી રાજા બોલ્યો· હે ભદ્ર ! તું મારા ઉપર બરાબર વિશ્વાસ રાખી તારા દુઃખની વાત કહે. શેઠ બોલ્યોઃ હે રાજા ! મારા દુઃખની કહાણી સાંભળો.

અમારું કુળ ચંદ્રમા જેવું ધવળ છે પણ તેમા કલંક સમાન, અનેક અનર્થોથી ભરેલો એવો મારો એકનો એક પુત્ર શ્રીગુપ્ત છે. મારે એ એક જ પુત્ર છે, તેથી એ મારો લાડકો અને એમ જ છે માટે જ તેને હું અનેક પ્રકારનાં દુર્વ્યસનોમાં પડેલો જોઉં છું-જાણું છું છતા રોકી શકતો નથી· તે દુર્લલિત-ગોષ્ઠીઓમાં રખડ્યા કરે છે, એ જ ગોષ્ઠીઓ તરફ હંમેશા તેનું ચિત્ત ખેંચાયા કરતું હોવાથી તે જુગાર રમે છે, વેશ્યાઓનાં ઘરોમાં પડયો રહે છે, અનેક નટો, ચેટો તથા અનેક સ્વચ્છંદી ખુશામતીયા લોકોને તે પોષે છે.

કરવાની જરૂર છે. જેઓની વૃત્તિ, ભયંકર હિંસાદિક દુષ્ટ પ્રવૃત્તિઓમાં ખૂંચી ગયેલી છે, જેઓ સર્વથા દયા વિનાના-ક્રૂર-છે, વળી, જેઓ નિરંતર અપોહ્લાપી-અસત્ય બોલનારા છે અને વિનય વગરના પણ છે; એવા ભારે ક્રૂર-ખોટા બોલા અને અવિનયી લોકો પણ શાસ્ત્રની વાણી તરફ અનુરાગ ધરાવી શાસ્ત્રીય વાણીને ધ્યાનપૂર્વક સાંભળી-સમજી વખત જતાં વીતરાગ દશાને પામી મહાઅભ્યુદય-નિર્વાણ-ને પામેલા છે. આ સંબંધમાં, જેણે પોતાનાં બધાં ઈષ્ટ પ્રયોજનો સાધી લીધાં છે એવા-**શ્રી ગુપ્ત** નામના પુરુષને અહીં ઉદાહરણરૂપે રજૂ કરવામાં આવે છે. તેની કથા આ પ્રમાણે છે—

મગધ દેશના અલંકાર સમી **વિજયપૂરી** નામે નગરી છે, એ નગરીમાં સ્વર્ગીય વિમાનમાં રહેનારા માનવ લોકો વસે છે. વળી, એ નગરી યુધિષ્ઠિર સેનાની જેમ સદાનકુલવિલસિતાભિરામ છે, અર્થાત્ જેમ યુધિષ્ઠિર સેના સદા-હમેશા-તેના ભાઈ નકુલના વિલાસોથી સુંદર દેખાય છે તેમ તે નગરી પણ સદાન-કુલ એટલે દાન દેવામાં શૂરવીર એવા અનેક વિલાસોથી અભિરામ સુંદર છે. વળી, એ નગરી મરુભૂમિ જેવી છે, અર્થાત્ જેમ મારવાડમાં વિદ્રુમો-આકડા-એરંડા અને કેરડા વગેરેના ક્ષુદ્ર વૃક્ષો હોય છે. રિષ્ટો-કાગડાઓ હોય છે અને નીલો-એક પ્રકારનાં પશુઓ રખડે તેમ આ વિજય નગરી વિદ્રુમો-પ્રવાળાં-રિષ્ટો-રિષ્ટ રત્નો અને નીલો-નીલમરત્નો વગેરે અનેક રત્નોથી સુશોભિત છે. એ નગરીમાં **નલ** નામે નરપતિ છે. એ નલ નરપતિ મહાપરાક્રમી છે. તથા તેના અસાધારણ પ્રભાવ, રૂપ, ત્યાગ, દાન, સૌભાગ્ય વગેરે ગુણોને લીધે બીજા બધા રાજાઓ તેની પાસે તુચ્છ જણાય છે, અને એ (નલરાજા), શત્રુઓની સેનાને માટે પ્રલયકાળ સમો છે. એવો નલરાજ એ નગરીનું રક્ષણ કરે છે. તેના સમગ્ર અંતઃપુરમાં ઉત્તમોત્તમ એવી **પદ્માવતી** નામે તેને ભાર્યા છે. તેના રાજ્યમાં **મહીધર** નામે એક મોટો વેપારી વસે છે. એ મહીધરે અનેક દેશોમાં ફરી ફરીને વિવિધ વેપારો ખેડી ઘણું ધન ભેગું કરેલું છે. એને **શ્રી** નામે સ્ત્રી છે. તેના પુત્રનું નામ **શ્રીગુપ્ત** છે. એ શ્રીગુપ્ત અનેક વ્યસનોમાં ફસાયેલો હોઇ વિશેષ નિંદનીય થયો છે.

તે મહાધર શેઠ, સ્વભાવથી જ દાની, શરમાળ, દયાળુ, સત્યવાદી અને પારકાનું હિત કરનાર છે તથા લોકોમાં અવિરુદ્ધ એવી પ્રવૃત્તિ કરનાર છે છતાં તેનો વ્યસની પુત્ર શ્રીગુપ્ત જે અનેક અનર્થો ઉપજાવે છે તેથી તે શેઠ ત્રાસી ગયેલ છે. અને હવે પોતાના પુત્ર શ્રીગુપ્તને ભવિષ્યમાં તેના દોષથી રોકી રાખવા માટે અથવા તેના (પુત્રના) ઉપરનું ભવિષ્યમા થનારું દેણું રોકવા માટે શેઠ, એ પુત્ર બાબત વાતચીત કરવા રાજમંદિરમાં ગયો. ત્યા દ્વારે શેઠ આવ્યાના સમાચાર રાજાને જણાવ્યા અને રાજાની અનુમતિથી શેઠને રાજસભામાં લઈ જવામા આવ્યો. શેઠે પોતાના પાંચે અંગો (બે હાથ, બે પગ અને મસ્તક) જમીનને અડકાડી-અડાડીને-રાજાને પ્રણામ કર્યા. રાજાએ તેને માટે આસન નમાવ્યું. અને તે શેઠ યોગ્ય આસન પર બેઠો. રાજા, શેઠ તરફ સ્નેહભરી નજર કરીને બોલ્યો-હે શેઠ!

કર્યા વિના તારે પોતાને ઘરે જા. પછી રાજાએ શેઠને પાન દેવરાવ્યું અને એ રીતે રાજ-માન પામેલો શેઠ પોતાને ઘેર પાછો ફર્યો. બરાબર આ જ વખતે હાથમાં શાખા-ઝાડની ડાળ લઈને 'અન્યાય અન્યાય' એમ પોકાર પાડતું વાણિયાનું ઘણું મોટું મહાજન રાજ-દરબારમાં પેઠું. 'આ શું છે?' એમ ઉતાવળે અવાજે રાજાએ પૂછયું. દૂરથી પ્રણામ કરીને-માથું નમાવીને દ્વારપાળે રાજાને જણાવ્યું: હે દેવ! જેનું બધું ધન લૂંટાઈ ગયું છે એવા સોમ શેઠ આગળ આગળ ચાલે છે અને તેની પાછળ પાછળ બીજું મહાજન આવે છે અને એ બધાં આપનાં દર્શન કરવા માટે-આપની મુલાકાત માટે ઊભા છે. રાજા બોલ્યો: એ બધાને મારી પાસે જલદી હાજર કર. 'જેવો આપનો હુકમ' એમ કહેતાક દ્વારપાળે એ વાણિયાના મહાજનને રાજા પાસે હાજર કર્યું. એ મહાજને રાજા પાસે બહુ-મૂલ્ય વસ્તુઓની ભેટ ધરી અને રાજાને પગે પડીને વિનંતિ કરી કે-હે દેવ! આ તો ભારે અનુચિત થયું છે. આપ વિજયવંત વર્તો છો અને આપના કોટવાળો ચારે બાજુ ચોકી કરવા ફર્યા કરે છે છતાંય ધન અને ઘરવખરી લૂંટાઈ જાય એ કેવું કહેવાય? રાજા બોલ્યો: અરે કોટવાલ! આ શું હકીકત છે? કોટવાળ બોલ્યો: હે દેવ! બીજે ક્યાંયથી પણ ચોર આવી ચોરી કરી ગયો હોય તો અમે ચોરેલી વસ્તુ કે ધન બધું ભરી દઈએ. રાજા બોલ્યો: શું ત્યારે નગરમાં જ ચોરો વસે છે? અલ્યા કોટવાળ! તારી બોલવાની ઢબ તો ઠીક ઠીક છે અને તું એમ બોલી આ વાણિયાના મહાજનને જ ચોર બનાવવા-ઠરાવવા માગે છે અથવા આવી ગાલફાડી વાતો કરવાથી શું? આ વિશે મહાજન જ જે કહેવું હોય તે કહે અને જણાવે કે-કેટલું ધન ચોરાઈ ગયું છે? પછી બરાબર વિચાર કરીને મહાજન બોલ્યું: હે દેવ! પચીશ હજાર સોનૈયા ચોરાઈ ગયા છે. ત્યાર પછી રાજાએ પોતાના ભંડારમાંથી તેટલું જ-પચીસ હજાર સોનૈયા જેટલું સોનું મંગાવી મહા-જનને દેવરાવ્યું અને તંબોળ વગેરે મુખવાસ અપાવી મહાજનનો આદર કરી તેને વળાવ્યું.

આ તરફ રાજાએ પણ શ્રીગુપ્તને બોલાવ્યો અને કહ્યું: અરે નાદાન! કોઈ પણ રીતે તારા બાપની શરમને લીધે તારું અયુક્ત વર્તન તને જેમ જેમ જણાવતો નથી વા જેમ જેમ તને દંડ આપતો નથી તેમ તેમ તું ફાટતો જાય છે. તું જ કહે કે-તારે આ રીતે વર્તવું ઉચિત છે? તો હજી પણ કશું બગડયું નથી. તું, આ મહાનુભાવ સોમ શેઠનું જે ધન ચોર્યું છે તે બધું તેને પાછું આપી દે. તું તારી જાતને વિરુદ્ધકારી-ચોર તરીકે જાહેર કરી કવખતે જ જમનો મેળાપ કે કાળનો કોળિયો ન થા. શ્રીગુપ્ત બોલ્યો: હે દેવ! ગધેડાના શીંગડા જેવું આવું મારે માટે અઘટિત તમને કોણે કહ્યું? શું અમારા કુળમાં આવું અકાર્ય કોઈએ પણ કરેલું છે? સાચું છે કે દુર્જનોને માટે કશું નહીં બોલવા જેવું નથી હોતું અર્થાત્ દુર્જનો ગમે તેવી ખોટી હકીકત હોય છતાંય બોલી શકે છે

આ રીતે અનેક દુર્વ્યસનોમાં પડીને તે છોકરે સાત પેઢીઓથી પરંપરાએ સચવાતો આવતો મારો પૈસો વેડફી નાખ્યો છે. મેં તેને એકાંતમાં બોલાવીને ઘણું ઘણું સમજાવ્યોઃ હે બેટાઃ આમ કવખતે જ તું આ ધનને ઉડાવ મા, કુસંગનો ત્યાગ કર, સારા સદાચારો ભણી વળ અને તેવું વર્તન કર–આ રીતે તેને મેં ઘણું ઘણું સમજાવ્યું છતાં તે 'હવે નહીં કરું' એમ માત્ર મોઢેથી બોલી ફરી પાછું વિશેષ પ્રકારે સ્વચ્છંદથી રહેવા લાગે છે અને તે કોઇ રીતે જરા પણ સુધરતો નથી. મેં તે છોકરાનો એ પ્રકારનો વ્યવહાર જાણી મારી બધી ઘરની સંપત્તિ તે ન જાણે તેમ ગોપવી દીધી અને ચારે બાજુ ચોકીદારો ગોઠવી દીધા. ફક્ત એ આવીને બે ટંક જમી જાય, પણ એ સિવાય બીજું મારા ઘરનું એક તણખલું પણ તેના હાથમાં ન આવી શકે એવો સજ્જડ બંદોબસ્ત કરી દીધો. આમ કર્યું છે છતાં તે દુર્વ્યસનોને તાબે થયેલો હોવાથી હજુ સુધી જુગાર વગેરે દુર્ગુણોને છોડતો નથી અને તેણે ઘણું ધન ગુમાવી દીધું છે. એક વાર જુગારના અખાડાના મુખીએ તે છોકરાને હારેલો પૈસો આણી આપવા માટે હડમાં પૂર્યો–સારી રીતે બાંધ્યો, તો તેણે ત્યાંથી કોઈ પણ રીતે છૂટા થઇને રાત્રે અમારા પાડોશી સોમ શેઠને ઘરે પહોંચી ખાતર પાડ્યું અને ઘણું ધન ચોરી લીધું અને પછી તે ધનને તેણે પોતાનાં જુગાર વગેરે ઇષ્ટ વ્યસનોમાં જ્યાં જ્યાં જરૂર હતી ત્યાં વાપરી પણ નાખ્યું. મેં તેણે રાખેલી રખાતોના નોકરોને મોઢેથી આ બધી હકીકત જાણી છે. આ પ્રકારે તે છોકરાના રાજવિરુદ્ધ વર્તનને લીધે હું પણ ખૂબ ડરી ગયો છું. રાજાઓ તો હજાર આંખવાળા હોય છે. 'આપની પાસે આ હકીકત ન આવે તે પહેલાં જ હું મારું પોતાનું દુશ્ચરિત આપને જણાવી દઉં' એમ વિચારી એ કહેવા માટે જ આપની પાસે મારી જાતે હાજર થયો છું, તો હે દેવ ! આજ પહેલાં આપની પાસે હું નહીં આવી શક્યો અને આજે આપની પાસે આવ્યો છું તેનું આ જ કારણ છે.

હવે હે રાજન્ ! મારે આપને એ કહેવાનું છે કે–આ પ્રકારે ખાતર પાડી ચોરી કરનાર હું ઠર્યો આપનો અપરાધી, તો એવો અપરાધ કરનાર હોવાથી મારું બધું ધન અને બીજી પણ જે ઘરવખરી છે તે બધું આપ કૃપા કરીને લઈ લ્યો. રાજા બોલ્યોઃ હે સાર્થવાહ ! અપરાધ તો તારા છોકરાનો છે એથી તું શેનો અપરાધી ઠર્યો ? સાર્થવાહ બોલ્યોઃ જે માનવ, અપરાધીઓને પાળે પોષે છે તે પણ અપરાધી કેમ ન કહેવાય ? શાસ્ત્રમાં કહ્યું છે કે–ચોર સાત પ્રકારના છે. ૧ ચોરી કરનાર, ૨ ચોરી કરાવનાર, ૩ એ માટે ગુપ્ત મંત્રણા કરનાર, ૪ એના મર્મને જાણનાર, ૫ ચોરીના માલને ખરીદનાર, ૬ એને–ચોરને જમાડનાર અને ૭ ચોરને રહેઠાણ આપનાર.

હવે આથી વધારે દેવપાદોને બીજું શું કહું ? રાજા બોલ્યોઃ હે સાર્થવાહ ! વિશ્વ-સ્ત થા–નિશંત કર, તારું ધન તો હંમેશને માટે અમારે તાબે જ પડેલું છે, તું ઉદ્વેગ

બાદ ધર્માધિકારી લોકોનાં દેખતાં એણે આદરપૂર્વક પોતાને હાથે એ ધગધગતા લોઢાના ફળાને ઉપાડયું, પરંતુ તે રોમમાત્ર પણ દાઝયો નહીં અને ઊલટું એ ફળું તેને બરફના ટુકડા જેવું ઠંડું લાગ્યું. મણિ અને મંત્રોનો પ્રભાવ અદ્ભૂત હોય છે એટલે અગ્નિસ્તંભની વિદ્યાના પ્રભાવને લીધે એ શ્રીગુપ્ત પણ જરાય દાઝયો નહીં. ન્યાયાધીશોએ તેની પાસે આવીને તેની બન્ને હથેળીઓ તપાસી તો જણાયું કે તે એવી ને એવી જ ચોકખી છે, તેના ઉપર ક્યાંય પણ એક ફોલ્લો સરખો પણ ઉપડયો નથી અર્થાત્ પેલા ધગધગતા ફળાની અસર તે હથેળીઓ ઉપર લેશમાત્ર પણ થઇ નથી. આ જોઈ ચારે બાજુના પ્રેક્ષકોએ તાળીઓ પાડી અને 'આ શુદ્ધ છે–આ શુદ્ધ છે' એવી ઘોષણા ત્યાં જોવા માટે નિમાયેલા પરીક્ષક બ્રાહ્મણોએ કરી. ન્યાયાધીશોએ શ્રીગુપ્તના ગળામાં સુગંધી પીળાં ફૂલોની માળા પહેરાવી અને આ બધી હકીકત તેઓએ રાજાને પણ નિવેદિત કરી. તે સાંભળીને રાજા તો ચોંકી ઊઠયો અને 'એના બદલામાં પોતે માથું આપશે' એવી જે એણે (રાજાએ) વગરવિચાર્યે પ્રતિજ્ઞા કરી હતી તે બાબત વિચારવા લાગ્યો.

ચોર ઉપર દિવ્યનો પ્રયોગ થયા છતાં જો 'તે સર્વથા શુદ્ધ છે.' એવું સાબિત થાય તો તેને રાજા છોડી મૂકે અને તેને બદલે જેણે માથું આપવાનું માથે લીધું હોય એવા માણસને રાજા ચોરની પેઠે જ જાહેરમાં દંડ દે અર્થાત્ એ માણસ ઉપર જ રાજા જાહેરમાં દિવ્ય પ્રયોગ કરવો.

મેં પોતે બધા લોકોની દેખતાં બદલામાં મારું માથું આપવાનો પક્ષ સ્વીકારેલો છે, હવે જો હું મારી જાતને મારી જાતે જ ચોરની પેઠે દંડ નથી આપતો તો 'રાજાઓ સત્યવાદી હોય છે' એવો જે પ્રવાદ ચાલ્યો આવે છે તે ધૂળમાં મળશે. એવા પ્રવાદને આજથી જલાંજલિ મળશે અર્થાત્ એ વાત ખોટી પડશે. આખો સંસાર ફરવા લાગશે અને અપકીર્તિ પણ ફેલાશે. એમ થયું તો પછી ન્યાય જ ક્યાં રહેશે? ન્યાયની વાત જ તજી દેવી. માનવસમૂહને ભલે કલિકાળનું પાપ ખાઈ જાય અને ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ એવા ત્રણ માર્ગોનો વિભાગ પણ મટી જાય. અર્થાત્ બધું સારું અને ખોટું–એક સરખું થઈ જાય. વળી, નીતિ વગરના માનવને જીવીને પણ શું કરવું? અર્થાત્ જો પછી પણ મરવાનું ચોક્કસ છે તો હમણાં જ મરી જવું ઉત્તમ છે.

આ રીતે વિચાર કરતાં રાજાએ પોતે પણ મરવાનો જ નિશ્ચય કર્યો. દેવ અને ગુરુજનોને સવિશેષપણે યાદ કર્યા, પોતાના પ્રધાનોને બોલાવ્યા અને તેમને રાજાએ પોતે કરેલો મરવાનો નિશ્ચય જણાવ્યો. પ્રધાનો શોકાતુર બન્યા અને કહેવા લાગ્યા–હે દેવ! તમારે આ માર્ગ યોગ્ય નથી અર્થાત્ તમારે માથે આખા ભૂમંડળનો ભાર છે અને તમે એ ભારને ધીરપણે વહી રહ્યા છો એટલે તમારે મરવાનો વિચાર કરવો ઉચિત નથી. વળી,

અથવા આ વિશે આમ વધારે બબડવાથી પણ શું ? હું પછી જ પાણી પીશ જ્યારે હું નિર્દોષ-શુદ્ધ છું એવી મને ખાત્રી થશે. પછી રાજાએ જુગારીઓના મુખીને-દ્યૂતપાલને તેડાવ્યો અને પૂછયું:-ભો ! સાર્થવાહના આ છોકરાએ કેટલું બધું ધન હારેલું હતું ? દ્યૂતપાલ બોલ્યો: હે દેવ ! દશ હજાર સોનૈયા, પરંતુ તે આણે હમણાં તો ભરી દીધા છે. રાજા બોલ્યો: અરે શ્રીગુપ્ત ! તારા ઘરમાંથી તો તને એક પાઇ પણ મળે એમ નથી તો આ દશ હજાર સોનૈયા તેં કયાંથી લાવીને આ દ્યૂતવાનને ભરી દીધા ? તે (છોકરો) બોલ્યો: હે દેવ ! આપની કૃપાથી હજી સુધી તો મારા પિતા પાસે હું જેટલું ભોગવી શકું એટલું ધન તો છે જ. રાજા બોલ્યો: અરે ! ઘરમાં તો હવે તારો સ્વચ્છંદ ચાલી શકતો જ નથી, માટે 'તું એ ધન ઘરમાંથી લાવ્યો છે.' એ તારું કથન માની શકાય તેમ નથી. તે બોલ્યો: આપને મારા કહેવામાં અવિશ્વાસ જ હોય તો કૃપા કરીને મારી પાસે આપ કોઇ દિવ્ય જ કરાવો અર્થાત્ મારી પાસે ધગધગતી લોઢાની ખંભી ઉપડાવો વા ધગધગતા તેલમાં મારા હાથ બોળાવો વા ધગધગતા કોયલા મારા હાથમાં આપો. આ સાંભળીને અને છતી આંખે જોયેલી હકીકતને પણ ખોટી પાડતો હોવાથી એ છોકરા ઉપર રાજાને ભારે કાળ-ક્રોધ ચઢયો. આથી રાજાએ ન્યાય આપનારાઓને-ધર્માધિકારીઓને બોલાવ્યા અને કહ્યું: દેવમૂર્તિની સામે આ દુષ્ટ પાસે ધગધગતા તપેલા લોઢાનું ફળું પકડાવો, અને 'એ શુદ્ધ છે કે નહીં' એવો નિર્ણય કરી પાછો મારી પાસે આણો. 'જેવો આપનો હુકમ' એમ કહી ધર્માધિકારીઓએ, એને દેવમૂર્તિની સામે લઇ જવા ઉપાડયો એટલામાં તે શ્રીગુપ્તે રાજાને વિનંતિ કરી: હે દેવ ! આ પ્રસંગે સાચું માથું આપે એવો કોણ આવે એમ છે ? અર્થાત્ કદાચ હું સાચો નીવડું તો પછી મેં પકડેલું ધગધગતું ફળું મારે બદલે કોણ પકડવાનો છે ? ક્રોધને લઈને જેનાં ભવાં ખેંચાઈ ગયાં છે એવો રાજા બોલ્યો: અરે ! હું જ સાચું માથું આપવાનો છું અર્થાત્ તારે બદલે હું પોતે જ ધગધગતું લોઢાનું ફળું મારે હાથે પકડી મારું માથું આપવા તૈયાર છું: "જ્યાં રાજા ઊઠીને પોતે જ સાચું માથું આપવાની વાત કરે ત્યાં પછી ન્યાયની વ્યવસ્થા ન ટકી શકે." એ રીતે ઉતાવળું ઉતાવળું બોલતા એ શ્રીગુપ્તને પેલા કારણિકો-ન્યાય આપનારા ન્યાયાધીશો દેવમંદિર ભણી લઈ ગયા, કૃપડાબોળ તેને નવરાવ્યો. આગની જ્વાળાઓના સમૂહ જેવું ભયંકર એવું લોઢાનું ફળું ખૂબ ખૂબ તપાવ્યું. શ્રીગુપ્તે પોતાના વાળ છૂટા મૂકયા. પહેલાં તે કોઇ સિદ્ધપુરુષની પાસે અગ્નિને થંભાવી દેવાની કરામત શીખ્યો હતો એ કરામતને તેણે આ પ્રસંગે અજમાવી. અથવા હાથમાં ગમે તેવું ધગધગતું લીધું હોય તો પણ તેનાથી લેશ પણ દઝાય નહીં અને ઊલટું એ, આપણને હિમ જેવું શીતળ લાગે એવી અગ્નિસ્તંભની વિદ્યા શીખ્યો હતો. આ પ્રસંગે એણે (શ્રીગુપ્તે) એ વિદ્યાને સંભારી અને પછી 'એ હું સાચો હોઉં તો આ ફળું મને દઝાડશે નહીં' એમ બધા લોકોની સમક્ષ મોટે અવાજે બોલ્યો. ત્યાર

એવો ઉછળતો સમુદ્ર પણ ભલે કદાચ સૂકાઈ જાય, તો પણ અમારું વચન ખોટું નીકળતું નથી; માટે તમે મારા વચન વિશે વિકલ્પ–શંકા ન રાખો અને અશંકપણે હવે આ સંબંધે જે કરવું ઘટે તે જ કરો. આ વિશે મારાથી બીજું ઉચિત શું કહેવાય ?

એ રીતે શેઠના વચનની સત્યતા બાબત નિશ્ચય જાણી કુશાગ્રબુદ્ધિવાળા તે રાજ-મંત્રીઓએ પેલો છોકરો લેશપણ દાઝયો નહિં એ વિશે પોતાની તીવ્રબુદ્ધિ ચલાવી વિચાર કરી રાજાને કહ્યું: દેવ ! સાર્થવાહનું વચન તો સાચું જ છે તો એ છોકરો રોમમાત્ર પણ દાઝયો નહીં તેનું કારણ તેની કોઈપણ પ્રકારની યાંત્રિક યા બીજી જાતની આ સંબંધમાં કરામત હોવી જોઈએ, અર્થાત્ એ છોકરો અગ્નિસ્તંભની વિદ્યા વા બીજો કોઈ એવા પ્રકારનો મંત્ર જાણતો હોવો જોઈએ, કે જેના પ્રભાવને લીધે તે ખોટાબોલો છતાં લેશ પણ ન દાઝયો હોય–મંત્ર વગેરેનો પ્રભાવ અદ્ભુત હોય છે તેથી એમ જરૂર બનવાજોગ છે. એવું ન હોય તો આ રીતે બની શકે જ નહીં. અમે એવું સાંભળ્યું છે કે–જે લોકો અસાધુ–ખોટાબોલા વા દુરાચારી કે દુષ્ટ હોય છે તેઓની પાસે મંત્ર વગેરેના પ્રભાવને લીધે દિવ્ય વિધિઓ પણ થંભી જાય છે, એ મંત્રોના દેવતાએ પણ કદાચ એવાં જ નિરધિષ્ઠાન–ઠેકાણા વગરના–હોય છે અને તેથી જ કરીને આવે પ્રસંગે દુષ્ટ લોકો ફાવી પણ જાય છે. દિવ્ય-વિધિઓ સંબંધે એવો પ્રવાદ છે કે "દિવ્યની ગતિ દિવ્ય હોય છે." માટે આ સંબંધે આ છોકરા પાસે ફરીવાર દિવ્યપ્રયોગ કરાવવો જોઈએ અને તે પણ કોઈ એવાઓની સમક્ષ કરાવવો કે જેઓ વિશેષ પ્રકારે મંત્રવાદી હોય. આમ થવાથી પેલા ધૂર્ત છોકરાની પોલ પકડાઈ જશે જ.

બરાબર આ જ ટાંકણે દ્વારપાળે પગે પડીને રાજાને વિનંતી કરી: દેવ ! જેણે અનેક મંત્રો સિદ્ધ કરેલા છે અને જે અનેક દેશોમાં વિખ્યાત છે એવો કુશળસિદ્ધિ નામનો મોટો યાન્ત્રિક સિદ્ધશર્મા નામના પુરોહિત સાથે અહીં આવેલો છે અને દરવાજા પાસે આપના દર્શન માટે એ આપની સંમતિની રાહ જોઈને ઊભો છે. રાજા બોલ્યો: એ બન્નેને જલ્દી મારી પાસે લઈ આવ. "જી" એમ બોલતો દ્વારપાળ એમને અંદર લઈ આવ્યો અને રાજાને આશીર્વાદ આપીને રાજકર્મકરે આપેલા આસન ઉપર તે યાંત્રિક બેઠો અને રાજાએ તેની સાથે આદરપૂર્વક સંભાષણ કર્યું. પ્રસંગ મળતાં મંત્રીઓએ એ યાંત્રિકને પૂછ્યું: હે સિદ્ધમંત્ર ! તમે ક્યા ક્યા મંત્રો સાધેલા છે ? યાંત્રિક બોલ્યો· તમારે એનું શું કામ છે ? તમે તમારે જે કામ હોય તે મને કહી બતાવો. પછી મંત્રીઓ બોલ્યા: અહીં એક ચોર પકડાયો છે, તેની પરીક્ષા માટે ધગધગતા લોઢાના ફળાનું દિવ્ય કરાવ્યું છતાં તેના ઉપર એ દિવ્યની કશી અસર જ ન થઈ અને એ ચોર, નક્કી ચોર છે એમાં શક નથી. બરાબર વિચાર કરીને તે યાંત્રિક બોલ્યો: તમે મારી સામે એ ચોર પાસે ફરીવાર ધગ-

ખરી વાત તો એમ છે કે-તમારી જેવા મહાનુભાવો કાંઇ જેમ તેમ કે ઝટપટ ઊપજતા નથી. એ તો પ્રજાના પૂણ્યપ્રકર્ષનો પ્રભાવ હોય તો જ તમારી જેવા, પૃથ્વી પર અવતાર ધરે છે, તો હે દેવ ! થોડા દોષવાળા કામને સ્વીકારીને પણ વધારે ગુણવાળું કામ હોય તેને જ કરવું યોગ્ય છે અર્થાત્ લાભાલાભનો વિચાર કરીને જ તમારે કોઈ પણ નિશ્ચય કરવો રહ્યો. આ રીતે બધા પ્રધાનો વિચાર કરતા અને બોલતા બેઠા છે ત્યાં ધીરે ધીરે 'રાજા પોતે મરવાનો છે' એવી વાત નગરમાં મોટા મોટા ઘરોમાં ફેલાઇ ગઇ અર્થાત્ 'રાજાએ પોતાની જાતને માથું આપવાની પ્રતિજ્ઞા વગરવિચાર્યે કરી હતી. હવે તે પોતે પોતાની જાતને ચોરની પેઠે દંડ દેશે અને એ માટે એ (રાજા) તૈયાર પણ થઈ ગયો છે.' એવી વાત આખા નગરમાં બધે ફેલાઈ ગઈ. આ વાતને પેલા સાર્થવાહે પણ સાંભળી, તેથી તે ભારે ગભરાયો અને ઝટપટ રાજભવને આવી પહોચ્યો. દ્વારપાળે તેના (સાર્થવાહના) આવ્યાના સમાચાર રાજાને જણાવ્યા અને રાજાની સંમતિ મેળવી શેઠને સભામાં પ્રવેશાવ્યો. શેઠ રાજાને પ્રણામ કરીને સભામાં ઉચિત આસને બેઠો. સમયને જાણી શેઠે આ પ્રસંગે રાજાને વિનંતી કરીઃ હે દેવ ! જમતાં જમતાં મેં આપના સંબંધે નહીં સાંભળવા જેવી રાજાની મરવાની પ્રતિજ્ઞાની વાત સાંભળી એટલે અડધું જમણ પડતું મૂકી હું આપની પાસે દોડતો આવ્યો. આપ તો યાવચ્ચંદ્રદિવાકર વિજયવંતા રહો અને તમે જાતે જે કરવાનું ધારો છો તે છોડી દઇ મને જ તે પ્રમાણે કરવાનો આદેશ આપો. ખરી રીતે આ બધી પરિસ્થિતિનો મૂળ હેતુ હું પોતે જ છું. રાજા બોલ્યોઃ સાર્થવાહ ! સારું સારું, તારી રાજભકિત-સ્વામી-ભકિત-વિશે વધારે શું કહેવું ? અર્થાત્ તારી રાજભક્તિવાળી વફાદારી વિશે કોઇના પણ બે મત નથી. આ વખતે રાજાના મહામંત્રીએ શેઠને પૂછ્યુંઃ હે શેઠ ! તમે તમારા પુત્રની અનિષ્ટ પ્રવૃત્તિ સંબંધી રાજાને જે વાત સંભળાવી તે શું અટકળ કરીને સંભળાવી હતી ? કે નજરોનજર જોયેલી વાત સંભળાવી હતી ? કે તમારા કોઈ વિશ્વાસુ માણસ પાસેથી સાંભળીને સંભળાવી હતી ? આ સંબંધે જે તદ્દન ખરું હોય તે જ કહો. શેઠ બોલ્યાઃ હે મહામંત્રી ! શું દેવપાદોની સામે અટકળેલી વાત તે કોઈ દિવસ કહેવાતી હશે ? અર્થાત્ મેં જે કહ્યું છે તે મારી નજરે જોયેલું છે અને બરાબર ચોકસી કરીને પછી જ એ હકીકત રાજાને કાને નાખી છે. શેઠ બોલ્યોઃ—

જેનાં ઊંચા શિખરો ઉપર ચાલતા દેખાતા ક્રીડા કરવાના બગીચાઓમાં દેવનરનારીનાં જોડલાં બેઠી રહ્યાં છે એવો રમણીય મેરુપર્વત પણ ભલે કદાચ હલી જાય-કંપી જાય, ચંદ્રમામાંથી કદાચ કોઈ કાળે ભલે આગનો વરસાદ વરસવા મંડી જાય, સૂરજ પણ કદાચ કોઈ કાળે ભલે સંસારમાં અંધારું ભરી દે. વળી આમતેમ અફળાતા ભારે તરંગોને લીધે બન્ને છેડા છલકાઈ રહ્યા છે અને અંદરના મગરો તથા માછલાંઓ ભારે અકળાઇ રહ્યા છે

મારો સ્વભાવ, આચાર અને વિચાર બધું સરખું હોવાથી મારી અને તેની વચ્ચે ભાઈબંધી જામી. મેં તેને નિરંતર મદ્યપાન કરાવ્યું અને બીજી રીતે તે વિશેષ પ્રસન્ન રહે તેમ મેં બીજું પણ તેને મનગમતું બધું આણી આપેલું તેથી એ મારા ઉપર ખૂબ પ્રસન્ન થયો. પછી તે જ્યારે અહીંથી દેશાંતરમાં જતો હતો તે વખતે મને 'પરમોપકારી' સમજીને એ દિવ્યસ્તંભન, ચારણ, ઉચ્ચાટન વગેરે સંબંધી કેટલાક મંત્રો મને આપતો ગયેલો અને એણે આપેલા એ મંત્રોના પ્રભાવને લીધે જ આ પ્રસંગે પહેલી વાર હું મારી જાતને છુપાવી શક્યો અર્થાત્ દિવ્યને થંભાવી શક્યો અને તેથી જ હું રોમમાત્રમાં પણ દાઝેલો નહીં. મંત્રી બોલ્યોઃ અરે મહાપાપી ! તેં તારી જાતને છેતરી હતી એટલું જ નહીં પરંતુ રાજાના જીવનને પણ 'હવે તે જીવશે કે નહીં' એ રીતે જોખમમાં મૂક્યું હતું. સાર્થવાહનો પુત્ર બોલ્યોઃ હા, એ ખરી વાત. હવે શસ્ત્રના ઘાથી, પેટે તરવાર મારીને કે ઝાડે ટીંગાડીને વા ગળે ફાંસો ખાઈને વા ઝેર પીને હું મરી જાઉં એ માટે આપ મને આદેશ કરો. રાજા બોલ્યોઃ તું તારા પોતાના દુષ્ટ કાર્યોને લીધે જ મરી જઈશ એટલે આમ આપઘાત કરવાની જરૂર નથી. વળી, તું પોતે આમ અકાર્યો કરવાને ઉત્સાહવાળો છે તેથી જ તારું નામનિશાન પણ નહીં રહે એવા તારા હાલ થવાના છે. માત્ર જીવનભરના મારા મિત્ર જેવા આ તારા પિતા-સાર્થવાહની શરમ આવે છે માટે તને બીજો કોઈ દંડ આપવાનું મન નથી, પરંતુ હવે તું મને તારું મોઢું ન જ બતાવીશ. લાંબા વખત સુધી જીવવાની તારી વૃત્તિ હોય તો તું મારા રાજ્યનો ત્યાગ કરીને બીજે ઠેકાણે ઝટ ચાલ્યો જા.

રાજા એમ બોલી રહ્યો કે પછી તુરત જ કોટવાળોએ તે ચોરને રાજસભામાંથી હાંકી કાઢ્યો. લોકો તરફથી જતાં જતાં તેના ઉપર તિરસ્કારનો વરસાદ થયો અને એ રીતે તે, નગરમાંથી બહાર નીકળી ગયો અને તેણે ઉત્તરાપથ જવાનો માર્ગ પકડ્યો. જ્યારે તે નલરાજાનો સીમાડો વટાવી ગયો ત્યારે ત્યા કોઈ પાસેના નાના ગામમાં એક ઠેકાણે વીસામો લઈ વિચાર કરવા લાગ્યો· અહો ! એ કુશળસિદ્ધિ યાંત્રિક કેવો દુષ્ટ હતો ? મારી સાથે કોઈ જાતના વેરવિરોધ વિના જ તેણે મને કેવી માઠી દશામાં મૂકી દીધો ? એ યાંત્રિકે મને આમ વિના કારણ હેરાન કર્યો તેથી જ મારે મારા નગરમાંથી નીકળવું પડ્યું, મારા સખી-મિત્ર-સ્વજનોને તથા મારી મોટી મીલકતને છોડી દેવી પડી અને આમ દૂર દેશમાં મહેમાનગતિ માણવાનો વારો આવ્યો, તો હવે ભલે જે થવાનું હોય તે થાય, પરંતુ એક દિવસ એવો લાવવો છે કે જ્યારે મારે હાથે એ યાંત્રિકનું ખૂન કરું. આ રીતે તે યાંત્રિક ઉપર ક્રોધે ભરાયેલો એવો એ, ગામો અને ખાણીયાના પ્રદેશોમાં ફરતો ફરતો ગજપુર તરફ ગયો. ગજપુર પહોંચતાં જ તેણે નશીબયોગે એક શેરીમાં બેઠેલા અને હવે જેવું આવી બન્યું છે એવા કુશળસિદ્ધિ યાંત્રિકને જોયો. તેને જોતાં તે,

ધગતા ફળાને ઊપડાવો એટલે જે હકીકત સત્ય હશે તે બરાબર જાણી શકશો. 'બરાબર કહ્યું,' એમ કહી બધા મંત્રીઓએ યાન્ત્રિકની એ સૂચનાને સ્વીકારી લીધી. પછી ફરીવાર પહેલાં જ્યાં ગયા હતા તે જ દેવળમાં એ ચોરને લઇ ગયા. રાજા, અમાત્ય, મહાજનો અને બીજા પણ નગરલોકો પોતપોતાને યોગ્ય આસને બેસી ગયા અને પેલો કુશળસિદ્ધિ યાંત્રિક પણ એક જગ્યાએ બેઠો. ચોરને હાથે પકડાવવા માટે પેલા ફળાને તેમાંથી તણખા ઝરે એટલું બધું ધગાવ્યું. સાર્થવાહના પુત્રને (ચોરને) બોલાવ્યો અને કહ્યું: અરે! તું ખરેખર શુદ્ધ આચારવાળો હોતો આ ધગધગતા ફળાને તારી હથેલીમાં પકડી રાખ. એ ચોરે તો એ ફળાને પહેલાં જેમ હથેળીમાં પકડયું હતું તે જ રીતે તેને પકડયું એટલે બરાબર તે જ વખતે પેલા કુશળસિદ્ધિ યાંત્રિકે બીજાની વિદ્યાના પ્રભાવનો નાશ કરવા માટે પોતે સિદ્ધ કરેલા મંત્રવડે ચોખાને મંત્રીને ચારે દિશામાં ફેંકયા. આમ કરવાથી પેલું દિવ્ય થંભી શકયું નહીં એટલે સાર્થવાહના પુત્ર શ્રીગુપ્ત(ચોર)ની હથેળીઓ એ ધગધગતા ફળાને પકડવાથી ઠીક ઠીક બળી ગઈ. રાજાનો જયજયકાર થયો. કુશળસિદ્ધિ યાંત્રિક 'જેવા નામ તેવા ગુણવાળો છે' તેથી પ્રસન્ન થઇને પંચાંગપ્રસાદ આપીને તેનો સવિશેષ આદર કર્યો એટલે એ યાંત્રિકના પગ, હાથ, કાન, ડોક અને માથું એ પાંચે અંગો ઉપર પહેરવાનાં બહુમૂલ્ય આભૂષણો આપી રાજાએ તેના ઉપર પસાય કર્યો-પ્રસન્નતા બતાવી અને પેલા ચોરને રાજપુરુષોએ ત્યાં ને ત્યાં પકડી હડમાં નાખ્યો. રાજા બચી ગયો તેથી નગરીમાં મોટી ધામધૂમ થઇ, ઠેરઠેર વધામણાં થયાં અને પરમ આનંદને લીધે જ્યાં ત્યાં રાજાઓના નાટારંભો ચાલ્યા. ખાઇપી ચોકખા થઇ અને મુખવાસ વગેરે લઈ પરવાર્યા પછી આનંદ પામેલો રાજા રાજસભામાં આવ્યો અને રાજસિંહાસન ઉપર બેઠો, તે વખતે સાર્થવાહ વગેરે નગરના મહાજનોએ અને રાજકચેરીમાં બેસનારા લોકોએ રાજાને ઉત્તમોત્તમ મોતીના હારો પહેરાવી તેનું માંગલિક વાંચ્યું.

આ વખતે રાજના કોટવાળોએ રાજાને વિનંતી કરી. હે દેવ! જેણે તમારી જિંદગી પણ જોખમમાં નાખી હતી તેવા આ ચોરને કયો દંડ દેવો! રાજા બોલ્યો· તેના બાપડાના શરીરને કાંઈ પણ ઇજા કર્યા વિના જ અહીં મારી સામે તેડી લાવો. પછી કોટવાલે એ ઉત્સાહ વગરના નિર્જીવ જેવા ચોરને રાજસભામાં આણ્યો. રાજાએ તેની સાથે સારી રીતે વાત કરી: અરે સાર્થવાહના પુત્ર! આ શું બનાવ બન્યો? એટલે પહેલા તું દાઝેલો નહીં અને પાછળથી કેમ દાઝી ગયો? ચોર બોલ્યો· એ તો આપ જાણો. રાજા બોલ્યો: હે વત્સ! તું જરા પણ ગભરાયા વિના જ આ સંબંધે જે ખરી વાત હોય તે કહી નાંખ. 'જેવો આપનો આદેશ' એમ કહીને એ ચોર ખરી હકીકત કહેવા લાગ્યો· ઘણા વખત પહેલાં અહીં કાલસિંઘ નામનો એક વામમાર્ગી આચાર્ય આવ્યો હતો, તેનો અને

સખત પીડાને લીધે તે, પૃથ્વી કેમ જાણે આકાશ જ ન હોય, આકાશ કેમ જાણે જમીન જ ન હોય એમ સમજવા લાગ્યો અને દિક્ચક્રને જાણે ચાકડા ઉપર ન ચડાવ્યું હોય એમ-દિક્ચક્રને ચકર ચકર ફરતું-માનવા લાગ્યો. તથા તેની આંખે બધે અંધકાર ને અંધકાર જ દેખાવા લાગ્યો. તે એમ સમજવા લાગ્યો કે આ લોકમાંથી ચંદ્રની જ્યોત્સ્નાનો પ્રકાશ, અગ્નિના અને સૂર્યના તેજનો પ્રસાર એ બધું અદ્રશ્ય થઇ ગયું છે અને બધે એકલું અંધારું ને અંધારું જ ફેલાઈ રહ્યું છે.

તે ઝાડ ઉપર લટકી રહ્યો તેથી તેના ભારે ભારને લીધે કહો કે તેણે સખત તરફડીયાં માર્યાં તેથી કહો વા બીજી પણ ગમે તે રીતે કહો પરંતુ તેના ગળામાંનો દોરડાનો બંધ તૂટી જવા જેવો થઇ એકાએક તૂટી ગયો અને પછી પ્રચંડ પવનનો ઝપાટો લાગવાથી સાક્ષાત્ તાડના ઝાડની પેઠે તે, નીચે જમીન ઉપર બેભાન દશામાં પડી ગયો.

હવે બેભાન દશામાં પડેલા તેની ઉપર વનનો શીતળ પવન આવ્યો તેથી તેના શરીરની બળતરા થોડી ઘણી મોળી પડી અને ક્ષણાંતરમાં તેની મૂર્છા વળી ગઇ-તેને પાછું ચેતન આવ્યું એટલે તે જાગી પોતાની જાતને જાણે એ ફરી જીવતો થયો હોય એમ માનતો ધીરે ધીરે એ મસાણમાંથી ભાગવા માંડ્યો. 'વળી ફરીવાર કોઇ પાછળ પડશે' એવી બીકને લીધે તે ભાગતો ભાગતો એક વનનીકુંજમાં જ્યાં કોઈ ન જોઈ શકે ત્યાં ભરાઇ ગયો. ત્યાં તેણે કોઇપણ બાજુથી વાંસળી અને વીણાના નાદ કરતાં ય મધુર અવાજ કરતા કોઇને સાંભળ્યો અને એ મધુર નાદ સાંભળીને તે ભયભીત, ચકલવકલ આંખો કરતો ઝાડના થડની પાછળ સંતાયેલો ચારે તરફ જોવા લાગ્યો. ત્યાં તેણે સ્વાધ્યાયનો મધુર નાદ કરતા એક મહાતપસ્વીને જોયો. એને જોતાં જ તેને શંકા પડી કે છળથી આ તો વેશધારી બનીકોઇ અમારી જેવા ગુન્હેગારોની તપાસ કરવા આ જંગલમાં ન આવ્યો હોય. એના (શ્રીગુપ્તના) મનમાં ભારે બીક હોવાથી તેને આવો વ્હેમ પડ્યો અને તેથી તે ઝાડને ઓથે ભરાઇ ગુપચુપ 'એ શું બોલે છે' તે સાંભળવા લાગ્યો. તેણે આવતા મધુર અવાજ તરફ પોતાના કાન બરાબર સરવા કર્યા તો તેણે બરાબર એ વખતે સાંભળ્યું કે—

ઇંદ્રિયોરૂપ ઉન્મત્ત હાથીના ટોળાના સંઘર્ષમાં આવીને પોતાનો ધર્મ ચૂકી ગયેલા એવા મનુષ્યો કોઇપણ પ્રકારનો ત્રાસ-બીક રાખ્યા વિના જ નિઃશંકપણે અકાર્યો તરફ પ્રવૃત્ત થાય છે.

એ રીતે કુકૃત્યોમાં પ્રવર્તતા લોકો પોતાની જાતને આનંદ આપે-પોતે ખૂબ સુખ માણી શકે એ માટે અનેક પ્રાણોનો સંહાર કરે છે અને એવી ભયંકર જીવહિંસા કરવાથી પોતાને જ પાછાં અસંખ્ય એવા કઠોર દુઃખો વેઠવાં પડશે એ બાબત તદ્દન બેદરકાર રહે છે.

વળી, પોતાની જાતના જ સુખને માટે એ મૂઢ અને તુચ્છ લોકો મ્લેચ્છોની પેઠે

સારાસારનો વિચાર ભૂલી ગયો, ક્રોધની આગથી ભભુકી ઊઠ્યો અને કોઈ બીજાના હાથમાંથી તીક્ષ્ણ અણીવાળી છરી લઈ તેની (યાંત્રિકની) ઉપર ક્રૂર રીતે ઘા કર્યો અને તેથી તે કુશળસિદ્ધિ મરી પણ ગયો. ઘા કરીને નાસવા માંડેલા એ શ્રીગુપ્તને ગજપુરના સંરક્ષક કોટવાળોએ પકડી લીધો અને બાંધીને કારણિક પુરુષોને-ન્યાયાધીશોને સોંપી દીધો. તેઓએ તેને ખૂન કરવાનું કારણ પૂછયું અને તે તેણે એ ન્યાયાધીશોને જે ખરું કારણ હતું તે બરાબર જણાવી દીધું. પછી ન્યાયાધીશોએ કહ્યું કે-જો તે બતાવેલું કારણ ખરું જ હોય તો પણ—હજુ રાજા હયાત છે, ન્યાય અન્યાયનો વિચાર કરી શકાય છે. આ પરિસ્થિતિમાં થોડી પણ વગરવિચાર્યે પ્રવૃત્તિ કરવી તે કાયદા વિરુદ્ધ છે તો પછી કોઇનું ખૂન તો કેમ કરી શકાય ? અર્થાત્ તારે એ યાંત્રિક વિરુદ્ધ ફરિયાદ કરવી ઉચિત હતી, તેમ ન કરતાં તેં તારી મેળે જ ફેંસલો કરી નાખ્યો એ અન્યાય કહેવાય.

કોઇના દોષો જરૂર હોઈ શકે પરંતુ તેથી કરી લોકો પરસ્પર એક બીજા મારામારી કરી ખૂન કરે વા દોષનો-અપરાધનો બદલો પોતાની મેળે જ લ્યે તે અનુચિત છે. એમ થાય તો બધે સ્વચ્છંદ જ ફેલાય અને જેને જેમ ફાવે તેમ કરે. આમ થવાથી જગતમાં ચારેકોર પિશાચલીલા જ ફેલાઇ જાય અને એમ થતાં સંસાર આખો માનવ વિનાનો જ થઈ જાય.

અરે ! જો એ યાંત્રિક તારો વેરી હતો તો એ હકીકત તારે અમને જણાવવી હતી તે, તેં કેમ ન જણાવી ? અને તું તારી પોતાની મેળે જ દંડ દેવા મંડી ગયો. આમ કરવાથી તું ગુન્હેગાર બન્યો છે. આ રીતે ન્યાયાધીશોએ તેને તકસીરવાન-ગુન્હેગાર ઠરાવ્યો અને પછી સજા કરનાર અધિકારીએ તેને મરણાતની સજા કરી અને ઝાડ ઉપર ટાંગીને તેને મારી નાખવાનો આદેશ આપ્યો.

હવે તે, એ મરણાંતની સજા સાંભળી ભયને લીધે થરથર કંપવા લાગ્યો અને તેને, એ કોટવાળો ફાંસી દેવાની જગ્યાએ લઈ ગયા, તેના ગળામાં એક દોરડું સજ્જડ રીતે બાંધ્યું અને પછી તેઓએ (તેની) છેલ્લી ઘડીએ તેને કહ્યું: રે અભાગિયા ! હવે તું હમણાં જ હતો ન હતો થઇ જઈશ, માટે ફરી એક વાર તું આ જીવલોકને-સંસારને સારી રીતે જોઈ લે, તારા ઇષ્ટ દેવને સંભારી લે, આ કામમાં અમે તો તદ્દન નિર્દોષ છીએ. માત્ર તારું દુષ્કર્મ જ આ તારા મરણમાં પ્રધાન કારણ છે. એ રીતે કહી પછી તેઓ, એ ભયથી થરથર ધ્રૂજતા, 'હવે શું કરવું' એ બાબતની શુદ્ધિ ખોઈ બેઠેલા શ્રીગુપ્તને ઝાડની ડાળ ઉપર ટાંગીને પોતાને સ્થાને ચાલ્યા ગયા. હવે, ગળામાં સજ્જડ દોરડી બાંધીને ઝાડની ડાળ ઉપર ટંગાયેલા તે શ્રીગુપ્તનો શ્વાસ રુંધાવા લાગ્યો, ગળાની નાડી ઉપર દોરડાનો સખત ભરડો આવવાથી તે આંધળા જેવો થઇ ગયો-તેની આંખો બહાર નીકળવા જેવી થઈ ગઈ.

વનનિકુંજમાં વચ્ચે કેટલેક દૂર સુધી પહોંચી ગયો. એટલામાં સૂર્ય આથમી ગયો. જેમ જગતમાં જ્યાં ત્યાં પાખંડીઓના દંડા દેખાયા કરે છે તેમ એ વખતે-સૂર્ય આથમ્યો ત્યારે-આકાશના માંડવામાં જ્યાં ત્યાં સંધ્યાની વિવિધરંગભરી અનેક રેખાઓ દેખાવા લાગી. જાણે ભયંકર અંધારાને લીધે પીલાઇ ગયું હોય તેમ કમલવન બીડાઈ ગયું, કારંડવ અને ભારંડ વગેરે અનેક પક્ષીઓના કુટુંબો પોતપોતાનાં માળા ભણી ઊડવા લાગ્યાં, જાણે ખૂબ પાકી ગયેલી દાડમીનાં દાડમનો ઝુમખો ન હોય એવો જરાક રાતો ચંદ્ર ઉદય પામ્યો. પોતપોતાના રહેઠાણોને યાદ કરતાં મૃગો, પાડાઓ, હાથીઓ અને ગવયોનાં ટોળાં જ્યાં ચરતાં હતાં ત્યાંથી પાછા ફર્યાં. આ રીતે સાંઝ પડી ગઇ. એ વખતે પેલો વનકુંજમાં સંતાઈ રહેલો ચોર વિચારવા લાગ્યોઃ હવે અહીંથી આ વખતે જવું ઠીક નથી, આ સ્થળ વિઘ્નવાળું છે. એમ વિચારી તે કોઇ મોટા ગંભીર અને અનેક ડાળાં-પાખડાંવાળા વડની વડવાઇઓ ઉપર ચડયો અને ત્યાં કોઇ એક મોટી ડાળ શોધી તે ઉપર સૂતો અને પેલા સાધુએ ઉચ્ચારેલાં વચનો સંબંધે વિચાર કરવા લાગ્યો. એટલામાં પહોરેક રાત વીતી ગઇ હશે ત્યારે ત્યા વડના થડની બખોલમા માણસની બોલી જાણવામાં કુશળ એવો એક પોપટ આવ્યો. પોપટીએ ઊભી થઇને તેનું સ્વાગત કર્યું અને પૂછયું કે-આજે અહીં આવતાં આટલું બધું મોડું કેમ થયું ? પોપટ બોલ્યોઃ સંસારની વિવિધ ઘટનાઓ ભારે આશ્ચર્યકારી હોય છે અને તે કહી શકાય એવી પણ નથી હોતી. પોપટી બોલીઃ ત્યારે તો તે બધું જરૂર કહેવું પડશે. પોપટ બોલ્યોઃ સાંભળ ત્યારે.

હું આજે ચણ ચરવા માટે સરસ્વતી નદીને કાંઠે પહોંચ્યો હતો. ત્યાં ચોખાના વિશાળ ક્યારામાંથી વિશેષ સુગંધદાર કલમી કણોને ધરાઈ ધરાઇને ચણી પાછા ફરતાં અહીંથી નજીકમાં જ આવેલા એક અશોક વનમાં ત્યાંના એક ઉત્તમોતમ અશોક ઝાડ પાસે પહોંચી તેની ડાળ ઉપર વિસામો લેવા બેઠો હતો તો ત્યાં નીચે જ બેઠેલો અને કોયલના મધુર અવાજને પણ કોરે મૂકે એવા મધુર અવાજથી એક વિદ્યાધર યુવાનને ધર્મોપદેશ કરતો એવો એક શ્રમણ મારા જોવામાં આવ્યો. એ શ્રમણે કરેલા ધર્મોપદેશને લીધે એ વિદ્યાધર યુવક બોધ પામ્યો. પછી, શ્રમણના પગમાં ભક્તિપૂર્વક માથું નમાવીને તે વિદ્યાધર યુવકે પોતાના પૂર્વભવની વાત તેને (શ્રમણને) પૂછી. તે શ્રમણ ભગવંતે જેવી હતી તેવી જ બરાબર તેના (વિદ્યાધરના) પૂર્વભવની હકીકત કહી સંભળાવી. એ સાંભળીને એ યુવાન ખુશ ખુશ થઇ ગયો. આ બધુ જોઇને પોપટ કહે છે કે મને પણ ભારે કુતૂહલ થયું અને હું એ ડાળેથી ઊડીને એ સાધુપુરુષના પગમા જઇને પડયો. અશોકના કૂંણા પાંદડાં જેવી લાલ લાલ હથેળી મારી પીઠ ઉપર ફેરવીને એ શ્રમણ ભગવંતે મને આશીર્વાદ આપ્યો અને પૂછયું કે-હે બચ્ચા ! તારે શું કહેવાનું છે ? હું (પોપટ) બોલ્યોઃ હે ભગવંત !

ખોટાં વચનો બોલવા ચાહે છે. ખોટું બોલવાથી પરિણામે કેટલું બધું કષ્ટ ભોગવવાનું આવે છે અને લોકો પણ કેટલો બધો તિરસ્કાર કરે છે એ વિશે તો તેઓ કશો વિચાર નથી કરતા.

એ જ પ્રમાણે સ્વચ્છંદી લોકો ચોરી કરવા માટે-ખાતર પાડવા માટે-બીજાનું અણદીધું લઈ જવા માટે પોતપોતાનાં પરાક્રમો બતાવવા તુરત જ તૈયાર થઇ જાય છે, પરંતુ તેઓ એ તો જોઈ શકતા જ નથી કે ચોરી કર્યા પછી તુરત જ જેલમાં જવું પડશે વા ઝાડે ટિંગાઇને કે આપઘાત કરીને મરવું પડશે.

વળી, રૂપ અને લાવણ્યમાં મૂઢ થયેલા લોકો સ્ત્રીઓમાં લુબ્ધ થાય છે અને એ રીતે લુબ્ધ થયેલા તેઓ દીવાની શિખા ઉપર પડતા પતંગિયાની પેઠે વિનાશને પામે છે.

ખેતર-વાડી, ધાન્ય, હિરણ્ય વગેરે વગેરે દુન્યવી પદાર્થોમાં એ લોકો મમતાની મજબૂત ગાંઠોવડે એવા તો જકડાઈ જાય છે કે આખરે તેઓ રેશમના કોશેટાની પેઠે પોતાની જાળમાં પોતે જાતે ફસાઇ પડે છે.

વળી, એવા મૂઢ લોકો જ્યાં ત્યાં આત્માના ભારે અને ન મટી શકે એવા શત્રુસમાન એ ઇંદ્રિયોના તે તે વિષયો માટે,-લોહી ઉકાળા કર્યા કરે છે અને તેથી તેઓ આખા શરીરમાં જીવડા પડી ગયેલા કૂતરાની પેઠે ક્યાંય પણ કોઇપણ રીતે શાંતિ પામી શકતા જ નથી.

એ રીતે અનેક પ્રકારની તે તે વિરુદ્ધ પ્રવૃત્તિઓ કરીકરીને મૂઢ લોકો પોતાની જાતે જ પોતાની જાતને વેડફી નાખે છે-હણી નાખે છે. હા ! હા ! મહામોહરૂપ યોદ્ધાનું આ જાતનું માહાત્મ્ય છે.

એ પ્રકારે મધુર સ્વરે સ્વાધ્યાય કરતા એ મહાતપસ્વીને સાંભળીને તે શ્રીગુપ્તે એ વિશે વિચાર કર્યો અને તેણે ધાર્યું કે-અહો ! આ મહાતપસ્વી કેવું સરસ અને અક્ષરશઃ સાચું બોલી રહ્યો છે, તો શું હું તેની પાસે જઇને થોડો વખત વીતાવું ? અને હવે “ મારે શું કરવું જોઇએ ! ” એ બાબત પૂછપરછ કરું. જે આવાં આવા સુવચનો ગાઈ રહ્યો છે તેથી જણાય છે કે તે કોઈ ધાર્મિક પુરુષ હોવો જોઇએ અથવા હું ચોર છું તેથી મારે તો પકડાઇ જવાની બીકને લીધે બધે અવિશ્વાસ જ રાખવો ઘટે. કદાચ આ દેખાતો તપસ્વી પણ મને પકડવા માટે આવું આવું બોલી ન રહ્યો હોય ? જેમનું ભાગ્ય પ્રતિકૂળ છે એવા-ખાસ કરીને અમારા જેવા આમ ગમે ત્યાં વિશ્વાસ કરે તો તેમનું આવી જ બને, માટે અહીંથી હવે જલ્દી પોબારા જ ગણી જાઉં. એમ વિચાર કરીને એ ચોર, ત્યાંથી કોઇ ન સાંભળે એ રીતે ધીમે પગે એક બાજુ જતો રહ્યો અને ત્યાં જ

હે ભગવંત ! જો એ જ તીર્થ ઉત્તમોત્તમ હોય તો હે ભગવંત ! હવે હું ત્યાં જઈને જ અણુસણુ કરીશ. મુનિ બોલ્યાઃ હે પોપટ ! તારી ધારણા–નિર્વિઘ્ને સિદ્ધ થાઓ.

પોપટ બોલ્યોઃ હે પ્રિય પોપટી ! તો આ ભવ અને પરભવમાં તારા જે અપરાધો મેં કર્યા હોય તેની તારી પાસે હું ક્ષમા માગું છું–તેનું મિચ્છામિ દુક્કડં દઉં છું માટે હે સુતનુ ! મારા થોડા પણ અપરાધની તું મને સાચી ક્ષમા આપ. આ રીતે પોપટ અને પોપટી વચ્ચે થયેલી આ બધી વાતચિત બરાબર એકચિત્તે સાંભળીને તે શ્રીગુપ્તને એમ લાગ્યું કે–આ પોપટ જ સાધુજન છે, તેથી તે ( શ્રીગુપ્ત ) પોપટને આમ કહેવા લાગ્યો. હે પોપટ ! તું તિર્યંચ–પંખી છો તો પણ પુણ્યશાળી છો કે જે તેં તે મહાસાધુને સાક્ષાત્ વંદન કર્યું અને તારા બધા સંદેહો ટાળવા પૂછયું પણ ખરૂં.

ત્યારે હું એકલો જ અભાગિયો છું કે જે દુષ્ટબુદ્ધિવાળા એવા મેં તે મહામુનિને મધુરરાગે તે પ્રકારનો સ્વાધ્યાય કરતા નજરોનજર દીઠા, છતાંય હું તેને વાંદી ન શકયો તેમ કશું પૂછી પણ ન શકયો

હે પાપિયા જીવ ! આજ સુધી પણ તેં તારી જાતને આમ ને આમ વેડફી નાખી છે કે જે તેં એવા ચિંતામણિ રત્ન જેવા મુનિ તરફ પણ તિરસ્કારપૂર્વક નજર કરી તેના ઉપર પણ અવિશ્વાસ આણ્યો.

હવે જે થઇ ગયું તે થઇ ગયું. તે વિશે પસ્તાવો કરવાથી શું વળે ? તો હે પોપટ ! તું પોતે કર્તવ્ય અને અકર્તવ્યને બરાબર સમજી ગયેલો છે એથી તું જ મને મારૂં કર્તવ્ય કહી સંભળાવ.

પછી, તે શ્રીગુપ્તને ઉદ્દેશીને પોપટે દેવ, ગુરુ અને ધર્મનાં બધાં તત્ત્વો બરાબર કહી સંભળાવ્યા અને શાસ્ત્રના વચનોને સાંભળવા માટે પ્રયત્ન કરવાથી ઇષ્ટસિદ્ધિ થાય છે એમ પણ સમજાવ્યું.

તે બધાને ખમતખામણાં કરીને એ પોપટ પોતાનું વાછિત સિદ્ધ કરવા માટે પુંડરીકશૈલ તરફ ઊડ્યો અને દુઃખી દુ:ખી થઈ ગયેલો શ્રીગુપ્ત પણ ત્યાંથી ઉઠીને રસ્તા ઉપર જવા નીકળ્યો.

હવે આ તરફ, પોતાના એકના એક પુત્રને નગરજનોએ ફિટકાર–તિરસ્કાર આપી નગરમાંથી કાઢી મૂકેલો છે. તેથી પિતા મહીધર સાર્થવાહને ભારે સંતાપ થયો અને તેથી તેને પોતાને ઘરે રહેવું પણ ભારે વસમું થયું એથી એ મહીધર શેઠ પૈસો પેદા કરવાનું બહાનું કરીને વેપાર નિમિત્તે પોતાને ઘરેથી દેશાંતર જવા નીકળી પડયો

મારા ઉપર પ્રસાદ કરો અને મેં પૂર્વભવમાં એવી કઈ અનુચિત પ્રવૃત્તિ કરી હતી, જેને લીધે આ ભવમાં હું તિર્યંચની યોનિને-પક્ષીના અવતારને પામ્યો છું. સાધુ બોલ્યાઃ સાંભળ.

તું તારા પૂર્વભવમાં **શ્રાવસ્તી** નગરીનો રહીશ હતો. તારી વૃત્તિ ભવ્યાત્મા જેવી હતી તેથી તું સંસારથી ભય પામી ઘરબાર કુટુંબ-કબીલાને તજી દઈ સારા ગુરુની પાસે દીક્ષિત થયો.

દીક્ષિત થયા પછી તું છઠ્ઠ, અઠ્ઠમ વગેરે ઘોર તપ મનમાં કપટ રાખીને તપવા લાગ્યો અને જ્યારે તારો અંતકાળ પાસે આવ્યો ત્યારે પણ તું એ કપટભાવનું પ્રાયશ્ચિત, પ્રતિક્રમણ ન કરી શક્યો, અને એમ ને એમ કપટના સંસ્કારો સાથે કાળધર્મ પામી તું વ્યંતરની યોનિમાં જન્મ પામ્યો.

હે ભલા પોપટ! ત્યાંથી તું કાળધર્મ પામ્યો અને તેં કરેલા એ કપટભાવના દોષને લીધે જ આ જન્મમાં તું પક્ષીની યોનિમાં આવ્યો છું. તારા પૂર્વભવની આ ખરી હકીકત છે તો હવે તને જેમ ઠીક લાગે તેમ કર.

પોપટ બોલ્યોઃ હે પોપટી! એ સાધુ પાસેથી મારા પૂર્વજન્મની વાત સાંભળી હું ભારે ઉદ્વેગ પામ્યો અને મને ત્યાં જ મૂર્છા આવી ગઈ. થોડીક વાર તો જાણે 'હું મરી ગયો છું.' એમ મને લાગ્યું અને પછી મૂર્છા વળતા બોધ પામેલો હું જાગ્રત થયો.

જ્યારે હું સાધુ હતો ત્યારે સૂત્રના જે પાઠને વિચારતો હતો તે પાઠ જાણે કે હું હમણાં જ ન શીખ્યો હોઉં એમ મને લાગવા માંડયું. આ રીતે મારી પૂર્વ જન્મની કથા સાંભળી મારું મન સંસાર ઉપરથી ઊઠી ગયું. મને વૈરાગ્ય આવ્યો અને પછી મેં તે મુનિરાજને આમ કહ્યું.

હે ભગવંત! હવે મારે શું કરવું જોઇએ? હું પોપટ છું. એથી તમારા ચરણોની સેવાને લાયક નથી રહ્યો તેમ સર્વવિરતિધર્મને પાળવાની એટલે કે દીક્ષા લેવાની પણ મારામાં યોગ્યતા નથી રહી. આ પક્ષીના અવતારમાં, મારામાં હવે થોડું પણ કપટ નથી રહ્યું અથવા મમતા નથી રહી. શ્રીજિન ભગવાને કહેલા ધર્મ પ્રમાણે નિષ્કલંક આચરણ કરવાનું આ અવતારમાં મારાથી બની શકે તેમ નથી.

તો હે ભગવન્! તમે મને એવું ઘણું પ્રશસ્ત તીર્થસ્થાન બતાવો કે જ્યાં જઈને હું જૈન શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે મારું જીવન પૂરું કરું. અણુસણ વગેરે કરીને મારા જીવનનો અંત આણું.

મુનિ બોલ્યાઃ હે પોપટ! જ્યાં પુંડરીક પ્રમુખ કરોડો સાધુઓ સિદ્ધિ પામ્યા છે એવા પુંડરીકશૈલ કરતાં બીજું કોઈ તીર્થ ચઢિયાતું નથી

સદાચારી બની ગયો છે એ બધી વાત રાજાને કહી સંભળાવી. રાજાએ પણ તે શ્રીગુપ્તને પોતાની રાજસભામાં મોટી ધામધૂમથી તેડાવ્યો અને રાજસભામાં આવેલા તેનો વિશેષ આદર કર્યો.

પછી તો એ નગરીમાં પોતાના પિતા સાથે રહેતો શ્રીગુપ્ત શ્રી જિન ભગવાનને બતાવેલા ધર્મનું એકમને શુદ્ધ ભાવે બરાબર આચરણ કરતો ધર્મ, અર્થ અને કામ વગેરે એ બધા પુરુષાર્થની પરસ્પર અવિરોધભાવે એ રીતે સાધના કરવા લાગ્યો કે જેથી તે ઉજ્વલ કીર્તિને પામ્યો.

નવાં નવાં શાસ્ત્રોના ભાવોને તે રોજ ને રોજ સાંભળવા લાગ્યો અને જેમ જેમ એ શ્રીજિનવાણીને સાંભળતો ગયો તેમ તેમ તેનો વૈરાગ્યભાવ વધતો ચાલ્યો અને તે, એ પરિસ્થિતિમાં શાસ્ત્રના ભાવોનું વિશેષ વધુ ચિંતન કરવા લાગ્યો.

પછી, પોતાની શક્તિ પ્રમાણે તે શ્રાવકનાં બાર વ્રતો સ્વીકારી તે પ્રમાણે જ પોતાનું વર્તન રાખવા લાગ્યો, અર્થાત્ અત્યારસુધી તો તે, પોતાનાં દેહસુખો વગેરે માટે અમર્યાદ રીતે વર્તતો હતો તે હવે એ માટેની વિવિધ મર્યાદાઓ કરી, તૃષ્ણા ઓછી કરી સંતોષ-પૂર્વક વર્તવા લાગ્યો, તથા પેલા પોપટની વાતને જ યાદ કરતો કરતો તે મહાત્મા, પોતાનો વખત વીતાવવા લાગ્યો.

હવે એક વખતે રાત્રે બરાબર એક સંધ્યા સમયે તે શ્રીગુપ્ત, ચૈત્યવંદન કરી સામાયિકમાં બેઠો હતો ત્યાં બરાબર એ જ વખતે બધી દિશાઓમાં પોતાનો પ્રકાશ ચમકાવતો અને ઇંદ્ર કરતાંય વધારે સૌંદર્યવાન એવો એક દેવ આવી ચડયો. આવીને શ્રીગુપ્તને આદરપૂર્વક પ્રણામ કરીને એ દેવે પૂછ્યું· હે શ્રીગુપ્ત ! તારી આત્મહિતની સાધના વગરવિઘ્ને ચાલી રહી છે ? શ્રીગુપ્ત બોલ્યોઃ દેવ અને ગુરુના પ્રસાદને લીધે, ખાસ કરીને તો પેલા પોપટ મહાશયના પ્રતાપે, મારી સાધના બરોબર વગરવિઘ્ને ચાલી રહી છે. દેવ બોલ્યોઃ વળી, એ પોપટ મહાશય કોણ છે ? તે સાંભળી પોતા ઉપર એ પોપટ મહાશયે જે ઉપકાર કર્યો હતો તે બધી વાત એ શ્રીગુપ્તે વિગતવાર એ દેવને કહી સંભળાવી. દેવે જાણ્યું કે " આ મહાશય મારો કરેલો ઉપકાર ભૂલી નથી ગયા. " તેથી એ દેવ વિશેષ સંતોષ પામ્યો અને બોલ્યોઃ હે શ્રીગુપ્ત ! તું શું એ પોપટરાજને ઓળખી શકે છે ? શ્રીગુપ્ત બોલ્યો· એ મહાશય તો પંચત્વને પામ્યા છે, હવે તો એ કથાશેષ બની ગયો છે એટલે એ તો હવે શી રીતે ઓળખાય ? પછી દેવ બોલ્યોઃ ભાઈ ! હું એ જ પોપટ છું. પોપટના અવતારમાં પેલા મુનિરાજ પાસેથી ધર્મની વાત સાંભળી મેં પુંડરીકગિરિ ઉપર જઈ અણુસણ આદરેલું અને ત્યાં કાળધર્મ પામી હવે હું **સનત્કુમાર** નામના સ્વર્ગમાં

અને ઉત્તરદિશા તરફ જવા ઉપડયો. ઉત્તર દિશાનાં ગામો અને નગરોમાં ફરી ફરીને એ શેઠ પોતાના પુત્ર શ્રીગુપ્તની જ્યાં ત્યાં શોધ કરવા લાગ્યો. એમ કરતાં કરતાં એક વખતે એ સાર્થવાહ ગજપુર સુધી આવી પહોંચ્યો. ગજપુરનો સીમાડો મૂકીને આગળ થોડુંક ચાલીને એ સ્થળે શેઠે પડાવ નાખેલો કે જ્યાં પેલો વનનિકુંજ આવેલો હતો અને એજ વનનિકુંજમાં તેનો પુત્ર શ્રીગુપ્ત પણ હતો. બરાબર એ સમયે જ કર્મ-ધર્મના સંયોગને લીધે એ વનનિકુંજના ઝાડના ઝુંડમાંથી નીકળીને શેઠનો પુત્ર શેઠના પડાવ પાસે આવી પહોંચ્યો. શેઠે એને બરાબર ઓળખી લીધો અને ખૂબ સ્નેહપૂર્વક તે, પોતાના પુત્રને ભેટી પડયો. તે અત્યાર સુધી કયાં કયાં ફર્યો ? અને તેણે શું શું અનુભવ્યું ? એ બધી હકીકત શેઠે એને આદરપૂર્વક પૂછી. પેલા શ્રીગુપ્તે પણ પોતે જ્યારથી પોતાની જન્મભૂમિ વિજયપુરી નગરીમાંથી નીકળ્યો ત્યાંથી માંડીને તેને જે છેલ્લો પોપટનો સમાગમ થયો ત્યાં સુધીની બધી ખરેખરી હકીકત કહી સંભળાવી. એ બધી હકીકત સાંભળીને શેઠની આંખમાં આંસુ ઉભરાયાં અને તે, પોતાના પુત્રે આજ લગી જે જે દુ:ખ અનુભવ્યું તેના આવેગથી ગળગળો થતો બોલ્યો-હે પુત્ર ! તું એમ ન સમજતો કે હું પૈસો પેદા કરવા સારુ વેપાર ખેડવા નીકળ્યો છું. હવે આ સમય કાંઈ મારે સારુ પૈસો પેદા કરવાનો છે ? હું તો ફક્ત તારી શોધ માટે જ આ બહાને નીકળી પડયો છું. જ્યારથી તું ઘરેથી નીકળી પ્રવાસે ચાલ્યો ત્યારથી જ મને ભારે દુ:ખ થતાં અને તેથી જ તને શોધવા માટે આ અવસ્થાએ પણ મેં આ રખડપાટો માંડયો તો હે પુત્ર ! મેં તને અહીં જોયો અને ઓળખી પણ કાઢયો એ બહુ જ સારું થયું. હવે તો તું એવી રીતે સરસ વર્તન રાખ કે જેને લીધે આપણા પૂર્વજોની શરદ્‌ના પૂર્ણચંદ્ર જેવી ઉજળી કીર્તિ ફેલાય. દુષ્ટ લોકોનાં મોઢાં કાળા થઈ જાય. તારી વાત કરતાં દુષ્ટ લોકોનાં મોઢાં બંધ થઇ જાય અને તું સત્પુરુષોની પંક્તિમાં આગળ બેસનારો થઇ જા. શેઠની આ સ્નેહભરી વાણી સાભળી એ શ્રીગુપ્ત બોલ્યો: પિતાજી, હવે આ વિશે વધારે કહેવાથી શું ? અર્થાત્ હું બધું સમજી ગયો છું અને હવેથી મનના દુ:ખને અને શરીરના કષ્ટને એમ અનેક જાતના વિકારોને વધારતા એવા આ બધી જાતના અનીતિના માર્ગને હું આ ક્ષણે જ છોડી દઉં છું. જો કે મારું મન સ્વચ્છંદ છે છતાં તેના ઉપર અંકુશ રાખવાનો અભ્યાસ વધારી વધારીને હું તેને હવેથી સુમાર્ગ જ તરફ જોડવાનો છું.

માટે હે પિતાજી ! તમારે હવે મારો જરા પણ અવિશ્વાસ ન રાખવો. ત્યાર પછી પોતાની સાથે આણેલું બધું કરીયાણું એ સાર્થવાહે ગમે તે ભાવે જેમ આવે તેમ વેચી નાખ્યું, અને પોતાના પુત્રને લઇને સાર્થવાહ પોતાની વિજયપુરી નગરી તરફ જવા માટે ત્યાંથી પાછો ફર્યો. નગરીમાં આવી મહામૂલા ભેટણા સાથે તે શેઠ, પોતાના રાજાના દર્શને ગયો, અને પોતાનો પુત્ર શ્રીગુપ્ત હવે તદ્દન સુધરી ગયો છે અને આપણે ન ધારીએ એવો

દોષ વગરની નિર્મળ આંખ સમાન છે અને બુદ્ધિના મોટા બગીચા માટે એ જ શાસ્ત્રો ચૈત્ર માસ સમાન છે અર્થાત્ ચૈત્ર માસમાં બગીચો જેમ ખીલી નીકળે છે તેમ આ શાસ્ત્રો બુદ્ધિના ગુણોને વિશેષ ને વિશેષ ખીલવે છે, જેથી અંધશ્રદ્ધા-અવિવેક-કુતર્ક અને રૂઢ દુર્ગુણો વગેરેના દોષો આપોઆપ ટળી જાય છે. વળી, એ શાસ્ત્રો કામદેવનો જય કરવા માટે અમોઘ શસ્ત્ર સમાન છે તો એવાં એ શાસ્ત્રોને ભવનો-સંસારનો ભય ટાળવા માટે કોણ ન શીખે ? અર્થાત્ એવાં સુશાસ્ત્રોનો અભ્યાસ કોણ ન કરે ? વા એવાં સત્શાસ્ત્રોને વારંવાર સાંભળવા કોણ ન ઇચ્છે ?

માટે જ જે મહાનુભાવ માનવો સમૃદ્ધિને ઇચ્છતા હોય, નિરંતર પોતામાં ગુણશ્રેણિની અભિવૃદ્ધિ કરવા ચાહતા હોય તેમણે, જેમનાં શ્રવણથી અનેક દુઃખો ટળી જાય છે એવાં શ્રીજિનેંદ્રે કહેલાં શાસ્ત્રોને વારંવાર સાભળવા માટે પ્રયત્ન કરવો જ જોઇએ.

ઇતિ શ્રી કથારત્નકોશમાં શાસ્ત્રશ્રવણના અધિકારમાં શ્રીગુપ્તની કથા સમાપ્ત.



દેવના અવતારમાં અવતર્યો છું અને હમણાં હું તને ધર્મસાધનામાં સ્થિર કરવા માટે અને એક બીજી ખાસ વાત તને જણાવવા માટે તારી પાસે આવ્યો છું. શ્રીગુપ્ત બોલ્યોઃ ઠીક કર્યું, હવે કૃપા કરીને જે બીજી ખાસ વાત મને કહેવાની છે તે તમે કહી નાખો. દેવ બોલ્યોઃ આજથી બરોબર સાતમે દિવસે તું આ માનવલોક છોડી જવાનો છો અર્થાત્ તારું મરણ થવાનું છે, તો તું હવે વિશેષ સારી રીતે ધર્મની આરાધનામાં પુરુષાર્થ કરજે. દેવનું એ કથન સાંભળીને શ્રીગુપ્તે તેને વિશેષ અભિનંદન આપ્યાં અને પછી એ દેવ પોતાને સ્થાને પાછો ફર્યો.

દેવની વાત સાંભળ્યા પછી તુરત જ શ્રીગુપ્ત શ્રી જિનમંદિરોમાં વિશેષ પૂજાપ્રભાવના કરવા લાગ્યો, સકળસંઘની પૂજા કરી અને જીવમાત્રને ખમાવ્યા અર્થાત્ પોતાના અપરાધો બદલ જીવમાત્ર પાસે તેણે ક્ષમા માગી અને પછી દિવ્ય જ્ઞાનવાળા વિજયસૂરિ નામના મુનિરાજ પાસે તેણે સંથારો સ્વીકારી અણસણ માંડયું. સંથારામાં પાંચ પરમેષ્ઠીના નમસ્કારરૂપ નવકાર મંત્રને જ અક્ષુબ્ધભાવે યાદ કરતાં તે કાળધર્મ પામી સ્વર્ગે સીધાવ્યો. આ પ્રસંગે નગરીવાસી લોકોએ તે આચાર્યને પૂછયું: હે ભગવંત! શ્રીગુપ્ત અત્યંત દુષ્ટ અને ક્રૂર આચારવાળો હતો છતાંય તે, આ જાતના વિશુદ્ધ વિવેકને શી રીતે પામ્યો? અર્થાત્ પાછળથી તે કેવી રીતે સુધરી ગયો? એ વિજયસૂરિ આચાર્ય બોલ્યાઃ શાસ્ત્રોને સાંભળી સાંભળીને એવા દુષ્ટ શ્રીગુપ્તમાં પણ પવિત્ર સદાચાર તથા બીજા અનેક સદ્ગુણો આવી ગયા અર્થાત્ શાસ્ત્રનાં શ્રવણ, મનન અને ચિંતનથી અનેક સદ્ગુણોને મેળવી શકે છે માટે તમે બધા પણ હે નગરવાસી લોકો! શાસ્ત્રના શ્રવણ માટે વિશેષ ઉદ્યમ કરજો.

વળી, 'આ સત્ છે, આ અસત્ છે.' એવો વિવેક કરીને જાણે ત્યારે જ માણસના મનમાંથી સઘળી શંકાઓ ટળી જાય છે અને વિશેષ વિવેકનો ગુણ પ્રાપ્ત થાય છે. એમ થવાથી જ સાધક, અશુભ તત્ત્વ કે વિચારને છોડી શકે છે. માણસમાં શાસ્ત્ર સાંભળવાની તીવ્ર વૃત્તિ હોય-શુશ્રૂષા હોય-તો જ તે વિવેકના શુદ્ધ ભાવને પામી શકે છે, માટે મુમુક્ષુ સાધકોએ લેશ પણ ખેદ રાખ્યા વિના-થાક વગર-કંટાળા વગર શાસ્ત્રશ્રવણ માટે વિશેષ પ્રયત્ન કરવો જરૂરી છે.

પ્રાણીઓ પોતે તો જ્ઞાન-સમજ વગરના છે. વળી, આ કળિકાળના પ્રભાવને લીધે કોઇ અતીન્દ્રિય જ્ઞાની પણ નથી સાંપડતો. સંસારમાં સૂર્યની જેવા પ્રખર પ્રભાવવાળો આ શ્રી જિનભગવાનનો ધર્મ ન હોત તો આ અજ્ઞાન માણસો કોણ જાણે કેવાં કેવાં કષ્ટો ન પામત?

શ્રીજિનભગવાને ઉપદેશેલાં શાસ્ત્રો શિવ-નિર્વાણ માર્ગ સુધી પહોંચવા માટે રથ જેવાં છે. એ શાસ્ત્રો જ, દુર્વાદીઓના મોઢાં બંધ કરી શકે છે, મુમુક્ષુઓને સારુ એ શાસ્ત્રો,

જરૂર હોય તો તે પુસ્તકોને ભણવા માટે આપવાં વા ભણનારની કોઈ પણ પ્રકારની અગવડતાઓ જ્ઞાન લેવાની ઉચિત પ્રકારની બધી સગવડ કરી આપવી એ જ્ઞાનદાનનું મોટામાં મોટું લક્ષણ છે.

જે મનુષ્ય પોતે જાતે જ્ઞાન નથી આપી શકતો પરંતુ ભણનારાઓને-જ્ઞાન લેનારાઓને એ પોતે, ઔષધ, વસ્ત્ર, અન્ન વગેરે ભણવામાં પોષણ અને ઉત્સાહ પ્રેરે એવી વસ્તુઓ આપે છે તે પણ પરમાર્થતઃ જ્ઞાનનો જ દાતા છે.

આ બાબત વધારે કહેવાથી શું ? જ્ઞાનના દાનથી કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી મુક્તિ મેળવી શકાય છે. આ વિશે અહીં 'ધનદત્ત' નું ઉદાહરણ છે.

મગધદેશના છોગા સમાન રાજગૃહ નામે નગર છે. શેષનાગની વિશાળ ફણા ઉપર રહેલા મણિ ઉપર જેમ પર-અન્ય કોઇ આક્રમણ કરી શકતું નથી તેમ એ રાજગૃહ નગર ઉપર પર-શત્રુઓ આક્રમણ કરી શકતા નથી. સ્વર્ગમાં બુધ અને ગુરુ વસે છે તેમ આ રાજગૃહ નગરમાં પણ બુદ્ધ-ડાહ્યા માણસો અને ગુરુ-ધર્મગુરુ વસેલા છે તથા એ નગર ઉપર બધા લોકોને અનુરાગ છે એવું એ પ્રાસાદિક અને મનોહર છે. તે નગરમાં, હૈહયકુલરૂપ આકાશમાં ચંદ્ર જેવો, પોતાના શત્રુઓની સ્ત્રીઓને આતંક પેદા કરનારો, ભુવનને આનંદદાયી એવો '**જયચંદ્ર**' નામે રાજા છે. શ્રી કૃષ્ણની જેમ કમળા ભાર્યા છે તેમ તે રાજાને **કમલાવતી** નામે સહજ સ્નેહવાળી ભાર્યા છે. તેઓને બે પુત્રો છે. **વિજયચંદ્ર** અને **ચંદ્રસેન**. એ બન્ને પુત્રો પુરુષોચિત બધી કળાઓમાં પ્રવીણ છે, અને શૌર્ય, ઔદાર્ય, દાક્ષિણ્ય વગેરે અનેક ગુણોથી સુશોભિત છે. તે બન્ને ભાઇઓ એક જ માને પેટે જન્મેલા છે, સગા ભાઈઓ-સહોદરો છે છતાંય કર્મદોષને લીધે તે બન્ને પરસ્પર એક બીજાને સાંખી શકતા નથી-અસહનશીલ છે અને 'હું મોટો, હું મોટો' એવા અભિમાનવાળા છે. એ રીતે પરસ્પરના સંક્લેશવડે તેમના દિવસો વીતે છે.

બીજે કોઈ દિવસે રાજા સભામા બેઠેલો હતો. રાજપુત્રો, મંત્રીઓ, સામંતો અને નગરના બીજા પ્રધાન પ્રધાન નાગરિકો પોતપોતાને ઉચિત સ્થાને બેઠેલા હતા તે વખતે દ્વારપાળે આવીને રાજાને વિનંતી કરી· 'હે દેવ ! લાંબા માર્ગ ઉપર નિરંતર ચાલવાને લીધે થાકી ગયેલા જણાતા, બે પુરુષો હાથમાં લેખ લઇને એકદમ આપનું દર્શન ઇચ્છે છે. આપને મળવા માંગે છે.' રાજા બોલ્યો· તે બન્નેને એકદમ મારી પાસે મોકલી આપો. દ્વારપાળ તે બન્નેને રાજાના પાસે લઇ ગયો. તે બન્ને રાજાને પગે પડ્યા, લેખ આપ્યો. રાજાએ પોતે જ લેખને વાંચ્યો. એમાં લખ્યું હતું કે·—

સ્વસ્તિ. **મગધની** ભૂમિ માટે ચંદ્રસમાન શીતળ એવા **જયચંદ્ર** મહારાજને,

## જ્ઞાનદાન સંબંધે ધનદત્તનું કથાનક.

( કથા ૧૬ મી. )

સિદ્ધાંતોને અને શાસ્ત્રોને સાંભળી સાંભળીને જેમના મનમાં પૂર્ણપણે નિર્મળ વિવેક આવેલો છે એવા માનવો સિદ્ધાંતોનું અને શાસ્ત્રોનું દાન કરી શકે છે એટલે ભણાવી વા સમજાવી શકે છે, માટે હમણાં જ્ઞાનદાન-વિદ્યાદાન સંબંધી વિધિને કહેવાની છે

બધાં દાનોમાં સૌથી પહેલું જ્ઞાનદાન છે, બીજું અભયદાન છે એમ કહેલું છે અને ત્રીજું ધર્મકરણીમાં સહાય આપનારું ઉપષ્ટંભદાન છે.

સ્વ અને પરના સ્વભાવને ઓળખાવનારું એક જ્ઞાન જ છે અને એ રીતે તેનો પ્રભાવ પ્રકટ છે, માટે સૌથી પહેલું, એવા જ્ઞાનને ફેલાવવામાં જ અર્થાત્ જ્ઞાનદાનમાં-વિદ્યાદાનમાં-જ ઉદ્યમ કરવો યોગ્ય છે.

જ્ઞાનનું દાન દેવાથી અર્થાત્ જેને જ્ઞાન દીધું હોય છે તે પ્રાણી પ્રાપ્ત થયેલા જ્ઞાન-દ્વારા બંધ અને મોક્ષના સ્વરૂપને બરાબર જાણી શકે છે તેમજ પુણ્ય અને પાપને બરાબર ઓળખી શકે છે અને તદુચિત કરણી-પુણ્યકરણી તરફ અનુરાગવાળો થાય છે.

જ્ઞાન પામેલો પ્રાણી પાપનો પરિહાર કરે છે, પુણ્યને ઉપાર્જન કરવા ઉદ્યમ કરે છે અને જ્ઞાનરૂપ પ્રકાશની કૃપાવડે આ લોક અને પરલોક એમ બંને લોકોમાં સુખી થાય છે.

કોઇ ને કોઈ હેતુથી બીજાં દાનોનો તો ક્યાંય ને ક્યાંય, ક્યારે ને ક્યારે વિનાશ થઈ જાય છે એમ દેખાય છે ત્યારે જે માનવ, જ્ઞાનનો દાતા છે તેનું જ્ઞાન તો દેતાં દેતાં પણ નિરંતર વધ્યા જ કરે છે, અર્થાત્ જેનું દાન દેવાય તે વસ્તુ ખૂટી જાય છે એવો સાધારણ નિયમ છે ત્યારે દેવામાં આવતું જ્ઞાન જેમ જેમ વધારે દેવાય તેમ તેમ વધ્યા કરે છે એ, જ્ઞાનદાનની ખાસ ખૂબી છે.

જે માનવ જ્ઞાનને આપે છે તેણે બધું જ આપ્યું છે એમ કહેવાય અર્થાત્ આ સંસા-રમાં એવી એક પણ ચીજ બાકી નથી રહેતી જે જ્ઞાન આપનારે જ્ઞાન લેનારને ન આપી હોય. એમ છે તેથી જ્ઞાનદાન જેવો બીજો કોઇ ઉત્તમ પ્રકાર આખાય સંસારમાં નથી.

જે વિદ્યાર્થીઓ વા જિજ્ઞાસુઓ ભણવા માટે ઉપસ્થિત થાય છે તેમને બધા પ્રકારની અનુકૂળતા-સગવડતા કરી આપવી એ જ્ઞાનદાનનો એક ખાસ પ્રકાર છે અર્થાત્ અધ્યાપકે વા ઉપાધ્યાયે પોતે ભણેલાં ગંભીર અર્થવાળાં પુસ્તકોને વંચાવવાં, તેમનું વિવેચન કરી બતાવવું વા તે પુસ્તકોના અર્થો વિશે શ્રોતાઓના મનનું સમાધાન કરી આપવું વા

તેમને રાજ્ય આપવામાં આવે તો પણ લેતા નથી. ક્રમનો ભંગ કરીને સન્માન થતું હોય તો પણ સત્પુરુષો તેને અપમાન જ સમજે છે ત્યારે બીજા સાધારણ માનવ કીટો તો જેમ તેમ કરીને પણ સન્માનને માટે પડાપડી કરે છે. ન્યાયમાર્ગની તુલા ઉપર બેઠેલા-ન્યાયના પલ્લામાં બેઠેલા પુરુષો પણ ન્યાયનો ગમે તે રીતે ભંગ કરે તો હે પુત્ર! ક્ષત્રિયવટની વાત તો દૂર રહી અર્થાત્ એવા ન્યાયને ભંગ કરનારામાં ક્ષત્રિયવટ ક્યાંથી હોય?

રાજાએ પોતાના નાના પુત્રને આ પ્રમાણે સમજાવ્યો તો પણ તે શાંત ન થયો. પછી રાજાના કહેવાથી મંત્રીઓએ રાજપુત્રને કહ્યું: હે રાજપુત્ર! દેવનું વચન કેમ માનતો નથી? અર્થાત્ તેમના વચનથી પ્રતિકૂળ થઈને શા માટે વર્તે છે? આમ કરવાથી તો 'તું' અવિનયી છે.' એવી તારી અપકીર્તિ બધે ફેલાશે, માટે તું એવી અપકીર્તિરૂપ ફેલાતી ધૂળને વિનયના પાણીવડે શા માટે શાંત કરી દેતો નથી? 'અકલંકિત કીર્તિવાળું જ જીવન પ્રશંસાપાત્ર છે.' એ હકીકત, રાજપુત્ર થઈને શું તું નથી સમજતો? આ પ્રમાણે ઘણી ઘણી શિખામણોદ્વારા સમજાવ્યો ત્યારે તે ચંદ્રસેન ન્યાયવર્ગ ભણી વળ્યો. આ તરફ બીજો વિજયચંદ્ર નામે મોટો રાજપુત્ર ચાર અંગોવાળું મોટું સૈન્ય લઈ 'શૈવાલ' રાજા ઉપર ચઢાઈ લઈ ગયો. ક્રમે ક્રમે પ્રયાણ કરતો કરતો તે, પોતાના દેશના સીમાડા સુધી પહોચી ગયો. ત્યાં રહેનારા સામંત વગેરેને બોલાવ્યા અને દૂત મોકલીને શૈવાલ રાજાને આ પ્રમાણે કહેવરાવ્યું:

પૂરતું બળ ન હોય અને લડવાને તૈયાર થવું એ મોટી ભૂલ-દૂષણ છે. એવી સ્થિતિમાં તો લડ્યા કરતા નમી જવું એ જ ભૂષણ છે, તો જો! તું તારી જાતે વિચાર કરીને જે યોગ્ય લાગે તે કર.

રાજા શૈવાલે કહેરાવ્યું: જેઓ રણસંગ્રામથી ડરનારા છે તેઓ ન્યાયમાર્ગમાં બહાનાની વાતો કરે છે. હાથીના ટોળા સામે સિંહને નીતિનો માર્ગ કોણ બતાવી શકે તેમ છે? તેથી તું રણસંગ્રામ માટે સજ્જ થઈ જા અને તારું પોતાનું ઉત્કૃષ્ટ પરાક્રમ બતાવ. મારી પાસે પૂરતું બળ છે કે નહીં એ હકીકત તો રણસંગ્રામ ચોક્કસપણે કહી દેશે.

રાજા શૈવાલનું આ કહેણ સાભળીને દૂત પાછો ફર્યો અને તેણે, શૈવાલે મોકલેલું કહેણ રાજપુત્રને જણાવ્યું. રાજપુત્રે યુદ્ધ માટે પ્રયાણ કર્યું. બન્નેના લશ્કરો એક બીજા થોડે થોડે અંતરે પાસે આવી પહોંચ્યા. એ બન્ને લશ્કરોએ ક્ષત્રિવટને ધારણ કરી, પોતાના સ્વામીની કાર્યસિદ્ધિ માટે શસ્ત્ર-અશસ્ત્રના ઘાને પણ આદર સાથે ઝીલ્યા. એ લશ્કરોની પરસ્પર ભીડને લીધે અને રણવાદ્યના જોરશોર સાથે વાગવાને લીધે એવો અવાજ ઊછળ્યો કે કાયરો કંપી ગયા. રણસંગ્રામમાં કુંતાના અણીના ઘાને લીધે હાથીઓ ઘૂમવા લાગ્યા,

ગંગાની આસપાસના પ્રદેશમાં વ્યવસ્થા માટે અધિપતિપણે નીમેલો, હંમેશા આપના આદેશ પ્રમાણે વર્તનારો કુરુદેવ પંચાંગ પ્રણિપાતપૂર્વક નમસ્કાર કરીને વિનવે છે કે, આપના ચરણોની કૃપાથી કુશળ છે. ફક્ત, "શૈવાલ નામે સીમાડાનો રાજા સીમાડાના ગામને રંજાડીને આપના દેશમાં ઉપદ્રવ મચાવે છે." આ હકીકત જણાવવા આ લેખ મોકલ્યો છે. હકીકત જાણીને આપ કહો તે પ્રમાણરૂપ માનીને અમે તેને અનુસરીશું.

આ સમાચાર વાંચીને રાજાની આંખમાં લાલાશ આવી ગઇ. કેમ જાણે અકસ્માત સંધ્યા કરી બતાવતો ન હોય એવો તે ક્રોધને લીધે રાતોચોળ થઇ વિશેષ પ્રકુપિત થતો તે રાજા-બોલ્યોઃ અરે ! અરે ! જુઓ તો ખરા, આ દુષ્ટ શૈવાલ બાળકની પેઠે શું કરવા તૈયાર થઇ ગયો છે ? એ તો સૂતેલા સિંહના માથાની ટોચ ઉપર ખંજવાળવા જેવી બાલચેષ્ટા કરે છે.

ઘણા હાથી, ઘોડા, ઉત્તમ રથો, શૂરવીર ભટો તથા બીજા મિત્ર રાજાઓ જેમાં ભેગા થયેલા છે એવી મોટી સેનાને બહાર તૈયાર કરો. આ રીતે આવેશપૂર્વક બોલતા રાજાને સભામાં બેઠેલા રાજપુત્રોએ વિનંતી કરીઃ હે દેવ ! આપ આ રીતે શા માટે કોપ કરો છો ? જલ-પાણીના સહવાસથી ઉન્મત્ત બનેલી સેવાળ જેવા જલ-જડના સંસર્ગથી બેફામ બની ગર્વિષ્ઠ બનેલા બીચારા શૈવાલ ઉપર આ શ્યો કોપ ? તે બીચારાની ઉપર વળી કોપ હોય ? અમને આજ્ઞા આપો એટલે તેનો ગમે તેવો વધારે ઉન્માદ હશે તો પણ તેના ચૂરેચૂરા કરી નાખીશું. જે કામ માટે સેવકો તૈયાર હોય તે કામ માટે સ્વામીએ પોતે જ જાતે શા માટે તકલીફ લેવી ?

એ પ્રમાણે રાજપુત્રની વિનંતિને સાંભળીને રાજાએ પોતાની નજર મંત્રીઓ તરફ નાખી. ઇંગિતને અને આકારને સમજનારા કુશળ પ્રધાનોએ રાજાને કહ્યુંઃ હે દેવ ! રાજપુત્રોએ ઠીક જ કહ્યું છે. રાજપુત્રો સિવાય બીજો કોણ એવો કુશળ છે જે પ્રસંગોચિત વાત કરી જાણે-કરી શકે ? પછી રાજાએ મોટા પુત્ર વિજયચંદ્રને આજ્ઞા કરી અર્થાત્ તેને લડવા જવાનો આદેશ કર્યો. આ સાંભળીને નાના પુત્ર ચંદ્રસેનને ક્રોધ આવ્યો. ક્રોધને લીધે ભવાં ખેંચાવાથી તેનાં કપાળમાં કરચલીઓ પડી ગઇ અને તે, ગુસ્સામાં ને ગુસ્સામાં સભામાંથી બહાર ચાલ્યો ગયો. આ બનાવથી સભામાં ક્ષોભ થઇ ગયો અને તેને રાજાએ માંડ માંડ પાછો વાળી સભામાં બેસાડયો અને કહ્યુંઃ હે વત્સ ! તું આમ શા માટે કોપ કરે છે ? શું તું લોકસ્થિતિને-લોકવ્યવસ્થાને જાણતો નથી ? ગુણવાળો મોટો પુત્ર વિદ્યમાન હોય ત્યાંસુધી નાના પુત્રને આજ્ઞા કરવી યોગ્ય નથી.-આ મર્યાદા છે. તમે બન્ને સગા ભાઇઓ છો છતાં આશ્ચર્ય થાય છે કે તું આવું માત્સર્ય દાખવી રહ્યો છે. આ તો શું છે ? પરંતુ મોટો ભાઈ વિદ્યમાન હોય ત્યારે તેને પિતા સમાન સમજનારા નાના ભાઇઓ

દૂતનું ઉક્ત કથન સાંભળીને રાજા **શૈવાલ** બોલ્યોઃ હે દૂત ! તારો સ્વામી જ સ્વચ્છંદી છે તેથી જ તે આમ જેમ તેમ બોલે છે. ખરી વાત તો એ છે કે–આ માટે મને શા માટે કાંઇ કહેવું જોઇએ ?

આ રાજપુત્ર તો બિચારો નિર્દોષ છે, એકલો એમનો પિતા–રાજા જ દોષવાળો છે જે આવા નાનાઓને પણ યુદ્ધક્ષેત્ર ઉપર મોકલે છે.

રાજપુત્રો દુઃશિક્ષિત છે, બહુ બોલકા છે અને તદ્દન વિનય વગરના અત્યંત દુર્વિનીત છે એટલે તેમને સુશિક્ષિત, નમ્ર અને વિનીત કરવા સારુ યુદ્ધમાં મોકલવાને મિષે અહીં ધકેલે છે, અર્થાત્ યુદ્ધનું બીજું બહાનું લઇ તેમને શિક્ષિત કરવા સારુ–શીખવવા માટે–તેમને કાંઈ શિખામણ મળે એ નિમિત્તે અહીં મોકલતો લાગે છે એમ માનું છું. તાત્પર્ય એ કે–દુઃશિક્ષિત રાજપુત્રો આ બહાને શીખે એ માટે રાજા તેમને અહીં મોકલતો જણાય છે, બાકી એઓ યુદ્ધને લાયક જ નથી. તેથી હે દૂત ! તું જા અને તારા રાજાને કહે કે–બાળકને જીતવો એમાં તો મારી નિંદા થવાની. ખરી રીતે તારા પિતા સાથે યુદ્ધ કરવું એ મારે માટે વિશેષ ઉચિત છે.

રાજા શૈવાલનું કહેણ લઇને દૂત પાછો ફર્યો અને રાજપુત્ર પાસે પહોંચ્યો. જે હકીકત શૈવાલે કહી હતી તે બધી દૂતે રાજાને જણાવી. એ સાંભળીને **ચંદ્રસેન** વિચારવા લાગ્યો.–અહો ! મેં જે કહેણ મોકલેલું તે વગરવિચાર્યું હોઇ અનુચિત લેખાય એવું હતું ત્યારે આ સામો શત્રુ છતાં તેણે કેવુ સુપ્રસન્ન અને ઉચિત કહેણ મોકલાવ્યું છે ?

" શત્રુ પાસેથી પણ તેઓના શત્રુના પણ ગુણો ગ્રહણ કરવા " એ વાત ખરી છે તો દૂતદ્વારા જે મેં મારો ઉત્કર્ષ પ્રકટ કરાવ્યો તે મેં અયુક્ત કર્યું. **સારા કુલમાં જન્મ પામેલાઓ માટે પોતાની પ્રશંસા કરવી એ વિશેષ શરમભરેલી વાત છે.** કહ્યું છે કે—

ગૌરવશાલી મનુષ્યો ઘણું થોડું થોડું બોલે છે અને તેમનાં કાર્યો ભારે વિસ્તારવાળાં હોય છે. એ જાતની મોટા માણસોની અદ્ભુત પ્રવૃત્તિ વિબુધ લોકોને વિસ્મય ઉપજાવનારી છે. ત્યારે અમારી જેવા મુગ્ધ માનવો તેવા પ્રકારનાં કાર્યો કરવામાં અકુશળ હોવા છતાં પોતાની જાતને પોતે જ વખાણતા એવા વિફલ મનવાળા કેવી રીતે વિડંબિત કરે છે ?

તેથી **શૈવાલ** રાજા મારો શત્રુ છે છતાં એ ગુણવાન છે એમ મને લાગે છે માટે તેની સાથે જેમ તેમ યુદ્ધ કરવું પાલવે તેમ નથી. **વગર વિચાર્યે કરેલી પ્રવૃત્તિ વિષ કરતાં પણ વધારે ભયાવહ છે,** એમ વિચારીને રાજપુત્ર ચંદ્રસેન એકાંતમાં વિચારવા લાગ્યો, અને બધા પ્રધાનોને બોલાવ્યા. તેમને પોતાનો સર્વ અભિપ્રાય જણાવ્યો. એ વિશે

મોટી મોટી મોગરીઓના સજ્જડ ઘાને લીધે ઉત્તમ રથો પણ છિન્નભિન્ન થઇ ગયા, રણ-સંગ્રામમાં બન્ને બાજુના હજારો શૂરો કપાઇ ગયા. એ રીતે એ બન્ને લશ્કરો લાંબા વખત સુધી રણસંગ્રામમાં પ્રવર્ત્યાં. હવે ભવિતવ્યતાને યોગે અર્થાત્ 'જે બનવાનું હોય તે બને છે.' એ યોગે રાજપુત્ર **વિજયચંદ્રનું** લશ્કર હારી ગયું, પરાજય પામ્યું અને જેને જેમ ફાવે તેમ પલાયન કરી ગયું. **વિજયચંદ્ર** પોતે રણસંગ્રામમાંથી પાછો ફરવાનું નહીં ઇચ્છતો હતો છતાં તેને ગમે તેમ સમજાવીને મંત્રીઓએ પાછો વાળ્યો.

આ બધી હકીકત રાજાએ સાંભળી, વિજયચંદ્રને અણાવ્યો, પાછો બોલાવ્યો અને પોતે જાતે જ જવાની તૈયારી કરી. બરાબર આ વખતે નાના પુત્ર **ચંદ્રસેને** ઊઠીને રાજાને કહ્યું: હે રાજન્! પહેલાં પણ તમે મને અટકાવ્યો હતો તો હવે આ વખતે તમારે મને કશું કહેવાનું નથી-અટકાવવાનો નથી. મને જવાની આજ્ઞા આપો. આ વખતે રાજાને મંત્રીઓએ કહ્યું હે દેવ! પહેલાં પણ મહામુશીબતે નાના રાજપુત્રને રોકી શક્યા હતો તો હવે આ વખતે રાજપુત્રના સ્નેહનો ભંગ કરવો ઉચિત નથી. વધારે હાથી, ઘોડા, રથો અને યોદ્ધાઓ આપીને તેને ઉત્સાહિત કરી રણસંગ્રામમાં જવાની રજા આપો. રાજાએ આ વાત સ્વીકારી અને **ચંદ્રસેનને** રણસંગ્રામમાં જવાનો આદેશ આપ્યો. ચંદ્રસેને, પોતાના મોટા ભાઇ કરતા વધારે લશ્કર, હાથી, ઘોડા વગેરેને લઇને સંગ્રામ માટે પ્રયાણ કર્યું. નિરંતર પ્રયાણો કરતો કરતો તે, **શૈવાલ** રાજાની સીમાડાની ભૂમિ સુધી પહોંચ્યો. મોકલવાનો ખાસ સંદેશો સમજાવીને દૂતને **શૈવાલ** રાજા પાસે મોકલ્યો. દૂતે જઇને રાજાને કહ્યું.

હરણો સાથેના સંગ્રામમાં પણ દુર્ભાગ્યને લીધે-કમનશીબીને લીધે કોઇ પણ રીતે સિંહ પાછો પડયો અને ભાગી ગયો એટલા માત્રથી જ શું તે જીતી શકાય એમ છે?

જરઠ સર્પોની ફણાઓના ઘાને લીધે ગરુડની ચાંચ કોઇ પણ રીતે ભાંગી ગઇ અને તે પાછો પડયો તો એટલા માત્રથી શું સર્પો વિજયી બની શકે છે?

અગ્નિ પાણીથી હણી શકાય એવો છે અર્થાત્ અગ્નિ અને પાણી વચ્ચે જાતિવૈર છે, કુલવૈર છે; છતાંય અગ્નિનો ગોત્રજ ભાઈ વડવાનલ સમુદ્રના પાણીને બાળી બાળીને, તે કુલવૈરને વહે છે, તેનો ઉત્તર આપે છે તે સૌ કોઈ જોઈ શકે છે.

પ્રમાદવાળા મારા મોટા ભાઇને તેં ગમે તે રીતે હરાવ્યો એટલા માત્રથી તું વિજયી બન્યો છે એમ સમજીને એ વિશ્વાસે નિરાંતે ન બેસતો.

તો હવે પ્રમાદને તજી દઇને તું રણસંગ્રામ માટે તૈયાર થઇ જા. પાછળથી લોકો સામે એમ ન બોલતો કે છળ કરીને મને હરાવી દીધો છે.

રાજા શૈવાલ ક્રોધે ભરાયો. તેણે પોતાનું ચતુરંગ સૈન્ય સજ્જ કર્યું, જ્યોતિષીઓને બોલાવ્યા, વિજયયાત્રાના યોગને લગતું લગ્ન કઢાવ્યું-મુહૂર્ત જોવરાવ્યું અને જ્યોતિષીઓ તરફ નજર માંડી અર્થાત્ કાઢેલું મુહૂર્ત બરાબર છે કે કેમ ? એવી જિજ્ઞાસા સાથે રાજાએ નવા આવેલા જ્યોતિષીની તરફ જોયું. નવા આવેલા જ્યોતિષીએ કહ્યું-હે દેવ ! વિશ્વાસુ જને-જ્યોતિષીએ કાઢી આપેલા લગ્નમાં 'દોષ છે.' એમ કેમ કહેવાય ? રાજા બોલ્યોઃ સાચી વાત કહો. જ્યોતિષી બોલ્યોઃ જો મને પૂછતા હો તો આ સમયે વિજયયાત્રા કરવી યોગ્ય નથી, કાઢી આપેલા લગ્નનું એવું બળ છે કે તમે અહીં રહો તેમાં જ તમારો વિજય છે એમ મારી નજરે દેખાય છે. બાકીના જ્યોતિષીઓ બોલ્યાઃ જ્યારે દેશ ઉપર હુમલો થતો હોય-દેશ લૂંટાતો હોય ત્યારે અહીં બેઠા બેઠા વિજય કેમ થઇ શકે ? આગંતુક નવો આવેલો જોશી બોલ્યોઃ જો મારા કથનમાં વિશ્વાસ ન આવતો હોય તો માત્ર પાંચ દિવસ સુધી રાહ જુઓ અને પછી જેમ ઠીક લાગે તેમ કરો. રાજાએ આ વાત સ્વીકારી અને રાહ જોવાનું કબૂલ કર્યું.

ચંદ્રસેનના પક્ષના ચર જોશીએ પણ તે જ વખતે એક ગુપ્ત ચરપુરુષદ્વારા ચંદ્રસેનને કહેવરાવ્યું કે-તમારે હમણાં કપટયુક્ત કલેશ કરવો અને તેમ કરીને પરમાર્થ-ખરી હકીકતને સમજાવેલા વૈરસિંહ વગેરે કેટલાક સામંતોને શૈવાલ રાજા તરફ મોકલવા અર્થાત્ એ સામંતોનો તિરસ્કાર કરીને તેમને પડાવમાંથી હાંકી કાઢવા. રાજપુત્ર ચંદ્રસેને તે ચરના કહેવા મુજબ બરાબર બધું કર્યું. કપટયુક્તિને સમજેલા અને ઉત્તમ સ્વામી-સેવાને ધારણ કરનારા વૈરસિંહ વગેરે તે સામંતોએ પણ પ્રસંગનું સ્વરૂપ સમજી રાજપુત્રે જેમ કહ્યું તેમજ આબાદ બધું કર્યું અર્થાત્ તેમણે પોતાના પ્રધાન પુરુષોને રાજા શૈવાલ પાસે મોકલીને એમ કહેવરાવ્યું કે-અમને બધા સામંતોને આ છોકરમત-વાળા રાજપુત્ર ચંદ્રસેને ભારે સતાવ્યા છે માટે અમે આપની સેવામાં રહેવા ઇચ્છીએ છીએ. આ હકીકત સાંભળી રાજાએ સંધિવિગ્રહને બોલાવી મંગાવ્યો અને કહ્યુંઃ અરે ! શત્રુપક્ષમાં ભળી ગયેલા આ સામંતો કેવા પ્રકારના છે ? તમારા ચરપુરુષોએ એમના સંબંધમાં કોઈ બાતમી અથવા એમની કોઇ પ્રવૃત્તિના સમાચાર આણ્યાં છે ? તેણે કહ્યુંઃ હે દેવ ! આજે અમારા બાતમી આણનારા ચર પુરુષો આવનારા છે. તેઓ આવ્યા પછી તેમની સાથે મંત્રણા કરીને જે હકીકત ખરી હશે તે હું આપને કહીશ. આમ વાત થયા પછી રાજા શૈવાલે સંધિવિગ્રહિકને વળાવ્યો અને તે પોતાને સ્થાને ગયો. રાજા શૈવાલના સંધિવિગ્રહિકને વિપક્ષના ગુપ્તચરે ઠગ્યો હતો અર્થાત્ સંધિવિગ્રહિક એ ગુપ્તચરની અસર તળે હતો તેથી તે(સંધિવિગ્રહિક) મંત્ર(ગુપ્ત વિચારણા)ના બળે જે જોયેલું અને સાંભળેલું હોય તે બધું રોજ વિપક્ષના ગુપ્તચરને કહ્યા કરે છે અને એ રીતે તેણે આજે પણ આવતાંવેંત પોતાની સાથે રાજાની જે વાતચીત થઈ હતી તે બધી શત્રુના ગુપ્તચરને

પ્રધાનોએ વિચાર ચલાવ્યો, અને તેઓએ રાજપુત્રને કહ્યું તમે જે કહો છો તે સાચું છે માટે શૈવાલ રાજાની પરિસ્થિતિ સમજવી જોઇએ અને તે માટે આપણા અત્યંત વિશ્વાસુ ચરપુરુષોને તેને ત્યાં મોકલવા જોઈએ. તે ગુપ્તચરો ત્યાં જઇને શૈવાલ રાજાની પાસે હાથી, ઘોડા, વગેરેની કેટલી સામગ્રી છે? સામંતો તેના અનુરાગી છે કે તેનાથી નાખુશ છે? તેની પાસે જવાનો અને બેસવાનો કયો સમય છે? તેના કિલ્લાઓમાંથી તેમ જ જલમાર્ગોમાંથી નીકળવાના અને તેમાં પેસવાના કયા કયા ખાસ માર્ગો યોગ્ય છે? એ બધું જાણી લાવે અને પછી તે પ્રમાણે સામ, ભેદ, દામ અને દંડ વગેરે નીતિશાસ્ત્રોક્ત ઉપાયોને શૈવાલ રાજા ઉપર અજમાવવા. આ બધી મંત્રીઓએ કહેલી હકીકત રાજપુત્રે સ્વીકારી.

હવે શૈવાલ રાજાની બધી પરિસ્થિતિ જાણી લેવા વિવિધ પાખંડીઓના વેશ લઇને તૈયાર થયેલા એવા ગુપ્ત ચરપુરુષોને શૈવાલની પાસે મોકલ્યા. તેઓમાંનો એક તો **સામવેદ**પાઠી બન્યો અને તે રાજાનો પુરોહિત થઇને રહ્યો, બીજો મંત્રવાદી થઇને ગયો અને તેણે રાજાને ત્યાં સંધિવિગ્રહકની જગ્યા સ્વીકારી, ત્રીજો વળી નૈમિત્તિક થઇને પહોંચ્યો અને તે પ્રધાનોને ત્યાં ચોંટ્યો. ચોથો જોશી બની રાજાની પાસે જ રહ્યો. આમ આ ચારે કુશળ ગુપ્તચરો શૈવાલને ત્યાં જઈ પોતપોતાનાં કામમા લાગી ગયા. એ ચારે, સમયાનુસારે ક્યાં કેમ બોલવું તે બરાબર સમજનારા હતા. મુખ વગેરેના આકારનો ભાવ અને ઇંગિત વગેરેના સંકેતોને સમજવામાં પણ વિશેષ કુશળ હતા તથા તેમનું હૃદય કોઇ નિપુણ પુરુષ પણ ન જાણી શકે એવા તેઓ ગંભીર હતા. એવા એ ચારે ચરનરો પોતપોતાની પ્રવૃત્તિમાં સાવધાનીથી પ્રવર્તતા, થોડા જ દિવસોમાં રાજા, પ્રધાન વગેરેના એવા અંતરંગ માણસ જેવા બની ગયા- જાણે તેઓ તેમને ત્યાં પરંપરાથી જ રહેતા ન આવ્યા હોય એમ તેઓને લાગ્યું. પોતપોતાની પ્રવૃત્તિઓનો રોજનો યથાર્થ હેવાલ તે ચારે ગૂઢચરો, બીજા પોતાના ગુપ્તચરોદ્વારા રાજા **ચંદ્રસેનને** રોજ ને રોજ મોકલવા લાગ્યા અને આ રીતે દિવસો ઉપર દિવસો જવા લાગ્યા.

રાજપુત્ર ચંદ્રસેનને મંત્રીઓએ કહ્યું: આપણા અને શત્રુના બળની-સેના વગેરેની- શક્તિની તુલના કર્યા પછી યુદ્ધ વગેરેની વિશેષ પ્રવૃત્તિ શરુ કરવી યોગ્ય ગણાય. જ્યાં સુધી એ કામ ચાલે છે? તે દરમિયાન અને રાજા શૈવાલ તરફ કોઇ પ્રકારનો વિશેષ ઉદ્યમ કરવાનો-યુદ્ધ વગેરેની પ્રવૃત્તિનો સમય આવતાં સુધી આપણે એ રાજા શૈવાલના બહારના પ્રદેશો ઉપર હુમલો કરવો જોઇએ. એમ કરવાથી એ પ્રદેશનો ભોગવટો કરનારા સામંતો વગેરે આપણી સેવામાં આવશે અને તેથી શૈવાલ રાજા ઉપર પણ એક પ્રકારનો હુમલો લઇ જવાયો છે એમ પણ થશે. ત્યારપછી રાજકુમાર ચંદ્રસેને એ પ્રદેશો ઉપર શીઘ્રવેગી ઘોડેસ્વારો મોકલ્યા અને તે પ્રદેશોને લૂંટી લેવા માંડ્યા અર્થાત્ પ્રદેશોમાં આવેલાં ગામ અને નગરોમાં લૂંટ ચલાવવા માંડી. પોતાના તાબાના પ્રદેશો ઉપર હુમલો થયેલો જાણી

ઓને, ઘોડાઓને તથા બીજા પાયદળ વગેરેના લોકોને જુદા જુદા અનેક પ્રકારના રોગો થઇ આવ્યા. આ પ્રકારે પોતાના ગુપ્તચરોની યોજનાદ્વારા રાજપુત્ર ચંદ્રસેને નિર્વિઘ્ને રાજા શૈવાલનો દેશ તાબે કર્યો અને સામંતોને તાબે કર્યા.

હવે બીજે વખતે ચંદ્રસેનના ગુપ્તચરોએ કહેવરાવ્યું કે-હમણાં ચડાઈ કરવાનો મોકો છે માટે શીઘ્ર રાજા શૈવાલ ઉપર ચડાઇ કરી દેવી જોઇએ. આ બાતમી મળવાથી ચતુરંગી સેના સાથે રાજપુત્ર ચંદ્રસેને હુમલો કરી રાજા શૈવાલને રુંધ્યો-ઘેરી લીધો. બંને બાજુની સેનાઓ પરસ્પર લડવા લાગી અને સામસામા ઘા કરવા લાગી. વૈરસિંહ વગેરે સામંતોએ રાજા શૈવાલને ઉત્સાહિત કરતાં જણાવ્યું કે-હે દેવ! તમે પાછળ થાઓ, આ છોકરવેજા શું કરવાની હતી? આમ જણાવી તેઓએ શત્રુઓ તરફ ઘા કરવા શરુ કર્યા એટલામાં ચંદ્રસેન પાસે આવી ગયો. બરાબર આ વખતે વૈરસિંહ વગેરે સામંતોની સેનાએ અને ચંદ્રસેનની સેનાએ રાજા શૈવાલને બરાબર અંદર લઇને ઘેરી લીધો અને સતત છોડેલાં બાણ, ભાલાં, નારાચ તથા ક્ષુરપ વગેરે શસ્ત્રોદ્વારા રાજા શૈવાલને ઢાંકી દેવામાં આવ્યો. એ વખતે રાજા શૈવાલના છત્રનો દાંડો કપાઈ જવાથી માથા ઉપરનું તેનું છત્ર પડી ગયું, તેના રથ ઉપરની રંગબેરંગી ધ્વજા-પતાકાઓ કપાઈ ગઇ, તેના અંગરક્ષકો મરાઈ ગયા છતાં અર્થાત્ રાજપુત્ર ચંદ્રસેને રાજા શૈવાલની આવી દીનદશા જોઇને પણ તે, તેના ગુણોથી ખુશ થયેલો હતો તેથી તેણે પોતાના સેનાપતિઓને કહ્યું કે-જો જો સેનાપતિઓ! હવે જે, રાજા શૈવાલ ઉપર ઘા કરે તેને મહારાજાની આણ છે અને મારા શરીરના સોગન છે. આ હકીકત રાજપુત્ર ચંદ્રસેને ઢોલ વગડાવીને જાહેર કરી. ચંદ્રસેનની ઘોષણા સાંભળીને ઢાલ વગેરે દ્વારા ચાંપીને રાજા શૈવાલને જીવતો જ પકડી લીધો, અને સપ્તાંગ રાજલક્ષ્મી સાથે તેને જીવતો ને જીવતો રાજપુત્ર ચંદ્રસેનને સોંપી દીધો.

રાજપુત્ર ચંદ્રસેને, રાજા શૈવાલને જીવતો પકડીને પોતાના પિતા પાસે પહોંચવાનું નક્કી કર્યું. અખંડ પ્રયાણો કરતો કરતો તે પોતાને નગરે પિતા પાસે પહોંચ્યો. ચંદ્રસેન આવ્યાની વધામણી તેના પિતા રાજા જયચંદ્રને પહોંચાડવામાં આવી. ભારે ધામધૂમ સાથે રાજપુત્ર ચંદ્રસેને રાજભવનમાં પ્રવેશ કર્યો અને સાથે આણેલા રાજા શૈવાલની યથોચિત પ્રતિપત્તિ કરીને તેને પોતાના પિતા રાજા જયચંદ્રને સોંપી દીધો અને પિતાને સવિનય વિનંતિ કરતો ચંદ્રસેન બોલ્યો· હે દેવ! રાજા શૈવાલ શત્રુ છે છતાં તેનામાં ભારે ગુણો છે તેથી તે અમારે સારુ એક ગુરુ સમાન છે માટે આપે પણ તેની તરફ મહાપ્રસાદભરી દૃષ્ટિ રાખવી ઉચિત છે. પોતાના પુત્ર ચંદ્રસેનની શૈવાલ તરફની આદરવૃત્તિ જાણીને રાજા જયચંદ્રે પણ શૈવાલની તેના ગુણોને લીધે ભારે કદર કરી અને તેને સારી રીતે સન્માન આપી તેની ગાદી તેને પાછી સોંપી દીધી અને રાજા શૈવાલને પોતાને સ્થાને વળાવ્યો.

કહી સંભળાવી. કાર્યના મહત્ત્વને સમજનાર પેલા ગુપ્તચરે તે સંધિવિગ્રહિકને કહ્યું: હે સંધિવિગ્રહિક ! 'વૈરસિંહ વગેરે સામંતો રાજાની સેવા સ્વીકારવાના હોય તો પછી રાજપુત્ર **ચંદ્રસેન** પણ આપોઆપ રાજા શૈવાલનો દાસ થશે.' એમ તારે રાજા શૈવાલને જણાવવું. અને વધારામાં એમ પણ સમજાવવું કે 'ચંદ્રસેને આધીન કરેલા સામંતો રાજા શૈવાલના સેવક ત્યારે જ થઇ શકે જ્યારે ચંદ્રસેનના હાથ હેઠા પડ્યા હોય અર્થાત્ જો સામંતો રાજા શૈવાલની સેવા સ્વીકારે તો ન છૂટકે ચંદ્રસેન પણ રાજા શૈવાલનો સેવક થવાનો.'

બરાબર આવે પ્રસંગે રાજા શૈવાલ તરફથી મોકલવામાં આવેલા બીજા ચર પુરુષો આવી પહોંચ્યા અને તેમણે શત્રુના લશ્કર વગેરે વિશે જે જે બાતમી મેળવી હતી તે બધી રાજા શૈવાલના સંધિવિગ્રહિકને જણાવી. પછી સંધિવિગ્રહિકે એ ચરપુરુષોની રાજા સાથે મુલાકાત કરાવી ત્યારે એ ચરપુરુષોએ રાજાને કહી સંભળાવ્યું કે-હે દેવ ! વૈરસિંહ વગેરે સામંતોનો રાજપુત્ર **ચંદ્રસેને** કઠોર વચનો સંભળાવીને ભારે તિરસ્કાર કર્યો છે અને 'તમારે મારી સેનામાં ન રહેવું' એમ કહી તેમને નસાડી મૂક્યા છે અને 'તેઓ નિર્વાસિત કરેલા છે.' એ જાતની હકીકત રાજપુત્ર ચંદ્રસેને ઢોલ વગડાવીને જાહેર કરેલી છે. પોતાના ગુપ્તચરો પાસેથી આ હકીકત સાંભળી રાજા શૈવાલે કહ્યું કે-હે સંધિવિગ્રહિક ! આમાં-આ પ્રસંગે-શું કરવું યુક્ત છે ? સંધિવિગ્રહિક બોલ્યો: દેવ ! તે નિર્વાસિત કરેલા સામંતોને તમારે જરૂર આદર આપવો જોઇએ, તેમના દ્વારા શત્રુપક્ષની ખરી હકીકત આપણને મળી શકશે અને તેમ થવાથી આપણે શત્રુનો પરાજય સહજમાં કરી શકીશું. પેલા સંધિવિગ્રહિકની હકીકત સાંભળી રાજા શૈવાલે તે સામંતોને તેડાવ્યા અને પારિતોષિક આપીને તેમનું સન્માન કર્યું. હવે રાજપુત્ર ચંદ્રસેનના જે ચરે નૈમિત્તિકનો વેશ લીધો હતો તેણે ચિંતા, પુષ્ટિ અને નષ્ટ વગેરેનાં વિવિધ નિમિત્તો કહી સંભળાવી રાજા શૈવાલના અમાત્યને ખૂબ ખુશ કર્યો તેથી તેણે રાજા શૈવાલ સાથે એકાંતમાં એ (ચર)-નૈમિત્તિકની મુલાકાત કરાવી. રાજાએ એ નૈમિત્તિકને પૂછ્યું: હે નૈમિત્તિક ! અમારું બળાબળ કેવું છે ? તે તું કહી બતાવ. નૈમિત્તિક બોલ્યો: દેવ ! તમે અહીં રહો તેમાં જ તમારો વિજય છે એમ સ્થિર લગ્નથી સૂચિત થાય છે. આ સાંભળી રાજા શૈવાલને એમ થયું કે જે હકીકત પેલા જોશીએ કહી હતી તે જ હકીકતને આ નૈમિત્તિક ટેકો આપે છે માટે જોશીનું વચન ખરૂં છે એમ સમજી રાજાએ તે નૈમિત્તિકનો વિશેષ આદર કર્યો અને પોતાના પ્રધાનોને રાજા શૈવાલે જણાવ્યું કે પેલો જોશી વિશ્વાસ કરવા લાયક છે. હવે જે ચરે પુરોહિતનો વેશ લીધો હતો તેણે પોતાના જપોદ્વારા સેનાના અમુક પ્રકારના રોગો મટાડી દઇ પોતાની પ્રબળ પ્રતિષ્ઠા જમાવી હતી. તે સામવેદપાઠી પુરોહિતને શાંતિકર્મ નિમિત્તે હોમ કરવાના કામમાં રાજા શૈવાલે રોકેલો હતો. આ પ્રસંગે તે પુરોહિતે આભિચારિક મંત્રોદ્વારા હોમનો વિધિ આરંભ્યો અને તેથી કરીને રાજા શૈવાલના હાથી-

હાનું ઔષધ કડવું લાગે છે પરંતુ પરિણામે તે કડવું ઔષધ પણ ભારે લાભ આપનારું નીવડે છે. તેવી જ રીતે મુનિધર્મ પણ શરુ શરુમાં કષ્ટકર જણાય છે, પરંતુ પરિણામે તે અત્યંત સુખ પમાડનારો નીવડે છે. જે પદાર્થ શરુઆતમા મધુર જણાતો હોય અને પરિણામે વિરસ લાગ્યો હોય એવા પદાર્થને તજી દઇને જે પદાર્થ શરુઆતમાં ભલે કષ્ટકર જણાતો હોય પણ અંતે વિશેષ સુખ આપનારો હોય એવું જાણતાં છતાં તેવા પદાર્થોનો કોણ પંડિત સ્વીકાર નહીં કરે ? આ રીતે મુનિધર્મનો મહિમા સાંભળીને રાજપુત્ર વિજયચંદ્રના મનમા સંસારના પ્રપંચરૂપ ગૃહવાસને તજી દેવાની વૃત્તિ થઈ અને તેણે, તે મુનિની પાસે પ્રવ્રજ્યાનો સ્વીકાર કર્યો. હવે તે વિજયચંદ્ર મુનિ, સ્વાધ્યાય અને ધર્માનુષ્ઠાનમાં રોકાઇ ગયો અને પોતાના ગુરુ સાથે ગ્રામગ્રામાંતરે વિહરવા લાગ્યો. પછી વખત જતાં તેની યોગ્યતા વધી જતા ગુરુએ તેને યોગ્ય સમજીને પોતાની ગાદી ઉપર સ્થાપ્યો–બેસાડ્યો. ગુરુએ પોતાની ગાદી સોપ્યા પછી તે વિજયચંદ મુનિને આ પ્રમાણે કહ્યું: હે વત્સ ! આ આચાર્ય પદ, નિર્વાણરૂપ ધનને આપવાની આદતવાળું છે અર્થાત્ નિર્વાણ મેળવવા માટે અસાધારણ નિમિત્તરૂપ છે. તથા ગૌતમ વગેરે મોટા મોટા પ્રભાવશાળી મુનિઓએ તેને (આચાર્ય પદને) શોભાવેલું છે. તે રીતે શાસ્ત્રકારો આ આચાર્ય પદનો મહિમા બોલે છે. તને એ આચાર્યપદ સાંપડ્યું છે તો તું સર્વ પ્રકારે પ્રમાદને તજી દઇ શિષ્યોને સારણા, વારણા, ચોયણા, પડિચોયણા વગેરે પ્રકારે શાસિત કરતો રહેજે અને તેમને સિદ્ધાંતોની વાચનાઓ આપવા માટે નિરંતર તત્પર બનજે. વળી તું સુખશીલ વૃત્તિ રાખીને આચાર્યપદને જવાબદારીઓ પ્રમાણે વર્તતા થોડો પણ ખેદ કોઈ પણ રીતે દાખવીશ નહીં. એમ કરીશ તો જ ઋણમોક્ષ છે અને શાસનની વૃદ્ધિ છે અર્થાત્ સંઘનું તારા ઉપર જે ઋણ છે તે ત્યારે જ ચૂકાવી શકાય. જ્યારે તું આચાર્યપદની જવાબદારીઓ બરાબર ધ્યાનમા રાખીને વર્તે અને એમ કરે તો જ શાસનની પ્રભાવના થાય. આ રીતે પોતાના શિષ્ય વિજયચંદ્ર મુનિને બહુ પ્રકારે સમજાવીને તેના ગુરુએ સમેત્તશિખર નામના મહાપર્વતના શિખર ઉપર જઇ માસ સુધીનું પાદપોપગમન અનશન સ્વીકાર્યું અને તેઓ અંતે નિર્વાણના સુખને પામ્યા.

આચાર્ય વિજયચંદ્ર પણ ગામ, નગર, આકરો જ્યાં ખાણો છે તેવા જનવાસો તરફ વિહરવા લાગ્યો. તેણે કેટલાક દિવસ સુધી તો પોતાના શિષ્યોને ભણાવવા ગણાવવાનું ચાલુ રાખ્યું. પછી તેને તે કાર્યમાં ખેદ થવા લાગ્યો અને તેથી તે ભાંગી ગયેલી મનોવૃત્તિવાળો બોલવા પણ ઇચ્છતો નથી. જ્યારે વૃદ્ધ સાધુઓ–સ્થવિરો ભણાવવા માટે પ્રેરણા કરે છે ત્યારે તે કહે છે કે–આ ભણીને ગળું સૂકવવાથી–કંઠશોષ કરવાથી શું ફાયદો છે ? તમે તમારે ભણવું તજી દઇને તપ તરફ રુચિ રાખો. શાસ્ત્રમાં પણ કહેલું છે કે–‘ જે ક્રિયાવાળો છે–ક્રિયાઓ તરફ રુચિ ધરાવે છે, તે પંડિત કહેવાય છે. ’ માટે તમે તપશ્ચ-

બુદ્ધિના ગુણો અને પરાક્રમને લીધે ચંદ્રસેન નાનો છતાં ગુણોને લીધે વડો છે માટે તેને તેના પિતાએ યુવરાજ પદે સ્થાપ્યો, અને તેના ભોગવટા માટે સારો ગરાસ આપ્યો. મોટો ભાઈ **વિજયચંદ્ર** ભારે અપમાન પામેલો હતો તેથી તે એકલો જ રાત્રે રાજભવનથી બહાર નીકળી ગયો અને દેશાંતર ભણી ઊપડ્યો. કેટલોક પ્રવાસ કર્યા પછી તે પોતાના પિતાના દેશની સીમા વટાવી ગયો અને પછી ત્યાં એક નાના ગામડામાં તે રહેવા લાગ્યો. એ ગામડાની પાસે આવેલા એક **જીર્ણ બગીચા**માં ઝાડની છાયા નીચે બેઠેલો તે **વિજયચંદ્ર,** એ બગીચાની ઉજ્જડતા જોઇને વિચાર કરવા લાગ્યો.

આ ઉજ્જડ બાગમાં આ તરફ જીર્ણ થઇ ગયેલાં અને ઘેરાવો ગુમાવી બેઠેલાં ઝાડો છે, આ બાજુ પાણી વગરની વાવ છે, વળી આ તરફ **કાત્યાયની દેવીનું** મંદિર છે, જેનાં શિખરો ભાંગી ગયાં છે અને ધજા ખડી ગઇ છે. આ ગામમાં પણ વસેલાં બધાં કૂપો નાશ પામ્યાં છે. એમનાં નામનિશાન પણ જડતા નથી. અને ગામનાં બધાં ઘરો પણ પડીને પાદર થઈ ગયાં છે. આ ગામ અને બગીચો એ બન્નેનો યોગ જોઇને મને ઘણું સુખ થાય છે, કારણ કે અમે બન્ને એક સરખા છીએ. અર્થાત્ હું એક વાર તો ભારે અભિમાન-વાળો હતો તેની મારી અત્યારે આવી બૂરી હાલત છે તેમજ આ ગામ અને બગીચો પણ એક વાર ઉન્નતિની ટોચે પહોંચેલાં હશે પણ અત્યારે તો તેની પણ મારી જેવી જ બૂરી-જીર્ણ-હાલત છે.

થોડા વખત એ ગામમાં ગાળીને પછી પાછો તે વિજયચંદ્ર પ્રવાસે ઊપડ્યો અને ત્યાંથી ચાલતો ચાલતો તે, ઉહિયામણ નામના દેશમાં જઇ પહોચ્યો. ત્યા તેણે **કીર્તિધર** નામના તપસ્વીને જોયા અને તેની પાસે સાધુધર્મના બધા આચાર-વ્યવહારો સાંભળ્યા.

સાધુધર્મ, સંસારસમુદ્રમાં પડેલા જંતુઓને સંસાર તરવા માટે અદ્વિતીય હોડી જેવો છે, શિવમાર્ગ ઉપર પ્રવાસ કરવા માટે એક સાર્થવાહ જેવો છે અને અવ્યાબાધ સુખના કારણરૂપ છે.

સાધુધર્મ સિવાય બીજો એકે ધર્મ અભ્યુદયસાધક નથી એમ હું સમજું છું, માટે બીજી બધી પ્રવૃત્તિઓને તજી દઇને ધન્ય-ભાગ્યવંત લોકોએ સાધુધર્મને પામવા માટે પ્રય-ત્ન કરવો ઘટે.

કદાચ રાજ્ય પણ પામી શકાય, ધનના ઢગલા પણ મેળવી શકાય અને ધારેલું સુખ પણ પામી શકાય અર્થાત્ એ બધું પામી શકાય પરંતુ અશુભ કર્મોનો નાશક અને શિવ-સુખનો પ્રાપક મુનિધર્મ પામવો ઘણું કઠણ છે. શરુ શરુમાં સુખ પમાડનારા હોવાથી રાજ્ય વગેરે બધા પદાર્થો આરંભમાં મધુ જેવા મધુર-રમણીય જણાય છે પરંતુ એ બધા પદાર્થો, અંતે વિવિધ દુઃખોને ઉપજાવનારા હોવાથી વખાણવા લાયક નથી જ. શરુ શરુમાં, લીંબ-

ઘૃણા કરેલી અને તેમ કરી તેણે જ્ઞાનોપાર્જનમાં જ ભારે વિઘ્ન કરેલું, એથી જ કરીને આ છોકરો આ જન્મમાં પત્થર જેવો જડ થયેલો છે. આ વાત સાંભળીને ધનશર્મ નામના એ છોકરાને જાતિસ્મરણ જ્ઞાન થયું એટલે તેને પોતાનો પૂર્વજન્મ સાંભર્યો. પછી તે સાધુને પગે પડ્યો અને કહેવા લાગ્યોઃ 'હે ભગવન્ ! તમે જે મારે માટે કહ્યું છે તે બરાબર છે અને હવે હું મારા એ દુષ્કર્મથી ભારે ભયભીત થયો છું. આ જ્ઞાનાન્તરાયના-જ્ઞાનમાં વિઘ્ન કરવાના-પાપના ખાડામાંથી હું શી રીતે બહાર નીકળું ? મને તમે તે વિશેનો ઉપાય બતાવો.' એ તપસ્વી બોલ્યાઃ-હે સૌમ્ય ! સાંભળ, તારે એ માટે જે કાંઈ કરવાનું છે તે આ પ્રમાણે છે. જે કોઇ પ્રકારના દોષને લીધે સારા ભાવનો વિધ્વંસ થાય તે દોષને ટાળવા માટે એ દોષથી ઉલટી પ્રવૃત્તિ શરુ કરવી એ જ એક એ દોષનું પ્રાયશ્ચિત છે, અર્થાત્ કોઈ પણ દોષ ટાળવાનો અસાધારણ ઉપાય એ છે કે-એ દોષથી વિરુદ્ધ દિશામાં સન્માનપણે બળપૂર્વક પ્રયત્ન કરવો-એ વાત જ્ઞાનીઓએ કહેલી છે. તો તેં જે વિદ્યાના દાનનો વિચ્છેદ કરેલો અને તેને લીધે તને જે આ જ્ઞાનાંતરાય થયો છે તેના વિનાશનો ઉપાય વિદ્યાનું દાન છે અર્થાત્ તું વિદ્યાના દાન માટેના બને તેટલા પ્રબળ પ્રયત્નો કરે અને વિદ્યા તરફ વિશેષ અભિરુચિ રાખ એટલે આપોઆપ તારો આ જ્ઞાનાંતરાય દોષ ખરી જશે. વળી, તું પોતે વિશેષ જડતાવાળો છે એથી સાક્ષાત્ તારી જાતે જ્ઞાનનું દાન બની શકે એમ નથી તો પણ તું જ્ઞાનનું અને જ્ઞાનીઓનું બહુમાન કરવા મંડી જા અને જ્ઞાન તરફ તથા જ્ઞાનીઓ તરફ અભિરુચિ તથા આદરભાવવાળી દૃષ્ટિને વિશેષ કેળવ એટલે તારો દોષ આપોઆપ ઘટવા માંડશે.

જે લોકો વિદ્યાભ્યાસ કરતા હોય તેમને સારા પુસ્તકો અને સારી પોથીઓ પૂરી પાડી જ્ઞાનપ્રાપ્તિમા સહાયતા કરવી તેમજ એવા જ્ઞાનપ્રાપ્તિ માટે પ્રયત્ન કરનારાઓને ઔષધ, વસ્ત્ર, અન્ન, નિવાસસ્થાન વગેરે આપીને સહાય કરવી એ બધું, જ્ઞાનને વધારનારું દાન છે.

આ વાત સાંભળીને એ 'ધનશર્મ' મહાત્માને પોતાના પૂર્વભવમાં પોતે કરેલી જ્ઞાનવિઘાતની પ્રવૃત્તિનો ભારે પશ્ચાત્તાપ થયો અને હવેથી તે જ્ઞાન અને જ્ઞાનીઓ તરફ વિશેષ આદર રાખવા લાગ્યો તથા જેમ જ્ઞાનનો પ્રચાર થાય અને જ્ઞાનીઓનો વિશેષ આદર થાય તેવી પ્રબળ પ્રવૃત્તિ તરફ પોતાના બધા પ્રયત્નો કરવા લાગ્યો. ત્યારપછી એ 'ધનશર્મ' મનુષ્યનો ભવ પૂરો કરી અને સૌધર્મ નામના સ્વર્ગમાં દેવપણાનું સુખ અનુભવી વળી પાછો મનુષ્યના જન્મમાં સુકુલમા અવતાર પામ્યો, અને ત્યાં તેનું નામ 'ધનદત્ત' પડ્યું. ધનદત્તના અવતારમા પણ તેને સારી રીતે ભણતા છતાંય

ર્યાની પ્રવૃત્તિ તરફ આદર વધારો. વળી, માસતુસ વગેરે જે મહામુનિઓ નિર્વાણને પામેલ છે તેઓ વળી શું ભણેલા હતા? આ પ્રકારે અનેક દૃષ્ટાંતો બતાવી અધ્યયન-અધ્યાપન તરફ અરુચિ બતાવતા તે વિજયચંદ્ર આચાર્યની તે સ્થવિરોએ ઉપેક્ષા કરી. પછી વખત જતાં એ આચાર્ય કાળધર્મ પામ્યો પરંતુ અધ્યયન-અધ્યાપન તરફ અરુચિ બતાવીને એ આચાર્યે જે જ્ઞાનાવરણીય વગેરે દુષ્કર્મ બાંધ્યું હતું તેનું તેણે આલોચન-પ્રતિક્રમણ કે પ્રાયશ્ચિત કર્યું નહીં અને એમ કરવાથી તે સંયમપાલક હતો છતાં નિર્વાણ વા સ્વર્ગની ઉત્તમ દશા નહીં મેળવી શક્યો પરંતુ કાળધર્મ પામીને એ સૌધર્મ નામના સ્વર્ગમાં દેવરૂપે જન્મ પામ્યો. ત્યા દેવગતિમાં જન્મ પામી અને જીવન પૂરું કરી વળી બીજો જન્મ પામ્યો. આ બીજા જન્મમાં તે, પદ્મખંડ નામના નગરમાં ધનંજય નામના શેઠને ત્યાં શિવા નામની સ્ત્રીની કુક્ષિએ અવતર્યો અને ત્યાં તેનું નામ 'ધનશર્મા' પડ્યું. જ્યારે તે આઠ વરસની વય વટાવી ગયો ત્યારે તેને ભણવા બેસાડ્યો પરંતુ પૂર્વ ભવમાં ભણવા ભણાવવા તરફ સખત નફરત બતાવેલી હતી તેથી તેણે વધારે ગાઢ જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યું હતું. તે જ્ઞાનમાં વિઘ્ન કરવાના દોષને લીધે તેને એક અક્ષર પણ ચડયો જ નહીં. તે ઘણું માથું ધુણાવી ધુણાવીને ગોખતો હતો છતાં તેને હૈયે જરા પણ જ્ઞાન આવ્યું નહીં. ભણાવનારો ઉપાધ્યાય શિક્ષક પણ થાકી ગયો, અને આ છોકરો 'પત્થર' જેવો છે એમ જાણી શિક્ષકે પણ તેને તજી દીધો. પછી તેના પિતાએ તે છોકરા માટે બીજો શિક્ષક રાખ્યો તો તે પણ તેને ભણાવી શક્યો નહીં અને એ રીતે તેના પિતાએ તેને સારુ પાંચસેં શિક્ષકો બદલ્યા છતાં તેમાંનો એક પણ શિક્ષક આ પત્થર જેવા છોકરાને લેશ પણ વિદ્યા શીખવી શક્યો નહીં. છેવટે પિતા પણ ખેદ પામી થાકી ગયો. છોકરાને વિદ્યા ચડે તે માટે ઔષધ વગેરેના ઉપચારો કરવા શરુ કર્યા પરંતુ તેથી છોકરાને કશો ફાયદો થયો નહીં. આટલું કર્યા પછી તેના પિતાએ મંત્ર-તંત્રના જાણનારાઓને એ છોકરા સંબંધે પૂછયું. તેમાંનાં એક જણે છોકરાના બાપને કહ્યું. અમુક ઠેકાણે એક વિશેષ પ્રકારની શક્તિવાળો તપસ્વી રહે છે માટે તેની પાસે જાઓ. પછી છોકરાનો બાપ ધનંજય શેઠ છોકરાને સાથે લઇ તે સાધુપુરુષની પાસે પહોંચ્યો. તપસ્વી સાધુને વંદન-નમન કરીને બેઠેલો ભક્તિપૂર્વક છોકરાનો બાપ બોલ્યોઃ હે ભગવન્! આ મારા છોકરાએ એવું શું કર્યું છે જેથી તે આવો પત્થર જેવો જડ થઇ ગયો છે. પછી તે તપસ્વી પુરુષે એ છોકરાના પૂર્વજન્મની હકીકત કહેતાં એણે પૂર્વજન્મમાં જ્ઞાનની જે ભારે આશાતના કરી હતી તે વર્ણવી દેખાડી અર્થાત એ તપસ્વીએ કહ્યું કે—આ છોકરો તેના આગલા જન્મમાં જ્યારે મનુષ્ય હતો ત્યારે જૈન આચાર્ય થયેલો અને તે વખતે ત્યાં તેણે પોતાના શિષ્યોને ભણવા ભણાવવામાં ભારે કંટાળો આણેલો એટલું જ નહીં પણ ભણી ભણીને કંઠ સૂકવવાથી શો ફાયદો થવાનો છે? એવું એવું કહીને વિદ્યા પ્રત્યે ભારે

તથા ઉત્તેજક સામગ્રીઓ તેને પૂરી પાડવી એ પણ એક પ્રકારનું જ્ઞાનદાન છે. વળી, જે લોકો સારાં શાસ્ત્રોને ભણતાં ભણતાં ભાંગી પડ્યા હોય છે અર્થાત્ કંટાળી ગયા હોય છે તેમને સત્શાસ્ત્રના જ્ઞાનગ્રહણ માટે તત્પરતા બતાવનારા જે જ્ઞાનરુચિ મહાનુભાવો હોય છે તેમની વારંવાર વિશેષ પ્રશંસા કરનારાઓ એ બન્ને પ્રકારના મહાનુભાવો પણ એક પ્રકારનું જ્ઞાનદાન જ કરે છે. હે ભવ્યો ! આ માટે શું વધારે કહેવાય ? પરંતુ જ્ઞાનદાન અને જ્ઞાનનું અદાન એટલે જ્ઞાનવિરોધી પ્રવૃત્તિ એ બન્નેનું ફળ મેં પ્રત્યક્ષ અનુભવ્યું છે. તે જાણીને તમે તમને જે ઉચિત સમજાય તે પ્રવૃત્તિ કરવા લાગો. આ સાંભળીને લોકોએ કહ્યું: તો હે ભગવન્ ! આપ આપનું જ ચરિત્ર વર્ણવી બતાવો. પછી ધનદત્ત કેવળીએ જે ચરિત્ર જેમ પોતે નજરે દીઠેલું અને જેમ પોતે પ્રત્યક્ષ અનુભવેલું તેમ બધું કહી બતાવ્યું, માટે જે જ્ઞાનદાનને શાસ્ત્રોએ વખાણેલું છે, કુશલ પુરુષોએ ઉપદેશેલું છે અને જેનું ફળ પ્રત્યક્ષ સિદ્ધ છે એવું જ્ઞાનદાન હે લોકો ! તમે નિરંતર કર્યા કરો અને એવું જ જ્ઞાનદાન, બધી સિદ્ધિઓ મેળવવાનું મહાસાધન છે.

જો કે બીજા પણ એવી અનેક સત્પ્રવૃત્તિઓ છે જેનાથી આત્માની જડતા સર્વ પ્રકારે ટળી જાય છે તો પણ તે બધી સત્-પ્રવૃત્તિઓમાં જ્ઞાનદાન જ ભારે પ્રશંસનીય છે, કારણ કે શાસ્ત્રમાં તેની (જ્ઞાનદાનની) વિશેષ પ્રતિષ્ઠા છે અથવા જ્ઞાનદાનનો સીધો સંબંધ સત્શાસ્ત્રો સાથે છે અને જ્ઞાનદાન જ એક એવું દાન છે કે જે આત્માને નિરંતર લાભ પહોંચાડ્યા જ કરે છે, માટે જ્ઞાનદાન જ શ્રેષ્ઠતમ છે. શ્રી જિનેશ્વર ભગવંત કેવળજ્ઞાની હોવા છતાં જો તેમનામાં ઉપદેશશક્તિ ન હોય તો તેઓ લોકોને તૃષ્ણારહિત થવાની પ્રેરણા-સૂચના કરી શકતા નથી અર્થાત્ જ્ઞાન હોય તો જ ઉપદેશ દેવાની આવડત આવે છે તેથી જ્ઞાનદાન એવું ઉત્તમોત્તમ છે કે તેની સરખામણી કોની સાથે થઇ શકે ? માણસ કદ્રુપો પણ હોય, બોલતાં પણ બરાબર ન આવડતું હોય, કાંતિ વગરનો પણ હોય, દરિયાપેટો પણ ન હોય અર્થાત્ મનમા કાંઈ ન સંઘરી શકે એવો બડબડિયો પણ હોય, રોગી પણ હોય અને અપલક્ષણોવાળો પણ હોય છતાં જો તે જ્ઞાની હોય તો તેની તરફ લોકો 'ગુરુ' સમજીને નમ્રપણે માથું નમાવે છે, એ બધો માત્ર જ્ઞાનના એક જ છાંટાના દાનનો ચમત્કાર છે એમ મોટા મોટા મહાનુભાવોએ કહેલું છે. આ પ્રકારે એ ધનદત્ત કેવળી મુનિએ પોતાના પૂર્વભવનો વૃત્તાંત વર્ણવી બતાવ્યો અને તે દ્વારા જ્ઞાનના દાનનો મહિમા સ્પષ્ટપણે સમજાવી લોકોને જ્ઞાનદાન માટે વિશેષ પ્રેરણા કરી અને દેશના પૂરી કરી પછી દેવ અને મનુષ્યોમાં પૂજાને પામેલા એ મુનીંદ્ર પોતે ગામગામાંતરે વિહરવા લાગ્યા.

એ રીતે શ્રી કથારત્ન કોશમાં જ્ઞાનદાનના વિચારના પ્રકરણમાં એ સંબંધે
ધનદત્તની કથા પૂરી થઈ.



એક અક્ષર જેટલી પણ વિદ્યા ન ચડી, કારણ કે હજુ સુધી તેણે પૂર્વે કરેલા વિદ્યા-વિઘાતનથી થયેલો જ્ઞાનાંતરાયનો તેનો દોષ તદ્દન ટળી ગયો ન હતો. આ પરિસ્થિતિમાં વૈરાગ્ય માર્ગ ઉપર ચડેલા એ ધનદત્તને પોતાને એક અક્ષર પણ નથી ચડતો. તેના કારણ સંબંધે ભારે ઇહાપોહ-વિચારણા ઉપર વિચારણા-થયો અને તેમ થતાં તેને પોતાનો પૂર્વભવ યાદ આવી ગયો અને સાથે જ પોતે પૂર્વભવમાં વિદ્યાનો જે દ્રોહ કર્યો હતો તે પણ યાદ આવ્યો. આથી તે પહેલાંની પેઠે એટલે "ધનશર્મ"ના અવતારમાં કરેલું હતું તેમ, જે લોકો પાઠનપાઠનમાં નિરંતર ઉદ્યમી હતા તેમને પુસ્તકો, અન્ન, વસ્ત્ર, રહેઠાણ વગેરેની સહાયતા કરીને જ્ઞાન દાનની તથા જ્ઞાન તરફની પોતાની વધતી જતી રુચિને લીધે જ્ઞાનીઓના બહુમાનની સવિશેષ પ્રવૃત્તિ કરવા લાગ્યો. મહાનુભાવ ધનદત્તનો દોષ, તેનો સંવેગરંગ વધતો જતો હોવાથી, દુષ્કૃતની વારંવાર ગર્હા કરવાને લીધે અને જ્ઞાનદાન વગેરેની શુભ પ્રવૃત્તિમાં મન, વચન અને શરીરદ્વારા તત્પરતા દાખવવાને કારણે દૂર થઈ ગયેલો અર્થાત્ નિંદનીય એવું તેણે જન્માંતરમાં ઉપાર્જેલું જ્ઞાનાવરણીય કર્મ તેની ઉક્ત પ્રકારે શુભ પ્રવૃત્તિઓને લીધે દૂર થઈ ગયું. તેણે હવે પ્રવ્રજ્યા સ્વીકારી, અંગ તથા ઉપાંગ સહિત બધા સિદ્ધાંતોને તે સુખેથી ભણી ગયો અને તેને પોતાનો પૂર્વજન્મ યાદ આવેલો હતો તેથી બીજા ભવ્યોને માટે એ મહાનુભાવ ધનદત્ત વિશેષ આદરણીય બન્યો. હવે તે, મુનિ થયા પછી જ્ઞાનનું દાન કરવા તરફ જ મચ્યો રહે છે અને તે બાબત એ લેશ પણ પ્રમાદ-આળસ કરતો નથી. આવી રીતે સ્વાધ્યાય, પઠનપાઠન વગેરે જ્ઞાનદાનની પ્રવૃત્તિ કરતાં કરતાં તેના જ્ઞાનાવરણીય બધાં આત્મઘાતી કર્મો તદ્દન હણાઇ ગયાં-નાશ પામ્યાં અને તે ઉત્તમ એવા કેવળજ્ઞાનને પામ્યો. જે જગ્યાએ તે ધનદત્ત મુનિએ કેવળજ્ઞાન મેળવ્યું તે જગ્યાએ અને તેની આસપાસ રહેનારા દેવોએ ધનદત્ત કેવળીનો, તેને કેવળજ્ઞાનનો લાભ થયો તેથી ભારે મહિમા કર્યો અને સોનાની ભારે ખીલેલી પાંખડીઓવાળું એક કમળ બનાવ્યું. તે કમળ ઉપર બેઠેલ મહાનુભાવ કેવળી સંસારી જીવોને શાંતિ પમાડવાને માટે ઉપદેશ દેવા લાગ્યા. જેમકે સંયમધર્મ માટે પ્રબળ પ્રયત્ન કરનારા યતિઓને જ આ જગતમાં અખંડ સુખ હોય છે. દુઃખના કારણરૂપ અને આત્મસુખના વિરોધક જે જે પદાર્થો વિદ્યમાન હોય છે તે બધાઓને યતિજનોએ તજી દીધેલા હોય છે તેથી જ તેઓ અખંડ સુખને માણી શકે છે. જેને એ વિષેનું ઊંડું જ્ઞાન હોય છે, વળી, એવું ઊંડું જ્ઞાન તે જ મેળવી શકે છે જેણે ઘણું ઘણું જ્ઞાનદાન, જ્ઞાનપ્રચાર અને જ્ઞાન તથા જ્ઞાનીઓ પ્રત્યે અભિરુચિ બતાવી-એવી બધી સત્પ્રવૃત્તિઓ કરેલી હોય છે. જે મનુષ્ય, વ્યાખ્યાન અને વાચનાની પ્રવૃત્તિમાં અર્થાત્ શાસ્ત્રશ્રવણ અને શાસ્ત્રવાચનની પ્રવૃત્તિમાં ઉદ્યમી હોય છે તેને ભણાવવું વા સમજાવવું એનું નામ જ્ઞાનદાન અને તે માટે તેને ઉત્સાહિત કરવો અને જ્ઞાનની પોષક

ચંદ્ર કરતાં પણ ચઢિયાતો, રાગરંગમાં વાગતાં ઉત્તમ પટહ, મૃદંગ, ઝાલર વગેરે વાજાં-ઓનો અવાજ સાંભળી જેના શત્રુઓ ભયભીત થઇ શૂન્ય થઈ ગયા છે એવો અને જેની આસપાસ વારાંગનાઓ હાવભાવ સાથે ચામરો વીંઝી રહી છે અને તેમ કરી જેનો વૈભવ-વિસ્તાર સૂચવી રહી છે એવો 'જયસુંદર' નામે એ નગરનો રાજા છે. યુવતીનાં બધાં લક્ષણો જેનાં શરીરમાં ઝળકી રહ્યાં છે એવી **વિજયવંતી** નામે એ રાજાની ભાર્યા છે. યુવરાજ લક્ષ્મીના તિલક જેવો તેમને **ભુવનચંદ્ર** નામે પુત્ર છે. શેઠનો પુત્ર **શંખ**, પુરો-હિતનો પુત્ર **અર્જુન** અને સેનાપતિનો પુત્ર **સોમ** એ ત્રણ રાજપુત્ર ભુવનચંદ્રના મિત્રો હતા. એ ત્રણ બાલમિત્રો સાથે રહેતો રાજપુત્ર ભુવનચંદ્ર, નિરંકુશ હાથીની પેઠે આમતેમ ફરતો સ્વચ્છંદપણે વિલાસ કરતો વખત વીતાવે છે.

એ રાજપુત્ર બીજે કોઇ વખતે પોતાના મિત્રોને લઇને નગરની બહાર ઉદ્યાનમાં ક્રીડા કરવા ગયો, ત્યાં તેણે અનેક દેશોમાં પ્રવાસ કરવાને લીધે અનેક ભાષાઓનો જાણ-નારો તથા વિવિધ પ્રકારના વેશપરિધાનમાં નિપુણ અને વિચિત્ર મંત્ર, તંત્ર, વિજ્ઞાનમાં નિપુણ એવો 'નાણકરંડ' નામે કાપાલિક મુનિને દીઠો. રાજપુત્રે વિશેષ આદરથી તે કાપાલિકને પ્રણામ કર્યા અને 'પાતાલકન્યાનો સ્વામી થા' એવો આશીર્વાદ એ કાપા-લિકે પાસે બેઠેલા રાજપુત્રને આપ્યો. રાજપુત્રે વિસ્મય સાથે કહ્યું-હે ભગવન્ ! પાતાલ-કન્યાઓ ક્યાં થતી હશે ? તે મળે શી રીતે ? કાપાલિક બોલ્યો- હે રાજપુત્ર ! સાંભળ.

વિંધ્યગિરિની તળાટીમાં **વિજયકુંડ** નામે ઉદ્યાન છે. તેની વચોવચ જમણી બાજુ આવેલા **સુવેલ** નામના યક્ષના મંદિરની ભીંત તરફ પદ્મના આકારની એક શિલા છે તેને દૂર ખસેડીને ત્યાં 'કેયૂર' નામનું એક મોટું વિવર-ભોયરું છે. તેમા પ્રવેશ કરવો. એક જ કોશ તેમાં આગળ ચાલતાં ઘણા જ સુંદર અવયવોવાળી-સર્વાંગે મનોહર, જેમની આંખના લાવણ્ય પાસે હરણીઓની આંખોનું લાવણ્ય કશા હિસાબમા નથી એવી સુંદર આંખોવાળી અને રૂપે તથા સૌભાગ્યે રતિ-રંભાને પણ ટપી જાય એવી યક્ષકન્યાઓ સાક્ષાત્ નજરે દેખાય છે. ત્યાં જનારા, અસાધારણ સાહસને લીધે વિજય લક્ષ્મીને વરનારા, પોતાના અનોપમ પરાક્રમવડે પૃથ્વીમંડળને તાબે કરનારા, શરીર ઉપર ચક્રવર્તીના લક્ષણોને ધારણ કરનારા એવા તમારા જેવા રાજાઓના અસાધારણ પ્રબળ પુણ્યબળને લીધે તે યક્ષકન્યા-ઓનાં હૃદયો તમારા તરફ ખેંચાય છે અને છેવટે તેણીઓ ગૃહિણીઓ થઈ રહે છે.

આ હકીકત, પેલા કાપાલિક પાસેથી સાંભળીને તે રાજપુત્ર અને તેના મિત્રો વિસ્મય પામ્યા. રાજપુત્રનું મન તે કન્યાઓને મેળવવા માટે તલપાપડ થઈ ગયું. મોઢા ઉપરનો વિકાર કોઇ ન જાણી જાય તેમ જરાક રોકીને અને થોડો વખત આડીઅવળી વાતોમાં વીતાવીને રાજપુત્ર પોતાને ઘેર ગયો. ઘરે ગયેલો છતાં તેનું-રાજપુત્રનું મન તો પેલી પાતાલ-

## અભયદાન સંબંધે જયરાજર્ષિનું કથાનક.

(કથા ૧૭ મી)

પહેલાં જ, દાન વિષે કહેતાં 'અભયદાન' સંબંધે પણ કહેવાઇ ગયું છે. પ્રસ્તુતમાં અભયદાનનું સ્વરૂપ અને ફળ વર્ણવવા માટે સંક્ષેપથી કહું છું. પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય.–એ પાંચ સ્થાવર જીવોની અને બે ઇંદ્રિયવાળા એ ચાર ત્રસ જીવોની અર્થાત્ એ નવે પ્રકારના જીવોની રક્ષા તેનું નામ 'અભયદાન.' બધા જીવો સુખને જ ઇચ્છે છે. બધા જીવો સદાકાળ જીવવાની વૃત્તિવાળા છે, બધા જીવોને વેદના થાય છે અને બધાય જીવો મરણના ભયથી ડરનારા છે. ખાસ વાત એ છે કે–પોતપોતાના કર્મ પ્રમાણે શક્તિ, શરીર, રૂપ અને આકૃતિ પામેલા એવા વિવિધ યોનિયોમાં જન્મ પામી પૃથક્ પૃથક્ ચૈતન્ય ધરાવતા એ બધા જીવો એક બીજાથી તદ્દન જુદા છે. જે માનવ, એ બધા જીવોની રક્ષા કરવા તત્પર હોય–એ બધા જીવોને અભયદાન દેવાના મનવાળો હોય તેણે એ જીવો સાથે સંઘર્ષણ, સંઘટ્ટન થાય એવો થોડો પણ ઉપદ્રવ તજી દેવો. જે પ્રાણીનું મરણ તદ્દન પાસે હોય–જે મરવાની તૈયારીમાં જ હોય તેને કોઇ આખીય પૃથ્વી દાનમાં આપી દે તો પણ તેને તેટલો સંતોષ થતો નથી જેટલો સંતોષ તેને પોતે બચી જવાથી, તેને 'અભય' મળવાથી થાય છે. મોતના ભયથી થરથર કંપતા પ્રાણિયો પોતાના કુલના આચારની પણ અવજ્ઞા કરે છે. અરે! એઓ મોતથી બચવા માટે બીજું પણ શું શું નથી કરતા? કોઇની ગુલામી પણ કરે છે અને ચંડાળના ઘરે રહેવાનું પણ સ્વીકારે છે. એવા મોતના ભયથી ગભરાયેલા, દીનતાપૂર્વક કરગરે છે, દીનતાપૂર્વક ધ્રૂજે છે, પડે છે અને વેગથી ભાગે છે–મરણના ભયથી કાયર બની ગયેલા પ્રાણીઓ પોતાના બચાવ માટે શું શું નથી કરતા? આમ છે માટે જ એવા ભયભીતોનું રક્ષણ કરવું એ ઉત્તમ ધર્મ છે. બહુ ત્યાગ કરવો, સુપ્રશસ્ત તીર્થોમાં જઇને દાન આપવું એવાં એવાં બીજાં ધર્મકૃત્યો કરતાં ય ભયભીતોની રક્ષા કરવાનો ધર્મ વધારે ઉત્તમ છે એમ ભિક્ષુઓ કહે છે. વિવિધ પ્રકારનાં દુઃખોને લીધે સંતાપ પામેલા જીવોને જે અભયદાન આપે–શાંતિ પમાડે–તે, 'જયરાજર્ષિ'ની પેઠે વિજયલક્ષ્મીને વરે છે અને નિર્વાણને પણ ચોક્કસ મેળવે છે. તે 'જયરાજર્ષિ'ની કથા આ પ્રમાણે છે.

જંબૂદ્વીપમાં તિલક સમાન એવા ભારતવર્ષના મુકુટમણિ જેવું 'વિજયવર્ધન' નામે નગર છે. દ્વારકા નગરીમાં તો એક જ પુરુષોત્તમ–કૃષ્ણ–છે, ત્યારે 'વિજયવર્ધન' નગર, જ્યાં ત્યાં ભમતા અનેક પુરુષોત્તમો–ઉત્તમ પુરુષો–થી વિરાજિત છે. જાણે કે વળી એ નગર સમસ્ત જીવલોકરૂપ મહાલયનો વિજયધ્વજપટ ન હોય અને ધર્મમાર્ગનું ઉત્પત્તિ સ્થાન ન હોય એવું શોભાયમાન છે. ખીલેલાં કોમળ કુમુદની સરખી દેહપ્રભાને લીધે

એ વખતે વંટોળિયો ઊઠવાથી-તેથી ઊડેલી રજને લીધે સૂર્યનું બિંબ મહામુશીબતે બરાબર દેખી શકાતું નથી, ગગનમાં હાથીના ઘાટનાં વાદળાં ચડ્યાં, દિશાઓમાં પ્રતિકૂળ પવન વાવા લાગ્યો અને શકુનો બધાં ઊલટાં જ થયાં, મનનો ઉત્સાહ ભાંગી ગયો અને પગ લથડિયાં લેવા લાગ્યા.

આમ અપશકુનો જોઈને મિત્રોએ રાજપુત્રને કહ્યું: હમણા પ્રયાણ કરવું ઉચિત નથી તો પાછા વળો. વળી બીજે પ્રસંગે પ્રસ્થાન થઈ શકશે. કાપાલિક બોલ્યો: ભો ભો! આમ કેમ વ્યાકુળ થઇ ગયા? તમે ખરી વાત જ જાણતા નથી. પાતાલયાત્રા વખતે આવાં જ શકુનો ઇષ્ટસિદ્ધિને સૂચવે છે એવો કલ્પનો પરમાર્થ છે. કદાચ તમોને વહેમ પડતો હોય તો આ અપશકુનો મારા ઉપર પડો-મને નડો. તમે તો વહેમ વગર ચાલ્યા આવો. મિત્રો રાજપુત્રને અનુસરનારા હતા તેથી રાજપુત્રની પાછળ પાછળ તેઓ પણ ચાલ્યા. ચાલતાં ચાલતા કેટલીક વખત પસાર થતા તે બધા વિંધ્યગિરિની તળાટીમા પહોચ્યા.

જ્યા હરણા અને જંગલી પાડાઓ ફર્યા કરે છે, ઘણા સિંહો રખડ્યા કરે છે, મોટા મોટા સર્પો સરક્યા કરે છે, વરાહો ઘરર ઘરર બોલ્યા કરે છે, હાથીઓ ગુલગુલાટે છે અને દીપડાઓ ત્રાડો નાખ્યા કરે છે એવા અનેક પ્રકારના હિંસક પ્રાણીઓથી ભરેલા એ દુર્ગમ પહાડ સુધી પહોંચી પછી વિંધ્યાચલની મધ્યમાં પેઠા.

ત્યાં પણ ચાલતા ચાલતા પેલું યક્ષમંદિર આવ્યું. તેઓએ એ યક્ષમંદિરને દીઠું. પગ ધોઈને એ બધા યક્ષમંદિરની અંદર પેઠા. કમળ વગેરે અનેક જાતનાં ફૂલોવડે યક્ષને પૂજ્યો અને બધાએ આદરપૂર્વક પ્રણામ કર્યા. જ્યારે સંધ્યા થવા આવી ત્યારે પાસેના ગોકુળમાથી એ કાપાલિકે ચાર બોકડાને આણ્યા, બીજી પણ પૂજાની સાધન-સામગ્રી તૈયાર કરી. એ રાજપુત્ર વગેરે ચાર જણાને અને ચાર બોકડાને એક સાથે નવરાવ્યા અને યથોચિત રીતે ચંદનના છાટણાં છાંટી તે બધાને શણગાર્યા. પછી કાપાલિકે, તે રાજપુત્ર વગેરેને કહ્યું: ભો! ભો! તમે અનુક્રમે એક એક બોકડાને મારી પાસે લાવો, આ યક્ષની સામે બોકડાઓનો ભોગ આપી દેવપૂજા કરી પછી પેલા ભોંયરાનું બારણું ઊઘાડીએ. પછી, કાપાલિકના મનનો ખરો અભિપ્રાય જાણ્યા વિના, બોકડાઓની સાથે પોતાનો પણ ભોગ આપવાનો છે એ હકીકત સમજ્યા વિના અને પોતાના ભાગ્યના સ્વચ્છંદ ખેલનો વિચાર કર્યા વિના જ તે રાજપુત્રે અને તેમના મિત્રોએ જે ક્રમે કાપાલિકે બોકડા લાવવાનું કહ્યું હતું બરાબર તે જ રીતે અને તે જ ક્રમે એ બધું કર્યું. ફક્ત શેઠના છોકરાને એ વખતે દયા આવી જતા તેણે કાપાલિકનું કહેવું ન માન્યું. એ શેઠના છોકરાને કાપાલિકે ઘણી ઘણી રીતે સમજાવ્યો "પણ અતિ આદર ઘણી વખત વહેમને વધારે છે." એ ન્યાયે જ્યારે કાપાલિક શેઠના છોકરા પાસે કાલાવાલા કરવા લાગ્યો ત્યારે તેને એના કહેવા ઉપર વહેમ

કન્યાઓની જ હકીકતમાં તલ્લીન થઇ ગયું છે. તેને જ ચિંતવતો તે કેમ જાણે ઊંઘતો ન હોય વા પરવશ ન પડી ગયો હોય એવો દેખાવા લાગ્યો. તેની એવી સ્થિતિમાં મિત્રોએ તેને પૂછયું: રાજપુત્ર ! જાણે અણુમનો હો એવો આમ કેમ જણાય છે, તારા પોતાના શરીર ઉપર પણ કેમ ખીજાય છે ? શું પેલા કાપાલિકે બનાવી કાઢેલું એ પાતાલકન્યાઓનું વૃત્તાંત સાંભરી ગયું છે ? અરે ભાઇ ! એવા ફક્ત મૂઢ લોકોને લલચાવે એવા તડાકાઓ સાંભળી વિજ્ઞ એવો તું પણ આમ ઘેલા જેવો થઇ ગયો છે, એ એક આશ્ચર્ય છે. રાજપુત્ર બોલ્યો: શું તેં એ કાપાલિકે ગપ્પું જ મારેલું ? તે મહાનુભાવને એવું ખોટું બોલવાનું શું પ્રયોજન ?

જેને કાંઈ લાલચ હોય વા સ્વાર્થ માટે કાંઇ લેવુંદેવું હોય એવો આસક્ત માણસ ખોટું પણ બોલે એ માની શકાય, પરંતુ માત્ર ભભૂતિ અને હાડકાંથી સંતોષ રાખતા એવા એ કાપાલિકને ખોટું બોલવાનું શું કામ ? જુઓ તો ખરા, ડાહ્યાડાહ્યા લોકો જાતે જોયેલી હકીકત ઉપર પણ પોતાની તરંગી ભાષાવડે અનેક પ્રકારના કુતર્કો કરી શંકા લાવે છે.

રાજપુત્રને આમ કહેતો જોઇ પરમાર્થને સમજનાર મિત્રવર્ગ ચૂપ રહ્યો. હવે એક વાર રાજપુત્ર પોતે એકલો પેલા કાપાલિક પાસે ગયો. તે બન્ને વચ્ચે પરસ્પર ગોઠડી થઈ. પ્રસંગ મળતાં જ રાજપુત્રે કાપાલિકને પૂછયું: હે ભગવન્ ! પેલા આપે કહેલા ભોંયરામાં કેવી રીતે પેસી શકાય ? વા એ પાતાલકન્યાઓને શી રીતે મેળવી શકાય ? મારું મન એ માટે ભારે આતુર બની ગયું છે તેથી એ કન્યાઓને મેળવ્યા વિના અહીં રહેતાં મને હમણાં હમણાં જરાય ચેન પડતું નથી, તો હવે મારે માટે શું કરવું ઉચિત છે ? કાપાલિક બોલ્યો:—રાજપુત્ર ! બહુ બડબડાટ કર્યેથી શું ? થોડા જ દિવસમાં તારું ધાર્યું કામ સિદ્ધ કરી આપીને તારું કુતૂહલ ન શમાવી દઉં તો મારું નામ પણ ન રાખું અર્થાત્ મારું નામ પણ ફેરવી નાખું. માત્ર 'માંગલિક કાર્યોમાં ઘણાં વિઘ્નો નડે છે.' એ લોકપ્રવાદ પ્રસિદ્ધ છે, માટે તું તે તરફ-વિવર તરફ જવા માટે ખૂબ તૈયારી કર.

'તૈયાર થાઉં છું.' એમ કહીને રાજપુત્ર પોતાને ઘરે પહોંચ્યો. એકાંતમાં પોતાના મિત્રોને આદરપૂર્વક બોલાવ્યા અને તેમની સાથે સાદર વાત કરી. લો લો મિત્રો ! કાપાલિકના કથન ઉપર તમે શા માટે અવિશ્વાસ કરો છો ? તે સંબંધે શા માટે કલ્પનાઓનું જાળું ઊભું કરો છો ? તમે બધી રીતે મારા સહાયક બનો. હું પાતાલ તરફ જવા માટે તૈયાર થયો છું. રાજપુત્રનો આગ્રહ જોઇ મિત્રોએ તેની વાત સ્વીકારી. પોતાની પાતાલયાત્રા સંબંધે રાજા વગેરેને કાંઇ પણ વાત કીધા કારવ્યા વિના જ રાજપુત્ર અને તેના ત્રણે મિત્રો પોતાનો વેશ બદલાવીને રાત્રે તે કાપાલિકની સાથે નીકળી પડ્યા. તેઓ જરાક આગળ ચાલ્યા કે અપશુકન થયા:

એઓએ, એ સંબંધે ચોરનું ઉદાહરણ કહી બતાવ્યું છે. શેઠનો છોકરો બોલ્યો: ચોરનું ઉદાહરણ શું છે? તે મને કહી સંભળાવ. સુમેહ બોલ્યો: સાભળ,

વસંતપુર નગરનો રાજા જિતશત્રુ પોતાની પટ્ટરાણીઓ સાથે ઝરુખામાં બેઠો બેઠો બધું જોઇ રહ્યો છે. બરાબર તે જ વખતે ખેતરના ઝાંપા પાસે જ કોટવાળે એક નવ-જવાનને ચોરી કરતો પકડી રાજાને બતાવ્યો અને રાજાએ તેને મારી નાખવાનો હુકમ આપ્યો. પછી તે ચોરને ફિક્કા પડી ગયેલા મુખે જ્યારે મારી નાખવાની જગ્યા તરફ લઈ જવાતો એ રાણીએ જોયો ત્યારે તેણીને તેના તરફ ખૂબ દયા આવી. એણીને એમ થયું કે ' સંસારના સુખો માણ્યા સિવાય આ ચોર ન મરે તો સારું,' એમ વિચારી ફક્ત એક જ દિવસ માટે એને છૂટો કરાવી એ મહારાણી તે ચોરને પોતાના મહેલમાં તેડી ગઇ. સુંદરમાં સુંદર બહુમૂલ્ય સામગ્રીવડે તેને નવરાવ્યો, શરીરે અનેક પ્રકારનાં સુગંધી લેપો કર્યા, ઉત્તમોત્તમ ઘરેણાં પહેરાવ્યાં તથા સરસમા સરસ ભોજન કરાવ્યું-આ રીતે એ મહારાણીએ એ ચોરને માટે કુલ પાચસો રૂપિયાનો ખર્ચ એક જ દિવસમાં કરી નાખ્યો. બીજે દિવસે બીજી મહારાણીએ એ કરતા અધિક રીતે ચોરને રાખ્યો અને તે માટે તેણીએ એક દિવસમાં કુલ એક હજાર રૂપિયા વાવરી નાખ્યા. એ જ પ્રમાણે રાજાની બીજી બીજી રાણીઓએ પણ ઉત્તરોત્તર વધારે ને વધારે ખર્ચ કરી એક એક દિવસ માટે એ ચોરને મોજમજા મણાવી. છેવટે છેલ્લે દિવસે રાજાની એક ઘરડી રાણીએ રાજાની પાસે વિશેષ આગ્રહથી વિનંતિ કરી તે ચોરને અભય અપાવ્યું-તેની મારવાની સજા રદ કરાવી અને ટાઢા ભાત વગેરે એવું વાસી ભોજન જમાડીને તેને જ્યાં જવું હોય ત્યાં જવાને વિદાય કર્યો.

આ તરફ જે જે રાણીઓએ એ ચોર માટે જે કાંઇ કરી બતાવ્યું હતું તે બધીઓ ભેગી થઈ તે બાબત પરસ્પર વાત કરવા લાગી. અમે એક કરતાં બીજીએ અને બીજી કરતાં ત્રીજીએ એમ ઉત્તરોત્તર એ ચોર માટે વધારે ને વધારે ધન ખરચ્યું છે ત્યારે આ ઘરડી રાણીએ તો એ માટે કાંઈ ખરચ્યું નથી. આ વાત સાંભળી એ ઘરડી રાણી બોલી: આમ આપણી મેળે આપણાં મંગળ ગાવા-વખાણ કરવા-થી શું? આપણે આ જ વાત એ ચોરને જ બોલાવી પૂછીએ જેથી ' કઇ રાણીએ વધારે કર્યું છે?' એની નક્કી ખબર પડી જાય. પછી એઓએ ચોરને બોલાવી ઉપલી વાત પૂછી' ' અરે! કઈ રાણીએ તારા માટે વધારે કર્યું છે? સાચું કહે.' ચોર બોલ્યો: મારે મરવાનું ઊભું જ હતું. એ ભયને લીધે હૃદય ગભરાએલું હોવાથી પટ્ટરાણીથી માડી જે જે રાણીઓએ મારે માટે જે કંઇ કર્યું છે તે, મૂર્છિત મનુષ્યની પેઠે હું કશું જ જાણી શકયો નથી—અનુભવી શકયો નથી પરંતુ જ્યારે આ વૃદ્ધ માતાએ મારી સજા રદ કરાવી મને નિર્ભય કર્યો ત્યારે તેણીએ મને જે કાંઇ ખાવાપીવાનું આપ્યું તે મારા કોઠામાં અમૃત જેવું લાગ્યું, હું જીવ્યો

પડચો અને તેથી શેઠના છોકરાએ એ કાપાલિકનું કહેણ હરગીજ ન માન્યું. પછી પોતાના મંત્રની સિદ્ધિ માટે થોભી જઇને એક બોકડો અને શેઠનો પુત્ર એ બેને છોડી દઇને બીજા ત્રણે બોકડા તથા રાજપુત્ર, પુરોહિતપુત્ર અને સેનાપતિપુત્ર એ ત્રણે જણાને કાપાલિકે મારી નાખ્યા. એ રીતે રાજપુત્ર વગેરેનાં માથા વધેરીને કાપાલિકે પૂજાનો વિધિ પૂરો કર્યો અને પછી તે, શેઠના છોકરાને પરાણે મારવા ઉઠચો. એટલામાં પેલો યક્ષ બોલ્યો–અરે દુષ્ટ કાપાલિક! જેણે તારા કહેવા પ્રમાણે નહીં કરીને આ બોકડાનો વધ ન થવા દીધો એવા આ રંક શેઠસૂનુને તું જો હણીશ તો એ ચોક્કસ છે કે તું આજે હતો ન હતો થઈ જઇશ. પછી કાપાલિકે એ શેઠપુત્રને છોડી દીધો. ત્યારબાદ હે અધમ પાપી પાખંડી! આ પ્રકારના રાજપુત્ર વગેરે રત્ન જેવા ત્રણ પુરુષોને હણીને તું કેટલુંક વધારે જીવવાનો હતો? હે મારા પરમ હિતૈષી રાજપુત્ર! હા, સકલ ગુણના નિધાન! તું શા માટે વ્યર્થ રીતે મરણ પામ્યો? ઇત્યાદિ અનેક પ્રકારે વિલાપ કરતો અને 'જાણે પોતાને નવો અવતાર મળ્યો છે.' એ રીતે માનતો તે શ્રેષ્ઠિસુત, તે સ્થાનેથી ભાગ્યો. વિંધ્યની સીમાઓ વટાવી જઇ કોઈ એક ગામમાં આવીને રહ્યો. ત્યાં તેને પોતાના મિત્ર–રાજપુત્રાદિક સાંભરી આવતાં વળી ભારે શોક થયો. ત્યાં તેને તેનું મૃતકૃત્ય–બારમું વગેરે કર્યું અને પછી તે ગામમાં એ, કેટલાક દિવસ રહ્યો. 'હું પાછો ફરીને રાજા વગેરે શી રીતે મોઢું દેખાડીશ?' 'અથવા શું કહીશ?' એમ વિચારીને તે પૂર્વદિશા ભણી ચાલવા લાગ્યો.

ચાલતાં ચાલતાં માર્ગમાં એને પ્રવ્રજ્યા લેવાની વૃત્તિવાળો અને પ્રવ્રજ્યા લેવા માટે ગુરુ પાસે જતો 'સુમેહ' નામનો શ્રાવક ભેગો થઈ ગયો. એ બન્નેની વચ્ચે પરસ્પર વાતચીત થઇ અને એ રીતે રોજ ને રોજ વાતચિત કરતાં કરતાં બન્ને વચ્ચે સ્નેહ પણ જામી ગયો. એક વાર સુમેહે તેને પૂછ્યું: હે ભદ્ર! તું શા માટે ઉદાસ જેવો દેખાય છે? કહેવાનું 'છાનું ન રાખવાનું' હોય તો જરૂર કહે. પછી આંસુઓવડે ભીંજાયેલી આંખો સાથે તેણે પોતાના મિત્ર રાજપુત્ર વગેરેનો વધ થયાના ખબર કહી સંભળાવ્યા. શ્રાવકે કહ્યું તેં પેલા બોકડાને બચાવ્યો તેના પુણ્યના કલ્પવૃક્ષનું ફળ તને આ લોકમાં જ મળી ગયું. નહીં તો તું પણ તારા રાજપુત્ર વગેરે મિત્રોની જેમ તે વખતે જ વધેરાઈ જાત. નજરોનજર ફળ દેખાય છે ત્યા પણ બીજું કાંઇ કહેવાનું બાકી રહે ખરું? ખરી વાત એ છે કે જીવતા હોઇએ તો બધું સારું લાગે છે, નહીં તો કાંઇ નથી. કહ્યું છે કે—

દિવ્ય વિલેપન, આભૂષણ, શયન, આસન, વસ્ત્ર, ભાત ભાતનાં ભોજન, તંબોળ, ફૂલ, સુંવાળી લાગે એવી પથારી, ઉત્તમ ઘર, ગાનતાન અને અત્યંત મનોહર રૂપવાળી સ્ત્રીનાં કટાક્ષબાણ, એ બધી વિલાસની સામગ્રી પણ, જે મરવાની અણી ઉપર છે તેને થોડો પણ સંતોષ આપી શકતી નથી. આમ છે માટે જ આગમના રહસ્યને સમજનારા જ્ઞાની·

કરો. ઈષ્ટ દેવતાને સંભારી લ્યો. બરાબર આ જ વખતે એક પુરુષ દોડતો આવ્યો અને બોલ્યોઃ રે રે દોડો દોડો, તમારા એ મોટા પુત્રને ભૂતનો વળગાડ ઘણો ત્રાસ આપે છે. આ સાંભળતાં જ આ બધું પડતું મૂકીને પલ્લીપતિ મેઘનાદ પુત્રની પાસે દોડી ગયો, તેના ઘરના લોકો ગભરાયા. એ વખતે શેઠના પુત્રે એક જણાને પૂછયું' આ શું થયું ? તેણે પલ્લીપતિના મોટા પુત્રને ભૂતનો વળગાડ છે એમ જણાવ્યું. પછી નવકારમંત્રનું માહાત્મ્ય ચિંતવતાં શેઠના પુત્રે તે માણસને કહ્યુંઃ તો તમે મને પલ્લીપતિના ભૂત વળગેલા પુત્રને બતાવો. તેનો વળગાડ કાઢવા હું મારું વિજ્ઞાન બતાવું. તે માણસે આ વાત પલ્લિપતીને જણાવી. પલ્લીપતિએ પણ શેઠના પુત્રને તેડાવીને કહ્યુંઃ હે મહાશય ! તારી પાસે વળગાડ કાઢવાનું કાંઈ પણ વિજ્ઞાન હોય તો તેનો પ્રયોગ કરી મારા પુત્રને સાજો કર અને તે માટે જે કાંઈ સામગ્રીનો ખપ હોય તે જણાવ કે જેને અમે જલદી લાવી આપીએ. શેઠનો છોકરો બોલ્યોઃ હે પલ્લીનાથ ! ગભરાટ ન રાખો, વળગાડનો દોષ કાઢવા માટે કોઈ બહારની સામગ્રીની જરૂર નથી. એમ કહી શેઠનો છોકરો નવકારમંત્રનો જાપ કરવા લાગ્યો. કેવી રીતે ?

એ શેઠનો પુત્ર નવકારનો જાપ કરતો હતો ત્યારે તેની આંખોની કીકીઓ સ્થિર હતી અને આંખની પાંપણો નાકના ટેરવા તરફ ઢળેલી હતી, કુંભક કરેલો હોઇ પેટમાં પવનનો પ્રચાર વધારે હતો. ઇંદ્રિયો પોતપોતાના વિષય તરફ ન જતાં તદ્દન સ્થિર અને સમરસ થયેલી હતી. પંચપરમેષ્ઠીનું સ્મરણ કરતાંની સાથે મોટો ભારે-અવાજ ઊઠેલો હતો. નવકારના એક એક અક્ષરનો જાપ, ચંદ્રમામાંથી ઝરતા અમૃતના પ્રવાહના સમૂહ જેવો છે અને જાણે કે એ અમૃતપ્રવાહ, ત્રણ જગતના દુઃખ-દાવાનળને ઓળવી નાખવા માટે ઊઠેલો ન હોય-તત્પર ન હોય-વરસતો ન હોય. લાખો સૂરજના ચારે બાજુ ફેલાતા પ્રભાસમૂહ જેવા સ્ફાર પ્રભાચક્રવાળો, માનવોના શત્રુસમાન ભૂતપિશાચાદિકના દુષ્ટ ગણને દૂરથી નસાડનારો. એવો પંચપરમેષ્ઠિમંત્ર-નવકારમંત્ર છે, તેને-એવા અસાધારણ અને અનુપમ મહિમાવાળા તે નવકારમંત્રને યોગીની જેમ નિશ્ચલ, નિર્ભય અને નિઃશંક એવો તે મહાત્મારૂપ શેઠનો છોકરો જપી રહ્યો છે, એટલી વારમાં તો જાણે બ્રહ્માંડ ફાટે અને જેવો ભયંકર અવાજ થાય તે કરતાં પણ વધારે ભયાનક ચીસ પાડી પેલો ભૂત તે છોકરાના શરીરને તજી નાશી ગયો.

હવે પલ્લીપતિનો પુત્ર તદ્દન સાજો થઇ ગયો. પલ્લીપતિ મેઘનાદે શેઠના પુત્ર શંખનો વિશેષ આદર કર્યો અને તે હાથ જોડીને બોલ્યોઃ હે મહાસત્ત્વ ! તમે મારા પુત્ર ઉપર પરમ ઉપકાર કરીને મારા હૃદયને વશ કરી લીધું છે તેથી તમે હવે જે કાંઈ પણ કહો તે અમે તમને આપીએ. શેઠનો પુત્ર શંખ બોલ્યોઃ હે પલ્લીનાથ ! તમે મારું માંગેલું

ત્યારે જ મને લાગ્યું કે જીવલોકમાં વસું છું અને જાણે કે મારા બધા મનોરથ પૂરા થયા. તેથી મને એમ લાગે છે કે—' મારે માટે આ વૃદ્ધ માતાજીએ જે કાંઇ કર્યું છે તેવું તમારામાંથી બીજી કોઇએ નથી કર્યું ' એવો મારો અભિપ્રાય છે. ચોરનો આ મત, તે બધી રાણીઓએ સ્વીકાર્યો અને તેમનો વિવાદ મટી ગયો.

ચોરનું આ ઉદાહરણ આપીને પેલા સુમેહે તે શેઠના છોકરાને કહ્યું—હે મહાનુભાવ ! અભયદાન કરતાં બીજું કોઇ પણ ઉત્તમ કાર્ય નથી, માટે અભયદાનની પ્રવૃત્તિમાં જ બધી રીતે પ્રયત્ન કરવો જોઇએ. શેઠનો છોકરો બોલ્યોઃ એમ કરીશ. વળી, બીજે દિવસે ' ભદ્ર ' છે એમ ધારીને તે સુમેહ શ્રાવકે પેલા શેઠના પુત્રને નવકાર મંત્ર શીખવ્યો અને તેનું માહાત્મ્ય સમજાવતાં જણાવ્યું કે–સવાર, બપોર અને સાંજ એમ ત્રિસંધ્ય રોજ નવકારનો જપ કરતાં બધા પ્રકારના ઉપદ્રવો થંભી જાય છે. ભૂત, શાકિની, વાઘ, વૈતાલ અને આગ વગેરેના બધા પ્રકારના ઉપદ્રવો નવકારનો જાપ કરતાં ટળી જાય છે. શેઠના પુત્રે એ વાત માની લીધી. પછી સુમેહ શ્રાવક પણ પોતાના રસ્તે પડયો અને શેઠનો પુત્ર પણ બતાવેલી વિધિ પ્રમાણે એકાગ્રચિત્તે નવકારને ગણુતો ગણુતો જાલંધર દેશ તરફ ઉપડ્યો. તેને તે તરફ જતાં માર્ગમાં કેટલાક સાથીઓ પણ મળી ગયા. તે બધા સાથીઓ સાથે ચાલતાં ચાલતાં માર્ગમાં એક ઠેકાણે અકસ્માત્ તેને કિરાતોનું–ભીલ લોકોનું–એક ધાડું ભેટી ગયું. એ ધાડાએ ચડાવેલાં પ્રચંડ ધનુષોમાંથી ફેંકાયેલા બાણો વાગતાં મુસાફરોનાં માથાં પૃથ્વી ઉપર જ્યાં ત્યાં વિખરાયેલાં પડ્યાં છે અને તેમના હાથની મૂઠીમાં રહેલી તરવાર વીંઝાતાં સુભટોના સાથો ને સાથો ત્રાસી ગયા છે એવા એ ધાડાએ તે શેઠના પુત્રને સાથ સાથે કેદી તરીકે પકડી લીધો અને તેમ કરી તેઓ પોતાની પલ્લી તરફ તેને લઇને ગયા. કિરાતના ધાડાએ પકડી આણેલું કેદીઓનું ટોળું પલ્લીપતિ મેઘનાદને સોંપી દીધું. મેઘનાદ બોલ્યોઃ અરે ! પકડાયેલા કેટલા જણ છે ? ભિલ્લો બોલ્યાઃ દશ જણા છે. મેઘનાદ બોલ્યોઃ જ્યાં સુધી અગિયારમો જણ ન મળે ત્યાં સુધી તેમને તે બધાને બરાબર પૂરી રાખો. મારા મોટા પુત્રને ભૂતનો વળગાડ હતો, તે માટે મેં ( મેઘનાદે ) ચંડિકાદેવીને અગિયાર જણનો ભોગ આપવાની માનતા કરી અને પછી તે મારો મોટો પુત્ર તદ્દન સાજો થઇ ગયો એટલે જ્યારે અગિયાર જણા થશે ત્યારે મારે દેવીની માનતા પૂરી કરવાની છે. ' જેવી માલિકની મરજી ' એમ કહી તે ભિલોએ શેઠનો છોકરો સુદ્ધાં તે દશે જણને હડમાં બરાબર પૂરી દીધાં.

વખત જતાં કોઈ પણ સ્થળેથી ભિલ્લોએ અગિયારમા જણને પણ પકડી આણ્યો. પછી તે અગિયારે જણાને નવરાવ્યા, ધોળાં કપડાંની જોડી દરેકને પહેરાવી અને તેમને ચંડિકા દેવીની આગળ આણ્યાં. માથું કાપનાર તરવારની પૂજા થઇ. પલ્લીપતિએ તરવારને હાથમાં લીધી અને તે અગિયારે જણાને એમ કહેવામાં આવ્યું: અરે ! જીવલોકને સફળ

પોતાને ઘરે તેડી ગયા. તેને નવરાવ્યો, ખૂબ આદરથી જમાડયો અને ઉચિત સેવાચાકરી કરી તેનું ઉચિત સન્માન કર્યું. પછી ઠેઠ વિજયવર્ધનપુર સુધી આવી તેઓ શંખને સુખપૂર્વક મૂકી ગયા. છેવટે તેમની ક્ષમા માંગી પાછા પૂર્યા.

શંખ પણ પોતાને ઘરે પહોંચ્યો. તેના માત, પિતા વગેરે સ્વજનો તેને આવ્યો જાણી આનંદ પામ્યા. પૂર્વની બધી હકીકત્ત પૂછી. શંખે પહેલેથી માંડીને પોતાના ઘરે પેસતાં સુધીના બધા સમાચાર કહ્યાં. આ સમાચાર રાજા, સેનાપતિ અને પુરોહિતને પણ સંભળાવ્યા. તેમને ચિત્તમાં ઘણો સંતાપ થયો અને એ રીતે એઓ શોચનીય દશાને પામ્યા.

આ તરફ પેલો શંખ ગૃહસ્વામી થયો અને ધર્મ, અર્થ, કામ એમ ત્રણે વર્ગની સાધનાથી સારા થયેલા જીવિતના ફળને લાંબા કાળ સુધી ભોગવી મરણ પામ્યો. મરીને ભવનપતિ દેવોમાં એક પલ્યોપમના આયુષ્યવાળો દેવ થયો. ત્યાં તેને પોતાનો આગલો જન્મ યાદ આવ્યો અને એણે મનમાં જાણ્યું કે આ દેવોની સમૃદ્ધિ મળી છે તે અભયદાનરૂપ કલ્પવૃક્ષનું ફળ છે. દેવજન્મ પૂરો થતાં છેક છેલ્લી ઘડીએ તે દેવે કેવળ-જ્ઞાનીને પૂછયું· હે ભગવન્ ! હવે પછી અહીંથી મરીને હું ક્યાં જન્મીશ ? કેવળી ભગવાન બોલ્યા· વિજયપુર નામના નગરમાં વિજયસિંહ રાજાની રાણી વિજયવતી દેવીનો તું પુત્ર થઇશ.

એ સાભળીને તે મહાત્માએ એમ વિચાર્યું–' ત્યાં રાજાને ત્યાં મને 'અભયદાન દેવું' વગેરે સારી પ્રવૃત્તિઓનો બોધ મળે એમ અગાઉથી કાંઇક પ્રબંધ કરવો જોઇએ. આમ ધારીને તેણે પોતાના બોધ માટે જે પ્રબંધ કરવાનો હતો તે માટે રાજા વિજયસિંહને સ્વપ્નામાં કહ્યું· તમારા સભાભવનની ભીંતો ઉપર કુશળ ચિત્રકારોદ્વારા આવી હકીકતવાળાં ચિત્રો ચીતરાવો: રાજપુત્ર, સેનાપતિપુત્ર, પુરોહિતપુત્ર અને શેઠનો પુત્ર એ ચારે જણા વિંધ્યપર્વતમાં આવેલી ઘટ્ટ ઝાડીમા રહેલા અને જ્યા કોઇ જઇ શકતું નથી એવા યક્ષના મંદિરમા ઊભા છે. એ મંદિરની પાસે આવેલા પેલા ભોંયરાને ઉઘાડતાં પહેલાં પૂજાનું બહાનું બતાવી અને એ ચારે જણાની પાસે બોકડા મંગાવવાનું છળ કરી પેલા કાપાલિકે તેમાંનાં ત્રણેને મારી નાખ્યા, અને તેમાંનો એક શંખ નામે શેઠનો પુત્ર છે તેણે એ કાપાલિકનું કહેવું ન માન્યું અર્થાત્ તે, ભોગ દેવા માટે બોકડાને ન લઇ ગયો અને તેથી જ કાપાલિકના ઘામાંથી તે બચી ગયો–ઈત્યાદિથી શરુ કરી પછી એ શંખ સુખે સુખે પોતાને ઘરે પહોંચ્યો.–આ બધી હકીકત આવે.' આવું આશ્ચર્યકારક સ્વપ્ન જોઇને જાગેલો રાજા વિજયસિંહ વિચારમાં પડયો. આ શું ? આવું તો મેં સાંભળ્યું નથી તેમ દીઠું પણ નથી. આ તો મેં કદી નહીં અનુભવેલું અને મારી પ્રકૃતિના વિકારોથી જુદી જ જાતનું સ્વપ્ન જોયું છે, એમ મને લાગે છે. અથવા એ એટલું બધું વધારે લાંબુ

આપવાના હો તો આ રાંક જેવા દશે પરદેશી લોકોને અભય આપીને છોડી મૂકો. 'જેવી તમારી આજ્ઞા' એમ કહેતાં પલ્લીપતિએ એ દશે જણને ભાતું આપીને છોડી દીધા. શેઠના પુત્ર શંખને બંધુની જેમ જાણી-જાણે સગો ભાઇ સમજી તેની ખૂબ સેવાચાકરી કરી પોતાને ત્યાં કેટલાક દિવસ સુધી રોકી રાખ્યો અને પછી તેને હિરણ્ય વગેરે આપી, પૂજા-સત્કાર કરી પલ્લીપતિએ કહ્યું: હે ભાઈ! હવે તમે મારે લાયક કાંઇ આદેશ કરો-ફરમાવો કે હું શું કરું? શંખ બોલ્યો:—

હે પલ્લીનાથ! તમને હું શું આદેશ કરું? આવો પંચેન્દ્રિયપૂર્ણ દેહ પ્રાણી મહા-મુશીબતે મેળવી શકે છે. હવે એ દેહને થોડા કાર્ય-નહીં જેવા કાર્ય-માટે પણ હણી નાખવામાં આવે-હાય! હાય! એ તો મહાપાપ. એક જ કાંટો પગમાં ભોંકાય તોય આપણને કેવી અસહ્ય વેદના થાય છે તો જે પ્રાણીના ગળા ઉપર તીખી ધારવાળી પાણીદાર તલવાર ચલાવવામાં આવે છે તેની વેદનાને કોણ સમજી શકે? માણસ જેવું આપે છે તેવું જ તેને મળે છે, જવ વાવ્યા હોય તો તેમાંથી કદી પણ સાળ (ચોખા) થતી નથી, એમ છતાં મૂઢ લોકો જીવવધ કરીને-બીજા જીવનું આયુષ્ય કાપી નાખીને તેનું ફળ-પોતાને લાંબું આયુષ્ય મળે એવું શી રીતે ઇચ્છે છે? તમારી ઇચ્છા અખંડ સુખ, લાંબું આયુષ્ય અને પ્રિય જનોનો સ્થિર સંયોગ એ બધું મેળવવાની હોય તો તમે જીવહિંસાના વિચારને તો તદ્દન છોડી દ્યો.

શંખે આ રીતે સમજાવ્યા પછી પલ્લીનાથે તેનું વચન સ્વીકાર્યું અને અભયદાન દેવાનું નક્કી કર્યું. કેટલાક દિવસ પછી શંખ પોતાના માતપિતાને મળવાને ઉત્સુક થયેલો પોતાના નગર ભણી ચાલ્યો. પછી વળી છેલ્લે જતી વખતે પલ્લીપતિએ વસ્ત્ર વગેરે દ્વારા તેનો સત્કાર કર્યો અને તે દૂર સુધી વળાવા જઈ શંખને વિદાય આપી પોતાના ઘર ભણી પાછો ફર્યો. શંખ પણ આગળ આગળ પ્રયાણ કરવા લાગ્યો.

કેટલાક પ્રવાસીઓ શંખ સાથે હતા અને શંખ સહિત તે બધા એક સીમાડાના ગામમાં ભાતું ખાવા બેસતા હતા એવામાં 'મારો મારો' એવી બૂમ મારતા અને વિવિધ હથિયારો સાથે આવેલા ચોરોએ શંખને ઘેરી લીધો. એ વખતે લેશ પણ ગભરાયા વિના શંખ બોલ્યો. અરે! ઘા ન કરતા, જે છે તે બધું લઇ લ્યો અને અમને છોડી દ્યો. એમ કહ્યા પછી શંખ અને તેના સાથીઓને ચોરોએ લૂંટવા માંડયાં. એવામાં ચોરોમાંના જ કેટલાકે શંખને ઓળખ્યો અને જેઓ તેને લૂંટતા હતા તેમને વાર્યા-અટકાવ્યા અને કહ્યું કે-આ તો તે જ મહાત્મા છે જેણે આપણને-અમને જીવાડયા છે અને પેલા પલ્લીપતિના પંજામાંથી છોડાવ્યા છે, તો આપણે એને જોઇને-ઓળખીને હવે લૂંટવું અનુચિત આચરણ ન કરવું ઘટે. ચોરો પાછા ફર્યા-ચોરોએ લૂંટવું બંધ કર્યું અને ઊલટું તેઓ શંખને

મૂર્છા આવવાનું કારણ પૂછવામાં આવ્યું. ત્યારે તેઓએ પણ જેમ રાજાએ કહ્યું હતું તેમ બધું કહી સંભળાવ્યું. પછી એ 'ધનપાલ' વગેરે જાણે પોતાના આશ્રિત મિત્રો સાથે પોતાના પૂર્વભવનો સ્નેહ ચાલ્યો આવે છે એ જાણી આંખમાં આનંદના આંસુઓ આણી રાજા એ ત્રણે જણાને આદરપૂર્વક ભેટી પડ્યો. તેઓએ હાથ જોડીને વિનંતિ કરી-હે દેવ! આપણે બધા એક સરખી રીતે પ્રવૃત્તિ કરતા પૂર્વભવમાં ભમતાં હતાં છતાં તમે આવી રાજલક્ષ્મી કેવી રીતે મેળવી શક્યા? રાજાએ તેમને અને બીજાઓને પણ જણાવ્યું કે, 'આ બધો પ્રતાપ અભયદાનરૂપ કામધેનુનો છે.' આ વાત આખા દેશમાં ફેલાઇ ગઇ એથી કરીને લોકોએ પોતપોતાની શક્તિવડે અભયદાનની પ્રવૃત્તિમાં પોતાના ચિત્તને એકાગ્ર કર્યું.

નવકાર મહામંત્રનું સ્મરણ કરીને રાજાએ સદ્‌ગુરુ પાસે શ્રી જિને કહેલા ધર્મને સ્વીકાર્યો, જિનનાં મંદિરો કરાવ્યાં, દીન અનાથ વગેરેને માટે લાંબો વખત ચાલે એવી દાનશાળાઓ સ્થાપી અને જૈન શાસનનો મહિમા વધાર્યો. જ્યાં સુધી પોતાનો ભોગવટો હતો ત્યાં સુધીના ભૂમંડળમાં-પોતાના રાજ્યના સીમાડાઓ સુધી-એણે એવો હુકમ કર્યો કે-જે કોઇ પરાણે જીવઘાત કરશે તેમનો બધાનો દંડ થશે અથવા તેમનું સર્વસ્વ પડાવી લેવામાં આવશે. એ પ્રમાણે પંડિતોએ વખાણેલું અને શરદ્‌ઋતુના ચંદ્ર જેવી નિર્મળ કીર્તિદ્વારા પામવા જેવું રાજ્ય ભોગવતાં એક પ્રસંગે સભામા બેઠેલ રાજાના ચિત્તમાં ઉગ્ર વૈરાગ્ય થઇ આવ્યો અને તે વખતે સભામાં બેઠેલા લોકોને ઉદ્દેશી રાજા કહેવા લાગ્યો-અહો! જુઓ તો ખરા આયુષ્ય કેટલું બધું ટૂંકું છે? વિવિધ વિલાસના વ્યાસંગનો અંત રસ વગરનો છે, શરીર તો અનેક રોગોથી ઘેરાએલું છે, વૈભવનો વિલાસ તો ક્ષણ માટે દેખાઇ તુરત નાશ પામનારો છે-વીજળીના ચમકારા જેવો છે, મૃત્યુ તો તદ્દન પાસે જ છે, ધારેલા કાર્યોની તૈયારીમાં અનેક વિઘ્નો છે, સ્વજન પોતપોતાના કાર્યને સારુ જ આપણને અનુસરે છે, આપણે કરેલાં સારાં માઠાં કાર્યોનું પરિણામ આપણે જ અનુભવવાનું છે-આમ છતાં પ્રમાદના ઘેનથી ઘેરાયેલો જીવ, પોતાના થોડાક સુખ માટે-બીજા અસંખ્ય દુઃખો આવી પડવાનાં છે એનો વિચાર કર્યા વિના જ-દેખીતી રીતે ઇષ્ટથી વિરુદ્ધ એવી જીવને હણવાની પ્રવૃત્તિને આચરે છે. જીવવધ કરવો એ, એમ પણ વિચારતો નથી કે જે પોતાને પણ ગમતું નથી તે બીજાને કેમ કરાય?

કોઈને પ્રિયનો વિયોગ પડાવવો તે, ગુમડાની પેઠે અપ્રીતિકારક છે, રણસંગ્રામની પેઠે પ્રાણીઓને દુઃખ આપનારું છે અને અનંત ભવનું કારણ છે માટે સુખ-સમુદાયનો ઇચ્છુક બુધ પુરુષ જીવનો વધ ન કરે. જે કોઈ લાંબા સમય સુધી જીવવા ઇચ્છતો હોય તે શું વિષ-ઝેર ખાય ખરો?

બીજાથી-બીજાની વાતોથી શું? અમે-આપણે પોતે જ ચિત્તમા નિર્દય છીએ, ગૃહ-

લાંબું ચાલ્યું એથી એમ પણ કેમ ન હોય કે એ, એક આળપંપાળ જ હોય! બીજી રીતે પણ ફરીને રાજાને એ જ સ્વપ્ન દેખાડવામાં આવ્યું, એથી એને એમ થયું કે "આ સ્વપ્ન આવવાનું જરૂર કાંઇ કારણ હોવું જોઇએ." એમ વિચારીને જે રીતે સ્વપ્ન આવેલું બરાબર તે જ રીતે સભામંદિરની ભીંતો ઉપર એ બધાં ચિત્રો કરાવ્યાં.

વખત જતાં તે દેવ, રાજા વિજયસિંહની રાણી વિજયવતીના ગર્ભથી પુત્ર તરીકે ઉત્પન્ન થયો. ઉચિત સમય જતાં તેનો જન્મ થયો, વધામણાં થયાં. તે પુત્રનું 'જય' નામ પાડયું. મંદરગિરિની ગુફામાં જેમ વૃક્ષ વધે તેમ તે મોટો થવા લાગ્યો અને પુરુષની બહોંતરે કળાઓ શીખી જઈ જુવાન થઈ ગયો. એક વાર રાજા વિજયસિંહને કોઇ ખરાબ સ્વપ્ન આવ્યું તેથી પોતાનું મરણ હવે નજીકમાં આવેલું છે એમ સમજી તેણે 'જય' યુવરાજને પોતાની ગાદી ઉપર બેસાડયો અને રાજા પોતે વનવાસે ગયો. હવે રાજા 'જય' રાજલક્ષ્મીનો ભોગવતો વિલાસથી રહેવા લાગ્યો.

એક વખત રાજા 'જય' જ્યારે પોતાની સભામાં બેઠેલો હતો તે વખતે એકદમ કોલાહળ થયો. તે કોલાહળને લીધે ગભરાટમાં પડેલા લોકોને આમથી તેમ અને તેમથી આમ દોડતા જોઇને રાજાએ પૂછયું: આ શું થયું? લોકે કહ્યું: દેવ! આ તમારા લંગોટીયા મિત્રો અને તમારે આશરે જીવનારા ધનપાલ, ધર્મધર અને ધરણિધર એ ત્રણે જણા સભાસ્થાનની ભીંતો ઉપર આળેખેલાં ચિત્રોને જોતાં જ કોઇ કારણથી મૂર્છા આવતાં બેભાન થઇ આંખો વીંચાતા 'ધસ' દઇને જમીન ઉપર પડી ગયા છે. એ વાત સાંભળી વિસ્મય પામેલો રાજા તેમની પાસે ગયો. રાજાએ કુતૂહલથી એ ચિત્રોવાળી ભીંતોને પહેલેથી જોવા માંડી અને તેણે જોયું કે એ ચિત્રોમાં રાજપુત્ર વગેરેની હકીકતથી માંડી વિંધ્યગિરિ તરફ પ્રયાણ સાથે ભીલોની પલ્લી સુધીની બધી હકીકત–વાતો આળેખેલી છે અને એ જ રાજાનો પોતાનો પૂર્વજન્મનો વૃત્તાંત છે તથા એ જ હકીકતને જોઇને રાજાના મનમાં ઈહા–અપોહ થયો 'આ બધું મેં કયાંક જોયું છે' અને એવું થતાં જ તેને જાતિસ્મરણ જ્ઞાન થયું–તેને પોતાને આગલો જન્મ યાદ આવી ગયો. આગલા ભવની વાત યાદ આવતાં જ રાજાને મૂર્છા આવી ગઈ અને તે જમીન ઉપર પડી ગયો. રાજાની એ સ્થિતિ જોઇ ગભરાટમાં પડેલા તેના સેવકોએ રાજાના શરીર ઉપર ઠંડો ઉપચાર કર્યો, પાણી છાંટયું, પવન નાંખ્યો વગેરે અડધા ક્ષણમાં તો રાજા અને તેના લંગોટીયા મિત્રો એ બધાની આંખો ખુલ્લી ગઈ અને જાણે ઊંઘમાંથી ઊઠયા હોય એમ એ બધા જાગ્યા. રાજાના પ્રધાને તેને પૂછયું 'દેવ! આ શું થયું?' રાજાએ પોતાના પૂર્વભવની બધી હકીકત કહેતાં પોતે આગલા ભવમાં 'અભયદાન' કરેલું એ વાત ખાસ મુખ્યપણે કહી સંભળાવી. મૂર્છામાંથી જાગેલા બીજા 'ધનપાલ' વગેરે રાજાના આશ્રિતોને પણ, તેમને

## યતિઓને સંયમ–સાધનામાં સહાયભૂત દાન દેવા વિશે સુજયરાજર્ષિની કથા.

કથા ૬૮ મી.



પહેલાં પણ આ હકીકત સૂચવેલી છે કે–દાન, ઉપગ્રહ–સહાયતા કરનારું છે માટે અહીં પણ એવા ઉપગ્રહકર દાન વિશે વાત કહેવાની છે. જે લોકો ધર્મિષ્ઠ–ધર્મપરાયણ છે તેમને સહાયક થાય એવું દાન વિશેષ ઇષ્ટ છે અર્થાત્ ધાર્મિક જનોને તેમની ધર્મસાધનામાં સહાયક થાય એવું દાન વિશેષ પ્રશંસનીય છે. જે લોકો બધી જાતની પાપપ્રવૃત્તિને તજેલા છે તે લોકોને 'ધર્મિષ્ઠ' સમજવાના છે અને એવા લોકો માત્ર સાધુમુનિરાજ છે, કારણ કે મુનિઓ જ બધી જાતની પાપપ્રવૃત્તિને સર્વ પ્રકારે તજી લઇ કેવળ મોક્ષ માટે પ્રવૃત્તિ કરી રહ્યા છે. એવા કેવળ મોક્ષાર્થે પ્રવૃત્તિ કરતા ત્યાગીઓને વસ્ત્ર, પાત્ર, ઔષધ, રહેઠાણ, સંથારો–પથારી, અન્ન અને પાણી વગેરે પદાર્થોને પૂરા પાડવાથી તેમની સંયમસાધનામા સહાયતા મળે છે અર્થાત્ મુનિઓને વસ્ત્રાદિક પૂરાં પાડવા તેનું નામ ઉપષ્ટંભ કે ઉપગ્રહ કહેવાય છે. મુનિરાજોએ જાતે રાધવા વગેરેની પાપરૂપ ક્રિયાઓને તજી દીધેલી હોય છે માટે જ તેમને અન્ન, પાન, વસ્ત્ર વિગેરેની સહાયતા આપવાથી તેઓ સ્વાધ્યાય, ધ્યાન, તપ અને વિનય વિગેરેની પવિત્ર સંયમપોષક પ્રવૃત્તિઓને સુખપૂર્વક આચરી શકે છે–સાધી શકે છે. અન્ન પાન વગેરેના સાધન વગરનો દેહ, મોક્ષને અનુકૂળ એવી કોઇ પ્રવૃત્તિ કરી શકતો નથી, માટે જ વસ્ત્ર વગેરેનાં દાનોને મોક્ષના સાધનરૂપ કહેવામાં આવ્યા છે. ધર્મપ્રવૃત્તિમાં પરાયણ મુનિરાજોને સહાયતા થાય એવી ક્રિયાઓમાં પરાયણ અર્થાત્ તેમને વસ્ત્ર–પાત્ર વગેરેના ધનની પ્રવૃત્તિને આચરતો શ્રાવક–ગૃહસ્થ પણ મુનિરાજોના સંયમધર્મને ઉત્તેજન આપે છે અને એમ છે તેથી તે ગૃહસ્થ નિર્જરાનો ભાગી થાય છે અર્થાત્ મુનિરાજોના સયમ ધર્મને ઉત્તેજન મળે એવું દાન આપનાર ગૃહસ્થના કર્મો નિર્જરી જાય છે–નાશ પામે છે. ચોરોને સહાયતા આપી, તેમની ચોરીની પ્રવૃત્તિને ઉત્તેજન આપનાર જો કે પોતે સીધી રીતે ચોર નથી, છતાં 'ચોર' ગણાય છે અર્થાત્ રાજપુરુષો તેને પણ 'ચોર' સમજી પકડી લ્યે છે તેમ સાધુમુનિરાજોને સહાયતા આપી તેમની સંયમ–સાધનાને ઉત્તેજન આપનાર ગૃહસ્થ પણ 'સાધુ' જેવો ગણાય છે. તેથી કરીને પાપમય પ્રવૃત્તિઓને સદા તજી દેનાર સાધુ–મુનિરાજને સર્વ પ્રકારે દાન આપવું અર્થાત્ તેમની સંયમ–સાધનામા વિશેષ ઉત્તેજન મળે તે જાતનું દાન આપવું, ગૃહસ્થોનો પરમ ધર્મ છે અને એવું જ દાન, ભયથી ભરેલા સંસારસમુદ્રને પાર કરવા માટે નાવ જેવું છે. તપશ્ચર્યા, શીલ, ભાવના, બલ–આત્મશોધન માટેની શક્તિ, વિરતિ, ચિત્તનો નિગ્રહ અને સ્વાધ્યાય–એ બધા સંયમપોષક સાધનો છે. દાન વિના એ સાધનો સંયમને પોષણ

સ્થવાસ અનેક પ્રાણિયોની હિંસાની પ્રવૃત્તિને લીધે અશુભ છે એમ પોતાની બુદ્ધિથી સમજવા છતાં અને તેમાં વારે વારે વિપદા પડતી હોવા છતાં ય તેને છોડતા નથી. ' હા ! મહામોહ–રાજનો પ્રભાવ ! '

' પણ અહીં જે મુનિરાજો છે તેમનાં ચરણકમળ પૂજવાં જેવાં છે, કારણ કે તેઓ પ્રાણિયો તરફ મન, વચન અને શરીરની પ્રવૃત્તિઓમા ' અભય ' ને પાળે છે, અને ક્રૂર-હિંસક–પ્રાણીઓ તેમને–મુનિરાજોને ત્રાસ આપતા હોય છે છતાં ય તેઓ પોતાનો જીવ જાય તો ભલે, મનમાં થોડો પણ રોષ આણતા નથી.

એ અભાગિયા જીવ ! જીવઘાત કરતાં જે થોડું સુખ જણાય છે તેને શું તું ધ્રુવ સમજી બેઠો છે ? તું નિંદનીય ઇંદ્રિયોની તૃપ્તિ માટે જે નિંદનીય પ્રવૃત્તિ કરતો આવ્યો છે તેના પરિણામે તેં પૂર્વભવમાં અનંત દુઃખ ભોગવ્યું છે એ શું તને યાદ નથી ?

એ પ્રમાણે ઉદય પામેલા શુક્લધ્યાનના પ્રચંડ અગ્નિદ્વારા બધાં ઘાતી કર્મેન્ધનોને આ રીતે બાળી નાખનારો, યતિના સુવેષને પહેરેલો, પવિત્ર ચારિત્રધરોમાં પ્રધાન એવો એવો એ ' જય ' રાજા કેવળજ્ઞાનની લક્ષ્મીને પામેલો ભરતની જેમ વિહરવા લાગ્યો

આ પ્રમાણે શ્રી કથારત્નકોશમાં અભયદાન સંબંધે
' જય ' રાજર્ષિનું કથાનક ૧૭ મું સંપૂર્ણ.



અને એ રીતે પોતાનો સમય વીતાવે છે. એક વખત જ્યારે, તેણે લાંબા કાળે મેળવેલું ધન ખૂટી ગયું ત્યારે એ સંગમક વિચાર કરવા લાગ્યોઃ ' ધન એ તો મનુષ્યનું જીવન છે, ધન વગરનો માણસ જીવતો હોય છતાં તેને મરેલા જેવો સમજીને બધા તેનું બધે સ્થળે અપમાન કરે છે, પોતાનો સગો બાપ પણ નિર્ધન માણસને ગણુતો નથી, પોતાની સગી સ્ત્રી પણ નિર્ધન માણસની દરકાર કરતી નથી, સુધી-સમજદાર-લોક નિર્ધનને લેખામાં ગણુતા નથી અને સગો દિકરો પણ નિર્ધન માનવનો આદર કરતો નથી. અર્થાત્ સંસારમાં બધે ઠેકાણે નિર્ધન જનની માઠી દશા થાય છે." આમ વિચારતાં તે સંગમકને એમ થયું કે-લાવને ત્યારે ધન ખૂટી જવા આવ્યું છે ત્યારે મારો બાપદાદાના વારાથી ચાલ્યો આવતો એવો વહાણુવટાનો વ્યવસાય શરુ કરું અર્થાત્ દરિયામાં વહાણોદ્વારા પ્રવાસ કરી દેશદેશાંતરમાં પહોંચી વ્યાપાર ખેડું અને ધનને કમાઈ લાવું. આમ વિચારીને તે સંગમક નામના દરિયાઈ વેપારીએ વહાણુને તૈયાર કરાવ્યું. તેમાં વિવિધ પ્રકારનાં કરિયાણાં ભર્યાં. વહાણુને હંકારનારા ખલાસીઓ તૈયાર થયા. સંગમક પોતે નાહી કરી, પવિત્ર થઇ, દેવગુરુના ચરણુકમળને પૂજી અને સમુદ્ર-પ્રવાસને લગતું બધું કામકાજ બરાબર પતાવી દઈ સારું મુહૂર્ત આવતાં વહાણુ ઉપર ચડયો.

ઊભા કરેલા ઊંચા કૂપસ્થંભો ઉપર પહોળા પહોળા સઢો પવનથી ફૂલી ગયા છે, વાયુના વેગને લીધે આગળ ને આગળ ધકેલાઇ રહ્યું છે એવું એ વહાણુ જાણે કે હસતું ન હોય એવા પહોળી પાંખવાળા પક્ષી જેવું લાગે છે. મોટા મોટા આવર્તક-હલેસાંના વહેવાને લીધે વેગ ઉત્પન્ન થતાં મોટા મોટા તરંગો ઉછળી રહ્યા છે એવું એ વહાણુ સામે કાંઠે જવાની હોંશને લીધે વેગથી ક્રમણુ-ગતિ કરવા લાગ્યું છે-કેમ જાણે ઊડતું ન હોય. વહાણુમાં મંગળ વાજાં વાગી રહ્યાં છે તેનાથી ફેલાતા પડછંદાને લીધે ચારેકોર વધારે ને વધારે ગાજી રહ્યું છે અને ગતિ કરવાની ઝડપને લીધે સશંક થયેલી જલદેવતાના મનમાં ડર પેસી ગયો છે. આ પ્રકારનું તે વહાણુ, અનુકૂળ પ્રચંડ પવનનો સપાટો લાગતાં મોટા મોટા શઢો ખૂબ ખૂબ પહોળા થતાં અને પવનના વેગથી વહાણુની ગતિ વેગવાળી થતાં દરિયાને કાઠે આવી પહોંચ્યું. વહાણુ કાંઠે આવતાં લંગરો નંખાયાં, સઢો સંકેલાઇ ગયા, હોડીના બધા માણુસો કાંઠે ઊતર્યાં, વહાણુમાંથી કરિયાણાં ઉતારીને બજારમાં પહોંચાડ્યાં- કરીયાણાંના ગ્રાહકો આવી પહોંચ્યા, લેવડદેવડ થઇ, બધા કરીયાણાં વેચાઇ ગયા અને તેને બદલે બીજાં કરીયાણાં ખરીદાયાં. આ વેપારમાં તે સંગમકને સારી કમાણી થઈ. જ્યારે ' લે-વેચ 'નું બધું કામ પૂરું થઈ ગયું ત્યારે સંગમકે પોતાનું વહાણુ તૈયાર કરી પોતાના દેશ તરફ હાંકી મૂક્યું. હવે જ્યારે તે બરાબર મધ્યદરિયે આવ્યો ત્યારે તેનાં નશીબ અવળાં થયાં, મોટા પર્વતના શિખર જેવું એક મોટું સલિલપટલ-હિમનો મહાદ-દરિયામાં ગતિ કરતા સંગમકના વહાણુની સામે આવ્યું. આ વખતે કૂપસ્થંભના

આપી શકતાં નથી માટે દાન અવશ્ય સારી રીતે દેવા જેવું છે અને એમ છે તેથી દાનની પ્રવૃત્તિમાં સદા પ્રયત્ન કર્યા કરવો એ વિશેષ યોગ્ય છે. વળી તે દાન ચાર પ્રકારનું છે. દાયકશુદ્ધ, ગ્રાહકશુદ્ધ, કાળશુદ્ધ અને ભાવવિશુદ્ધ-આવું શુદ્ધ દાન જ દાતાને બહુ ફળ આપે છે. જે દાતા દાન કરતી વખતે ભક્તિ અને શ્રદ્ધાથી રોમાંચિત દેહવાળો થતો હોય અર્થાત્ દાન દેતી વખતે રોમાંચ-રોમેરોમે આનંદ-અનુભવતો હોય, અભિમાન વગરનો હોય અને ફક્ત પોતાનાં કર્મો નિર્જરી જાય-નાશ પામે તે માટે જ સાધુમુનિરાજને કલ્પે-ખપે એવી જ વસ્તુઓનું દાન આપતો હોય તે દાતાનું દાન 'દાયકશુદ્ધ' કહેવાય. દાન લેનાર મુનિરાજ અતિથિ પણ પોતાની સંયમસાધનામાં એક ચિત્ત હોય, મમત્વ વગરના હોય અને કષાય-ક્રોધ-માન-માયા અને લોભ વિનાના હોય અર્થાત્ આ જાતના ગુણવાળો, દાનનો ગ્રાહક મળે તો જ તે દાન 'ગ્રાહકશુદ્ધ' કહેવાય. સાધુમુનિરાજને જે વસ્તુ જે સમયે ખપતી હોય તે વસ્તુ-વસ્ત્ર અન્ન વગેરે-તે જ વખતે આપવામાં આવે તો તે દાન નિશ્ચિત રીતે 'કાલશુદ્ધ' ગણાય. દાન દેનાર એવો વિચાર કરે કે—મારે જે દેવાનું છે તે ઉત્તમ છે અને તેને લેનાર પાત્ર પણ ઉત્તમ છે એથી મારો ગૃહસ્થાશ્રમ સફળ-ધન્ય થયો છે અર્થાત્ દાતાના આવા સંકલ્પ સાથેનું દાન 'ભાવશુદ્ધ' કહેવાય. દેય પદાર્થો ઉદ્ગમ અને ઉત્પાદનાના દોષ વગરના હોય, સંયમની વૃદ્ધિ કરનારાં હોય અને દેનાર તથા લેનાર બન્નેને પ્રીતિ પમાડનારા હોય તેવા પદાર્થો કુશળ પુરુષોએ દાનમાં આપવા જોઇએ. વધારે શું કહીએ ?

જે મુનિજન આત્માર્થ માટે પૂરી નિષ્ઠાવાળો છે અને તેને માટે જ સારી રીતે અનુષ્ઠાન કર્યા કરે છે તેવા મુનિજનને ભક્તિપૂર્વક અશન, વસ્ત્ર વગેરેનું દાન આપનાર દાતા, 'સુજય' ની પેઠે સુખ પામે છે.

તે સુજયની કથા આ પ્રમાણે છે—

મોટા મોટા હજારો મહેલોવડે શોભાયમાન, ઇક્ષ્વાકુવંશના રાજા વિજયરાજના બાહુબળને લીધે પ્રતિપક્ષના ભય વગરની, ધન, ધાન્ય અને સુવર્ણથી સંપન્ન પ્રજા જેમાં વસેલી છે એવી કોશલ દેશના મંડનરૂપ અયોધ્યા નામે નગરી છે.

એ અયોધ્યા નગરીમાં મુનિજનના બાંધવ એવા યુગાદિજિને નિર્દોષ રાજ્ય કર્યું હતું અને નિર્દોષ પ્રવ્રજ્યા સ્વીકારી હતી એવી તે અયોધ્યા નગરીનું શું વર્ણન કરવું ?

તે જ નગરીમાં નિત્ય વાસ કરનારો, સ્વભાવે વિવેકી એવો સંગમક નામે નાવાવણિક-હોડીઓદ્વારા દેશદેશાંતરમાં વેપાર ખેડનારો-પોતાની કુલપરંપરાથી ચાલતા આવતા એવા વેપારવડે-હોડીઓદ્વારા વેપાર કરવાની પ્રવૃત્તિવડે પોતાની આજીવિકા ચલાવે છે

લાગવાથી બહુ જ થાકી ગયો છે છતાં ધૈર્યના ટેકાને લીધે તે, ભૂખ અને તરસની શાંતિ માટે ફળ અને કંદ વગેરે ખાવાનું અને પીવાનું પાણી શોધવા સારુ પહાડની કુંજોમાં આમતેમ ભમતો હતો એવામાં તેણે એલચી, લવિંગ, નાળિયેર, કેળ અને ફણસ વગેરેનાં ફળોથી લચી ગયેલી એવી એક વૃક્ષઘટાને દીઠી. એવાં સુંદર ફળવાળાં વૃક્ષોને જોઈને એને પાછી જીવવાની કાંઈક આશા બંધાઈ. એ વૃક્ષઘટાની પાસેના સરોવર તરફ જઈ તે 'સંગમકે' હાથ પગ મુખ ધોયાં અને પછી તે, વીણી લાવેલા ફળોને ખાવા બેઠો. પોતાને ગમે તેવાં ફળોની ખાદ્યસામગ્રી મેળવીને તે 'સંગમક' ખાવાની શરુઆત કરતાં પહેલાં પોતાના ઇષ્ટદેવ અને ગુરુનું સ્મરણ કરવા લાગ્યો અને આમ વિચારવા લાગ્યો:—

"જો કે આ અરણ્ય, મનુષ્યના પગલાં વિનાનું છે, કારણ કે અહીં ભયાનક સિંહ. હરણ, વાઘ, જંગલી હાથી, રિંછ અને લુંટારા ભીલો રહે છે તેથી કોઈ માનવ અહીં પેસવાની હિંમત કરતો નથી, તો પણ કોઈ માનવ મારી પેઠે પ્રતિકૂળ ભાગ્યને લીધે અનિષ્ટને પામેલો એવો કોઈ પણ રીતે અહીં આવી ચડે તો તેને દાન દઈને મારે આ ફળો ખાવાં ખપે એ વિશેષ યોગ્ય છે. અતિથિઓને આપ્યા પછી જે વધે તે જ ખાધું 'ખાધું' કહેવાય, તે જ વૈભવ ખરો કહેવાય, જે પોતાના બધા લોકોને સામાન્ય હોય અર્થાત્ જેનો ઉપભોગ બધા લોકો એક સરખી રીતે કરી શકતા હોય, એમ હું માનું છું. આદિ અને અંત વગરના આ સંસારમાં શું પ્રાપ્ત થયું નથી? અથવા ક્યા ક્યા ભોગો ભોગવ્યા નથી? મને શંકા રહે છે કે–પરોપકાર સિવાય આ સંસારમાં આ જીવે શું નથી કર્યું? અર્થાત્ પરોપકાર સિવાય આ જીવ બધું જ કરી ચૂક્યો છે, તો હે હૃદય! તું ભૂખથી આકુળવ્યાકુળ થઈ ગયેલું છે છતા ક્ષણવાર માટે પણ દીનતા ન પામીશ. આ પ્રસંગે અતિથિને દાન કરવું એ સુખના નિધાન જેવું છે. એ રીતે તે 'સંગમક' મહાત્મા વિચાર કરે છે અને એનું આત્મવીર્ય અતિથિ તરફના શુદ્ધ સદ્ભાવને લીધે ઊછળી રહ્યું છે. આ પરિસ્થિતિમાં તે, અતિથિને જોવા માટે ચારે દિશાઓ તરફ નજર માંડી રહ્યો છે અને તેની દાનભાવના અખંડ વહી રહી છે. એટલામાં એક હરણ, સંગમકને ભોજનની તૈયારી કરતો જોઈને મન અને પવનના વેગને પણ ટપી જાય એવા વેગથી પૂર્વ દિશા તરફથી ત્યાં આવી પહોંચ્યું. હરણને જોઈને સંગમકને વિચાર આવ્યો કે–હું કોઈને ભય પમાડતો નથી છતાં આ હરણ કેમ આમ ભયભીત થયેલું જણાય છે, અથવા હરણની ચેષ્ટા જોતાં તે ઉદ્ભ્રાંત નથી છતા તે શા માટે દોડે છે? અથવા આ પશુજાતિ સ્વભાવથી જ બીકણ હોય છે. એમ એ વિચાર કરે છે એટલામાં તેની પાસે તત્ક્ષણ, માથા ઉપર ધોળા છત્રને ધરેલો એવો એક મહાતપસ્વી આવી પહોંચ્યો, જાણે કે પ્રત્યક્ષ સ્કંદકુમાર ન હોય. એ તપસ્વીની આગળ આગળ એનો વિજયઘોષ કરતા કરતા અને એના ચરિત્રની વિજય ગાથા ગાતા ગાતા વિદ્યાધર ચારણો ચાલતા હતા. પેલા હરણે આ મહાતપસ્વીને

ઉપરના ભાગમાં બેઠેલા અને આંખમાં બરાબર ખાસ પ્રકારનું અંજન આંજીને સમુદ્રમાં વસતા દુષ્ટ મગરો વગેરે તરફ ધ્યાન રાખતા એવા નીજામાએ, વહાણની સામે ધસ્યો આવતો અફળાવાની તૈયારી કરતો બરફનો પહાડ જોતાં જ કહ્યું:

અરેરે ! પ્રલયકાળે ક્ષોભ પામેલા પુષ્કરાવર્ત મેઘ જેવી ગંભીર ગર્જનાવાળાં (વાજાં) વગાડો અર્થાત્ ભયસૂચક વાજાં વગાડો, અગ્નિજ્વાલાના સમૂહથી વ્યાપ્ત એવાં અગ્નિતેલો-ગરમ ગરમ તેલો દરિયામાં ફેંકો, દૂર દૂર સુધી પાણીના સમૂહને ઉછાળતો જાણે કે સૂર્ય અને તારાના સમૂહ સાથેના આકાશને ભરી દેવા માટે ઊંચે ઉછળતો ન હોય એવો 'તિમિંગલ' નામે દુષ્ટ જલચર પ્રાણી આ સામે ધસ્યો આવે છે અને એ આપણું સારુ ક્ષેમંકર નથી.' માટે એને અટકાવવા માટેના યોગ્ય એવા બધા ઉપાયો કરો, સ્મરણ કરવા યોગ્ય પોતપોતાના ઈષ્ટદેવોનું સ્મરણ કરો. હજુ આટલું જ બોલીને તે નીજામો બોલતો અટક્યો તેટલામાં જ સામે ધસ્યા આવતા તિમિંગલની પેઠે તે જ વહાણની પાછળ બીજો એવો દુષ્ટ જલચર પડ્યો અને વહાણને જોખમમાં નાખ્યું. ત્યાર પછી હૃદયમાં વિશેષે કરીને ભયભીત થયેલો અને જેણે જીવવાની આશા તજી દીધી છે એવો એ નીજામો ફરી વાર બોલવા લાગ્યો: "હે હે ! હોડીમાં બેઠેલા માનવો ! હવે જીવવાની આશાની વાત પણ મૂકી દ્યો, તમારા ઇષ્ટ દેવોને યાદ કરો, બે કૃતાન્તો-જમો-ની વચ્ચે સપડાયેલા અર્થાત્ વહાણની આગળ અને પાછળ એમ બે તરફ દુષ્ટ જલચરરૂપ જમ ધસ્યો આવે છે તેથી હવે આપણી બચવાની-આમાંથી છૂટવાની-આશા નથી." જ્યાં એ નીમાજો આટલું જ બોલ્યો ત્યા તો પ્રલયકાળે ત્રણે જગતને કોળિયો કરી જનાર યમના મોટી બખોલ જેવા ભયંકર મુખવાળા એક તિમિંગલે તે વહાણને આગલા ભાગમાં પોતાના જડબામાં લીધું અને બીજા તિમિંગલે વહાણના પાછલા ભાગને પોતાની દાઢમાં લીધો. એ રીતે એક તિમિંગલ આગળ અને બીજો પાછળ એમ વહાણની બન્ને બાજુએ બે તિમિંગલો લાગ્યા અને વહાણને આમથી તેમ આગળ પાછળ ખેંચવા લાગ્યા. એ વહાણને આમ તેમ ખેંચતા એ બે તિમિંગલોની આંખની પાંપણો ઊંચી નીચી થતાં પણ ભયાનક અવાજ થાય છે અને તે અવાજને લીધે વહાણમાં રહેલા વાણોતરો ભયભીત બની કકળાટ કરી રહ્યા છે. વહાણમાં રહેલા નોકરો વિહ્વલ થવાથી તેમની ચેષ્ટાઓ પણ ઠેકાણા વગરની થવા લાગી છે અને તેઓ કાયર બની ભયને લીધે થરથરી રહ્યા છે. એવી હાલતમાં એ વહાણના સો ટુકડા થઇ ગયા. સાથવાની મૂઠી જેમ હવામાં ઊડી જાય તેમ હોડીમાં બેઠેલા બધા માણસો નાશ પામ્યા. પેલો 'સંગમક' વહાણવટીને પણ ભાગ્યયોગને લીધે ક્રમે કરીને એક પાટિયાનો ટુકડો મળી ગયો અને મોટા મોટા તરંગોથી ખેંચાતો ખેંચાતો તે કેટલાક દિવસો પછી સમુદ્રકાંઠે આવેલા 'સુવેલાચલ' નામના પર્વતની પાસે આવી પહોંચ્યો. મોટા મોટા તરંગોના ધક્કાઓથી ધકકેલાઈને કાંઠે આવેલો તે 'સંગમક' ઘણો પરિશ્રમ

મહાભાગ્યવંત છે. કામધેનુ, ચિંતામણિરત્ન અને કલ્પવૃક્ષના પણ પ્રભાવને અભિભવ પમાડનાર એવા આ રાજર્ષિ મુનિને અમંગળિયા લોકો તો જોવા પણ પામતા નથી તો પારણું તો શી રીતે કરાવી શકે ? તેં સમસ્ત જગતમાં ખ્યાત થયેલા આ મહાનુભાવ વિશે સાંભળ્યું નથી ? સંગમકે કહ્યું: ઘુવડ સૂર્યને જોઈ શકતું નથી શું એટલા માત્રથી તે સૂર્ય સમસ્ત જગતમાં ખ્યાત નથી હોતો ? હું કહું છું કે–હે બાંધવ ! સર્વ પ્રકારે કાનમાં અમૃત વૃષ્ટિ જેવું એ મુનિનું સ્વરૂપ મને કહી સંભળાવ. માગધ બોલ્યોઃ એમ કરૂં છું એટલે એ રાજર્ષિની વાત કહું છું, સાંભળ—

ઘણા રત્નોથી ભરેલા વૈતાઢ્ય પર્વત તરફ આવેલી દક્ષિણ શ્રેણિનો સ્વામી અને પુણ્ય વગરના માણુસોને દુર્લભ એવા 'ગગનવલ્લભ' નગરનો રાજા **અનંતવીર્ય** નામે વિદ્યાધરોનો ચક્રવર્તી છે. પોતાની રાજધાનીમાં એ, ખીલેલા કમળના માન જેવી લાંબી આખવાળી, રૂપ-લાવણ્યમા દેવાગનાઓ કરતાં પણ ચડિયાતી અંતઃપુરની પોતાની રાણીઓ સાથે જેમ દેવલોકમા ઇદ્ર વિલસે છે તેમ વિલાસ કરતો પોતાનો વખત વીતાવે છે. તેને બધા પ્રકારની કળાઓમાં કુશળ અને જેમણે બધી વિદ્યાઓ સિદ્ધ કરી છે એવા મહાબળવાળા બે પુત્રો હતા. એક **મેઘનાદ** અને બીજો **સિંહનાદ.** પ્રથમ પુત્ર યુવરાજ-પદે સ્થાપિત હતો અને બીજાને ફટાયા તરીકે રાખેલો હતો. દિવસો જતાં પૂર્વ કર્મના વિપાકને લીધે નાના છોકરાનું શરીર કોઢ થવાથી બગડી ગયું. કોઢ ઉપર અનેક પ્રકારે ઔષધ વગેરેના પ્રયોગો કર્યાં છતા તેમાં થોડો પણ ફેર ન પડ્યો. એથી એનો પિતા અનંતવીર્ય ભારે ખેદ પામ્યો. પુત્રને જીવવાની આશા ન રહી. દુઃખથી પીડા પામેલા એ વિદ્યાધર નરેન્દ્રે ( અનંતવીર્યે ) હવે એ કોઢને મટાડવા માટે મંત્ર અને તત્રના પણ ઉપચારો કર્યાં. એ ઉપચારોથી તો ઊલટું તે વ્યાધિ ( કોઢ ) વધારે વધ્યો. ભારે શોકને લીધે ગળગળા થઇ ગયેલા અને રોતા તે અનંતવીર્ય રાજાને 'પ્રજ્ઞપ્તિ' નામે મહાવિદ્યા-દેવતાએ શોક કરતો અટકાવવા આ પ્રમાણે કહ્યુંઃ " ભો ખેચરના રાજા ! તું ગૌરવશાળી વિદ્યાધરના વંશમાં સહજ એવી ધીરજને છોડીને સાધારણ-ગ્રામ્ય માણુસની પેઠે આ રીતે ખેદ શા માટે કરે છે ? પૂર્વે કરેલાં દુષ્કૃતોનું ફળ કોને નથી ભોગવવું પડતું ? શું તે એવો દેવ, દાનવ વા ખુદ તીર્થંકર ભગવાન જોયા છે વા સાંભળ્યો છે કે જેણે પૂર્વ કર્મોનું ફળ ન ભોગવ્યું હોય ? પૂર્વ કર્મોના ફળ ભોગવતાં સૌના હાલ સરખા હોય છે છતાં તું આ રીતે શા માટે સંતાપ કરે છે ? આ મહાનુભાવ (તારો નાનો પુત્ર) પૂર્વજન્મમાં **કુંચીપુર**ના રાજા **શ્રીવર્મનરેન્દ્ર**નો પુરોહિત હતો. તે વખતે તેના ઉપર લોકોનો ખૂબ રાગ હતો અને તેથી લોકો તેની વિશેષ પૂજા કરતા, આને લીધે તે પુરોહિતમાં ભારે અભિમાન આવ્યું અને આઠે પ્રકારનો મદ તેના ઉપર ચઢી બેઠો. એ પ્રસંગે એક વાર માસોપવાસી **સનત્કુમાર** મુનિ, માસખમણુના પારણુા નિમિત્તે તેને ઘરે આવ્યા તે વખતે તે, પોતાને ઘરે ભોજન

માર્ગ દેખાડ્યો છે, એ રીતે એ તપસ્વી જાણે કે બળદેવની શોભાને ન પામ્યા હોય એવા જણાતા હતા. આ પછી 'સંગમકે' તે મહાતપસ્વીનું માહાત્મ્ય જાણ્યું અને હરણના આવવાનો પરમાર્થ પણ સમજાયો. મુનિને જોઇને તેને અપ્રાપ્તપૂર્વ-કોઇ વાર પહેલાં નહીં થયેલો-હર્ષ થયો અને તે, રોમાંચ થવાથી વિશેષ શોભાયમાન જણાવા લાગ્યો. 'આપને સ્વાગત છે' એમ બોલતો તે સંગમક, પેલા મહાતપસ્વીની સામે સાત આઠ પગલાં ગયો અને તેમના ચરણકમળને પ્રણામ કરી પોતાના માટે તૈયાર કરેલાં અને પોતાની નિશ્રાએ આણેલાં તે કેળાં વગેરે પોતાની પાસેનાં ફળોદ્વારા તેમને પ્રતિલાભ્યા અને પછી મુનિને વંદના કરી. પરિતોષ પામેલો તે સંગમક, સાત આઠ પગલાં તે મુનિની પાછળ ગયો. પોતાની હોડી દરિયામાં ભાંગી જતાં પોતાને મરણાંત કષ્ટ ખમવું પડ્યું છતાં આ, મુનિને પ્રતિલાભ્યાનો પ્રસંગ મળતાં, એ કષ્ટને પણ પરમ અભ્યુદયરૂપ માનતો એવો તે, મુનિને વહોરાવ્યા પછી જમવા બેઠો.

ભોજન કર્યાં પછી પુન્નાગવૃક્ષની છાયામાં બેસી વીસામો લેતો તે વિચાર કરવા લાગ્યો. "અહો! આ મહામુનિ અત્યંત વીતરાગ શી રીતે થયા હશે? વળી, એના ઉપર એક પુરુષે છત્ર શા માટે ધર્યું હશે? વળી એણે બધાને પરિભવ પમાડનારા એવા મદ માયા વગેરેના વિકારોને શી રીતે જીત્યા હશે? અથવા એની આગળ આગળ ચાલતા ચારણો એની માનવો કરતાં પણ વધારે કીર્તિ કરતા હતા, એ એમ કેમ બન્યું હશે? વળી એનું શરીર ઘણું દુર્બળ હતું એમ પણ કેમ થયું હશે? અથવા સૂર્યને પણ અભિભવ પમાડે એવી એની જાજ્વલ્યમાન કાંતિ હતી તેનું શું કારણ? આવા આવા વિચારો તેના મનમાં ઊઠ્યા. છેવટે તેને એમ થયું કે-અહો! મહાપુરુષોની વિભૂતિઓ નિઃસીમ હોય છે અને અમારી જેવા તુચ્છ બુદ્ધિવાળા પામરોના વિચારમાં એ વિભૂતિઓ આવી પણ શકતી નથી.

બરાબર આ વખતે તે માગધ, તે સ્થાને આવ્યો અને કહેવા લાગ્યો—ભો ભો! મહાયશવાળા! જે લોકો સુકર્મા છે તેઓમાં તારું નામ પ્રથમ લેવાવાનું. તેં જન્મ અને જીવિતનું ફળ મેળવી લીધું છે, અને તું સમગ્ર માનવોમાં મુકુટમણિ જેવો નિશ્ચિત રીતે છે; કારણ કે એમ ન હોય તો અર્થાત્ તું ખરેખરો ભાગ્યવાન ન હોય તો તું એ બેચર રાજર્ષિને ચાર મહિનાના ઉપવાસના પારણાને પ્રસંગે સમગ્ર દોષ રહિત અન્નપાન( ફળ- વગેરે)દ્વારા પારણું ન જ કરાવી શકત. એ રાજર્ષિના ચરણોને વિદ્યાધરોના રાજાઓનો સમૂહ પગે પડીને પોતાના મુકુટ-મણિઓવડે શોભાવે છે, એમણે તરણાંની પેઠે વિદ્યાધરોની રાજલક્ષ્મીને તજી દીધેલી છે અને એમની કીર્તિ તો ત્રિભુવનરૂપ સરોવરમાં ખીલી ઊઠેલા કુમુદના જેવી છે. એવા એ રાજર્ષિને ચોમાસી તપનું પારણું કરાવીને તેં ખરેખર ત્રિલોક- ની સમૃદ્ધિના વિસ્તારને હસ્તગત કરી લીધો છે. આમ છે માટે જ તું ખરેખર

તે જ્ઞાનદ્વારા નાના પુત્રે પોતે પણ પોતાનો દેવતાએ કહ્યો તેવો ખરેખરો પૂર્વભવ પ્રત્યક્ષ કર્યો અને દેવતાએ કહેલી હકીકત તેણે ખરી સ્વીકારી. પોતાનો પૂર્વભવ પ્રત્યક્ષ કર્યા પછી રાજકુમાર સિંહનાદને તીવ્ર વૈરાગ્ય થયો, પોતાના શરીરમાં કોઢ થવાને લીધે અનેક કૃમિઓ થઈ ગયા છે અને શરીર વિશેષ ક્ષીણ થઈ ગયું છે તે જોઈ સિંહનાદે એમને અસાધ્ય જાણી અગ્નિમાં પ્રવેશ કરી બળી મરવાનું નક્કી કર્યું અને હાથ જોડી, મસ્તક નમાવી વિનયપૂર્વક પોતાના પિતાને વિનંતિ કરી: હે પિતાજી! અવસ્થાનો વિપાક વિષમ છે, કર્મની પરિણતિ પ્રતિકૂળ છે, આ રોગ મટે અને હું આરોગ્ય મેળવું એ માટે કોઈ ઉપાય દેખાતો નથી, તો આપની પાસે મારે કાંઈક માગણી કરવાની છે. જો તમે આપવાની હા કહો તો. વિદ્યાધરચક્રવર્તી અનંતવીર્યે કહ્યું: બચ્ચા-વ્હાલા દીકરા-સિંહનાદ! તું એમ કેમ બોલે છે? શું તને પણ ન દઉં એવું કંઈ હોય ખરું? તું કશી પણ શંકા રાખ્યા વગર માગ અને તું જે માગીશ તે હું જરૂર આપીશ. રાજકુમાર સિંહનાદ બોલ્યો: હું અગ્નિમાં પડીને બળી મરવા ઇચ્છું છું અને એ રીતે મારો આત્મઘાત કરતાં તમારે મને જરા પણ વિઘ્ન નહીં કરવાનું. જો તમે મને મારું માગેલું આપો તો હું આ જ માગું છું. આ જાતની રાજકુમારની માંગણી સાંભળી વિદ્યાધરના રાજા અનંતવીર્યને ભારે સંતાપ થયો અને તેને એમ થયું કે-રાજકુમારનું વચનછળ મારા ધ્યાનમા ન આવ્યું અને તેથી તેને ભારે પસ્તાવો થયો. હવે રાજકુમાર સિંહનાદને પોતાના સ્વજનોએ ઘણો વાર્યો છતાં તેણે પતંગિયાની પેઠે ભડભડતી આગમાં પડતું મૂકયું અને તેથી આખા નગરમાં ભારે હાહાકાર થઈ ગયો. સિંહનાદની રાણીઓએ પણ પોતાના પતિ પ્રમાણે આગમાં પડી બળી મરવાનું ધાર્યું, તો પણ તેમને મહાકષ્ટે રોકી રાખવામાં આવી.

આ તરફ રાજા અનંતવીર્યને ભારે ખેદ થયો. તેને એમ થયું કે-'હાય! મેં મારા સિંહનાદને દેવતાએ જણાવેલો તેનો પૂર્વભવ શા સારુ કહી સંભળાવ્યો? હાય! મેં તેની અગ્નિમાં પડીને બળી મરવાની માગણી શા માટે સ્વીકારી?' આ રીતે તેને ભારે સંતાપ થયો. આમ સંતાપમાં ને સંતાપમાં તેને કયાંય ચેન નથી પડતું. છેવટે દીક્ષા લેવાનો વિચાર કર્યો. રાજલોકો એટલે અનંતવીર્યના દરબારીઓ તેને દીક્ષા લેતો અટકાવતા રહ્યા તો પણ પુત્રના મરણ સંબંધથી થયેલા તીવ્ર વૈરાગ્યને લીધે તેણે પોતાના યુવરાજ પુત્ર મેઘનાદને રાજ્ય ઉપર સ્થાપી મહાબાહુ પ્રભુ પાસે દીક્ષા લીધી, અને તે વિદ્યાધરેશ્વર શ્રમણ થયો અને દીક્ષાના પ્રથમ દિવસથી જ તેણે પાસખમણ, માસખમણ વગેરે તીવ્ર તપશ્ચર્યાઓ શરુ કરી દીધી. નગરમાં રહેવાથી તે અનંતવીર્ય રાજર્ષિની ભારે પૂજા થવા લાગી અને વિદ્યાધરના અધીપો નિરંતર-વારંવાર તેની વંદન, પૂજા, પ્રતિપત્તિ વગેરે કરવા લાગ્યા તેથી રાજર્ષિને એમ લાગ્યું કે 'આ મારી વંદના-પૂજા તો મારા ધર્મધ્યાનમાં વિઘ્નરૂપ

કરવાની તૈયારીમાં હતો. ભિક્ષા માટે આવેલા મુનિનો તે પુરોહિતે તિરસ્કાર-અનાદર કર્યો અને પોતે જમતા વધેલી એવી એઠી ભિક્ષા તે મુનિને તેણે તિરસ્કારપૂર્વક દેવરાવી. મુનિએ એ ભિક્ષાને આગમશ્રુતવિધિની અપેક્ષાએ તત્કાલોચિત દ્રવ્યાદિથી શુદ્ધ સમજીને ગ્રહણ કરી અને ખાવા પણ માંડી, પરંતુ તેમ કરતાં તે મુનિને દેવતાએ અટકાવ્યા ત્યારે તે મુનિએ, એ ભિક્ષાને પરહરી-પરઠવી દીધી. હવે એ દેવતાએ-પુરોહિતે કરેલું મુનિનું અપમાન અસહ્ય લાગતાં-એ પુરોહિતના શરીરમાં એક સાથે સોળ મહારોગો ઉપજાવ્યા. તે રોગોથી અત્યંત પીડા પામતો અને જેમ થોડા પાણીમાં માછલી તરફડે તેમ તરફડતો એ પુરોહિત મરણ પામ્યો. મર્યા પછી તે, નિંદિત યોનિઓવાળી જીવજાતિઓમાં જન્મ્યો, એ જન્મોમાં પણ તે, રોગોથી પીડા પામીને મરણ પામ્યો. આ રીતે કેટલાક જન્મ-જન્માંતરો સુધી ઉગ્ર દુઃખોને અનુભવીને તે પુરોહિતનો જીવ, હજુ તેના દુષ્કૃતો બાકી રહ્યાં હોવાને કારણે વર્તમાનમાં તારે ત્યાં પુત્રપણે અવતર્યો છે અને પૂર્વનું થોડું દુષ્કૃત બાકી હોવાથી તે, આ પ્રકારે દુઃસ્થ અવસ્થાને-રોગોથી થતી પીડાને-પામ્યો છે, તો હે મહારાજ! તું તો સંસારની પરિસ્થિતિનો બરાબર જાણકાર છે તેથી સંતાપને તજી, ધીરજને ધારણ કર, અને પૂર્વે કરેલાં દુષ્ટ કર્મોના કડવા પરિપાક વિશે તું વિચાર કર. " એ પ્રજ્ઞપ્તિ વિદ્યાદેવીનું કથન સાંભળીને વિદ્યાધરોના રાજા અનંતવીર્યે આ પ્રમાણે વિચાર કર્યો:

પ્રલયકાળે ચલિત થયેલા અને ચંચળ તરંગોથી ઉછળતા એવા ચારે બાજુ વિસ્તાર પામતા સમુદ્રના જળ-પ્રવાહને કદાચ કોઈ રીતે રુંધી-રોકી શકાય. પાતળા રેશમી વસ્ત્રના કટકામાં અને મોતીઓની માળા વચ્ચે કદાચ કોઈ રીતે નિશ્ચળ કરી શકાય. વળી, ધગધગતી આગની ઝાળોવાળા પ્રચંડ મહાનલને અંદર પડીને લાંબા વખત સુધી કદાચ ભેટી શકાય અર્થાત્ એવી ભયંકર આગમાં પણ કદાચ રહી શકાય. જાણે ઘડામાં રાખ્યા હોય તે રીતે પાંચ મેરુને હાથની પાંચ આંગળીઓમાં રાખી કદાચ રમી શકાય. અર્થાત્ આવાં આવાં સર્વથા અશક્ય કાર્યોને પણ કદાચ કોઈ કરી શકે તો પણ વિશુધ્ધ જીવોના ઉદ્યોગોદ્ધારા થતા પ્રયોગોને લીધે પણ થતી જન્મ પરંપરાની પીડાને તથા અશુભ સ્થિતિવાળાં અને એવાં રસવાળાં કર્મોના સમૂહથી થતી પીડાને એક ક્ષણ પણ સહ્યા વિના નિશ્ચિતપણે ચાલતું નથી. જે સુરો અને અસુરો આમ તો સ્વચ્છંદ રીતે હરેફરે છે તેઓ પણ કર્મવિપાક આવતાં એક ક્ષણ માટે પણ તેને ભોગવવાનું ટાળી શકતા નથી તો બીજાની તો શી વાત કરવી? કર્મોના વિપાક વિશે અને તેના અવશ્ય ભોગવટા વિશે ઉપર પ્રમાણે વિચાર કરતા અનંતવીર્યને એમ થયું કે મારે તો આ સર્વ પ્રકારે સંકટ આવી પડયું, પુત્રને કુશળ થવાનો સંભવ નથી એમ ધારી તે, પુત્રની પાસે ગયો. તેણે પોતાના નાના પુત્રને દેવતાએ જે રીતે તેનો (પુત્રનો) પૂર્વજન્મનો વૃત્તાંત જણાવ્યો હતો તે રીતે બધો વિગતથી કહી સંભળાવ્યો. તે સાંભળતાં જ નાના પુત્રને જાતિસ્મરણ જ્ઞાન થયું અને

જન્મ થયો અને બીજી તરફ પ્રબળ રાજા વશ થયો-આ પ્રકારના બેવડા આનંદના સમાચાર મળવાથી પુત્રના જન્મનું વધામણું વિશેષ ઉલ્લાસથી થયું. જ્યારે તે બાર દિવસનો થયો ત્યારે તેનું નામ "સુજય" રાખવામાં આવ્યું. તેનું બાળપણ વીતી જતાં જ્યારે તે નિશાળે જવા જેટલી અવસ્થાને પામ્યો એટલે આઠ નવ વરસની ઉંમરનો થયો ત્યારે તે કલાચાર્યની પાસે જઇ પહેલાં પુરુષને શીખવા યોગ્ય બહોંતેર કળા શીખ્યો, અને પછી યૌવનવય પામતાં બત્રીશ કન્યાઓને પરણ્યો.

હવે સુંદર પુણ્યવાળો એ 'સુજય' યુવરાજ પોતાના ભુજદંડદ્વારા જ્યારે ધનુષ્યની દોરને નમાવે છે ત્યારે આશ્ચર્ય તો એ છે કે-એનાથી નાશી ગયેલા એના શત્રુરાજાઓની શોભા-સમૃદ્ધિ ચારે દિશામાં નમી પડે છે, અર્થાત્ એનું ધનુષ્ય નમતાં શત્રુઓ નાશી જાય છે, તાબે થઇ જાય છે. ભયંકર મેઘની ગર્જના જેવો યુવરાજ સુજયના પ્રચંડ ધનુષ્યની દોરીનો જ્યારે ઝણઝણાટ-ટંકાર થાય છે ત્યારે પેલા ભયભીત રાજહંસો કવખતે જ ગભરાઇ જાય છે અર્થાત્ મેઘની ગર્જના થતાં જેમ હંસો ગભરાય છે તેમ સુજયના ધનુષની દોરીનો ઝણઝણાટ થતાં જ બીજા રાજાઓ ભયભીત થાય છે. યુવરાજ સુજયનો પ્રતાપ તો છે એક પ્રકારનો છતાં તેનાં બે જાતનાં રૂપ પ્રત્યક્ષ દેખાય છે. જે રાજાઓ તેને નમતા રહે છે તે રાજાઓને એ પ્રતાપ હીમ જેવો શીતળ લાગે છે અને જેઓ તેને નમતા નથી તેવાઓને એ પ્રતાપ પ્રલય કાળના ભયંકર દાવાનલ જેવો લાગે છે. એ યુવરાજ, ત્યાગમાં-દાનમાં, વિદ્યામાં, નીતિમાં અને વિનયમાં, ડહાપણમાં અને દાક્ષિણ્યતામાં બધાથી એટલો બધો ચઢિયાતો છે કે એ ગુણોમાં પહેલાં એનાં વખાણ થયા પછી જ બીજાઓનાં નામ બોલાય છે અર્થાત્ એ, દાનાદિક ગુણોમાં સૌથી વિશેષ આગળ પડતો છે.

આ પ્રકારના ઉત્તમ ગુણયુક્ત યુવરાજ 'સુજય'ને પોતાની ગાદી સોંપી તેના પિતાએ પોતે શ્રમણદીક્ષાને સ્વીકારી. હવે એ વિજયરાજ શ્રમણ, પોતાના ગુરુની સાથે ગામડાંઓ તરફ, ખાણો તરફ, જ્યાં માનવોની વસ્તી છે તે બાજુ અને નગરો તરફ એમ ચારે બાજુ આ સુંદર પૃથ્વી ઉપર વિહરવા લાગ્યો. આ તરફ 'સુજય' મહારાજ પણ ચંદ્ર જેમ કિરણોદ્વારા કુવલયને આનંદ આપે છે, તેમ હળવા કરોદ્વારા કુવલય-ભૂમંડળને-પ્રજામંડળને આનંદ આપતો ચંદ્રની જેમ પ્રતિદિન પ્રવર્ધમાન-વધતો ઉન્નતિ પામતો અને રાજશ્રીનો ઉપભોગ કરતો આનંદે વિલસે છે. વખત જતાં એ રાજા વિશેષ દાની હોવાથી અને પ્રજા પાસેથી ઓછો કર લેતો હોવાથી તેના ધનભંડારો તથા અનાજના કોઠારો ખૂટી ગયા. ધનભંડારના વ્યવસ્થાપક અને કોઠારના વ્યવસ્થાપકે એ ભંડારો અને કોઠારો ખૂટી ગયાની હકીકત રાજાને જણાવી. હકીકત સાંભળીને રાજા ખેદ પામ્યો. તેને વિચાર થયો કે-આ શું ? મને જુગારનું કે એવું બીજું લક્ષ્મી-નાશક કોઇ જાતનું વ્યસન નથી,

છે માટે મારે અહીં રહેવું ન ઘટે' એમ વિચારી ધર્મના રહસ્યને બરાબર સમજતો તે રાજર્ષિ, પોતાના ગુરુની સંમતિ મેળવી આ સુવેલાચલ પાસેના નિર્જન વનમાં વિહરવા લાગ્યો. એ રાજર્ષિના પુત્ર મેઘનાદનરેંદ્રે રાજર્ષિની ઇચ્છા ન છતાં આને તેના છત્રધારક તરીકે અને મને માગધ તરીકે તેની પાસે આદરપૂર્વક રાખ્યા છે અને એ રીતે તે નરેન્દ્રે, પોતાની પિતા તરફની પરમ ભક્તિ બતાવી છે. જે દિવસે મુનિરૂપ પોતાના પિતાના કુશળ સમાચાર એ મેઘનાદ રાજાને મળતા નથી તે દિવસે એ, ભોજનનો પણ ત્યાગ કરે છે અને એમ છે માટે જ આ મહામુનિના સુખશાતાના સમાચાર જાણવા આ તરફ ઉપરા-ઉપર વારંવાર વિદ્યાધરો આવતા રહે છે અને જતા રહે છે. વળી, હમણાં આ મુનીશ્વરે ચોમાસી તપ કર્યું છે-ચાર મહિનાના ઉપવાસ કર્યા છે. જ્યારે તે તપ પૂરું થવા આવ્યું ત્યારે 'આજે એ મુનિરાજ આ નિર્જન વનમાં કેવી રીતે પારણું કરશે?' એ ચિંતાથી અમે વ્યાકુલ થયેલા. આ મહામુનિ બે પ્રહર જતાં ભિક્ષાપાત્ર તૈયાર કરી ભિક્ષા લેવા જવા માટે તૈયાર થયા છે એટલામાં એક હરણ તેની પાસે આવ્યું. એ હરણ તે મુનિ પાસે રહે અને તેથી તેને વિવેક પ્રાપ્ત થતાં પોતાના પૂર્વભવનું જ્ઞાન થયેલું છે. જંગલમાં બધે ફરતાં ફરતાં એ હરણે આ નિર્જન વનમાં તારી (સંગમકની) હયાતી જાણી લીધી અને તારી પાસેથી મુનિને ભિક્ષા મળે એમ છે એમ સમજવાથી એ હરણે મુનિની પાસે આવી પગમાં પડી તથાપ્રકારની તારા તરફ મુનિને લઇ જવાની ચેષ્ટાઓ કરી દેખાડી. આ પવિત્ર અનગાર, એ હરિણની ઇંગિત ચેષ્ટાઓ સમજી ગયા અને હરણે દેખાડેલા માર્ગ ઉપર ચાલતા એ તારી પાસે આવી પહોંચ્યા. પછી તેં એને પારણું કરાવ્યું તેથી હું (માગધ) કહું છું કે-તું સાધારણ પૂણ્યવાળો નથી પણ કોઇ મહાભાગ્યવાન છો.

આ બધી વાતો સાંભળીને પેલા તપસ્વી સંબંધે સંગમકને જે કુવિકલ્પો ('એ છત્ર કેમ ધરે છે વગેરે') થયા હતા તે બધા દૂર થયા, તપસ્વીની ગુણવિભૂતિ, ત્યાગ-સંપત્તિ અને ઉગ્ર તપશ્ચર્યા આદિ અનેક ગુણપરંપરા જાણીને તેને ભારે આનંદ થયો અને એ આનંદમાં ને આનંદમાં વહાણવટી સંગમક રાત્રે પથારીમાં પડયો-સૂતો. તેનું વહાણ તૂટી ગયા પછી તેને મળેલા પાટિયાદ્વારા સમુદ્રને પાર કરતાં વચ્ચે ઘણી લાંઘણો થઇ. વળી, આ અરણ્યમાં ન ખાઈ શકાય એવાં અયોગ્ય દુષ્પચ્ય કંદમૂલ અને ફળો ખાવાં પડયાં. આને લીધે તેને પેટનું શૂળ થઈ આવ્યું, પેટમાં ભારે પીડા ઉપડી. જંગલમાં વૈદ્ય ન મળવાને લીધે પેટના શૂલનો ઓષધાદિદ્વારા સારી રીતે ઉપચાર ન થઇ શકયો તેથી તે (સંગમક) મરણ પામ્યો અને પછી તેજ અયોધ્યા નગરીમાં રાજ્ય કરતા રાજા વિજય-રાજની પટ્ટરાણી સીતાદેવીની કુક્ષિમાં એ સંગમક તેના પુત્રપણે જન્મ પામ્યો. જ્યારે તેનો જન્મ થયો ત્યારે 'મોટા અભેદ કિલ્લામાં ભરાઇ બેઠેલ સીમાડાનો રાજા હારી ગયો' એવા વિજય સમાચારની વધામણી સંગમકના પિતા વિજયરાજે સાંભળી. એક તરફ પુત્રનો

પુરુષોએ તો આ આખીય પૃથ્વીને નિર્ઋણ-દેવા વગરની કરી નાખેલી, એમની સરખા-મણીમાં હું તો અમુક જ માણસોને અને તે પણ થોડું જ હજુ દઇ શકયો છું છતાં સારા શ્રમણની પેઠે કેમ નિર્ગ્રંથ-પરિગ્રહ-ધનધાન્ય વગરનો-થઈ ગયો છું અર્થાત્ જેમ સારો શ્રમણ પરિગ્રહ વગરનો હોય છે તેમ મેં તે એવું શું દઇ નાખ્યું છે જેથી હું પણ સારા શ્રમણની પેઠે પરિગ્રહ વગરનો થઇ ગયો છું. અહો ! મારી અપુણ્યતા-પુણ્ય વગરની દશા ! અહો ! મેં પૂર્વે દાન નથી દીધાં એનું જ આ પરિણામ ! અહો ! વિફલ અલીકની સંભાવના અર્થાત્ મારા કેવા મિથ્યા મનોરથો ! આ રીતે પોતાની જાતે ઝૂરતો રાજા ભારે ખેદ પામ્યો. ખેદવાળી પરિસ્થિતિને લીધે તેણે પોતાના સેવકોને વિદાય કરી દીધા, સભામાં ચાલતાં નાચગાન વગેરે બંધ કરી દીધા, સાંજનું દેવપૂજન કરી લીધું અને રાજા પોતાની સુખશય્યામાં પડયો. મહામુશીબતે નિદ્રા આવી. સવાર થતાં માંગલિક વાજાંઓ વાગતાં રાજા જાગ્યો. પ્રભાતનાં બધાં કાર્યો સમેટી રાજસભામાં આવીને બેઠો. બરાબર આ વખતે રાજભંડારીએ અને ધાન્યના ભંડારોની વ્યવસ્થા કરનારાઓએ રાજા પાસે આવીને રાજાને વધામણી આપી કે દેવ ! તમને વધાઈ છે, તમારા ભંડારો સોના, રુપા અને હિરાઓ વગેરેથી આજે ભરાઇ ગયા છે-છલકાઇ જાય તેમ ભંડારોની ટોચ સુધી છલોછલ થઇ ગયા છે. અમે એ જાણતા નથી કે આમ એકાએક શાથી થયું ? આ વાત સાંભળીને રાજા જરાક મરકયો અને તેથી એમ જણાયું કે એ સેવકોની વાત સાંભળીને રાજાને પ્રમોદ થયો અને પછી ફરીને પણ યથેચ્છ રીતે અખંડપણે તે રાજા પોતાનો દાનનો પ્રવાહ વહેવડાવવા લાગ્યો.

આ વખતે એક વિશેષ બનાવ બન્યો. રાજાના ધન અને ધાન્યના ભંડારો ખાલી થઇ ગયા સાંભળી સીમાડાના રાજાઓ અભિમાને મત્ત થઈ દેશમા ઉપદ્રવ કરવા લાગ્યા. રાજા સુજયે એ રાજાઓનો આ ઉન્માદ સાંભળ્યો અને તેમના ઉપર તેણે મોટા આડંબર સાથે સૈન્ય લઇને ચઢાઈ કરી. પ્રયાણ કરતાં કરતા કેટલાક પડાવો થયા પછી તે, પોતાના દેશના સીમાડે પહોંચ્યો. લડાઇ થતાં સીમાડાના રાજાઓને વિશેષ સંક્ષોભ થયો અને હરડે ખાવાથી જેમ રેચ લાગી જાય તેમ એ રાજાઓને ખૂબ રેચ લાગી ગયો અર્થાત્ તે રાજાઓ ગભરાઈ ગયા. રોગનો ઉપાય જેમ વૈદ્યો વિચારે તેમ મંત્રીઓએ ગભરાએલા એ રાજાઓના ગભરાટનું નિદાન કર્યું અને એ રાજાઓના પ્રદેશમાં પેસી તેમને તાબે કરવા એ, તેમના ગભરાટનું ઔષધ નક્કી કર્યું. આ પ્રમાણે કરવાથી સીમાડાના એ મદમત્ત રાજાઓ પોતાના વાળ લબડતા અને છૂટા રાખી તથા ગળા ઉપર કુહાડા મૂકી નમી પડયા, અને તેમણે રાજા સુજયની સેવા કરવાનું સ્વીકાર્યું. આથી સુજય નરેન્દ્રે તેમને 'અભય' કરી નિર્ભય કર્યા અને તેથી જેઓ સુજય રાજાના ખંડીયા બની જેમ આવ્યા હતા તેમ પોતપોતાના પ્રદેશમાં ચાલ્યા ગયા.

જેને વધારે દેવું જોઈએ તેને પણ હું ઘણું જ ઓછું આપું છું તથા લોકો પાસેથી પણ ઓછો જ કર વસુલ કરું છું. આમ છતાંય આમ એકસામટા મારા ધનભંડારો અને ધાન્યભંડારો કેમ આટલા જલદી ખાલી થઇ ગયા ? વળી, તેને એમ વિચાર આવ્યો કે કદાચ મેં વધારે પડતું અનુચિત દાન દઈ દીધું હોય અથવા એવા બીજા ખોટા ખર્ચો કર્યાં હોય તેને લઈને મારા ભંડારો ખાલી થઇ ગયા હોય ? એમ વિચારીને રાજા સુજયે શ્રીગૃહપારિગ્ગાહિક (ભંડારનો વ્યવસ્થાપક)–રાજભંડારી ભાનુદત્તને પોતાની પાસે બોલાવ્યો. રાજાએ એ રાજભંડારીને પૂછ્યું કે–અરે ! બીજા બીજા ખર્ચની તો વાતો પછી કરીએ, પણ તું મને પહેલાં તો એ જ બતાવ કે આ વર્ષે તારી પાસે મેં કોને કેટલું દેવરાવ્યું ? રાજભંડારી બોલ્યોઃ દેવ ! સાંભળો.

'ચેદી' દેશના રાજાને વશમાં લાવી આપનાર એવા 'લક્ષવીર' નામના વીર પુરુષની શૂરવીરતા જોઈ રાજી થયેલા આપે તેને દસ ક્રોડ સોનૈયા અપાવ્યા. લક્ષ્ય વીંધવું ભારે કઠણ પડે એવા રાધાવેધને કરી બતાવનાર નેપાળદેશના રાજપુત્રને આપે સંતુષ્ટ થઈને બે ક્રોડ સોનૈયા અપાવ્યા. જ્યારે મ્લેચ્છ રાજા ઉપર જય મેળવ્યો ત્યારે આપને બંદિજનોએ ખૂબ ખૂબ બિરદાવ્યા અને તેથી ખુશી થયેલા આપે તેમને આઠ ક્રોડ સોનૈયા અપાવ્યા. આપની રાજસભામાં દક્ષિણી કુશળ ગવૈયા આવ્યા હતા, તેમના સંગીતથી રાજી થઈને આપે તેમને ચૌદ ક્રોડ સોનૈયા અપાવ્યા હતા. એક વાર આપની સભામાં વિવિધ પ્રકારની ઇંદ્રિજાળવિદ્યા કરી બતાવનાર સંવર નામનો એક ભારે જાદુગર આવ્યો હતો, તેના હેરત-ભર્યા જાદુના ખેલોથી આપ વિસ્મય પામ્યા અને ખુશી થઇને આપે તેને નવ ક્રોડ સોનૈયા અપાવ્યા હતા. કોઈ એક પ્રવાસી પથિકે આવીને પંચમસ્વર ગાઈ બતાવ્યો હતો, તેથી ખુશ થઇને આપે તેને પાંચ ક્રોડ સોનૈયા અપાવ્યા હતા. કેરલી–કેરલ દેશની નર્તિકાઓએ આપની પાસે આવીને વિવિધ પ્રકારનું નર્તન-કૌશલ કરી બતાવ્યું હતું, તેથી સંતોષ પામી આપે તેને આખું શરીર શણગારી શકાય એવાં એક ક્રોડ સોનૈયાના ઘરેણાં અપાવ્યાં હતાં. જ્યારે આપને અજીર્ણને લીધે જ્વર આવેલો ત્યારે તે જ્વરને મટાડનાર વૈદ્યને તુરત જ આપે આઠ ક્રોડ સોનૈયા આપીને પૂજા કરી હતી. આ સિવાય પરચૂરણ પરચૂરણ જે કાંઈ આપે દેવરાવ્યું છે તે બધું મળીને અઠ્ઠાવીશ ક્રોડ સોનૈયા વપરાયા છે અને આ રીતે કુલ બધું થઇને પંચાસી ક્રોડ સોનૈયા ખર્ચાયા છે. આ પ્રમાણે બધો મોટો મોટો વર્ષના ખર્ચનો આંકડો રાજાને જણાવીને તે બુદ્ધિમાન ભાનુદત્ત ભંડારી બોલતો અટકી ગયો.

આ સાંભળીને ચિત્તમાં સંતાપ પામેલો રાજા કહેવા લાગ્યો' અમે કેવાક દાતાર છીએ વા અમે કેટલુંક દઇ દીધું છે ? કે જેથી આટલા દેવા–દાન–વડે પણ અમારા ધન અને ધાન્યના ભંડારો ખાલી થઈ ગયા. આજે પણ એ વાત સમજાય છે કે કેટલાક મહા-

વિશેષ પ્રકારના દેય પદાર્થોની તૈયારી છે, તે જ આ તદ્દન અભિનવ એવો વિશેષ પ્રકારનો મારો દાનનો મનોરથ છે. અને મારો ગૃહસ્થાશ્રમ સર્વ પ્રકારે આજે જ સફળ થયો' આ જાતના વિશેષ વધતા ઉલ્લાસને ધારણ કરતાં રાજાએ પેલા અનગારની સામે અશન-ખાવાનું, પાન-પીવાનું, ખાદિમ-મેવા વિગેરે, સ્વાદિમ-લવીંગ, એલાયચી વગેરે મુખવાસ વસ્ત્ર, કંબલ અને ઔષધ વગેરે બધી દેય સામગ્રી હાજર કરી. સાધુ મુનિરાજે પણ રાગદ્વેષની વૃત્તિને દૂર કરી અનાસકતપણે ઉદ્‌ગમ, ઉત્પાદના અને એષણાના દોષો વિનાની અર્થાત્ સાધુને ખપે એવી વિશુદ્ધ દેય સામગ્રીને જોઇ-વિચારી 'ગોવત્સત્યક્તગ્રહણ' ના ન્યાય પ્રમાણે તેમાંથી જરુર પૂરતું કાંઇક લીધું અર્થાત્ ગાયનો વાછડો ચારો ચરતી વખતે ઘાસને મૂળથી ખાઇ જતો નથી પણ થોડું થોડું બાકી રાખે છે અને ઉપરઉપરથી અડધુંપડધું ચરે છે તેમ આ મુનિએ પણ એ દેય સામગ્રીમાંથી થોડું થોડું લીધું પણ આસક્તિભાવ રાખી એકસામટું બધું ન લઇ લીધું અથવા દોહનારો ગોવાળ દોહી રહ્યા પછી જે દૂધ બાકી રહે છે તેને ગાયનો વાછડો ધાવે છે તેમ મુનિ પણ, જમતાં જે કાંઇ વધ્યુંઘટ્યું હોય તેને લે છે. આ રીતે ભિક્ષા લેવાથી ગૃહસ્થોને તકલીફ પડતી નથી તેમ તેમના ઉપર કશો ભાર પણ પડતો નથી. ફૂલના રસને ચૂસતો ભમરો જેમ જુદા જુદા ફૂલોમાંથી ટીપું ટીપું રસ ચૂસે છે, એમ ચૂસવાથી ફૂલોને પીડા થતી નથી તેમ ભ્રમર પણ પોતાનો નિર્વાહ કરે છે. એ જ રીતે માધુકરી વૃત્તિથી એ મુનિરાજે રાજા સુજયને ઘરે જઇને પારણા માટે ભિક્ષા મેળવી. ભિક્ષા વહોરાવીને પોતાના પરિવાર સાથે રાજાએ મુનિને સવિનય વંદન કર્યું અને એ તપસ્વી સાધુ જેવા આવ્યા હતા તેવા પાછા પોતાને સ્થાને ચાલ્યા ગયા.

રાજા સુજયે બીજી બધી પ્રવૃત્તિઓ પડતી મેલી કેટલાક દિવસ સુધી એ મુનિરાજની ઉપાસના કરી. મુનિરાજ પાસેથી શ્રી જિનેશ્વરે જણાવેલા ધર્મનું રહસ્ય જાણ્યું. વખત જતાં રાજાને વૈરાગ્યભાવ ઉપજ્યો અને મુનિરાજને વિનંતિ કરી કે-હે ભગવન્! આપ અયોધ્યા નગરી તરફ વિહાર કરો. મારો વિચાર એવો છે કે-રાજ્યભાર પુત્રને સોંપી આપની પાસે દીક્ષા લઉં. મુનિરાજ બોલ્યા. મહારાજ! તમારી જેવાઓને એ ઉચિત છે અને અમે પણ યોગાનુયોગે એમ કરીશું અર્થાત્ અયોધ્યા તરફ આવીશું.

ત્યારે પછી રાજા 'સુજય', એ વિદ્યાધર રાજર્ષિને સવિનય વંદન કરી પોતાની નગરી ભણી ગયો. દીક્ષા લેવાનો પોતાનો સંકલ્પ રાજ્યના મંત્રીઓને અને સામંતોને જણાવ્યો. તેઓએ તેમાં પોતાની સંમતિ આપી. અભિષેક કરવા માટે યોગ્ય મુહૂર્ત જોવડાવી પુત્રને ગાદીએ સ્થાપ્યો. બધા કેદીઓને છોડી મૂક્યા, અમારીની ઘોષણા કરાવી અર્થાત્ કોઈ, કોઈ પણ જીવને ન મારે એ માટે ઢોલ વગડાવી જાહેર સૂચના કરી, જિનમંદિરોમાં ઉત્સવો

રાજા પણ કૌતુકને લીધે આમ તેમ વનાંતરોમાં–એક વનથી બીજા વનમાં–ભટકતો–ફરતો ઘટ્ટ તમાલના વૃક્ષોને લીધે શ્યામ દેખાતા એક વનના કુંજમાં પેઠો અને તેણે ત્યાં જોયું કે–એક મનોહર આકૃતિવાળા સાધુ આતાપનાને સ્થળે ઊભો રહી આતાપના લઈ રહ્યા છે, તેના ઉપર એક ધજાવાળું છત્ર ધરાએલું છે અને તેની આગળ માગધ–ચારણ લોકો પ્રશંસા કરી રહ્યા છે.

દૂરથી એ મુનિને જોતાંજ તે સુજય રાજાએ પોતાના રાજપદવીસૂચક ચિહ્નો ઉતારી નાખ્યાં અને પાસે જઈને એ, તે સાધુના પગમા નમી પડયો. નમતાંજ તેને એમ થયું કે 'આવી આકૃતિને મેં ક્યાંક જોઈ છે?' એમ વિચારતાં–ઈહાપોહ કરતાં રાજા સુજયને તેનો પૂર્વભવ સાંભરી આવ્યો. અને ખરી હકીકત તેના ખ્યાલમાં આવી. પછી રાજાએ મુનિને વિનંતિ કરી કે 'હે ભગવન્! તમે મને ઓળખો છો?' સાધુએ કહ્યું. હે દેવાનુપ્રિય! હું તમને બરાબર ઓળખતો નથી. પછી રાજાએ કહ્યું: તમે 'સુવેલ' નામના પહાડમાં રહેતા હતા તે વખતે હું પણ ત્યાં દૈવયોગે આવી ચડયો હતો. જ્યાં હું રહેતો હતો તે સ્થળ તમોને, તમારી સાથે રહેતા હરણે બતાવેલું અને તમે મારે સ્થળે ચોમાસીતપનું પારણું કરવા સારુ ભિક્ષા લેવા પધાર્યા. મેં શ્રદ્ધા અને ભક્તિપૂર્વક તમોને ઉચિત કંદ, ફળો વિગેરે આપી પારણું કરાવ્યું. આપે મારી પાસેના કંદ, ફળો વિગેરે લઈ મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો અને આપનાથી અનુગ્રહ પામેલા એવા મને તે જ રાતે, અયોગ્ય આહાર કરવાને પરિણામે પેટમાં શૂળ ઉપજ્યું અને તેનાથી મરણ પામેલો હું તમારી દયાને લીધે કોશલ દેશનો રાજા થયો છું. કલ્પવૃક્ષ કરતાં પણ અધિક ઔદાર્યવાળા–મનવાંછિત સિદ્ધિ આપનારા એવા આપનું દર્શન–સંસારમાં ખૂંચેલા પ્રાણિઓને મહાદુર્લભ એવું તમારું દર્શન હું પામી શક્યો છું માટે મારી જાતને ધન્ય માનું છું.

રાજા 'સુજય' આ રીતે પેલા અનગારની સાથે વાતચીતમાં હતો તે વખતેજ બરાબર તેના રસોયાએ આવીને રાજાને જણાવ્યું કે–હે દેવ! હમણાં 'ભોજનનો સમય છે.' તે પછી સાધુ તરફની ભક્તિને લીધે હર્ષ અને ઉલ્લાસથી રોમાંચિત થયેલા રાજાએ મુનિરાજને વાંદીને વિનંતિ કરી કે–'હે ભગવાન્! યથાસિદ્ધ ખાનપાન વગેરે મારે ત્યાંથી લઈને આપ મારા ઉપર પ્રસાદ કરો.' આ વખતે મુનિને પાસખમણ(પખવાડીઆના ઉપવાસ)નું પારણું હતું. રાજાદ્વારા ભક્તિપૂર્વક નિમંત્રિત થયેલા સાધુ, રસ્તા ઉપર આગળ આગળ યુગપ્રમાણ દૃષ્ટિને ઠેરાવતા રાજાની પાછળ પાછળ રાજાના આવાસ તરફ ગયા. રાજાએ એ પવિત્ર મુનિના ચરણો ઉપર લાગેલી રજને પોતાના કેશકલાપવડે સાફ કરી, જીવજંતુ વગરના સ્થળ ઉપર આસન પાથર્યું અને તે ઉપર મુનિ બેઠા. આ વખતે મુનિને પ્રતિલાભતાં તેને એવો ઉમળકો આવ્યો કે 'તે આ ઉત્તમ પાત્ર છે, તેજ આ

દાન આપવાથી તો ઊલટું તે, અશંકપણે દુષ્ટ ચેષ્ટાઓ વધારશે. આમ થવાથી ગૃહસ્થે આપેલું દાન, દુષ્ટ ચેષ્ટાઓનું ઉત્તેજક થશે અને એ રીતે દાતા, પરંપરાએ દુષ્ટ ચેષ્ટાઓનો પ્રેરક થવાથી તેને વિશેષ દોષવાળો સમજવો જોઈએ. ( પૂર્વપક્ષ ) એ વાત સાચી છે. ( ઉત્તરપક્ષ ): પરંતુ દાતા એમ સમજીને વા એવો સંકલ્પ કરીને દાન આપે કે મારા દાનથી આ વેશધારી સાધુ વિશેષ દુષ્ટ ચેષ્ટાઓ નહીં કરે અર્થાત્ ગૃહસ્થ, 'વેશધારી સાધુ વધારે ન બગડે' એવો સંકલ્પ કરીને એ માટે જ દાન આપે. અથવા પોતાના દર્શન-મત-ના અનુરાગથી દાન આપે, અથવા પોતાના ધર્મની નિંદા અટકે એટલે વેશધારી સાધુ ભૂખ્યે મરે તો જૈનધર્મની લોકો નિંદા કરે અને તે નિંદાને અટકાવવા માટે ( ગૃહસ્થ ) દાન આપે તો લેનાર 'લિંગી'-'માત્ર વેશધારી' હોય તો પણ દાતાને દોષ છે; એમ કહેવાય. તાત્પર્ય એ કે-વેશધારીને દાન આપનાર દાતા, તેના અસંયમને પોષવા દાન આપતો નથી, પરંતુ સ્વમતના પ્રેમથી, સ્વમતની નિંદા ન થાય તે માટે અથવા વેશધારી પણ વધારે ન બગડે એવો શુભ સંકલ્પ રાખીને દાન આપે છે. આ પરિસ્થિતિમા દાન લેનાર ભલે વેશધારી હોય તેમાં ગૃહસ્થને દોષિત ઠરાવીએ તો માછલા પકડનાર દિવ્ય સાધુને શાંતિથી વારનાર-સમજાવનાર રાજા શ્રેણિકનું સમ્યક્ત્વ નિસ્સાર છે એમ માનવું જોઈએ.

આ વિશે શાસ્ત્રકારે જે વાત કહેલી છે તે આ પ્રમાણે છે-રાજા શ્રેણિક જૈનધર્મમાં દઢ શ્રદ્ધાવાળો હતો, તેની દઢતાનું પારખું લેવા એક દેવ, જૈન સાધુનું રૂપ કરી જે માર્ગે શ્રેણિક ચાલવાનો હતો તે માર્ગે વચમાં બેસી પાણીમાંથી માછલા પકડે છે. માછલા પકડતો જૈન સાધુને જોઇ રાજા શ્રેણિકે એને શાંતિથી સમજાવી તેમ કરતાં વાર્યો ત્યારે એ સાધુ બોલ્યોઃ મહારાજ ! તું અમારી-સાધુઓની ખરી હકીકત જાણતો નથી. ખરી રીતે તો જેવો હું છું તેવા જ બીજા બધા સાધુઓ પણ છે. આ સાંભળીને જરા પણ ક્રોધ કર્યા વિના પૂરેપૂરી શાંતિ રાખી, રાજા શ્રેણિકે માછલા પકડતા એ સાધુને શાંત વચનોથી સમજાવ્યો. જ્યારે એ સાધુને થયું કે મારું આવું દુષ્કર્મ જોઇને પણ શ્રેણિક પોતાની ધર્મશ્રદ્ધાથી નથી ચળ્યો અને મારા ઉપર ગુસ્સે પણ નથી થયો ત્યારે એણે પોતાનું મૂળ દેવરૂપ પ્રગટ કર્યું અને શ્રેણિકની ધર્મદ્રઢતાની પ્રશંસા કરી એ પોતાને સ્થાને ચાલ્યો ગયો. આ ઉદાહરણથી એમ સમજવાનું છે કે-માછલાં પકડનાર સાધુ સાથે પણ તે સુધારવાના ઉદ્દેશથી જેમ શ્રેણિક રાજાએ સદ્વ્યવહાર કર્યો તેમ વેશધારી સાધુ સાથે પણ શુભ સંકલ્પથી દાનરૂપ સદ્વ્યવહાર આચરનાર ગૃહસ્થ દોષપાત્ર નથી.

"ધર્મનિંદા નિવારવા માટે દાન દેવાનું નથી કહ્યું" એવું કોઇ કહે તો એ વાત બરાબર નથી ખરી વાત એમ છે કે-ધર્મનિંદા કરનારાઓ કઠોર, કઠોરતર અને કઠોરતમ

મંડાયા અને તરભેટાઓમાં, ચોકોમાં અને ચત્વરોમાં-ચાચરોમાં જ્યાં કોઈ દીનો વા અનાથો વા એવા જ અપંગો કે દુઃખિયા લોકો મળે તેમને દાન દેવડાવ્યું.

બરાબર યોગ્ય સમયે પેલા વિદ્યાધર રાજર્ષિ ભગવંત પણ અયોધ્યા આવી પહોંચ્યા. મોટી ધામધૂમથી સો રાજપુત્રો સાથે રાજા સુજયે તે મુનિની પાસે દીક્ષા લીધી. વધતે વૈરાગ્યે તે સંયમ પાળવા લાગ્યો. પોતાના ગુરુ સાથે વિહાર કરતો કરતો તે સુજય શ્રમણ પોતનપુર નગરે આવ્યો. શ્રી જિનેશ્વરે કહ્યા પ્રમાણે સંયમની બરાબર આરાધના કરી તે સુજય મુનિ પોતનપુરમાં કાળધર્મ પામ્યો-મરણ પામ્યો. મરીને તે, 'અચ્યુત' નામના સ્વર્ગમાં જન્મ પામ્યો. જે સ્થળે તેણે કાળ કર્યો તે સ્થળે આસપાસ રહેતા દેવોએ 'એ મુનિએ સંયમની સારી આરાધના કરી' એમ સમજી મુનિનો નિર્વાણમહિમા ઊજવ્યો.

દેવોએ કરેલો ઉત્સવ જોઈ વિશેષ કુતૂહળ થવાથી લોકોએ સ્વર્ગવાસી મુનિના ગુરુને પૂછ્યું: હે ભગવન્! એ એવો શ્રમણસિંહ મહાપ્રભાવી મહાત્મા કોણ હતો કે જેનો મહિમા દેવો પણ કરી રહ્યા છે? વિદ્યાધર રાજર્ષિએ લોકોને એ સ્વર્ગવાસી મુનિનો અથથી માંડી ઇતિ સુધીનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. એ મુનિની યથાસ્થિત હકીકત જાણી વિસ્મય પામેલા તે લોકોએ ફરી વાર ગુરુને પૂછ્યું: હે ભગવન્! થોડા ઘણા એવા તે પ્રકારના દાનને લીધે પણ એ મુનિએ ઉત્તમ ફળવાળું સુકૃતનું કલ્પવૃક્ષ શી રીતે ઉગાડ્યું? ગુરુએ કહ્યું: સાંભળો.

સૂંવાળી જમીનમાં વાવેલું નાનું પણ બી જ્યારે તે પાણીવડે સીંચાય છે ત્યારે જેમ મોટી મોટી શાખાઓવાળા મોટા ઝાડને જન્માવે છે, તેમ સુપાત્રને આપેલું થોડું પણ દાન જ્યારે શ્રદ્ધા અને ભક્તિના પાણીવડે સીંચાય છે ત્યારે તે, માણસોને સારુ મહાકલ્પરૂપ વેલડીઓના ધનને અવશ્ય સરજાવે છે. સાધુઓને ઉપયોગી એવા વસ્ત્ર, અન્ન, પાન-પાણી, ઔષધ, શય્યા-પથારી અથવા સદ્મ-રહેવાનું સ્થાનક, આસન-એમાંનું ગમે તે એક સાધુના ખપમાં આવે એ માટે અપાયું હોય તો એવું એક પણ સુખ નથી જે ન થાય અર્થાત્ એ દાન દાતાને બધાં સુખો ઉપજાવે છે. બીજાઓને એટલે સાધારણ માણસોને પણ દાન આપ્યું હોય તો એ દાનને લીધે જેમનામાં મહામૂલ્ય ગુણ-રત્નો ભર્યાં છે એવા સુશ્રમણરૂપ રોહણાચલોને દાન આપીએ તો તેના અસાધારણ લાભો માટે કહેવું જ શું? દૂબળો એવો ઉત્તમ મુનિ, આકરા સંયમભારને વહી શકતો નથી માટે એવા મુનિને, સંયમભારને વહી શકે તે માટે સાધનરૂપ થાય એવાં અન્ન, વસ્ત્ર વગેરેનું દાન આપવું એ વિશેષ ઇષ્ટ છે.

કોઇ કહે છે, "જે મુનિ ફક્ત વેશધારી છે, સંયમરહિત છે, તેને દાન આપવાથી ગૃહસ્થોને શો વિશેષ લાભ થવાનો? એવા સંયમ વગરના અને માત્ર વેશધારી સાધુને

## કુગ્રહના ત્યાગ વિશે વિમળનું ઉપાખ્યાન.

( કથા ૧૯ )

આગળ વર્ણવેલા સમ્યકત્વ વગેરે ગુણોમાં જે માનવ પ્રવર્ત્તમાન હોય છતાં એનામાં જો કોઈ પણ પ્રકારનો કુગ્રાહ-કદાગ્રહ હોય તો તે દુઃખી થાય છે માટે સમ્યકત્વ વગેરે ગુણો જેનામાં હોય તેણે પણ કુગ્રાહને તજી દેવા માટે દૃઢતાપૂર્વક યત્ન કરવો જોઈએ. આપણી બુદ્ધિ તુચ્છ-જુજ છે અને પદાર્થો સંબંધી આપણું જ્ઞાન પણ ખરેખર થોડું જ છે. તથા જે પદાર્થો અતીંદ્રિય છે-ઈંદ્રિયગમ્ય નથી-તેમને બધાને તો કેવળજ્ઞાની જ જાણી શકે છે, તો એવા અતીંદ્રિય પદાર્થો વિશે જે માનવ, પોતાની મતિના અભિમાનને વશ થઈ એ અતીંદ્રિય પદાર્થોમાં અમુક પદાર્થો સુંદર છે અને અમુક પદાર્થો અસુંદર છે એવો જે વિભાગ કલ્પે છે. તથા એ પદાર્થોમાં અમુક "છે" અને અમુક "નથી" એવો જે વિધિનિષેધ કરે છે તે તેનો મતિમોહ જ છે. જેનામાં કુગ્રહ છે, તે માનકી પોતાની બુદ્ધિ પ્રમાણે યુક્તિઓને યોજે છે પરંતુ જ્યાં યુક્તિઓ જાય છે ત્યાં પોતાની બુદ્ધિને યોજતો નથી અને જેનામાં કુગ્રાહ નથી તે માનવ યુક્તિઓ પ્રમાણે પોતાની મતિને ચલાવે છે માટે જ કુગ્રહની વૃત્તિ નિંદનીય છે. જે માનવો સમસ્ત કાર્યોમાં પોતાની જ મતિને પ્રમાણરૂપ માનીને પ્રવૃત્તિ કરે છે તેઓ અતિશય જ્ઞાનીઓની ગૌરવવાળી પણ વાણીને ફોકટ કરે છે. જે રીતે કોઈ રોગી રોગથી પીડા પામતો હોય અને તેને સારૂ વૈદ્યની સગવડ ન થતી હોય અને વૈદ્ય વિના જ બધો ઉપચાર ચાલતો હોય તો તે રોગી જેમ થાકી જઈ ખેદ પામે છે તેમ જે ભાવો-પદાર્થો ઇંદ્રિયાતીત છે તેમને સમજવા માટે અતિ દુષ્કર કાર્ય કરનારાઓ પણ થાકી જઈ ખેદ પામે છે. અતિશય જ્ઞાની પુરુષોએ બતાવેલાં મંત્રો તંત્રો જ્યોતિષ અને વૈદ્યક એ બધાં શાસ્ત્રો તથા એવાં બીજાં પણ શાસ્ત્રો જે રીતે સમસ્ત કાર્યોની સિદ્ધિ કરવામાં નીવડે છે. તે રીતે આપણી પોતાની બુદ્ધિથી કલ્પી કાઢેલાં એ બધાં શાસ્ત્રો થોડું પણ ફળ આપતા નથી. જે લોકો કુગ્રહને તજ્યા વિના જ આ લોકનાં વ્યવહારી કાર્યોને સાધવા મથે છે તેઓ લોકમાં નિંદાપાત્ર બને છે અને તે તે કાર્યોને સાધી શકતો નથી. જો આ લોકનાં કાર્યો માટે કુગ્રહને છોડવો જોઇએ તો સર્વજ્ઞે જણાવેલા ભાવો વિશે તો કુગ્રહને છોડવો જ જોઇએ, એ વિશે શું કહેવું ? અર્થાત્ સર્વજ્ઞે જણાવેલા ભાવો વિશે કુગ્રહ રાખવામાં આવે તો વિમળ નામના મંત્રી-પુત્રને જેમ અનર્થ થયો તેમ અનર્થ ન થાય ? એ વિમળની વાત આ પ્રમાણે છે—

વચ્છા દેશની છાતી સમાન હેમપુર નામનું નગર છે. તે નગરમાં સુરો, અસુરો અને માનવોનાં અનેક મંદિરો હોવાથી એ જાણે કે જગતના પ્રતિબિંબ જેવું લાગે છે

વેષ કાઢે છે. એ વેષને સાંભળનારાઓની ધર્મશ્રદ્ધા પણ ટળી જાય છે, અને પરિણામે ધર્મનિંદા અબોધિનું કારણ બને છે; માટે એવો ધર્મનિંદા જેવો ભારે દોષ દાન દેવાથી અટકતો હોય તો જરૂર અટકાવવો જોઇએ અને એ પરિસ્થિતિમાં દાતાએ 'આ વેશધારી છે, અસંયમી છે' એવું વિચાર્યા વિના દાન આપવું ઘટે. ધર્મનિંદાની જેમ ધર્મનો અવર્ણવાદ પણ એક ભારે દોષ છે અને તે પણ વર્જનીય જ સમજવો. બની શકે તો અને જણાય તો થોડો પણ ગુણ ગ્રહણ કરવો. બીજાની નિંદા કરનારા, બીજાના દોષોને જ જોનારા અને બીજાને ભાંડવામાં જ મચ્યા રહેનારા એવા મૂઢો પોતાનું કાર્ય હારી જાય છે. આ વિષે વધારે કહેવાથી શું? પોતાની મર્યાદા પ્રમાણે યથોચિત દાનધર્મને ગૃહસ્થ નહીં કરે તો એ, આ ભવના કૂવામાં ખૂચેલા પોતાના આત્માને શી રીતે બહાર ખેંચી શકશે? વળી,

જે મુનિ, ભૂખ અને તરસ વગેરેના સંકટોથી પીડા પામે છે તે, શાસ્ત્રાર્થનું ચિંતન, પરને પ્રતિબોધ આપવાની પ્રવૃત્તિ, શાસ્ત્રના અર્થની વ્યાખ્યા, તપ, વિનય, સંયમ અને જીવરક્ષા એ બધું કરી શકતો નથી; માટે ધીરપુરુષોએ સંયમને સહાય-પોષણ આપે એવો દાનધર્મ ઉપદેશ્યો છે. જુગાર, આગ, રાજા, ચોર, જળપ્રલય, વેશ્યાનો સંગ, ભાગીદારો, કુતર્ક, વકીલો, મિત્રો, પુત્રો અને પોતાના ભોગો એ બધાને લીધે ધન ચાલ્યું જ જવાનું છે અર્થાત્ એ બધાં ધનના નાશકો છે. એમ જાણતો પણ વિમૂઢ માનવ, એ ધનને સાધુને ખપમાં આવે એમ નથી વાપરતો, સાધુને તેના સંયમના સહાય થાય એ રીતે દાન નથી દેતા તો સમજવું કે તેને અંતરાયનો ઉદય છે. જે માનવોની વાણી, શરીર અને મન સુમુનિને હંમેશા દાન દેવામાં રમ્યાં કરે છે-રોકાયેલા હોય છે તેના હાથને કમળ સમજી લક્ષ્મી તેની પાસે જ ફર્યા કરે છે અને ઉદ્ધત એવી વિપત્તિ તેવા દાતાને સ્વપ્ને પણ નથી ઇચ્છતી અર્થાત્ એને કોઇ વાર કશી વિપદા પડતી નથી.

યતિને સંયમ-સાધનમાં સહાય કરે એવું દાન, અનિષ્ટના પહાડોને તોડવા માટે ચોક્કસ વજ્ર સમાન છે અને અનેક શુભોનું નિધાન થાય છે-આ પ્રમાણે એ વિદ્યાધર મહર્ષિએ સભાને દાન-ધર્મનો મહિમા કહી સંભળાવ્યો અને પછી તે ત્યાંથી વિહાર કરી બીજે ઠેકાણે ગયા.

ઇતિ શ્રી કથારત્નકોશમાં 'યતિને સંયમસાધક દાન આપવાના અધિકારે સુજયરાજર્ષિની કથા' સમાપ્ત. (૧૮)

કાર્યો મંગળરૂપ થશે. આ સાંભળીને રાજપુત્ર વિચારવા લાગ્યો. આ ચિત્રને ઉલ્લંઘીને જવું સારું નથી. જે મૂર્તિ પૂજનીય છે તેની પૂજાનો લોપ કરવાથી એટલે તેને ટપીને-ઉલ્લંઘીને જવાથી ઊલટું કુશળ કાર્યોમાં અનેક વિઘ્નો આવવાનો સંભવ છે. એમ વિચારીને તેણે એ મૂર્તિને ટપવાની ના પાડી. પછી બીજા કુમારને એ ચિત્રને ટપીને આવવાનું કહ્યું: પ્રધાનનું વચન સાંભળતાં વેંત જ તો એ ચિત્રને ટપીને ચાલ્યો આવ્યો. આ જોઈને પ્રધાન તો એકદમ ચમકી ગયો અને તેના મનમાં ભારે સંતાપ થયો છતાં મોઢા ઉપર એ કશું ન જણાવા દઈ તેણે રાજપુત્રને પૂછયું· હે પુત્ર! તેં આ મૂર્તિને ટપવાની ના કેમ પાડી? રાજપુત્ર બોલ્યો: નમતી વખતે નમનારનાં માથાંના વાળ જમીન ઉપર ફરફરે એ રીતે જે પ્રણામ કરવા યોગ્ય છે, પૂજવા યોગ્ય છે, વંદન કરવા યોગ્ય છે અને સ્તવન કરવા યોગ્ય છે, એવી મૂર્તિ ભલે જમીન ઉપર આળેખેલી હોય વા અક્ષ વગેરેમાં કોતરેલી હોય છતાં તેને ટપી જ કેમ શકાય? તેને ટપવું એ અભકિતનું સૂચક છે, માટે તેમ કરવું યુક્ત નથી. જેનાં ચરણની કૃપાથી આપણાં ધારેલાં કાર્યોની પ્રાપ્તિ આપણે વાંછીએ છીએ તેનું મનથી પણ ઉલ્લંઘન કરવું અયુકત છે તો પછી વાણીથી કે શરીરથી તો તેને ઉલ્લંઘી જ કેમ શકાય? પૂજા કરતાં જે પ્રસન્ન થાય તે અપમાન કરતાં ચોક્કસ રોષે ભરાય, માટે પૂજનીયની પૂજાના ક્રમનો લોપ કરવો તે સર્વથા અયોગ્ય છે.

પછી મંત્રીએ પોતાના પુત્રને એ ચિત્રને ટપી જવા માટે પૂછયું. હે પુત્ર! જો એમ છે તો તું એ દેવના ચિત્રને કેમ ટપી ગયો? તે બોલ્યો· હે પિતાજી! જેમ તેમ રેખાઓ કરીને આલેખવામાં આવેલા એવા એ દેવના ચિત્રને ટપી જવામાં શો દોષ છે? એમ ધારીને એ દેવની આકૃતિને હું ટપી ગયો, એ મારી ખરી હકીકત છે. માત્ર રેખાથી આળેખાએલા ચિત્રને પણ ટપી જવામાં દોષ હોય તો અર્થાત્ ચીતરેલા પદાર્થમાં પણ મૂળ પદાર્થ જેટલી જ શકિત હોય તો જેવી તેવી રેખાઓ દ્વારા દર્શાવવામાં આવેલા સર્પના ચિત્રમાં પણ તેને અડતાં જ ડસવાની શક્તિ આવવી જોઈએ, એ જ રીતે ચિત્રમાં ચીતરેલાં તીક્ષ્ણ તરવાર વગેરે શસ્ત્રોને અડકતાં જ આપણાં અંગો કપાવાં જોઇએ, છેદાવાં જોઇએ-એમ થતું નથી માટે ચીતરેલા પદાર્થો અને મૂળ પદાર્થો એ બેમાં સરખી શકિત હોતી નથી, માટે આ જેવી તેવી રેખાઓથી દોરેલા દેવના આકારને હું ટપી ગયો જેથી કોઇ પ્રકારે અકલ્યાણની શંકા લાવવી ઉચિત નથી. પછી મંત્રીએ રાજપુત્રના મોં સામું જોયું એટલે રાજપુત્રે પેલા વિમળને ઉદ્દેશીને આ પ્રમાણે કહ્યું, હે ભદ્ર! તું અનુચિત બોલે છે, સાંભળ.

પૂજ્યોનાં નામની આકૃતિ બરાબર સરખા આકારવાળી હોય કે સરખા આકારવાળી ન હોય તો પણ એ આકૃતિ જોઈને આપણા મનમાં એ પૂજ્યોની સ્મૃતિ જાગે છે, માટે પૂજ્યોની ગમે તેવી પણ આકૃતિ પૂજવા યોગ્ય છે. તેમની પૂજા ફળ આપે છે અને તેમના

અને મહાદેવનો નિવાસ કૈલાસ એ નગરની પાસે તણખલા જેવો લાગે છે એવું એ નગર શોભાયમાન છે. એ નગરનો હરિતેજ નામે રાજા છે. એ રાજા નીતિશાસ્ત્રનાં રહસ્યોનો પ્રસ્થાપક હોવાથી ઉપાધ્યાય સમાન છે, સત્પુરુષોના માર્ગ ઉપર ચાલનારો હોવાથી કુલગુરુ સમાન છે, સૌ કોઇને વાંછિત ફળ આપનારો હોવાથી કલ્પવૃક્ષ સમાન છે અને ન ગણી શકાય એવા ગુણરત્નોનો એ મહાસમુદ્ર છે.

જેમ સારી રીતે સાચવેલા ગોમંડળ-ગાયોદ્વારા નિર્મળ દૂધ મળે છે અને તેને પ્રતાપ-વિશેષ તાપથી કઢતાં જેમ તે, વાસણમાંથી બહાર ઉભરાઈ જાય છે તેમ એ રાજા ગોમંડળને-પૃથ્વીમંડળને નીતિપૂર્વક સાચવતો હોવાથી તેનો યશ બ્રહ્માંડના પાત્રમાંથી તેના પ્રતાપવડે કઢાય છે અને તેથી ઉભરાઇ જતાં જાણે કે બહાર નીકળી જાય છે અર્થાત્ એ રાજાનો યશ બ્રહ્માંડની બહાર પણ પહોંચેલો છે. જેમ સૂર્યને રન્ના રાણી છે, ચંદ્રને રોહિણી રાણી છે તેમ એ રાજાને **વિજયા** નામે રાણી છે. જેનામાં વિશુદ્ધ બુદ્ધિનો પ્રકર્ષ છે એવો તેને **સાગર** નામે અમાત્ય છે. એ પ્રમાણે રાજ્યસુખોને અનુભવતા તે બધા દિવસોને વીતાવે છે. પછી વખત જતાં રાજાને ત્યાં અને અમાત્યને ત્યાં એક જ સમયે પુત્રો જન્મ્યા, વધામણાં કર્યાં, રાજપુત્રનું નામ **સૂરતેજ** પાડ્યું અને મંત્રિપુત્રનું નામ **વિમળ** પાડ્યું. બન્ને જણ સાથે જ જન્મેલા હોવાથી તે બન્નેમાં પરસ્પર પ્રીતિ વધતી ચાલી. તેઓ સાથે જ રમે છે, સાથે જ ભમે છે, સાથે જ જમે છે અને થોડો સમય પણ તેઓ એક બીજા વિના રહી શકતા નથી. જ્યારે તેઓ બન્ને આઠ વરસના થયા ત્યારે તે બન્નેને નિશાળમાં નાખ્યા. બધી યોગ્ય કળાઓના કલાપને ભણી રહ્યા પછી તેઓ રમતા-રમતા એક વાર અમાત્યને ઘરે જઇ પહોંચ્યા અને બરાબર એ જ સમયે ત્યાં ભિક્ષા માટે એક સાધુનો સંઘાડો-સાધુનું જોડું-આવી પહોંચ્યો. એ સાધુઓએ આ બન્ને છોકરાઓને જોયા. તે બેમાં એક સાધુ અતિશય જ્ઞાની હોવાથી પરોક્ષ ભાવોને પણ જાણનારો હતો એટલે તેણે 'એકાંત' સમજીને સાથેના બીજા સાધુને કહ્યું કે-આ બે કુમારોમાં એક કુમાર કુટિલ મતિવાળો છે અને કુગતિએ જનારો છે. ત્યારે બીજો કુમાર સ્વભાવે નિર્મળ મતિવાળો છે, ભદ્ર છે અને સુગતિએ જનારો છે. આ સાધુની વાત પડદા પાછળ ઊભેલા મંત્રીએ સાંભળી. તેને વિશેષ અચંબો થયો અને તેણે વિચાર્યું: અહો ! આ સાધુએ શા માટે આવું કહ્યું હશે ? જેમનામાં રાગદ્વેષ વગેરે વિકારોની સંભાવના નથી એવા ધર્મપરાયણ આ સાધુને ખોટું બોલવાનું પણ કશું કારણ નથી માટે એમણે કહેલું ખરું જ હોવું જોઇએ. ફક્ત આ બે કુમારોમાં કયો કુમાર એમણે કહ્યા પ્રમાણે કુટિલ અને દુર્ગતિગામી છે ? એ હકીકત નક્કી જાણી શકાતી નથી, માટે એ જાણવા માટે કોઈ ઉપાય કરવો જોઇએ, એમ વિચારીને તે મંત્રીએ જમીન ઉપર દેવની એક મૂર્તિનું ચિત્ર કાઢ્યું અને કુમારોને કહ્યું: હે પુત્રો ! આ ચિત્રને ટપીને તમે ચાલ્યા આવો જેથી તમારું આરોગ્ય વધશે અને તમારાં બધાં

લીંડા એ બધું બાળવા લાગ્યો. એ રીતે તે લીંડા વગેરેને બાળવા વગેરેની ત્રાસજનક પ્રવૃત્તિ કરી, એ યક્ષને ઉપસર્ગ કરવા લાગ્યો. આ રીતે રોજ ને રોજ થવા માંડયું અને એમ થવાથી તથાપ્રકારની દુર્ગંધથી દુઃખી થયેલો એ યક્ષ વિશેષ મુંઝાઈ જઈ વિચાર કરવા લાગ્યો. જમના મોમાં પેસવાની ઇચ્છાવાળા મૂર્ખ લોકનો આ કેવો વિચિત્ર પ્રયત્ન છે કે જેઓ અમારા જેવા ઉપર પણ આવા દુર્ગંધ પદાર્થો નાખે છે, માટે મારે આને તો એના સર્વસ્વનો વિનાશ કરીને દુર્વિનયનું ફળ જરૂર ચખાડવું જોઇએ, એમ વિચારીને તે પ્રત્યક્ષ થઇને બોલવા લાગ્યોઃ હે કુલપુત્ર ! તેં જે મારી અસાધારણ ભક્તિ કરેલી છે તેથી કરીને તારા તરફ મારું હૃદય ખૂબ આકર્ષાયું છે, માટે તું એમ કર કે મારા ઉપર નાખેલા આ બધા ગંધયુક્ત પદાર્થોને લઇને તારે ઘરે જા, બધાં બારી-બારણાં બંધ કરીને અને તારા બધા પરિવારને સાથે રાખીને આ બધા ગંધયુક્ત પદાર્થોને તારા ઘરમાં જ સળગાવી તેની ગંધ તું લે એટલે તારાં બધા વાંછિત ફળશે. ' આ મૂર્તિ આ રીતે કરવાથી જ પ્રસન્ન થઈ છે. ' એમ સમજી તે ખુશ થયો અને બધા ત્યાં ફેંકેલા દુર્ગંધી પદાર્થોની એક મોટી ગોળી કરી, તેને લઇને પોતાને ઘરે ગયો અને જેમ પેલા યક્ષે કહ્યું હતું તેમ બધું કર્યું. એટલે તે દુર્ગંધના પ્રભાવથી એ અને એનો આખો ય પરિવાર તથા ઘર વગેરે બધું જ નાશ પામ્યું.

માટે હે મંત્રિપુત્ર ! કુગ્રહને તજી દે, પ્રસિદ્ધ માર્ગ ઉપર ચાલ, નહીં તો કુવિકલ્પો કરવાથી પરિણામે તું તારી જાતને પણ ખોઈ બેસીશ. એ પ્રકારે તેને ઘણું સમજાવવામાં આવ્યું છતાં તે પોતાના કુગ્રહથી લેશ માત્ર ટસથીમસ ન થયો, માત્ર મૌન રાખીને બેસી રહ્યો. પછી મંત્રીએ વિચાર કર્યોઃ અહો ! પેલા સાધુએ જેને કુટિલ બુદ્ધિનો અને દુર્ગતિગામી તરીકે જણાવ્યો તે આ મારો જ પુત્ર જણાય છે અને બીજો નિર્મળ મતિવાળો અને સુગતિગામી આ રાજપુત્ર છે, માટે હવે શું કરવું ઉચિત છે ? કુપુત્રો પાકતાં કુળો ખતમ થાય છે. અને મારે પણ આવું ભયાનક અનિષ્ટ ઉપસ્થિત થયું એમ વિચારી તેને વિશેષ ચિંતા થવા લાગી અને ચિંતાને લીધે તેના મનમાં અનેક સંકલ્પવિકલ્પો ઊઠવા લાગ્યા, એવી સ્થિતિમાં તે બેઠો હતો તેવામાં એક રાજપુત્ર તેને બોલાવવા આવ્યો. આવીને તેણે કહ્યું કે-આપને રાજા બોલાવે છે. પછી મુખ ઉપરના ચિંતાના તમામ ભાવોને છુપાવતો તે રાજા પાસે પહોંચ્યો અને બન્ને કુમારો પણ પોતપોતાનાં કામમાં પરોવાઇ ગયા. રાજા પાસે જઇને સુખાસનમાં બેઠેલા તે મંત્રીને રાજાએ કહ્યુંઃ તને આમ કેમ વિલંબ થયો ? તારું મોઢું કેમ સાવ પડી ગયું છે ? મંત્રી બોલ્યોઃ દેવ ! કશું જ કારણ નથી. એ તો એમ અમથું લાગે છે. રાજા બોલ્યોઃ જરૂર ને જરૂર કોઈ કારણ હોવું જોઇએ માટે તું જેવી હોય તેવી બરાબર હકીકત કહે. ' અહો ! આ રાજા મુખ ઉપરના શુભ ભાવોને પણ વાંચવામાં કેવો કુશળ છે, સાનમાં પણ સમજી જવાને

અપમાનથી અનર્થ થાય છે એવું દેખાય છે, માટે દેવતાઓની આકૃતિ કશું કરી શકતી નથી એમ કેમ કહેવાય? વળી, તેં જે હમણાં કહ્યું કે રેખાથી દોરેલો સર્પ ડસી શકતો નથી અને રેખાથી ચીતરેલું શસ્ત્ર પણ શરીર ઉપર કશી ઇજા કરી શકતું નથી તે તારું કથન અયુક્ત છે, કારણ કે તેવા પ્રકારના ધ્યાનથી ઉદ્ભવેલા માહાત્મ્યને લીધે એટલે ચિત્રને જોઇને મનમાં પેદા થતા સંકલ્પબળને લીધે એવા પ્રકારના ભાવો થાય છે અને કુશળપુરુષો એમ કહે પણ છે. આ સાંભળીને વિમળ બોલ્યો: પગમાં કાંટો વાગતાં 'સર્પ કરડયો' એવો સંકલ્પ થાય અને તેથી ઝેર ચડે તો તારું કહેવું ખરું કહેવાય, નહીં તો નહીં. માટે એવા પ્રકારના ખરા અનર્થનું કારણ તો શંકા જ છે, એથી શંકાનો ત્યાગ કરતાં જ એ પ્રકારના અનર્થો આપોઆપ ટળી જાય જે. પછી રાજપુત્ર બોલ્યો: તાર કહેવા પ્રમાણે શંકા જ દોષોનું મૂળ હોય તો કોઈ માનવ નિઃશંક થઇને ઝેર ખાઓ અને પછી તું જો કે એના કેવા હાલ-હવાલ થાય છે? શંકા જ દોષનું મૂળ છે એવું તારું જે કથન છે તે અયુકત છે અને એમ કહેવું એ એક પ્રકારનો નાસ્તિકવાદ છે અને કુશળ પુરુષોને એમ કહેવું શોભે નહીં. વળી, જેઓ ભવિષ્યમાં કલ્યાણના વાંછુઓ છે તેઓના મનમાં આવો ભાવ પ્રાયઃ સંભવતો નથી. આવો ભાવ કદાચ સંભવે તો તે હરિને જેમ દુઃખકર થયો તેમ આપણને પણ દુઃખકર ન થાય એવું નથી.

આ સાંભળીને અમાત્યનો પુત્ર બોલ્યો: હે રાજપુત્ર! એ વળી હરિ કોણ છે? રાજકુમાર બોલ્યો: સાંભળ, એ હરિની વાત આ પ્રમાણે છે—

કુલ્લાગપુર નામનું એક નગર છે. જેના વંશમાં હવે કોઇ કુલપુત્ર બાકી નથી અર્થાત્ જેનો કોઇ હવે પછી વારસ થનાર રહ્યો નથી એવો દુઃખથી હેરાનહેરાન થઇ ગયેલો અને લાકડાં અને ઘાસના ભારા વેચીને આજીવિકા ચલાવતો એક હરિ નામનો માણસ એ નગરીમાં છે. બીજે કોઇ સમયે ત્યાં દુકાળ પડયો–વરસાદ ન વરસ્યો, તેથી કરીને પાસેના પ્રદેશનું ઘાસ તથા લાકડાં ખૂટી ગયાં એથી એ હરિ ઘરેથી ભાતું લઇને દૂર દૂરના ભાગમાંથી ઘાસ તથા લાકડાં વગેરે લાવીને આજીવિકા કરવા લાગ્યો: એક દિવસે તે ઘાસનો તથા લાકડાનો ઢગલો કરતો હતો એવામાં તેણે જેનું માત્ર માથું જ દેખાયું એવી ધૂળ અને કચરાથી ઢંકાઇ ગયેલી એક યક્ષની પ્રતિમા જોઇ. પ્રતિમાને જોઇને તે ખુશ થયો. સંભવ છે કે આ મૂર્તિને પૂજવાથી મારું દળદર ફીટે એમ ધારીને તે એ પ્રતિમાને ફૂલ વગેરે- વડે પૂજવા લાગ્યો. એમ કરતાં કરતાં એના ઘણા દિવસો ચાલ્યા ગયા પરંતુ એ યક્ષ થોડો પણ પ્રસન્ન ન થયો. પછી એને થયું કે આ બધા લોકો મૂરખ છે કારણ કે એઓ દેવોની મૂર્તિની પૂજા કરીને વા બીજી રીતે તેને રાજી કરીને પોતાના કલ્યાણની માગણી કરે છે. આ વિચારીને તે આ યક્ષની મૂર્તિ ઉપર અરુચિવાળો થયો, એને પરિણામે તે યક્ષની મૂર્તિ ઉપર પત્થરા વિગેરે ફેંકવા લાગ્યો અને તેની પાસે ઝાડનો રસ,

દેવાં, દીન અનાથ વગેરેને નિરંતર સહાયતા કરવાની વૃત્તિ રાખવી, વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને સુવિદગ્ધ જનોની સેવા કરવી તથા ગુણીજનોની સોબત મેળવી તેમની વિશેષ ચાકરી કરવી. દુઃખીજનો ઉપર અનુકંપા આણવી, પક્ષપાત તજીને ન્યાયની વાત કરવી, બીજા કોઈને પીડા થાય તેમ ન વર્તવું તથા દીર્ઘદર્શિપણું અને નિપુણપણું કેળવવું એ બધા સાધારણ ગુણો વિશે એ મુનિએ સવિસ્તર કહ્યું તથા કરવાનાં કાર્યોનો વિસ્તાર પણ કહી બતાવ્યો.

એ બધું સાંભળવાથી તે ભદ્ર લોકોને શ્રીજિનશાસનમાં અભિરુચિ થઈ. માત્ર આ બધી હકીકત વેળુના કોળિયાની પેઠે પેલા વિમળને નિરસ લાગે છે અને જેમ પિત્તથી પીડાએલા રોગીને સુંદર દૂધ પણ ન ગમે તેમ એ બધી વાત એને કેમે કરીને ગમતી નથી.

ઉપદેશ આપનાર મુનિ ક્ષીરાસ્રવ નામની લબ્ધિવાળા હતા એટલે એનું બોલ્યું બધાને ગળે ઉતરી જાય એવું એનું માહાત્મ્ય હતું તેથી તે રોજ ને રોજ શ્રી જિનશાસનના પ્રવચનમાં જણાવેલા તત્ત્વોનું પ્રરૂપણ કર્યા કરતા હતા એથી તેને સાંભળનારા પેલા મંત્રી વગેરે લોકો જીવ, અજીવ વગેરે જૈન તત્ત્વોની વિચારણામાં કુશળ થઈ ગયા અને પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ વગેરેના તત્ત્વોના સ્વરૂપનું તેમને યથાર્થ અવધારણ થયું. કેવળ મગશેળિયો પત્થર ગમે તેવો મુસલધાર વરસાદ પડે તો પણ જરા ન ભીંજાય તેની પેઠે એ મંત્રિપુત્રની ઉપર પેલા મુનિરાજે પોતાના ઉપદેશરૂપ જલની ધારાઓ નિરંતર છાટી છતાંય તે ન ભીંજાયો તે ન જ ભીંજાયો અને તેણે પોતાનો કુગ્રહ ન તજ્યો તે ન તજ્યો. અહો! **તથાપ્રકારના ઉત્તમ ગુરુ સમજુતી આપતા હોય છતાં જે કેટલાકને એમના તે જ ઉપદેશો કુગ્રહને છોડાવી શકતા નથી તેમની કેટલી બધી મંદપુણ્યતા?** પછી કેટલાક દિવસો વિત્યા બાદ તે મુનિએ બીજે સ્થળે વિહાર કર્યો. રાજપુત્ર અને મંત્રી વગેરે એવા ઉત્તમ પ્રકારના દૃઢ સમ્યગ્દૃષ્ટિ બન્યા કે એમને એમની શુદ્ધ દૃષ્ટિમાંથી દેવો યા દાનવો પણ ન ચળાવી શકે. તેઓ એમ જ માનવા લાગ્યા કે-આ લોકમાં શ્રી જિનશાસન જ અર્થરૂપ છે અને બીજું અનર્થરૂપ છે. આ પ્રમાણે નિશ્ચિત રીતે માનતા તેઓ સમય વીતાવે છે.

સર્વે સંસારના ભાવોની સ્થિતિ સ્વપ્ન સમાન છે એટલે વખત જતાં પેલો હરિતેજ રાજા સ્વર્ગે ગયો. તેની ગાદી ઉપર તેના પુત્ર **સૂરતેજનો** રાજા તરીકે અભિષેક થયો, મંત્રી અને સામંતોએ એ નવા રાજાને નમીને સ્વીકારી લીધો, અને ધર્મ તથા લોક એ બન્નેથી અવિરુદ્ધ રીતે વર્તતો તે, રાજલક્ષ્મીને ભોગવવા લાગ્યો. પેલો **સાગર** મંત્રી પણ રાજાનું મૃત્યુ થયેલું જાણી 'પોતાની પણ આવી જ દશા થનારી છે' એમ સમજી

કેટલો ચતુર છે.' એમ વિચારતા મંત્રીએ એકાંતમાં બેઠેલા રાજાને બધી પેલા કુમારની ખરી હકીકત કહી સંભળાવી. રાજાએ મંત્રીના મનની ઉદાસીનતાનું કારણ ગોતી કાઢયું અને કહ્યું: હે ઉત્તમ પ્રધાન! સંતાપને તજી દે અને તારા પુત્રને વિશેષ કેળવવા પ્રયત્ન કર. પછી પ્રધાન બોલ્યો: હે દેવ! જેની જે પ્રકૃતિ છે તેને સેંકડો વાર કેળવીએ તો પણ તેને ફેરવી શકાતી નથી. રાજા બોલ્યો: વાત ખરી છે, તોપણ કોઈ અતિશયવાળા પુરુષની સહાયતાથી અશુભ સ્વભાવ પણ શુભ સ્વભાવરૂપે ફરી શકે છે અને આ લોકમાં એનાં કેટલાક પ્રત્યક્ષ ઉદાહરણો પણ મળે છે. વિષ પ્રાણ હરી લેનારું છે છતાં કોઈ અસાધારણ પુરુષના મંત્રજાપના પ્રભાવથી તે જ વિષ રસાયન બની જાય છે, ન સહી શકાય એવી આગ પણ એવા જ કોઈ અતિશયી પુરુષના પ્રભાવથી હિમાળા જેવી ઠંડી બની જાય છે, એ જ રીત ભયાનક ફણોને લીધે જેની સામે પણ જોઈ શકાતું નથી એવો સર્પ પણ દોરડી જેવો થઈ જાય છે. આવું આવું તો તને કેટલુંક કહીએ, માટે હવે વિકલ્પોને સર્વ પ્રકારે દૂર કરીને જે મુનિએ તને તારા છોકરાનું સ્વરૂપ જણાવેલું છે તેની જ ક્યાંય પણ ભાળ મેળવીને તેને જ તારા છોકરાની કેળવણી માટે વિનવ જેથી કરીને હજુ એ છોકરો ત્યાગ માર્ગ ઉપર ચડી જાય. 'તમારું કહેવું ખરૂં છે,' એમ કહીને તે મંત્રી રાજભવનમાથી બહાર નીકળ્યો. ખાસ ખાસ માણસોને મોકલીને તે મુનિની બધે તપાસ કરાવી, છેવટે તે, કુસુમશેખર નામના બાગમાં મળી આવ્યો. પછી મોટી ધામધૂમથી તે બન્ને કુમારોને સાથે લઈને એ મંત્રી તે સાધુ પાસે ગયો અને વિશેષ આદર સાથે તેનાં ચરણે પડીને નમીને તે પ્રધાન ત્યાં બેઠો અને માથા ઉપર હાથ જોડીને તેને આ પ્રમાણે વિનવવા લાગ્યો.

હે ભગવંત! દુર્નયના-કદાગ્રહના-સમુદ્રમાં પડેલા એવા અમારી જેવાઓને તારવા માટે તમારા ઉપદેશરૂપ વહાણ આપવાની કૃપા કરો. વળી વધારે તો એ કહેવાનું છે કે આ અમારા બન્ને કુમારો હજુ બાળ પ્રકૃતિના છે અને એમની શુદ્ધિ, બુદ્ધિ, ઐશ્વર્ય વગેરેના મહામદને લીધે ઢંકાઈ ગયેલી છે. પછી કરુણાના પૂરને લીધે જેમનાં નયનકમળો ઢીલાં પડી ગયાં છે એવા એ મુનિરાજે સાધારણ ધર્મનો ઉપદેશ દેવા માંડયો. પ્રથમ ગુરુઓ તરફ ભારે વિનય રાખવો જોઇએ અને તેમને નિરંતર નમન કરવું જોઇએ, દેવોની પૂજામાં અભિરુચિ રાખવી અને શાસ્ત્રના પરમાર્થોને સાંભળવા પ્રયત્ન કરવો જોઇએ તથા તે પ્રમાણે યથાશક્તિ વર્તવું જોઇએ. માનનીયોનું માન સાચવવું જોઇએ અને તેમની સાથે ઉચિત રીતે વ્યવહાર કરવો જોઇએ. બીજાની નિંદાનો ત્યાગ કરવો, અસતના કદાગ્રહને-કુગ્રહને છોડી દેવા માટે પ્રબળ પ્રયત્ન કરવો. વાતચિત બધી મીઠી રીતે સ્નેહપૂર્વક કરવાની ટેવ પાડવી, અયુક્ત કામ કરવામાં ખૂબ શરમાવું જોઇએ. નીતિનો ભંગ કરતાં બીવું જોઇએ. જે કાર્યો લોક વિરુદ્ધ છે તે બધાને તજી

અનેક પ્રકારની પ્રમાદાદિક ચેષ્ટાઓ અને પ્રવૃત્તિઓને ટેકો મળે છે અને તેથી એમની પેઠે બીજાઓ પણ કુમાર્ગે ચડવા પ્રેરાય છે, ઇત્યાદિ અનેક દોષો ઊભા થાય છે. આ પ્રમાણે તે મંત્રીપુત્ર બાળ, સ્ત્રી વગેરે ગમે તે શ્રોતા પાસે વિશેષ વિચાર કર્યા સિવાય એવું કેવળ એકપક્ષીય-એકતરફી-મંડાણ કરવા લાગ્યો અને એ રીતે જ બધું બોલવા લાગ્યો. તેથી કરીને જે જૈનસિદ્ધાંતનો સાર સર્વ પ્રાણીઓને સુખ આપનારો હતો તે જ અયોગ્ય પાત્રમાં આવવાથી જેમ દૂધ પણ સાપમાં જતાં ઝેરરૂપ થઈ જાય છે તેમ એકદમ ઝેર જેવો થઇ ગયો.

બહુ કહેવાથી શું ? પોતાના કુગ્રહથી જેણે પોતાના જ અભિપ્રાયને મજબૂત રીતે પકડી રાખેલ છે એવો તે વિમલમંત્રી એવી એવી એકપક્ષીય પ્રરૂપણાઓ કરવા લાગ્યો અને તે દ્વારા જે ભોળા લોકો માર્ગ ઉપર ચડેલા છે, શાસ્ત્રીય હકીકતનું તથાપ્રકારનું પરીક્ષણ કરવાની શક્તિ વગરના છે, હેતુવાદ અને નયવાદમાં કુશળ મુનિઓના પરિચય વિનાના છે અને અનેકાંતવાદના સ્વરૂપનો વિચાર કરી શકે એવા નથી, ગીતાર્થની ખાસ ખાસ સામાચારીના બોધ વિનાના છે એવા ભવ્ય-ભોળા લોકોને પણ વ્યામોહ પમાડવા લાગ્યો. એવામાં ત્યાં તત્કાળ દિવાકર નામના ગીતાર્થ મુનિરાજ આવ્યા અને તેમણે તેને એ રીતે ભોળા લોકોને એને વ્યામોહ પમાડતો જોઇ આ પ્રમાણે કહ્યું:

હે અમાત્ય ! સાધારણ લોકો તો મોટે ભાગે મૂઢબુદ્ધિવાળા હોય છે, પારમાર્થિક વસ્તુના વિચારને સમજનારા તો ઘણા જ થોડા હોય છે. સાધારણ લોકોમાં એવા પ્રકારની પારિણામિક બુદ્ધિ પણ હોતી નથી, ચાલુ સમય પણ સુંદર માર્ગ તરફ લોકોનું વલણ થાય એવો નથી અને શ્રી જિનભગવાનના વચન પ્રમાણે પ્રવૃત્તિ કરવી મહાકઠણ લાગે એવી છે. આવી પરિસ્થિતિમાં તું જે ખાસ ખાસ વાતોની પ્રરૂપણા કરે છે તે રીતે એ પ્રરૂપણા તદ્દન અયુક્ત છે. તું જે એમ કહી ગયો કે ' સૂત્રમાં કહેલું હોય તે પ્રમાણે જ વર્તવું જોઇએ ' ઇત્યાદિ આવાં વચનો તો જે શ્રુતકેવળી હોય તેના મુખમાં જ શોભે, તારી જેવા શ્રુતના લવલેશને જાણનારાથી એવું ન બોલાય. વળી, તેં જે કહ્યું કે ' લોકપ્રવાહ પ્રમાણે ચાલનારને મિથ્યાત્વ લાગે છે ' એ બધુંય તારું કથન વિચારણીય છે. લોકના બે પ્રકાર છે. એક તો સામયિક અને બીજો અસામયિક. સામયિક એટલે શાસ્ત્રાનુસારી વર્તનવાળો, અસામયિક એટલે શાસ્ત્રથી તદ્દન વિરુદ્ધ વર્તનને તજનારો. જે લોકો સામયિક છે તેઓ તો ગીતાર્થોના પ્રવાહને જ અનુસરે એવા હોય છે. જે લોકો અસામયિક છે તેઓ તદ્દન વિરુદ્ધ વસ્તુનો તો ત્યાગ કરી નાખી શકે એવા હોય છે છતાં તેઓ પ્રવાહને પણ કથમપિ માન્ય રાખનારા હોય છે. હવે તેં ચૈત્યવંદન સંબંધે કહ્યું કે ' ચૈત્યવંદનમાં ત્રણ જ થોઇ બોલવી ' તે તારું ત્રણ જ એવું અવધારણ ઉચિત નથી. જો કે સૂત્રમાં દેવાવગ્રહની વાત આવતાં જેઓ કદી સ્નાન કરતા નથી એવા મલિન શરીરવાળા મુનિઓને માટે ત્રણ શ્લોકવાળી ત્રણ થોઇ વગેરે

વિચાર કરતો એણે પોતાના મનોભાવ નવા રાજાને જણાવી દીક્ષાને સ્વીકારી. પછી સૂરતેજ રાજાએ એ મંત્રીના પદ ઉપર તેના પુત્ર પેલા વિમળને સ્થાપિત કર્યો. તે રાજાનાં કામ-કાજ સંભાળે છે અને એ રીતે દિવસો વહી જાય છે. જેણે વધારે ખાધું હોય તેને અજીરણના ઓડકારો આવે છે, જેણે ઝેરવાળું જમણ ખાધું હોય તેને ઝેરનો વિકાર થાય તેની પેઠે મંત્રી વિમળને પણ વિકલ્પો આવવા લાગ્યા.

જે હકીકત સૂત્રમાં દર્શાવેલી છે તે જ પ્રમાણે કુશળ પુરુષોએ કરવું જોઇએ. જે લોકો લોકના ગાડરિયા પ્રવાહને અનુસારે વર્તે છે તેમને મિથ્યાત્વ લાગે છે, માટે ચૈત્ય-વંદનને પ્રસંગે ત્રણ થોઇ બોલીને જ વંદના કરવી યુક્ત છે, દેવો આપણને સહાય કરનારા છે છતાં વિરતિ–ત્યાગભાવ વગરના છે માટે સ્તુતિ કરવાને લાયક નથી અર્થાત્ ચૈત્યવંદનમાં દેવોની સ્તુતિ ન બોલવી જોઇએ. એ જ પ્રમાણે 'સિદ્ધાણં બુદ્ધાણં' નામના સિદ્ધોના સ્તવનમાં પણ ત્રણ શ્લોકો જ બોલવા જોઈએ, બાકીનો ભાગ ન બોલવો જોઇએ. એ બાકીનો ભાગ કોઇએ પોતાની મતિકલ્પનાથી બનાવી કાઢી તેમાં જોડી દીધો છે માટે એ સર્વથા હેય છે–બોલવા લાયક નથી. સૂત્રનો બરાબર અર્થ સમજીને જ શુદ્ધ રીતે ચૈત્યવંદન કરવું યોગ્ય અર્થાત્ જ્યારે અર્થ શુદ્ધ સૂત્ર આવડે ત્યારે જ ચૈત્યવંદન કરવું ઘટે. નહીં તો નહીં; કારણ કે અવિધિથી કરવા કરતાં તો નહીં કરવું સારું. શ્રી જિનની પ્રતિમા પણ વિધિપૂર્વક કરાવવામાં વા ભરાવવામાં આવી હોય તો જ તે વંદન, નમન અને પૂજનને યોગ્ય છે અને જે જિનપ્રતિમા એવી વિધિપૂર્વક ન કરાવવામાં આવી હોય તે વંદનીય નથી. અવિધિથી ભરાએલ જિનપ્રતિમાને વંદન–નમન કરવાથી અવિધિનું અનુમોદન થાય છે–અવિધિને ટેકો મળે છે અને એવો ટેકો પાપનું કારણ છે. શ્રી જિન ભગવાનને કરવામાં આવતાં પૂજન, નમન અને વંદન વગેરે કર્મક્ષય માટે જ વિશેષ રીતે સમજવાનાં છે છતાં જેઓ, એ વંદન વગેરેને ધન સારુ વા પુત્ર વગેરેને સારુ કરે છે તેમનું એ મિથ્યાત્વ છે એમ જાણવું જોઇએ. જ્યારે શ્રી જિનેશ્વર દેવો કોઇને કશું આપતા નથી, કોઇનું કશું હરતા નથી અને કોઇને કશુંય કરતા નથી તો પછી તેમનાં પૂજન વગેરે કરીને તે દ્વારા ધન, પુત્ર વગેરેની વાંછા રાખવી એ નકામી છે અને એવી છે માટે જ એ વાંછા મિથ્યાત્વને કેમ ન પેદા કરે? વળી, ઇચ્છાનો આરોપ કરવો એટલે દેવો અમુક દે અથવા અમુકનો નાશ કરે એવી ઇચ્છાનો આરોપ અને બાહ્ય બીજો પરિગ્રહ એટલે આભૂષણાદિકનું પહેરાવવું વગેરે શૃંગાર લૌકિક દેવોને જ બંધ બેસે એવો છે પરંતુ કર્મનો ક્ષય કરીને સિદ્ધ થયેલા શ્રી જિનેંદ્રદેવોમાં તેઓ અમુક આપે અને અમુક કાપે એવી ઇચ્છાનો આરોપ તથા શ્રી જિનેંદ્ર દેવોની મૂર્તિ ઉપર આભૂષણાદિનો એવો શૃંગાર કરવો શી રીતે ઉચિત હોઈ શકે? તથા જે શ્રમણો શાસ્ત્રવિહિત અનુષ્ઠાનને કરનારા છે તેઓને જ વંદનીય સમજવા જોઇએ, પરંતુ જે શ્રમણો લોકપ્રવાહને અનુસરનારા છે તેમને અવંદનીય ગણવા જોઇએ. એવા કેવળ લોકપ્રવાહને અનુસરનારા શ્રમણોને વાંદવાથી તેમની

"અવિધિએ કરવા કરતાં તો નહીં કરવું સારું" એ વચન અસૂત્રવચન છે, કારણ કે નહીં કરનારને અને અવિધિથી કરનારને એ બન્નેને જુદાં જુદાં પ્રાયશ્ચિત્તો બતાવેલાં છે. માટે જેઓ અપુનર્બંધક છે એટલે જેમનાં જ્ઞાનાવરણીય વગેરે સાતે કર્મોની સ્થિતિ સાગરોપમ કોડાકોડી જેટલા સમયની અંદર જ છે તેથી વધારે સમયની તે કર્મોની સ્થિતિ જેઓ કદી બાંધતા નથી અને અર્થાનુસારી બાંધવાના પણ નથી એવા અપુનર્બંધકો સૂત્ર અને અર્થ (અર્થ એટલે આચરણ) એમ બન્ને રીતે ચૈત્યવંદનને શુદ્ધપણે જ કરવાનો આગ્રહ રાખે તો એ માર્ગની પવિત્રતાનું કારણ હોવાથી સારું છે. ત્યારે બીજાઓને માટે પણ એટલે જેઓ હજુ માર્ગ તરફના વલણવાળા છે અને માર્ગથી પડી ગયેલા છે તેમને માટે પણ ચાલે છે એ રીતે ચૈત્યવંદન કરવાનું બીજરૂપકની સરખું હોવાથી દૂષણ વિનાનું છે. વળી, તેં જે કહ્યું છે કે 'જે જિનબિંબો અવિધિથી થયેલાં છે તેમને વંદન, નમન કરવાથી અવિધિની પદ્ધતિને ટેકો મળે છે.' તે પણ તારું કથન અયુક્ત છે, કારણ કે શાસ્ત્રમાં તો કહેલું છે કે નિશ્રાથી કરેલા કે અનિશ્રાથી કરેલા બન્ને પ્રકારના ચૈત્યોમાં સર્વત્ર ત્રણ થોયો કહેવી જોઇએ. આમા નિશ્રાથી કરેલાં ચૈત્યો અવિધિકૃત છે છતાં શાસ્ત્રકારે સારા સાધુઓને પણ તેમાં વંદન કરવાનું ફરમાવેલું છે. વળી, તેં જે કહ્યું કે 'આ લોકના અર્થો-ધન પુત્ર દારા વગેરેની પ્રાપ્તિની આકાંક્ષાથી શ્રી તીર્થંકર ભગવાનનું વંદન, પૂજન વગેરે કરવું તે, તીર્થંકર દેવોમાં અસદ્‌ભૂતનું આરોપણ કરનારું હોવાથી મિથ્યાત્વરૂપ છે.' એ પણ તારું કથન અયુકત છે. આ વાત કોણ નથી જાણતું કે શ્રી જિન દેવો નિર્વૃતિને પામેલા છે, તેઓ કોઇને પણ કશું આપતા નથી તેમ કોઇનું પણ કશું લેતા નથી છતાં તેમની પ્રાર્થના કરતાં જે એમ કહેવામાં આવે છે કે "આરોગ્યનો લાભ આપો, બોધિનો લાભ આપો અને ઉત્તમ સમાધિનું વર આપો" તે તો તેમના તરફનું બહુમાન સૂચવવા અને તેમની તરફ અધિક ભક્તિ બતાવવા એવાં સાભિપ્રાય વચનોના માત્ર કથનરૂપ છે. એટલે એવાં વચનો કહેવામાં વા બોધિલાભ વગેરે પદાર્થોની પ્રાર્થના કરવામાં કશું દૂષણ નથી. ઊલટું એવાં વચનો અને પ્રાર્થનાઓ તો વાગુરિ શેઠ વગેરે લોકોને માટે વિશિષ્ટ ગુણસ્થાને પ્રકર્ષપણે ચડવાનાં કારણો બનેલાં છે એટલે એવાં વચનો અને અભ્યર્થનાઓ એમની પેઠે આપણને પણ વિશિષ્ટ ગુણપ્રાપ્તિનાં કારણો બને માટે તેમને કહેવામાં કશોય બાધ નથી. વળી, શ્રીજિનદેવને તજીને ચંડિકા વગેરેની પ્રાર્થનાઓથી તો ગુણનો ઉત્તમ લાભ સંભવતો જ નથી માટે ચંડિકા વગેરે કરતાં શ્રી જિનદેવ પાસે જ એવી પ્રાર્થનાઓ કરતાં કશી હાનિ થવાનો સંભવ નથી. એથી જ શ્રી જિનદેવની પાસે એવી પ્રાર્થના કરતાં 'તેમનામાં ઇચ્છા-વાસના છે વા તેમની પાસે પરિગ્રહ વગેરે છે' એવો આરોપ પણ સંભવતો જ નથી. વળી, તેં જે કહ્યું કે, 'સુશ્રમણો જ વંદનીય છે; બીજા નહીં જ, તે હકીકતને તો અમે પણ માનીએ છીએ. કેવળ જ્યાં ધર્મની નિંદા

બોલવાનું કહેલ છે તો શું એટલા માત્રથી જ જેઓ પોતાને શરીરે શૃંગાર કરે છે, ધોયેલાં અને ધોળાં ચોકખા કપડાં પહેરે છે, નાઈ ધોઈને ચોકખાં રહે છે અને ભગવાનના જન્મોત્સવ વગેરે પ્રસંગે વધારે સમય સુધી ખોટી થાય છે, એવા તમારી જેવા માટે પણ ત્રણ થોઈવાળું જ ચૈત્યવંદન યુક્ત છે, એમ કેમ કહેવાય ? કોઈક ઠેકાણે પાંચ શક્રસ્તવવાળા ચૈત્યવંદનના વિધાનનું પણ વચન દેખાય છે, વળી.

જેઓ મુનિ છે તેઓ નિરંતર ભાવસ્તવ કરે છે અને તે દ્વારા તેમાં તેઓ ત્રણ થોઈવાળું ચૈત્યવંદન કરે તો એ પણ યોગ્ય છે અને જે ગૃહસ્થ સર્વ પ્રકારનાં સાવદ્ય કાર્યોથી વિરત છે તે, અભ્યધિક દેવવંદનની વિધિદ્વારા ભાવસ્તવ કરે અને તે દ્વારા એક ક્ષણ માટે પણ પોતાના આત્માને નિષ્પાપ કરે તો તેમાં પણ શું દૂષણ હોઈ શકે? વળી હે ભદ્ર ! વૈયાવચ્ચ કરનારા દેવોની સ્તુતિનો પણ એકાંતે નિષેધ કરેલો નથી. આવશ્યકનિર્યુક્તિ નામના ગ્રંથમાં સાધુઓને માટે તે દેવસ્તુતિની અનુજ્ઞા અપાયેલી છે. ચાતુર્માસિક પ્રતિક્રમણમાં અને વાર્ષિક પ્રતિક્રમણમાં ક્ષેત્રદેવતાનો કાયોત્સર્ગ કરવામાં આવે છે. પાક્ષિક પ્રતિક્રમણમાં ભવનદેવતાનો કાયોત્સર્ગ કરવામાં આવે છે અને કેટલાક વળી ચોમાસી પ્રતિક્રમણમાં ભવનદેવતાનો કાયોત્સર્ગ કરે છે. તત્કાળના એટલે તાજા સાધુઓ માટે અથવા તે કાળના સાધુઓ માટે જો ભવનદેવતા અને ક્ષેત્રદેવતાની સ્તુતિ કરવાનાં વિધાનો કરવામાં આવેલાં છે તો બીજાઓ માટે પણ એ વિધાન યુક્ત જ કહેવાય અને હમણાં તો સાધુ તો પ્રમાદી છે એટલે એને માટે તો એ સ્તુતિનું વિધાન અયુક્ત છે એમ કેમ કહેવાય ? માટે જ સંયમમાં આવતાં વિઘ્નોનો નાશ કરવા માટે ચૈત્યવંદન પૂરું થતાં વૈયાવચ્ચ કરનારા દેવોની સ્તુતિ કરવાનું વિધાન નિર્દોષ છે એમ કહેલું છે. એ રીતે સાધુઓ માટે પણ જે વિધાન યુક્ત છે તે વિધાન પ્રમાણે ગૃહસ્થો પણ દેવોની સ્તુતિ શા માટે ન કરે ? તરવાર કરતાં એનું મ્યાન તીક્ષ્ણ હોય એવું કેમે કરીને પણ સંભવી શકે નહીં અર્થાત્ સાધુઓ તરવાર જેવા છે અને ગૃહસ્થો મ્યાન જેવા છે. એટલે સાધુઓ કરતાં ગૃહસ્થોની સરસાઈ ન સંભવી શકે. વળી "સિદ્ધાણં બુદ્ધાણં" નામના સિદ્ધસ્તવમાં ત્રણ શ્લોક કરતાં વધારે ગાથાઓ છે એ હકીકત વિશેષ બહુશ્રુતોની પરંપરાથી પ્રસિદ્ધપણે સંભળાતી આવે છે, એથી એ 'સિદ્ધસ્તવ'ની ત્રણ જ ગાથાઓ કહેવી' એવું તારું કથન પણ અયુક્ત છે; કારણ કે જીતકલ્પનો વ્યવહાર પ્રધાન છે અને તે અનુસારે ત્રણ કરતાં વધારે ગાથાઓ બોલવાથી પણ કશું દૂષણ નથી. વળી, તેં જે કહ્યું કે 'સૂત્રની અપેક્ષાએ અને અર્થની અપેક્ષાએ એમ બન્ને રીતે ચૈત્યવંદન શુદ્ધ રીતે કરી શકાય તો જ કરવું જોઈએ' અને બીજું પણ તેં કહ્યું કે 'અવિધિએ કરવા કરતાં તો નહીં કરવું સારું' એ પણ તારાં બન્ને વચનો અયુક્ત છે.

જે લોકો સમયજ્ઞ છે, શાસ્ત્રના પરમાર્થને સમજનારા છે, તેઓ જ કહે છે કે–

ઓમાં પણ આ રીતે અપમાન પામતા નથી. અથવા આમાં તારો શો દોષ છે? આ દોષ તો બધો મારો જ છે, કારણ કે તું આ જાતનો કુગ્રહવાળો અને દુશ્ચેષ્ટાઓવાળો છે તે હું જાણું છું છતાં તને શિક્ષા કરતો નથી. તારી આ જાતની દુષ્ટ પ્રવૃત્તિને લીધે હિમ અને મોતીના હાર જેવો નિર્મળ યશ મેં જે કેટલાય સમયથી ઉપાર્જેલો છે તે બધો મલિન થઈ ગયો. જેમની પાસેથી આપણે શ્રી જિનનાં વચનો સમજ્યાં અને કૃત્યઅકૃત્યનો બધો વિવેક જાણ્યો તે ગુરુનું અપમાન કરવાં કરતા હે પાપી! તું પાતાળમાં કેમ ન પહોંચ્યો? જેમના થોડા ગુણને પણ દેવોનો ગુરુ કહી બતાવવા સમર્થ નથી જ તેવા આ ગુરુજનની પણ નિંદા કરવામાં અહીં તારી વાણી કેમ તૈયાર થઇ શકી? એ પ્રમાણે પ્રચંડ કોપને લીધે જેની ભવાંઓ વાંકી થતાં કપાળનો દેખાવ ભયંકર બની ગયેલ છે એવા તે રાજાએ સાધુ તરફ દ્વેષ રાખનારા તે વિમળ મંત્રીને તરત જ પોતાના દેશથી હદ બહાર કર્યો. અને શહેરમાં પણ ઘોષણા કરાવી કે-જે માનવો, આ વિમળની પેઠે જ એના કુગ્રહના પાશમાં ફસાએલા હોય તેઓ પણ જલ્દીથી જ મારી હદમાંથી બહાર ચાલ્યા જાય; નહીં તો તેમનું બધું લૂંટી લઇને સજ્જડ શિક્ષા કરીશ. પછી પ્રસંગ આવતાં એ રાજા દિવાકર સાધુને વાંદવા માટે ગયો, બધી રીતે આદર કરીને તેણે સાધુને ચરણે નમન કર્યું અને પાસે બેસીને આ પ્રમાણે કહેવા લાગ્યો. હે ભગવંત! જે લોકો આવા પ્રકારના કુગ્રહને લીધે મતિભ્રંશને પામેલા છે તે લોકોની જન્માંતરમાં શી ગતિ થાય છે? સાધુ બોલ્યાઃ અહીં શું કહીએ?

જે માનવ વિગ્રહ અને વિવાદમાં રુચિ રાખે છે, કુલ, ગણ અને સંઘથી બહિષ્કૃત થયેલો છે તે, દેવલોકમાં પણ દેવસમિતિઓમા સ્થાન મેળવી શકતો નથી. વળી, જેઓ કુગ્રહની પ્રરૂપણા કરનારા છે, પોતાની મતિકલ્પના પ્રમાણે ગુરુજનોનો અપવાદ બોલે છે તેમને માટે આ કાંઈ દંડ કહેવાય? એઓ લાંબા વખત સુધી ભવમાં ભમ્યા જ કરે છે, એ જ એમનો ખરો દંડ કહેવાય.

પછી રાજાએ પોતાના બન્ને હાથ જોડીને એ સાધુને કહ્યું. હે ભગવંત! એ કુટ-બુદ્ધિવાળા અને દુરાચારી વિમળનું થોડું પણ વચન તમે મન ઉપર લાવશો નહીં. તમારા જેવા વીતરાગો તરફ પણ એણે એવો દ્વેષ બતાવ્યો એટલે એ બીચારો અકલ્યાણનો ભાગી બનેલ છે. મુનિ બોલ્યાઃ મહારાજ! એ તો શું બોલ્યો છે? પરંતુ ધીરપુરુષો ઉપર બાલ-સુલભ એવા આક્રોશો, માર, અપમાન એ ધર્મભ્રંશના આરોપો વગેરે જ્યારે આવી પડે છે ત્યારે એઓ બીજા ઉત્તમ લાભોની અવેજીમાં એ કષ્ટોને જ લાભરૂપ સમજે છે. તે ધન્ય પુરુષો છે કે જેમના કષાયો સુરંગની ધૂળની પેઠે પ્રબળપણે ઉઠતાં જ જેમ પરપોટાઓ પાણીમાં સમાઇ જાય છે તેમ અંતરમાં જ લય પામી જાય છે.

એ સાંભળીને રાજા વિશેષ ભક્તિપૂર્વક તે સાધુને વંદન કરીને પોતાને સ્થાને

વગેરે દોષો અટકાવવા માટે ક્યાંય પાસત્થા લોકોને વાણીથી નમસ્કાર કરવો પડે અને ક્યાંય વંદન પણ કરવું પડે તો ત્યાં એવું નમન અને વંદન સુસાધુઓએ પણ કરવું ઘટે એવું શાસ્ત્રકારનું વચન છે, માટે એ અપેક્ષાએ પાસત્થાઓને વંદન વા નમન કરવાથી તેમના પ્રમાદની અનુમોદના થવાનો સંભવ નથી એટલે તેં કહેલું દૂષણ અહીં સંભવતું જ નથી. અને આ રીતે સુસાધુઓ પણ લોકવ્યવહારને અનુસરનારા હોય તો જે ગૃહસ્થો ચંડાળોને પણ માથું નમાવવાની પ્રવૃત્તિમાં છે તથા એવા બીજા વ્યવહારમાં પ્રવૃત્ત થયેલા છે તેઓ લોકવ્યવહારની અવગણના શી રીતે કરી શકે? વળી,

શ્રમણના ગુણસ્થાનક કરતાં ગૃહસ્થનું ગુણસ્થાનક ચડિયાતું કહેલું નથી, તેથી શ્રમણો કરતાં હોય તો ગૃહસ્થો પણ જનચિત્તના પ્રસાદ માટે લોકવ્યવહારને શા માટે ન અનુસરે?

તેથી હે અમાત્યવર! તારે મૌન રાખવું જ સારું છે, પરંતુ જેમને આગમના રહસ્યની જાણ નથી એવા લોકો સામે વિશેષ પ્રકારના ધર્મની પ્રરૂપણા કરવી ઉચિત નથી, માટે તેં જે આજસુધી પ્રરૂપણા કરેલી છે તે બદલ પ્રાયશ્ચિત્ત લે અને હવે ફરીને તારા કુગ્રહાનુસારે બોલવાનું બંધ રાખ.

આ સાંભળીને અમાત્યના ચિત્તમાં ભારે રોષ થયો અને તેને એમ થયું કે—આ સાધુ જ સિદ્ધાંત સર્વસ્વનો ચોર છે અને પાસત્થા વગેરેમાં મળી ગયો લાગે છે માટે એને અવંદનીય જ સમજવો. એ સાધુ વિષે પોતાને જે લાગ્યું તેનો કોલાહલ કરીને—જાહેરમાં હોહા કરીને પછી મંત્રી તો પોતાને સ્થાને ચાલ્યો ગયો. તેણે જે લોકો પોતાના પક્ષમાં ભળેલા હતા એવા કુગ્રહવાળા બધા લોકોને બોલાવી—ભેગા કરીને આ પ્રમાણે જણાવ્યું કે—આ સાધુ પૂજા અને પ્રતિષ્ઠા વગેરે દોષોમાં બંધાઈ ગયો છે અને પાસત્થાઓની સાથે સમાગમ રાખનારો છે માટે એને મિથ્યાદૃષ્ટિની જેવો જ સમજવો તથા અન્યમતિને જેમ આપણે વંદન કરતા નથી અને ભિક્ષા પણ આપતા નથી તેમ એને પણ ભિક્ષા ન આપવી અને વંદન પણ ન કરવું. એને વંદન કરશો વા ભિક્ષા આપશો તો તમને તેના દોષોની અનુમોદનાનો દોષ લાગશે અર્થાત્ તમે એના દોષને ટેકો આપનારા બનશો એથી તમે મિથ્યાદૃષ્ટિ થશો. લોકોએ જાણ્યું કે મંત્રી રાજમાન્ય છે માટે તેમણે બધાએ એનું કહેવું 'ઠીક' કહીને માથે ચડાવ્યું. હવે આ બધી હકીકત સૂરતેજ રાજાએ જાણી અને તેથી તેને ક્રોધ થયો એટલે એ મંત્રીને બોલાવીને કહ્યું કે—

હે અમાત્ય! તારી પ્રવૃત્તિ બધી મેલી છે અને માત્ર નામથી તું વિમલ છે. જે સાધુ સમા પ્રમાણે સુંદર ક્રિયામાં તત્પર રહે છે તેને તું અવગણે છે અને પોતાની જાતને સર્વસંમન્ય જેવી માને છે. થોડું જ્ઞાન થયું એટલા માત્રથી આટલો બધો અહંકાર આણવો તે કોઈપણ પ્રકારે સચ્ચરિતનું નિશાન નથી. જ્ઞાનના દીવા જેવા, શિવમાર્ગના સાર્થવાહ સમાન અને જેઓ કોઈને કશી પીડા કરતા નથી એવા યતિઓ ભીલ્લના ગામડ-

## માધ્યસ્થ ગુણ વિશે નારાયણનું કથાનક.

### કથા ૨૦ મી

જે માનવે કુગ્રહને તદ્દન તજી દીધો હોય છતાં ય તે મધ્યસ્થ વૃત્તિવાળો ન હોય તો 'ઉચિત શું અને અનુચિત શું ?' એ જાણી શકતો નથી તેમ કરી શકતો પણ નથી, માટે હવે સંક્ષેપમાં મધ્યસ્થનું સ્વરૂપ બતાવવાનું છે. જે માનવ, કુગતિનાં કારણ અને બુદ્ધિમાં વિપરીતતાના ઉત્પાદક એવા રાગ, દ્વેષ અને મોહ વગેરે દોષોથી અભડાયેલો ન હોય તેને 'મધ્યસ્થ' સમજવો. જેનામાં રાગનો અતિરેક હોય તે નિર્ગુણને પણ રાગી ઠરાવે છે, જેનામાં દ્વેષનો અતિરેક હોય તે ગુણવાળાને પણ ગુણરહિત ઠરાવે છે અને જેનામા મોહનો અતિરેક હોય તેને ઘણું ઘણું સમજાવવામાં આવે તો પણ કાર્ય શું ? અકાર્ય શું ? એ વિશે તે વિવેક પામી શકતો નથી; માટે અતિશય રાગી, અતિશય દ્વેષી અને અતિશય મૂઢ એ ત્રણે પ્રકારના માનવો સદ્ધર્મનાં કાર્યોની આરાધના કરી શકતા નથી. એટલે કેવળ એક મધ્યસ્થ જ ગુણવાળો ગુણ અને દોષના વિચારને કરી શકે છે અને તેથી તે જ સદ્ધર્મની આરાધના કરવાને યોગ્ય છે. લોકવ્યવહારમાં પણ જે માનવ, ન્યાયવાદી મધ્યસ્થ-તટસ્થ હોય તેને જ બધા પ્રમાણભૂત તરીકે સ્વીકારે છે અને એવો મધ્યસ્થ જ ધન, કીર્તિ અને ધર્મને મેળવી શકે છે એમાં કોઈ વિકલ્પને અવકાશ નથી. અતિશય રાગ, દ્વેષ અને મોહ એ ત્રણે મહાદોષો બુદ્ધિને ડોળી નાખે છે એથી એ દોષોની ઉદીરણા–પ્રબળતા–ન હોય તો જ બુદ્ધિ નિર્મળ રહી શકે છે, માટે એવી નિર્મળ બુદ્ધિવડે જે માનવ, થોડુંક પણ ધર્મકૃત્ય સાધે છે તે **નારાયણની** પેઠે ક્રમે ક્રમે નિર્વાણનો લાભ મેળવી શકે છે. **નારાયણની** કથા આ પ્રમાણે છે.

એક **સિદ્ધત્થપુર** નામે નગર છે. એ નગરની શોભા પાસે બીજાં નગરોની શોભા તણખલા સમાન છે. એ નગરમાં પ્રધાન, પ્રધાન ઉત્તમ પુરુષોનો મ્હોટો સમુદાય રહેતો હોવાથી ત્યાં કલિયુગનું સ્વચ્છંદપણે રહેવાનું અટકી ગયેલું છે. વળી, એ નગર આ ભૂમંડળના હાર સમાન છે અને એ, મનના ધારેલા–ઈચ્છેલા–મનોરથોને પૂરા પાડવામાં સુપ્રસિદ્ધ છે. ત્યાં વસતી પ્રજા બુદ્ધ ભગવાનની પેઠે ઘણી કરુણાવાળી છે, ત્યાંની સુંદરીઓ અપ્સરાઓની પેઠે અખંડિત રૂપ અને લાવણ્યથી ભરપૂર છે, ત્યાંનો લિંગિવર્ગ–સાધુ સંન્યાસી વર્ગ મહાદેવની પેઠે કામદેવ ઉપર વિજય મેળવનાર છે. એ નગરમાં પોતાના પ્રચંડ બાહુબળ ઉપર પૃથ્વીના ભારને ધરી રાખનાર એવો શ્રી **વિસ્સસેણ** નામે રાજા છે. એ રાજાને **જન્નદત્ત** નામે એક પુરોહિત–કુલગુરુ–છે. એ પુરોહિત બ્રાહ્મણનાં ખટકર્મમાં દત્તચિત્ત છે, ચૌદ વિદ્યા-

પહોંચ્યો. પેલા વિમલનું બધું ધન વગેરે રાજપુરુષોએ પડાવી લીધું એટલે તે રાંક જેવો બની જઈ એકલો જ દેશાંતરોમાં ભમવા લાગ્યો. ભમતાં ભમતાં તે એક વાર રસ્તાનો થાક, ભૂખ અને તરશ વગેરે દુઃખને લીધે બહુ ત્રાસ પામ્યો અને એ રીતે ભમતો ભમતો તે ગજપુર ભણી ગયો. ત્યાં, પ્રચંડ તપ કરીને જેણે **આશીવિષ** વગેરે અનેક લબ્ધિઓ મેળવેલી છે અને તેથી જ જે કોઇનાથી ગાંજ્યા જાય એવા નથી એવા **ધર્મરૂચિ** નામે તપસ્વી તેણે દીઠા. એ તપસ્વી ત્યાં સંવિગ્ન શ્રાવકોને ધર્માધર્મનો ઉપદેશ કરતા હતા. એને જોઈને આ વિમળને વળી મત્સર થયો અને તે એ મુનિ સાથે પહેલાંની પેઠે દુર્વિનય-પૂર્વક વર્તવાનો વિચાર કરવા લાગ્યો એટલામાં જ એ મુનિએ તેની વાણી હરી લઇને તેને મૂગા જેવો બનાવી દીધો. પછી તે મૂગાની પેઠે અત્યંત બળહતો રહ્યો અને લોકોએ એને ત્યાંથી હાંકી કાઢયો.

એ પ્રમાણે જે ગમે તેવું ભારે ધર્મકૃત્ય કરતો હોય છતાં જેનો કુગ્રહ નાશ પામ્યો ન હોય તે જ્યારે ભવના કૂવામાં આથડે છે ત્યારે તેનું પેલું ધર્મકૃત્ય પણ તેને લેશ પણ બચાવી શકતું નથી, માટે એ કુગ્રહનો ત્યાગ જ કરવો જોઇએ. એ ત્યાગ જ ચિંતિત અર્થોને મેળવી આપવામાં કલ્પવૃક્ષ સમાન છે તેથી એ કલ્પવૃક્ષને માર્ગાનુસારી વગેરે ગુણોરૂપ પાણીથી સિંચ્યા કરવું જ યુકત છે. વળી, જેમ મોટા ઘાસના ગંજને પણ આગનો એક જ તણખો એક જ ક્ષણમાં બાળીને ખાખ કરી દે છે, તથા ઘણાં પુણ્યના ગંજને પણ એક જ પાપ જેમ હણી નાખે છે તેમ એકલો કુગ્રહનામનો એક જ દોષ ભેગા કરેલા પુણ્યના રાશીનો સપાટાબંધ નાશ કરી નાખે છે. જો જિનનાં વચનોને પ્રમાણ માનને શ્રમણપણું સ્વીકાર્યું છે, વા એ જ રીતે દેશવિરતિનો ધર્મ ગૃહસ્થે આચરવા માંડયો છે તો પછી એમાં વિઘ્ન નાખતા એવા અને સ્વ અને પરના મનને કલેશ પહોંચાડનારા આ અધમ કુગ્રહ દોષનું નિવારણ કેમ કરતાં નથી ? જો કે એવું કઠણ તપ કરવામાં આવ્યું છે જેથી કામદેવનો ભંગ થઈ ગયો છે તથા શરીરમાં માંસ રહ્યું નથી, લોહી બચ્યું નથી, નાક ઠરડાઇ ગયું છે અને કેવળ હાડપિંજર થઈ ગયું છે, તથા બધી ઇંદ્રિયો પણ નિગ્રહમાં આવી ગઈ છે એવા તપસ્વી મુનિના મનમાં પણ પાપના ઉદયને લીધે આ ન નિવારી શકાય એવો કુગ્રહ ઉદય પામ્યો છે. હા ધિક્ ! એ વિશેષ કષ્ટકર સ્થિતિ છે. **ગોષ્ઠામાહિલ અશ્વમિત્ર, તિષ્યગુપ્ત** અને **યમાલિ-જમાલિ** વગેરેની મલિનતા સાંભળીને ચિરંતનમુનિએ, અનુસરેલ એવા માર્ગે સુધી પુરુષે અશંકભાવે સારી રીતે પ્રવર્તવું જોઇએ.

એ રીતે શ્રી કથારત્નકોશમાં કુગ્રહના ત્યાગ વિશે વિમળનું ઉપાખ્યાન સમાપ્ત. ( ૧૯ )



ગુરુની આશિષ મેળવીને તે બન્ને જ્યાં શિષ્યો બેસી શકે એવા સ્થાન ઉપર જઈને તેની સાથે બેઠાં. તે વખતે એ અધ્યાપક, એની પાસે ભણતા અને વેદના રહસ્યની વ્યાખ્યામાં વિવાદ કરતા શિષ્યોને વેદનું રહસ્ય સમજાવવા અનેક પ્રકારના હેતુઓ, ઉદાહરણો અને યુક્તિઓ સમજાવતા હતા છતાં એ શિષ્યો વેદના રહસ્યને સમજી શકતા ન હતા તેથી એ અધ્યાપકે તે શિષ્યોને કહ્યું:

અરે ! તમે બધા શિવની જેવા અતિશય રાગાંધ, શશીની જેવા અતિશય દ્વેષાંધ અને શંખની જેવા અતિશય મોહાંધ-મૂઢ છો, માટે તમને સમજાવવા સાક્ષાત્ દેવનો ગુરુ બૃહસ્પતિ પણ આવે તો પણ તે તમને સમજાવી શકશે નહીં.

આવા અતિશય રાગ, દ્વેષ અને મોહની વૃત્તિમાં રહેલા તમારી પાસે આ મારો વાણીનો ભારે વિસ્તાર મારા ગળાને સૂકવવા સિવાય બીજું કોઈ વિશેષ કાર્ય સાધી શકે એમ નથી અર્થાત્ તમારી પાસે વધારે બોલવું એ વ્યર્થ છે. કેટલાંક સૂત્રો પોતાની સરળ બુદ્ધિના પ્રભાવથી જ સમજાય એવાં હોય છે, કેટલાંક સૂત્રો ગુરુવચનથી સમજી શકાય એવાં હોય છે, અને કેટલાક સૂત્રોનો તેમનો બરાબર વિષયવિભાગ કરવામાં આવે તો પણ સમજી શકાય એવા હોય છે. આ રીતે બધાં સૂત્રો જલદીથી જ સુસૂક્ત-સારાં સૂક્તો-બની શકે છે; માટે તમે એ પદ્ધતિનો તો આશ્રય કરતા નથી અને નકામી આંગળી ઊંચી ઊંચી કરીને કુવિકલ્પોને શા માટે ઊભા કરો છો અને એમ કરીને પૂર્વઋષિઓએ જોયેલા અવિનષ્ટ અર્થનો આ રીતે વિનાશ શા માટે કરો છો ?

શિષ્યો બોલ્યાઃ હે ઉપાધ્યાય ! સૂત્રને લગતા પ્રશ્ન સંબંધી અમારા વિવાદનું વ્યાખ્યાન હવે જવા દો, પરંતુ તમે અતિશય રાગી એવા શિવ વગેરેનાં જે દૃષ્ટાંતો કહ્યાં છે તેમની વાત સાંભળવાનું અમને ભારે કુતૂહલ થયું છે તો તેમની જ હકીકત હવે કહો. પછી ઉપાધ્યાય બોલ્યાઃ તો હવે એમની જ હકીકત સાંભળોઃ

અવંતી નામના દેશમાં જયખેડ નામે ગામ છે, ત્યાંનો રહેવાસી એક શિવ નામે કુલપુત્ર છે. તેને બે ભાઈઓ છે. એક મોટો અને બીજો નાનો. તેમાં જે નાનો છે તે પેલા શિવને ઘણો જ વહાલો છે એથી તે જે કાંઈ અયુક્ત કહે તેને પણ તે, યુક્ત માનતો અને તેનો જે મોટોભાઈ હતો તે શિવને ગમતો ન હતો એટલે તે સુંદર વાત કહેતો તો પણ તેને 'અસંબદ્ધપ્રલાપી' છે એમ કહીને તરછોડવામાં આવતો. એ રીતે એમના દિવસો જવા લાગ્યા.

હવે બીજે કોઈ દિવસે એ ત્રણે ભાઈઓ કામકાજ માટે પોળીયોનું ભાતું લઈને એક જંગલમાં ગયા. ત્યાં તે ત્રણે જણા ઝાડો કાપવા લાગ્યા, કાપતાં કાપતાં વિશેષ થાક લાગવાથી તેઓ અકળાયા અને ખૂબ તરસ્યા થયા તેથી પાણીને શોધવા લાગ્યા તેવામાં થોડા

સ્થાનોનો પારગામી છે, નરપતિનો હિતકર્તા છે. વૈશ્ય, શૂદ્ર અને ક્ષત્રિયો એનાં પગને ઉત્તમ રીતે પૂજે છે એવો એ પુરોહિત પોતાનાં કર્મકાંડમાં સાવધાન રહેતો વખતને વીતાવે છે. એ પુરોહિતને બધી વિદ્યાઓમાં વિચક્ષણ એવો એક **નારાયણ** નામે પુત્ર છે, એ પુત્ર સ્વાભાવિક રીતે અતિશય લોભ, રાગ, દ્વેષ, મોહ વગેરે દોષો વિનાનો છે અને પરલોકથી ડરનારો છે.

એક વાર એ પુરોહિતને રાજાએ બોલાવ્યો અને કહ્યું કે-પોતે (રાજાએ) શિકાર વગેરે ઘણાં પાપકર્મો કરેલાં છે, હવે તેનું પ્રાયશ્ચિત લઈને પોતાને શુદ્ધ થવું છે તો તે માટે યજ્ઞ કરવાની જરૂર છે. એમ કહીને પુરોહિતને યજ્ઞના કામમાં જોડયો. યજ્ઞ કરવા માટે હોમવાનાં પશુ વગેરે જે જે ઉપકરણો જોઈએ તે બધાં ભેગાં કર્યાં, પશુઓને બાંધવા સારુ યૂપસ્તંભ ઊભો કર્યો, યજ્ઞનો મંડપ પણ તૈયાર કર્યો અને એવી મોટી વ્યવસ્થાથી પશુમેધની શરુઆત કરી. આ જાતનો ભયંકર પ્રાણીવધ જોઇને, સુક્ષ્મબુદ્ધિવડે કાર્ય અને અકાર્યનો વિચાર કરી શકે એવા **નારાયણે** પોતાના પિતાને કહ્યું: હે પિતાજી! તમે યજ્ઞના કાર્યમાં પશુઓનો વિનાશ કરો છો અને વળી કહો છો કે "જે માનવ, પોતાના આત્માની પેઠે સર્વભૂતો તરફ જુએ તે જ ખરું જુએ છે અર્થાત્ જે, બધે સમભાવ રાખે તે જ ખરો દ્રષ્ટા છે." તો એ બે વિરોધવાળાં વચનોમાં ખરું તાત્પર્ય શું છે? પુરોહિત બોલ્યો: "હે પુત્ર! નિષિદ્ધ કાર્યો જણાવેલાં છે અને સંભાવિત કાર્યો પણ જણાવેલાં છે" એ પ્રમાણે વેદનાં વાકયો અનેક પ્રકારનાં છે, તો એ વિવિધ વેદવાક્યોનું તાત્પર્ય જાણવા કોણ સમર્થ છે? પછી નારાયણ બોલ્યો: હે પિતાજી! તમે પરમાર્થને-ખરા રહસ્યને-નથી જાણતા તો પછી આ યજ્ઞ શા માટે કરો છો? **જ્યોતિષ, વૈદક, પ્રાયશ્ચિત્ત** અને **ધર્મકૃત્ય** એ બધું જાણ્યા વિના કરવામાં આવે તો વિપરીત ફળ આપનારું નીવડે છે. પુરોહિત બોલ્યો: હે પુત્ર! આ યજ્ઞ વગેરેનાં વિધાનો આપણાં પૂર્વપુરુષોની પરંપરાથી જેવાં ચાલ્યાં આવ્યાં છે તેવાં જ પ્રમાણરૂપ માનવાનાં છે એથી એમને એક સરખી રીતે કરવાની પ્રવૃત્તિ ચાલે છે માટે તે પ્રવૃત્તિને બદલી શકાય નહીં. નારાયણ બોલ્યો: હે પિતા! આ જીવઘાતની પ્રવૃત્તિને જોતાં મારાં તો રુંવાડે રુંવાડાં બેઠાં થઈ જાય છે એટલે એ ઘાતક પ્રવૃત્તિ અનુભવથી જ ભયાનક જણાય છે. આવી પ્રવૃત્તિથી પણ સ્વર્ગ વગેરે સુગતિઓ મળતી હોય તો પછી "કાળકૂટ ઝેર ખાવાથી પણ માણસ જીવવો જોઇએ અર્થાત્ ભયાનક ઝેર પણ જીવવાનું કારણ બનવું જોઇએ" એમ કેમ ન કહી શકાય? પુરોહિત બોલ્યો: હે પુત્ર! **નરસિંહ** નામનો એક અમારો ગુરુ અહીં જ રહે છે, એ વેદોનો અધ્યાપક છે અને વેદોના રહસ્યને સમજનારો છે, તો તું મારી સાથે આવ અને આપણે બન્ને મળીને તેની પાસે જઈને આ હકીકતને પૂછી જોઈએ. **નારાયણે** પિતાની આ વાત સ્વીકારી. પછી એ બન્ને જણા-પિતાપુત્ર-નરસિંહ અધ્યાપક પાસે ગયા. આદર સાથે પ્રણામ કરીને અને

હવે અતિશય દ્વેષવાળાની વાત સાંભળો· સોરઠ દેશમાં પરુકખ નામે એક નેહડો છે. ત્યાં સસી નામે આહિર રહે છે અને તે પારકા ઘરનાં કામકાજ કરીને આજીવિકા ચલાવે છે. તે એક વાર એક વાણિયાની સાથે ગામતરે ગયો. તે બન્ને જણા રસ્તામાં ચાલતાં વાત કરવા લાગ્યા. વાત કરતાં આડવાતમાં આહીરે પોતાની આહીર જાતિની પ્રશંસા કરી. વાણિયો બોલ્યો· તમે આહીરો અને આ પશુઓ બન્ને વિવેક વગરનાં છો એટલે કે તમે બન્ને એક જાતનાં જ કહેવાઓ. આ સાંભળીને આહીરને રોષ આવ્યો પણ ચૂપ રહ્યો. આહીરની લૂખી આંખમા વાણિયે રોષને જોઈ લીધો અને પછી તો વાણિયે તેને કાંઇ દાન આપ્યું, તેનું વિશેષ સન્માન કર્યું. એ રીતે અનેક રીતે વાણિયે તેને અનુકૂળ થવા પ્રયત્ન કર્યો છતાં તે રાજી ન થયો તે ન જ થયો. પછી પોતપોતાનાં કામ પતાવીને તે બન્ને પાછા ફરતા હતા ત્યાં તેમને ચોરોએ પકડ્યા. તેમની પાસેનું બધુંય લૂંટી લીધું. વાણિયાને ચોરોએ ઠીક પાંશરો કર્યો એટલે જે 'મારે કરવું હતું તે જ ચોરોએ જ કરી નાખ્યું' એમ ધારીને પેલો આહીર તો રાજી થયો. તે બન્નેને ચોરોએ મજબૂત રીતે બાંધ્યા અને તેઓ તેમને પીટવા લાગ્યા. પછી વાણિયો બોલ્યો· એ બિચારા ગરીબને શા માટે મારો છો ? એ તો એક નોકર છે. આ સાંભળી રોષે ભરાયેલા આહીરે કહ્યું· હું નહીં પણ એનો બાપ ગરીબ છે. અને એ જ મારો નોકર છે માટે તમે એ બિચારાને તો છોડી જ દો. પછી તો ચોરોએ વાણિયાના મોં સામે જોયું. વાણિયો બોલ્યો, તે જે કહે છે તે ખરું છે. પછી ચોરોએ વાણિયાને છોડી દીધો એટલે તે વેગથી નાશી છૂટયો, અને પેલા આહીરને તેની પાસેથી ધન મેળવવા સારુ ચોરો એને મારવા લાગ્યા, પીટવા લાગ્યા અને ભીંસવા લાગ્યા એમ અનેક પ્રકારે તેને દુઃખ દીધું. એ પ્રકારે અતિશય દ્વેષવાળાની વાત છે.

હવે મૂઢની વાત આવે છે· કુણાલા દેશમાં કોસંબ નામે ગામ છે. ત્યાં શંખ નામે એક કુલપુત્ર રહે છે. તેનો દત્ત નામે એક બાલમિત્ર રહે છે. એ શંખને ઘણો જ વહાલો છે અને બધાં કામકાજમાં તેની સલાહ લઈને જ શંખ પ્રવૃત્તિ કરે છે પરંતુ એ દત્ત ઘણો જ કપટી છે અને પેલો શંખ સરળ સ્વભાવનો છે. બન્ને જણાના એ પરિસ્થિતિમાં દિવસો ઉપર દિવસો વીતે છે. હવે કોઈ પુણ્યને લીધે શંખ કેટલુંક ધન કમાયો અને એ વિશે તેણે દત્તને પૂછ્યું· કમાયેલું આ ધન હવે શી રીતે સાચવવું ? ગામ તો ઘણી જ બીકવાળું છે. દત્ત બોલ્યો· હે ઉત્તમ મિત્ર ! હમણાં તો તું આમ ને આમ ધન કમાયે જા, પછી ઠીક ઠીક કમાઈ રહે ત્યારે અટવીમાં જઇને યક્ષના મંદિરમાં એ બધું ધન આપણે દાટી આવશું. શંખે એ વાત કબૂલી લીધી. દુષ્ટ અભિપ્રાયવાળા એ દત્તે બરાબર આ તકનો લાગ જોઇને કોઇ બે પુરુષોને સંકેત કરીને અડધે રસ્તે ગોઠવી રાખ્યા અને તેમને શીખવી રાખ્યું કે જ્યારે અમે એ તરફ આવીએ ત્યારે તમારે અમને બન્નેને ડરાવવા. હવે-મધરાત થઈ ત્યારે હાથમાં ધનુષબાણ લઈ દત્ત તૈયાર થયો અને તેની સાથે

પાણીવાળી એક તળાવડી દીઠામાં આવી અને એક મોટું ઝાંઝવાના જળથી ભરેલું સરોવર પણ દીઠું. તે જોઇને શિવ બોલ્યો: થોડા અને ગંધાઇ ગયેલા પાણીવાળી આ તલાવડી શા ખપની છે? આવા, વારંવાર થતા અને પાછા અછતા થઈ જતા અનેક તરંગોની ચાલતી લહેરોથી સુશોભિત એવા આ મોટા સરોવર પાસે જઇએ. પછી મોટો ભાઇ બોલ્યો: એ ખરૂં સરોવર નથી પરંતુ ઝાંઝવાનાં ખોટાં પાણીનું સરોવર છે તેથી આ નાની તળાવડીથી જ આપણું કામ કરી લ્યો. પછી નાનો બોલ્યો: આ તો કાંઇપણ જાણતો જ નથી, શિવ! કરપાત્ર–કળશિયો–લઇને તું ત્યાં જા. તેથી નાના ભાઇના વચન તરફ વિશેષ રાગવાળા એ શિવની બુદ્ધિ, તેનું વચન સાંભળી ને વિશેષ ઉલ્લાસ પામી અને મોટો ભાઇ તેને રોકતો રહ્યો છતાં તે પેલા ઝાંઝવાના સરોવર ભણી જવા માટે વેગથી ઉપડયો. પછી તો—એ શિવ જેમ જેમ આગળ ચાલે તેમ તેમ અપુણ્યવાળાએ મોટો મનોરથ કરીને શરુ કરવા માંડેલી ધાતુસિદ્ધિ સિદ્ધ ન થતાં જેમ જેમ આગળને આગળ ચાલી જાય તેમ પેલું સરોવર પણ આગળ ને આગળ ચાલ્યું ગયું–પણ હાથ ન આવ્યું.

અધપળવારમાં આવી જશે, પળવારમાં આવી જશે અને ઘડી બે ઘડીમાં આવી જશે છતાં એ હાથ આવતું નથી અને તે વેગપૂર્વક દોડવા લાગ્યો છતાંય મહૌષધિની પેઠે તે દૂર ને દૂર જ દેખાયા કરે છે. છેવટે લાંબા સમય સુધી ક્લેશ પામીને તે કાર્ય સાધ્યા વિના જ–પાણી વગર જ–પાછો ફર્યો અને આખર પેલી નાની તળાવડી પાસે જઇને હાથ પગ ધોયા, ભાતું ખાધું અને જલપાન વગેરે કર્યું અને પછી ત્યાં જ વીસામો લેવા રહ્યા. બીજે દિવસે પણ ઝાડો કાપીને બપોરને સમયે તેઓ જમવા બેઠા, એવામાં તેઓએ વાછડીઓ સાથે ચરતું એવું ગોધણ પાસે જ જોયું. એ જોઇને શિવ બોલ્યો: આ લૂખી ચોળિયો ગોરસ વિના ગળે ઉતરતી જ નથી, એથી આ પાસે જ ચરતા ધણ તરફ જોઇને દૂધ લાવીએ તો સારું થાય. પછી તેનો મોટો ભાઈ બોલ્યો: એ ગાયનું ધણ મનુષ્યોનો ઘાત કરનારું છે, ખરેખરૂં ગાયનું ધણ નથી. ત્યારે નાનો ભાઈ બોલ્યો: હે શિવ! તું તારે જા અને ત્યાંથી દૂધ લઇને જલદી આવી જજે. તેના કહેવાથી એ, હાથમાં વાસણ લઇને પેલા ગોધણ તરફ ઉપડ્યો. અને મોટા ભાઇએ જતાં ઘણો વાર્યો છતાં ન જ અટક્યો. ત્યાર પછી તો મોંમાંથી લાંબી બહાર નીકળેલી, બાળી નાખે એવી કઠોર જીભનાં કરવતોવડે એ ગોધણ તેને ચાટવા લાગ્યું અને તેને એવી પીડા થવા લાગી કે તેના પ્રાણ કંઠે આવી ગયા અને બીજા માણસોએ વચ્ચે પડીને તેને મહામુશ્કેલીથી ત્યાંથી મુકાવ્યો–બચાવ્યો.

આ રીતે જે મનુષ્ય કેવળ દૃઢ રાગથી જ પેલા નાના ભાઇના વચનવડે જેમ શિવ ચાલ્યો તેમજ ચાલે છે, તે પોતે જાતે કાંઇ સારાસારને સમજી શકતો નથી અને બીજો પણ તેને કાંઇ સારાસાર કહીને સમજાવી શકતો નથી. એ રીતે દૃષ્ટિરાગવાળાની દશા થાય છે.

આ પ્રમાણે અતિશય રાગી, અતિશય દ્વેષી ને અતિશય મૂઢ એવા એ ત્રણેનાં દૃષ્ટાંતો કહીને એ અધ્યાપક મહાત્મા વળી ફરીને પેલા શિષ્યોને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ જે પુરુષો અતિશય રાગ વગેરે દોષો વગરના હોય, સારા ગુણો મેળવવા માટે પક્ષપાત રાખનારા હોય, પૂર્વાપર અવિરુદ્ધ અર્થની શોધ માટે તત્પર બુદ્ધિવાળા હોય, આ લોકનો અને પરલોકનો વિરોધ થાય એવો અર્થ કરવા તરફ ચિત્તને ન વાળનારા હોય, હમેશા અલુબ્ધ તથા સુવિશુદ્ધ બુદ્ધિવાળા માણસોની સંગત-સેવા કરવામાં તત્પર હોય, પરમ-પદનો ઉત્તમ માર્ગ જે રીતે પામી શકાય એવી રીતે તે માર્ગને અનુકૂળ વિધિવિધાનો કરવામાં કુશળ હોય અને પોતપોતાના વિષયને અવ્યવસ્થિત કરવા માટે ઘોંઘાટ કરવામાં વચનગુપ્તિવાળા હોય અર્થાત્ વિષયની અવ્યવસ્થા માટે સુગુપ્ત હોય. એવા જ પુરુષો શાસ્ત્રના પરમ રહસ્યને જાણી શકવા સમર્થ છે અને એવાજ પુરુષો સંસારસમુદ્રનો પાર પામવા પણ ચોક્કસ શક્તિશાળી બની શકે છે. આ પ્રમાણે ગંભીરભાવ ગર્ભિત શિખામણ આપીને હજુએ અધ્યાપક અટકયા નથી એટલામાં તો તેના માથામાં ભારે શૂળની વેદના ઉપડી અને એથી તે ત્યાને ત્યાં જ ઢળી પડ્યા-કાળધર્મ-મરણ-પામ્યા.

બધાં રહસ્યોને પ્રકાશિત કરનારા અને દેવના ગુરુ બૃહસ્પતિ જેવા સમર્થ એ ઉપાધ્યાયને આથમી ગયેલા-મરણ પામેલા-જાણીને 'હાય હાય આ શું થઇ ગયું' એમ કરતાક બધા શિષ્યો તેની તરફ દોડ્યા. જમીન ઉપરથી તેમને ઊભા કર્યા, એમની આંખો પલકારા વિનાની ફાટી રહી, મુખ પણ થોડુંક ઊઘડી ગયું અને શરીરની ગતિ તદ્દન બંધ પડી ગઇ. તેમના ઉપર શીતળ ઉપચારો કર્યા, ગરમી લાવવા એમના શરીરને મસળ્યું, જાણકાર લોકોને બોલાવવામા આવ્યા, બધી બનેલી હકિકત કહી સંભળાવી, જાણકારોએ જોયા તપાસ્યા અને 'હવે એનામાં જીવ નથી' એમ કહીને હાથ ખંખેરી નાખ્યા. શિષ્યો ભારે શોકથી ભરપૂર એવો આક્રંદ કરવા લાગ્યા અને તેનું પારલૌકિક બધું કાર્ય પણ પતી ગયું. યજ્ઞના સંબંધે થયેલા સંશયનો નિર્ણય નહીં પામેલા 'આપણે બધી રીતે અકર્મી છીએ' એમ બોલતા અને ભારે શોકને લીધે આખમાંથી આસુંઓના પ્રવાહને વહાવતા એવા એ પુરોહિત અને નારાયણ બન્ને આપદીકરો પોતાને ઘરે પહોંચ્યા.

હવે બીજે કોઇ વખતે નારાયણે પુરોહિતને કહ્યું: હે પિતાજી! પેલા મહાનુભાવ અધ્યાપકે તો આપણને પરમાર્થ-દૃષ્ટિથી સામાન્યપણે કાર્યનું રહસ્ય તો જણાવેલું જ હતું માત્ર હવે તે બાબત આપણે તો વિશેષ નિર્ણય જ જાણવો બાકી રહ્યો હતો. ત્યાં જ્યાં સુધી કોઇ એવોજ મહાપ્રભાવવાળો બીજો પુરુષ આપણને ન મળે ત્યાં સુધી એ નિર્ણય જાણી નહીં જ શકાય. એથી તમે અનુમતિ આપતા હો તો હું એવા સમર્થ પુરુષના અન્વેષણ માટે કેટલાક દિવસો સુધી દેશાંતર ફરૂં અને તેમની ખોજ કરી પાછો આવું, પરંતુ આમ ને આમ આળસ કરીને બેસી રહેવું સારું નથી. કારણ જિંદગી તો વીજળી

ચાલવા માટે પેલા શંખને બોલાવ્યો અને કહ્યું કે-આવ, આપણું વાંછિત કામ કરવા માટે આપણે ચાલીએ. પછી એક હાથમાં ભાતું લીધું અને બીજા હાથમાં ધનની પોટલી લઈ એ શંખ કોઈ પણ ન જાણે એ રીતે દત્તની સાથે ચાલવા માંડ્યો. ગામ બહાર નીકળી ગયા પછી પેલા દત્તે શંખને કહ્યું: ભાગ્યની વાત કોઈ કળી શકતું નથી, આફતો આવે છે ત્યારે ઓચિંતી જ આવી પડે છે માટે તું આ તારા હાથમાં રહેલી ધનની પોટલી મને સોંપી દે અને ભાતું તારા પોતાના હાથમાં રાખ. કદાચ કોઇ રીતે ચોર વગેરેનો ભય ઉપસ્થિત થાય તો તું દ્રવ્યની ચિંતાથી રોકાવાનું ન કરીશ અને એકદમ ગમે તે એક દિશા તરફ નાશી જજે. જીવતા હોઈશું તો વળી ધન કમાવું દોયલું નથી. શંખ સરળ પ્રકૃતિનો હતો એથી તેણે આ બધું 'ઠીક' માની લીધું અને એ બન્ને જણા ઝટઝટ ચાલવા માંડ્યા. અડધે રસ્તે ગયા ત્યાં તો પેલા સંકેત આપેલા બે માણસો ધારદાર તરવાર કાઢીને 'હણો હણો' બોલતા પાછળ પડ્યા. રાતના ગાઢ અંધારાને લીધે ઝાડના ઠુંઠાને પણ 'ચોર' માનતો પેલો શંખ ગામ તરફ ભાગ્યો અને દત્ત પણ બીજી દિશા તરફ હાથમાં ધનની પોટલી લઈને વેગથી નાઠો. શંખે તો પોતે સરળ હોવાથી ગામમાં જઈને કોટવાળ પાસે ફરિયાદ કરી:

પૈસા બધા તારા પરંતુ મારા મિત્રને સાજો સારો લાવી આપ એમ કોટવાળને કહ્યું એ સાંભળીને કોટવાળ બીજા કોટવાળો મારફત એ વિશે તપાસ કરાવવા લાગ્યો. પરંતુ ક્યાંય પણ તેનો પત્તો લાગ્યો નહીં. એથી ભોળો શંખ તો ગભરાયો, રોવા લાગ્યો એટલે તેનાં સ્વજનોએ તેને જેમ તેમ કરીને સમજાવી છાનો રાખ્યો. પછી શંખે ગામની દેવીની માનતા માની: હે ભગવતી ! જો દત્ત આવશે તો તારો જાગરણ ઓચ્છવ કરાવીશ-રાતીજગો દઇશ. પછી પેલી ધનની પોટલીને બરાબર સંતાડીને કોઇ એક દિવસે દત્ત આવી પહોંચ્યો, શંખ રાજી થયો, વધામણાં કર્યાં અને ગામની દેવીઓનો રાતીજગાનો ઓચ્છવ શરૂ કર્યો. દેવી ચમત્કારવાળી હતી એટલે તેણે પરચો આપ્યો અને એક યુવતિના શરીરમાં આવી તેને ધુણાવવા લાગી. ધુણતી ધુણતી તે બોલી: શંખ ! તારી ધનની પોટલી ચોરાઇ ગઈ તે બધું કાવતરું તારા દુષ્ટ મિત્રનું જ છે, માટે તું અમુક સ્થાનમાં જા અને ત્યાં તેણે દાટેલું ધન તું લઇ લે. તે સાંભળીને શંખ તો ઉલટો રોષે ભરાયો અને બોલ્યો: હે પાપિણી ! કુગ્રામમાં રહેનારી ! રાક્ષસી ! ખોટી સંભાવના કરીને તું મારા મિત્ર ઉપર દોષ ઢાળે છે ? એમ બોલીને તેણે પેલી ધુણતી બાઈને એક તમાચો ચોડી દીધો અને ઓચ્છવના રંગમાં ભંગ પાડીને તથા કાન ઉપર હાથ દઈને તે પોતાને ઘરે ચાલ્યો ગયો.

આ જાતનો મૂઢ તેને કાર્ય અને અકાર્યનું સ્વરૂપ સમજાવવામાં આવે તો પણ સમજી શકતો નથી, સમજવું તો દૂર રહ્યું અરે! તે એ હકીકતને સાંભળી પણ શકતો નથી.

વાદવિવાદ કરવાથી શું ? આ તો અમારો ધર્મમાર્ગ છે, એમાં આવા કોઈ વિચારને અવકાશ નથી. એટલે આવા કોઈ વિચારને અમે સહી શકીએ નહીં. એ સાંભળીને નારાયણ ત્યાંથી નીકળ્યો અને બીજે ઠેકાણે જવા લાગ્યો.

તો ત્યાં એક નાના નેહડામાં મૂઢ માણસો જેની સેવા કરતા હતા એવો એક ભાગવત મુનિ ત્રણે કાળ સ્નાન કર્યા કરતો તેના જોવામાં આવ્યો. એ તેની પાસે ગયો, તેને પગે લાગીને બેઠો. પ્રસંગ મળતા તે, તેની સાથે વાત કરવા લાગ્યોઃ હે ભગવંત ! વિષ્ણુ સર્વ-વ્યાપી છે એથી તે, પાણીમાં પણ છે. તો એવા પાણીથી તમે સ્નાન કેમ કરી શકો ? એ રીતે તો એટલે જેમાં વિષ્ણુ છે એવા પાણીના પૂરથી તમે સ્નાન કરો એથી વિષ્ણુ ભગવાનની અવજ્ઞા કરી કેમ ન કહેવાય ? અને સ્નાન તો સામાન્ય માણસો પણ કરે છે એથી સ્નાનમાં ધર્મની કશી વિશેષતા ય નથી. વળી, ખરી વાત તો આ પ્રમાણે કહેવાય છે:–

"જેમાં સંયમનું પાણી ભરેલું છે, સત્યના કમળો વિકસેલાં છે, શીલ અને દયા એ બન્ને જેનાં કાંઠા છે એવી નદી એ આત્મા જ છે, તો હે પાંડુપુત્ર ! તેમાં જ તું અભિષેક કર. કાંઈ કેવળ પાણીમાં સ્નાન કરવાથી અંતરાત્માની શુદ્ધિ થતી નથી." પેલો કાપિલ–કપિલ મતનો અનુયાયી ભાગવત બોલ્યો: અમે ધ્યાનરૂપ અગ્નિ પ્રગટાવીએ છીએ એટલે પાણીમાં સ્નાન કરવાથી અમને જે પાપ દુષ્કૃત–મેલ લાગે છે તે બધુંય બળી જાય છે. એથી સ્નાન કરવાથી અમને કોઈ દોષ લાગતો નથી. નારાયણ બોલ્યોઃ ધ્યાન કરવાથી તમે પાપના મેલને સાફ કરો છો અને ફરી વાર પાછું પ્રચુર પાણીના પૂરમાં શરીરને પખાળો છો અને તેથી ફરી વાર પાછું એવું એ પાપ તમને લાગે છે. એ રીતે આ તો ગજસ્નાન જ થયું. પેલો કાપિલ બોલ્યો: ભલે કાંઈ પણ થતું હોય તે થાય. આ સાંભળીને નારાયણને એમ થયું કે આ પણ પેલા હસ્તિતાપસના જેવો છે એટલે તે આગળ ચાલ્યો.

આગળ ચાલતાં માર્ગમાં તેને જિનદત્ત નામે એક શ્રાવક 'સાથી' તરીકે મળ્યો એમ જાણી તેની સાથે તેની ગોષ્ઠી થઈ એટલે વાતચિત થઈ. એ 'ચતુર છે' એમ જાણીને તેના તરફ તેનો–નારાયણનો પક્ષપાત થયો. ચાલતાં ચાલતાં ક્યાંયથી પણ પેલા નારાયણે ગાજર વગેરે કંદમૂળો મેળવી તેમાંનાં કેટલાંક પેલા જિનદત્તને આપવા માડ્યાં પણ તેણે તે ન લીધાં 'શામાટે લેતા નથી ?' એમ પૂછ્યા પછી જિનદત્તે કહ્યું:–

જેઓ અતિપૂર્ણ કેવળજ્ઞાનવડે ત્રણ જગતમાં રહેલા તમામ પદાર્થોને જાણે છે એવા જ્ઞાની પુરુષોએ ગાજર વગેરે કંદમૂળો ખાવાનો નિષેધ કરેલો છે. એ કંદમૂળો અનંત જીવ-વાળા અંગોથી બનેલાં છે એટલે એમનું શરીર એક અને તેમાં જીવો અનંત છે એવાં એ કંદમૂળો છે માટે તે ખાવા યોગ્ય નથી. તે જ રીતે મધ, મદ્ય, માંસ, માખણ અને પાંચ ઉંબરફળો પણ ખાવા યોગ્ય નથી. મધ વગેરે ચાર પદાર્થોમા તો તેમના જ વર્ણ

જેવી ચંચળ છે, યમરાજ તો પાસે જ બેઠો છે, અને આવતી આફતોને કોઇ પણ રીતે અટકાવી શકાતી નથી. આ સાંભળીને પુરોહિત બોલ્યો: હે પુત્ર ! એમ કર.

પછી સારી તિથિ, સારૂં મુહૂર્ત અને સારો યોગ જોઇને થોડુંક ભાતું સાથે લઇને નારાયણ નીકળી પડ્યો. સારાં શુકન થતાં તેનો ચિત્તનો ઉત્સાહ વધ્યો અને તે સુનિપુણ એવા કોઇ પુરુષને શોધતો શોધતો એક પહાડીમાં આવેલા કુંજમાં પેઠો. ત્યાં તેણે એક **હસ્તિતાપસ** જોયો. એ તાપસ અનેક પ્રકારનાં કષ્ટોથી પોતાની જાતને દમતો હતો અને અઠ્ઠમને પારણે લાબા સમયથી મારી નાખેલા વનહાથીનું માંસ ખાઇ પારણું કરીને પોતાનો નિર્વાહ કરતો હતો. તેને તેવા પ્રકારના ધર્મનું આચરણ કરતો જોઇ નારાયણે નમસ્કાર કર્યો અને તે તેની સાથે વાતચિત કરવા લાગ્યો: હે ભગવંત ! ભીલ લોકોને ખાવા લાયક એવા વનહાથીનું માંસ ખાઇને આપ અઠ્ઠમનું પારણું કરો છો એમાં ધર્મનો કયો પરમાર્થ રહેલો છે ? કહ્યું છે કે—

" ઋષિઓએ આચરેલી અવધૂત પૂત અને પ્રશસ્ત એવી માધુકરી વૃત્તિ મ્લેચ્છને ઘરેથી પણ કરવી જોઇએ." અર્થાત્ સાધુ સંન્યાસીએ તો ભિક્ષાવૃત્તિથી રહેવું જોઇએ, એ માર્ગ મુનિજનોએ પ્રશસ્તપણે–આચરી બતાવેલ છે. તાપસ બોલ્યો: હે ભદ્ર ! અમારા ધર્મમાં જીવદયા એ પ્રધાન તત્ત્વ છે. ઘરે ઘરે ભિક્ષા લેવા ભમીએ તો ચાલતાં ચાલતાં અનેક જીવો કચરાઇને મરી જાય અને તેથી અમારો દયાપ્રધાન ધર્મ ન સચવાય. વળી, એકે એક કણમાં એક એક નોખો નોખો જીવ છે. ઘણા કણો ભેગા કરીએ અને રાંધણું બનાવીએ તો પણ ઘણા જીવોનો ઘાત થાય છે માટે અનેક જીવોના સમૂહને બચાવવા સારુ એક જીવવાળા એક મોટા પ્રાણીનો ઘાત કરવો એ અમારા નિર્વાહ માટે અમે યોગ્ય માનીએ છીએ. નારાયણ બોલ્યો: જેનામાં જીવગુણ ચેતના હોવાનું હજુ સંદિગ્ધ છે એવા દાણાના કણોની રક્ષા માટે જેનામાં જીવગુણ ચેતના હોવાનું સ્પષ્ટ છે અને અનુભવ સિદ્ધ છે–જે દેખાય છે એવા વનહાથીને મારીને જીવનનિર્વાહ કરવાનું કહેતા એવા તમારા માર્ગમાં વા તમારામાં જીવદયાનો સંભવ કેમ હોઈ શકે ? વળી, એ મારેલા હાથીના માંસની સ્વાભાવિક રીતે સડતી પેશીઓમાં એ માંસની જેવા રૂપરંગવાળા–માંસસમાન જાતીય–જીવોની ઉત્પત્તિ કેમ ન સંભવી શકે ? અને આવું ખાવું આ તો રાક્ષસનું ભક્ષ્ય છે.

" જે માનવ પોતાના માંસને બીજાના માંસવડે વધારવા ઇચ્છે છે તે, ગમે ત્યાં ઉદ્વિગ્ન વાસને પામે છે." વળી, " માંસ એટલે ' માં સ ' છે અર્થાત્'માં' એટલે 'મને' અને'સ' એટલે 'તે' એનું તાત્પર્ય એ થયું કે હું જેનું માંસ અહિં ખાઉં છું, તે મને પરલોકમાં ખાઇ જશે. આ જાતનો માંસ શબ્દનો ભાવ બુદ્ધિમાન લોકોએ કહી બતાવેલ છે." આવાં અનેક વાક્યો વડે **સ્મૃતિ** વગેરે અનેક શાસ્ત્રોમાં માંસનો નિષેધ કરેલ છે. પછી તાપસ બોલ્યો: હે ભદ્ર !

છીએ તેની શોધ તેં જ કરી દીધી છે; માટે હવે તું તારા ગુરુઓનાં ચરણકમલોનાં દર્શન કરાવ જેથી કરીને મારો મન-ભમરો ત્યાં પ્રસન્નતા પામે. જિનદત્ત બોલ્યોઃ એમ કરું એટલે તને ગુરુનાં દર્શન કરાવું.

પછી ત્યાંથી પાચ યોજન જેટલે દૂર રહેલા સેયપુર નામના નગર ભણી તે બન્ને ગયા. ત્યાં તત્કાળ આવેલા રાજા વગેરે મોટા મોટા માણસોવડે પૂજા, આદરસત્કાર અને મહિમા પામેલા એવા આચાર્યને ધર્મકથા કરતા તેમણે દીઠા. તેમને જોઈને હર્ષને લીધે જેનાં રોમેરોમ ખડા થઈ ગયા છે એવા અને આચાર્ય તરફ બહુમાન ધરાવનારા એવા જિનદત્ત અને નારાયણ ત્યા ગુરુને પગે પડ્યા. તેમની સામે જોઈને ગુરુએ આશિષ આપી અને તેમના માથા ઉપર પોતાનો હાથ મૂકયો. પછી તેઓ બન્ને ઉચિત સ્થળ ઉપર જઈને બેઠા. ગુરુના ગુણથી રાજી થયેલા રાજાએ ગુરુની સામે તેમને આપવા માટે જ પાંચ ક્રોડ સોનૈયાનો ઢગલો કર્યો અને ચીનાંશુક વગેરે ઉત્તમ પ્રકારના વસ્ત્રોનો પણ ઢગલો કર્યો. પછી રાજા બોલ્યો· હે ભગવંત ! મારા ઉપર કૃપા કરીને આ મારી તુચ્છ ભેટનો સ્વીકાર કરો. આચાર્ય બોલ્યા· હે રાજન ! અર્થ અનર્થનું કારણ છે, અર્થ સંસારનું મોટું કારણ છે, અર્થ સંયમવનને બાળવા માટે પ્રચંડ દાવાનળ સમાન છે. દુર્મતિ મહિલાના સ્વયંવર સમાન અર્થ ઉન્માદને ઉપજાવે છે, માટે મુનિવરોએ તને દૂર દૂરથી તજેલો છે. વળી, જે શ્વેત કપડાં અને કાંબલ વગેરે ઉપકરણો મહામૂલ્યવાળાં ન હોય પરંતુ સાધારણ કીંમતનાં સાદા હોય તેમને જ સંયમનાં હેતુ સમજીને મુનિરાજ પરિશુદ્ધપણે ગ્રહણ કરે છે. માટે હે રાજા ! તું જે મારી પાસે આ ધન અને મહામૂલાં કપડાં લાવેલ છો તે બધાનું કશું કામ નથી, તેં દાન માટે પ્રયત્ન કર્યો છે એટલે તને દાનનું ફળ મળી ગયું સમજવું. પ્રયત્નપૂર્વક નિમંત્રણ આપેલો સાધુ દાનને ઇચ્છે કે ન ઇચ્છે તો પણ પરિણામવિશુદ્ધિને લીધે દાતારને તો સાધુએ ગ્રહણ ન કર્યું હોય તો પણ નિર્જરા થઇ ચૂકે છે. જ્યારે આચાર્યે રાજાને આ પ્રમાણે જણાવ્યું ત્યારે તેને એમ લાગ્યું કે હું પુણ્ય વગરનો છું અને એ રીતે પોતાને અપુણ્ય માનતો રાજા ગુરુને નમીને જેવો આવ્યો હતો તેવો જ પાછો ચાલ્યો ગયો.

રાજાની વિનંતિ અને ગુરુની અલુબ્ધતા આ બધું જોઇને નારાયણ વિચારવા લાગ્યો કે-આ મહાત્માએ દૃઢ રીતે લોભ ઉપર વિજય મેળવેલો છે. એ લોભવિજયી છે માટે જ આટલું બધું અર્પવામાં આવતું ધન એક તણખલાની પેઠે તજી દઇ શકે છે.

પછી પરખદા ઊઠી ગઈ અને એકાંત થયું એટલે ગુરુને જોઇને પરમ સંતોષને પામેલા નારાયણને જિનદત્તે ઓળખાવ્યો અને તે વિશેની બધી હકીકત ગુરુને કહી બતાવતાં જણાવ્યું કે-આ મહાત્મા તમારા ચરણકમળના અનુરાગને લીધે આટલે દૂર સુધી આવેલો છે માટે તમે જે રીતે એણે તમારી સેવા કરવા તરફ વૃત્તિ બતાવી છે તેવું જ ફળ તેને આપો. પછી ગુરુએ સવિસ્તર તેને સાધુધર્મનો અને ગૃહસ્થધર્મનો ઉપદેશ

રસ અને ગંધવાળા અનેક બીજા જીવો રહેલા છે, એવું પ્રત્યક્ષથી જ માલૂમ પડે છે. સર્વજ્ઞના વચનો જાણ્યા પછી પણ એક આપણા આ તુચ્છ જીવનને માટે એ બધી વસ્તુઓને ખાઇને અનેક જીવોનો નાશ કેમ કરી શકાય? પછી નારાયણ બોલ્યોઃ-ગાજર વગેરેમાં અનંત જીવો પ્રત્યક્ષ તો દેખાતા નથી, તો પછી એ કંદમૂળોમાં અનંત જીવો છે એ શી રીતે જાણી શકાય? જિનદત્ત બોલ્યોઃ જિનવચનને પ્રમાણ માનવાથી એ બધું જાણી શકાય છે. એમ તો જ્ઞાન, દર્શન અને તપની આરાધના કરવાથી જે ફળ મળે છે તે પણ કયાં પ્રત્યક્ષ દેખાય છે? છતાં જેમ શ્રી જિનવચનાનુસારે ' તે ફળ છે. ' એમ મનાય છે તેમ ' કંદમૂળોમાં અનંત જીવો છે ' એમ સમજવાનું છે. શ્રી જિનો રાગદ્વેષ વગેરે દોષો વગરના છે માટે તેમનું વચન મિથ્યા-ખોટું હોતું નથી; અને જે પદાર્થો ઇંદ્રિયગમ્ય નથી, તેની સંસિદ્ધિ પોતાની મતિકલ્પનાથી થઇ શકતી નથી.

" અહો આ ગૃહસ્થ છે છતાં સૂક્ષ્મ પદાર્થના વિચારમાં કુશળ છે તો પછી આના ગુરુઓ પણ જરૂર વિશિષ્ટ પ્રકારના હશે " એમ ધારતો નારાયણ બોલ્યોઃ હે ભદ્ર! આ પ્રકારના વિવેકના સારવાળો આ તારો ધર્મોધમ તું કોની પાસેથી શીખ્યો? જિનદત્ત બોલ્યોઃ એક જયસિંહ નામે આચાર્ય છે. જેઓ કરુણાના સમુદ્ર છે અને જેમ મહાદેવે કામદેવને બાળી નાખેલ છે તેમ જેમણે કામદેવને બાળી નાખેલ છે એવા અને ભવના કૂપમાં પડતા જીવોને બહાર નીકળવા માટે હાથે ટેકો આપનારા એવા સુગૃહિત નામવાળા એ છે તથા એ આચાર્ય ભગવંત આ જ પ્રદેશમાં રહે છે.

જેમની ક્ષમા પાસે પૃથ્વીની ક્ષમા તો કાંઇ જ ન કહેવાય, એ જ રીતે જેમની ઉચ્ચતા પાસે પહાડની ઉચ્ચતા કાંઇ જ ન લેખાય, જેમની ગંભીરતા પાસે સમુદ્ર તો એક ખાબોચિયા જેવો ગણાય, જેમની પાસે સૂર્ય પણ માત્ર દિવસે જ પ્રકાશ આપતો હોવાથી ઓછી શોભાવાળો છે અને એ મહાપ્રતાપવાળા ગુરુની પાસે એક ખજુઆ જેવો લાગે છે. પૂણ્યવડે જ પામી શકાય એવા અને સારી રીતે ધારેલા બાર અંગના જ્ઞાનવડે જેઓ ત્રણ જગતની પ્રવૃત્તિ જાણી શકયા છે એવા એ ગુરુને જ્યાંસુધી નજરે જોયા નથી ત્યાંસુધી જ શીતળતામાં ચંદ્રનાં ગીત ગવાય-વખાણ થાય, અને તેની ઉપમા પણ દેવાય તથા જ્યાંસુધી એ ગુરુને હૃદયમાં આણ્યા નથી ત્યાંસુધી જ સિંહ પણ બળવાન લાગે. એવા એ ઉત્તમ ગુરુ પાસેથી હું મારા ઘણાં થોડાં પુણ્યને લીધે નયો, ભંગો અને હેતુઓની ચર્ચાવાળા શાસ્ત્રસમુદ્રથી નિપજેલો આ થોડોઘણો વિવેક મેળવી શકેલ છું.

આ બધું સાંભળીને પ્રસન્નતા પામેલો નારાયણ કહેવા લાગ્યો. રોહણ પર્વત સિવાય બીજે સ્થળે અનુપમ રત્નો હોવાનો સંભવ નથી, એ જ રીતે આવા અસાધારણ ગુરુ સિવાય આ પ્રકારનું સૂક્ષ્મ ધર્મજ્ઞાન બીજેથી મળે તેવું નથી, તેથી હે જિનદત્ત! અમારે જે કામ કરવાનું છે તે બધું તેં જ કરી આપ્યું છે અર્થાત્ અમે જે પુરુષની શોધમાં નીકળ્યા

આપ્યો. એ બધું સાંભળીને લઘુકર્મી, અત્યંત મધ્યસ્થ વૃત્તિવાળો અને સૂક્ષ્મ બુદ્ધિથી ભાવાર્થને વિચારી શકવાના સામર્થ્યવાળો હોવાથી એ પ્રતિબોધ પામ્યો. પછી વધારે સમય સુધી ગુરુની ઉપાસના કરીને અને સદ્‌ધર્મના સારને બરાબર સમજી લઇને ગુરુ પ્રત્યે એણે પોતાના અવિનયની ક્ષમા માગી અને ત્યારબાદ એ પોતાને નગરે પહોંચ્યો.

નગરમાં જઇને પિતાને મળ્યો અને ધર્મનો જે સાર પોતે મેળવી લાવ્યો છે તે બધો તેને કહી બતાવ્યો. પિતાએ તેની પ્રશંસા કરી અને યજ્ઞની પ્રવૃત્તિ વગેરેની બધી જ ક્રિયાઓ તજી દીધી. એ પ્રમાણે એ બંને પિતાપુત્રે અણુવ્રતોને, ગુણવ્રતોને અને શિક્ષાવ્રતોને સારી રીતે પાળ્યા, સારા સારા મુનિઓની ઉપાસના કરી, સિદ્ધાંતોનાં રહસ્યો સાંભળ્યાં અને એ રીતે સદાકાળ એ બન્ને સવિશેષપણે ધર્મમાં ઉદ્યમવાળા થયા. ક્રમે કરીને એમણે બન્નેએદેશવિરતિ ધર્મની સારી રીતે આરાધના કર્યા પછી જ્યારે સર્વવિરતિ ધર્મને પાળવાની પોતામા યોગ્યતા આવી ત્યારે તેમણે સંયમની પણ સારી રીતે આરાધના કરી અને અંતે તે બન્ને નિર્વાણને પામ્યા. આ રીતે મધ્યસ્થભાવ કલ્યાણપરંપરાનું કારણ બને છે. વળી.

જેમ નિર્મળ આરિસામાં પાસેની તમામ વસ્તુઓનું પ્રતિબિંબ પડે છે તેમ મધ્યસ્થ માનવના મનમાં સમગ્રધર્મના ગુણોનું પ્રતિબિંબ પડે છે. પાણી અને દૂધ મળી ગયું હોય તેમાંથી જેમ હંસ પોતાની નિપુણતાવડે માત્ર દૂધ પીએ-ગ્રહણ કરે છે તેમ મધ્યસ્થ માનવો દોષોને તજી દઇને માત્ર ગ્રહણ કરવા જેવાં જ તત્ત્વોનું ગ્રહણ કરે છે. વળી, ડાહ્યા માણસો મધ્યસ્થવૃત્તિને શાસ્ત્રોને ભણ્યા વિના જ બુદ્ધિમાં આવેલો સંસ્કાર કહે છે, આંખ વિના જ વસ્તુઓને જોવાનું સાધન કહે છે અને આચાર્યની શિક્ષા વગર જ આવેલું પરમ ચાતુર્ય કહે છે. કોઇ માનવ ભલે ઓછા ગુણવાળો હોય તો પણ પોતાની મધ્યસ્થ વૃત્તિને લીધે બીજા માનવોનો માનિતો-પૂજ્ય થઈ જાય છે. મિત્રોમાંના ઉત્તમ મિત્ર બની જાય છે. એક મધ્યસ્થતાના ગુણને મેળવીને જીવો વેગથી સંસારસમુદ્રનો પાર પામી ગયેલા છે. જેને સન્નિપાત થયો હોય ત્યારે તે જેમ શુભ અશુભ વસ્તુનો વિવેક કદી પણ કરી શકતો નથી તેમ જે માનવના દુષ્કર્મોના સમૂહનો ઉદય થયો હોય તે મધ્યસ્થ વૃત્તિને પામી શકતો નથી.

જે સુધીમાનવ સર્વ પ્રકારના આગ્રહોનો ત્યાગ કરી કેવળ એક મધ્યસ્થ ગુણને શરણે જાય છે તે બધા સમુદ્રોમાંના એક ક્ષીરસમુદ્રની પેઠે બધી સંપત્તિઓનું સ્થાન બને છે.

શ્રી કથારત્ન કોશમાં માધ્યસ્થ ગુણના વિષેના પ્રકરણમાં પુરોહિતપુત્ર
નારાયણની કથા સમાપ્ત.

( પ્રથમ અંશ સમાપ્ત )